ઉદારાત્મા શ્રીમાન્ શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત
'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા' દ્વિતીય પુષ્પ

# વીર વૈરાગી

અથવા

## બન્દા બહાદુર

પ્રયોજક
હિન્દુ ત્રિમૂર્તિ

(૧ ઠક્કર નારાયણ વિસનજી, ૨ રા. ભીમાશંકર શર્મા
અને ૩ રા. વલ્લભદાસ રત્નસિંહ મેહતા)

"ચુકાર અજ હમા હીલતે દર્ગુજરત,
હલાલ્ અસ્ત બુર્દન્ બ શમ્શીર દસ્ત"

અર્થાત્: "જ્યારે અન્ય કોઇ પણ ઉપાય ન ચાલી શકતો હોય,
ત્યારે (આત્મરક્ષામાટે) ખડ્ગને હસ્તમા ઉપાડી લેવું એ જ
ન્યાય્ય છે" ગુરુ ગોવિન્દસિંહકૃત 'જફરનામા'

પ્રથમ આવૃત્તિ

વિક્રમાર્ક ૧૯૮૫ ]          [ઇ. સ. ૧૯૨૯

| મૂલ્ય સ્થાયી ગ્રાહકોમાટે | મૂલ્ય અસ્થાયી ગ્રાહકોમાટે |
|---|---|
| કાચુ પૂઠું ૦—૧૨—૦ | કાચુ પૂઠું ૧—૪—૦ |
| પાકું પૂઠું ૧—૨—૦ | પાકું પૂઠું ૧—૧૦—૦ |

પ્રકાશક
ઠક્કુર નારાયણ વિસનજી
સંપાદક "હિન્દુ ગૌરવ ગ્રંથમાળા"
નં. ૧૦૭, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ*

મુદ્રકો
મણિલાલ ઇચ્છારામ દેસાઈ
"ગુજરાતી" પત્રનું ન્યૂસ પ્રિન્ટિંગ પ્રેસ,
બૅક-હાઉસ લેન, કાળા ઘોડા, કોટ, મુંબઈ*
અને
મૂળચંદભાઈ ત્રીકમલાલ
"સૂર્ય પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ"
પાનકોરનાકા, અમદાવાદ+

* આ ગ્રંથના આરંભથી ૧૯૨ મા પૃષ્ઠ સુધીનાં પૃષ્ઠો મુંબઈ, કોટ, કાળા ઘોડા પાસે બૅક હાઉસ લેનમાં આવેલા પોતાના 'ગુજરાતી' પત્રના ન્યૂસ પ્રિન્ટિંગ પ્રેસમાં રા. રા. મણિલાલ ઇચ્છારામ દેસાઈએ છાપ્યાં છે.

+ આ ગ્રંથના ૧૯૩ મા પૃષ્ઠથી સમાપ્તિ પર્યન્તનાં પૃષ્ઠો અને મુખપૃષ્ઠ, ગ્રંથોત્સર્ગ, ઉપોદ્ઘાત તથા અનુક્રમણિકા આદિ વિષયોનાં અગ્ર પૃષ્ઠો અમદાવાદ, પાનકોરનાકા પર આવેલા પોતાના 'સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ'માં રા. મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યાં છે.

## ઉપહારપત્ર

શ્રી

અત્યારની પ્રતિકૂળ પરિસ્થિતિમા ભારતવર્ષવાસિની હિન્દુજાતિના સુષુપ્તિ તથા ભીરુતાના અંધકારથી વ્યાપ્ત હૃદયમા ધર્મરક્ષા, જાતિરક્ષા તથા આત્મરક્ષાની સામર્થ્ય જ્યોતિના આવિર્ભાવ, નિર્ભય વીરતા તથા અવિકંપ હુતાત્મતાની અનિવાર્ય આવશ્યકતા હોવાથી અને કેવળ હિન્દુ જાતિના મહાસમર્થ ધર્મરક્ષક વીરનરો, જાત્યુદ્ધારક રણધીર નરો તથા અવિકંપ હુતાત્મા હિન્દુઓની મહોત્તેજિકા વીર કથાઓના વાચન, શ્રવણ તથા મનન આદિકના યોગે જ હિન્દુજાતિને એ સામર્થ્યજ્યોતિ, નિર્ભય વીરતા તથા અવિકંપ હુતાત્મતાની પ્રાપ્તિ થઇ શકે તેમ હોવાથી પન્ન અના આદર્શ હિન્દુ હુતાત્મા તથા હિન્દુધર્મના તારણહાર વીર વૈરાગી અથવા બન્દા બહાદુરની જીવનકથાને આપના કરકમળોમા ઉપહાર તરીકે સમર્પીને હુ એટલામાટે મને પોતાને કૃતાર્થ માનુ છુ કે એ જીવનકથાનુ પરિશીલન આપના હૃદયમા એ સામર્થ્યજ્યોતિને અવશ્ય પ્રકટાવી દેશે

તા }
સ્થાન } હુ છુ આપ

# देशको प्रश्न

### या

## सुपुत्रप्रशस्ति

प्रथम पिताका बदला लेना परशुरामने सिखलाया,
गुरु गोविन्दसिंहने उसको फिर दुहराकर दिखलाया।
कोटि कोटि कायर सुत पा कर तुझको लगती लाज नहीं?
गुरु सा तनय, देश! क्या फिर भी मिल सकता है तुझे कहीं?॥१॥

गुरु गोविन्दसिंहका दाँया बन्दा बैरागी था हाथ,
शीश हज़ारों लिये, दिया सिर, पर सिक्खोंका तजा न साथ।
फिर भी क्या वैसा ही वैष्णव ईश! यहाँ होगा उत्पन्न?
जिसके कर्मकलाप देखकर भारत होवेगा व्युत्पन्न?॥२॥

पिता पितामहके पथपर ही मरे न जब तक अड़े रहे,
ईंटोंमें चुन दिये गये पर हंसते हंसते खड़े रहे।
जोरावर और फतहसिंह दोनोंने जौहर दिखलाया,
फिर भी उनके सदृश, देश! क्या कोई तूने शिशु पाया?॥३॥

हुया हकीक़तराय+ तनय तेरा ही, है कुछ याद तुझे?
देश! चाहिये हरदम उसका गाना गुणानुवाद तुझे?
स्थिर हो सिर दे दिया बटुकने किन्तु धर्मको दिया नहीं,
प्राप्त दूसरा सुपुत्र ऐसा तूने अब तक किया नहीं॥४॥

पंडित रामचन्द्र उपाध्याय

---

+ હકીકતરાય હિન્દુજાતિનો ધર્મરક્ષામાટે પ્રાણ અર્પનાર એક આદર્શ હિન્દુ બાળક પંજાબમાં થઇ ગયો છે અને ભવિષ્યમાં એ વીર બાળકની જીવન કથા 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા' ના એક પુષ્પમાં આપવાનો અમારો અભિલાષ છે

ઠક્કુર નારાયણ



અનન્ય ઉદારાત્મા તથા અપૂર્વ હિન્દુત્વાભિમાની લોહાણા
જાતિભૂષણ માન્યવર શેઠ શ્રી નાનજી કાલિદાસ મેહતા,
ઈસ્ટ આફ્રિકા તથા યુગાન્ડાના શાહ સોદાગર

# ગ્રંથોત્સર્ગ

આદર્શ હિન્દુ વીર, અનન્ય લુહાણા વિક્રમ અને અદ્વિતીય ઉદારત્મા નિષ્કામ દાનશૂર શેઠ નાનજીભાઈ કાલિદાસ મેહુતા, ઇસ્ટ આફ્રિકા તથા યુગાન્ડા પ્રોટેક્ટોરેટના સૌરાષ્ટ્રવાસી હિન્દુ શાહ સોદાગરની સેવામાં,

જિન્જા તથા લુગાઝી (યુગાન્ડા)

ભલે દીધું તમોને, નાનજીભાઇ, પ્રભૂએ ધન;
નિવારો છો નિરંતર, બંધુજનદારિદ્રયનાં બધન;
સમર્પો છો અકિંચન હિન્દુઓને જ્ઞાનનાં સાધન;
કરો છો નિત્ય હિન્દૂજાતિના કલ્યાણનાં ચિંતન;
છતાં દીધેલ જમણાએ ન ડાબો હાથ જાણે છે;
તમારા દિવ્ય એ ગુણને ગુણગ્રાહી વખાણે છે. ૧

તમારા દ્રવ્યથી અસ્તિત્વમાં વિદ્યાલયો આવ્યા;
તમારા વિત્તથી અસ્તિત્વમાં છાત્રાલયો આવ્યા;
તમારા દાનથી અસ્તિત્વમાં ગ્રંથાલયો આવ્યા,
તમારા અર્થથી અસ્તિત્વમાં શિલ્પાલયો આવ્યા,
સહાયક છો સદાના હિન્દુસેવક પત્રકારોના;
પુરસ્કર્તા પ્રબળ છો યોગ્ય હિન્દુ ગ્રંથકારોના. ૨

ગતિ ત્રણ વિશ્વમાં ધનની નિરંતર જે મનાણી છે:
પ્રથમ છે 'દાન', બીજી 'ભોગ', છેલ્લી 'નાશ' જાણી છે;
ન જેણે વાપરી એ દાન ને ભોગે કમાણી છે;
થતો ધનનાશ અંતે એ કથા શું કૈં અજાણી છે?
તમો એ તત્ત્વને, હે નાનજી, સંપૂર્ણ જાણો છો;
સફળતા દાનમાં ધનની સદા તેથી પ્રમાણો છો. ૩

તમારી નિર્મલા વિદ્યા છતર સન્માનમાટે છે,
તમારો દિવ્ય ધનભંડાર વિશ્વે દાનમાટે છે,
તમારી શક્તિ નિર્બળના સુરક્ષાધ્યાનમાટે છે
નહીં વાદો, નહી મદ કે નહી તોફાનમાટે છે,
તમોને છે મળી તેથી જ, લક્ષ્મી, શારદા, શક્તિ,
સુભાગી છો ભળી તેમા વળી હિન્દુત્વની ભક્તિ ૪

ધનિક હોવા છતા કહેતા નથી કે 'હું પુરુષ મોટો',
તવંગર છો છતા રાખ્યો ન આડંબર કદા ખોટો,
નફાથી હો ન છલકાયા, ડગ્યા નહિ જોઇને ટોટો,
હશે સમભાવમા કોઈ વિરલ નર આપનો જોટો,
યથા ઉદયાસ્તકાલે વ્યોમમા રવિ એકરંગી છે,
અનુ-પ્રતિકૂલમાળે આપની છવિ એકરંગી છે. ૫

નિરંતર આપ હિન્દુસંગઠનના અગ્ર નિર્માતા
સદા વ્યાયામ ને શુદ્ધીકરણના ઉગ્ર છો ધાતા
અનાથા નિઃસહાયા વ્યક્તિયોના ભદ્ર છો ત્રાતા
મળે નહિ લાખમા પણ કોઇ તેવા એક છો દાતા,
પ્રશંસા આપની સર્વ સ્થળે તેથી જ આજે છે,
પ્રબળ જયનાદ વિશ્વે આપનો તેથી જ ગાજે છે. ૬

સમર્પું આપને પ્રેમે બન્દા વીરનું જીવન,
કર્યા હિન્દુત્વમાટે જે નરે કુરબાન તન મન ધન,
પ્રજાળ્યા ધર્મવૈરીના હૃદયમા ત્રાસના ઇંધન,
સિતમગર શાહનું કંપિત કર્યું જેણે મયૂરાસન,
લખાતુ નામ ગ્રંથે આનજી હિન્દુત્વવાળાનું
મહાસૌભાગ્ય છે એ 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળાનું! ૭

આપનો ગુણાનુરાગી તથા ઋણી,

ઠક્કુર નારાયણ વિસનજી,

'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા' નો સંપાદક તથા મુખ્ય લેખક.

---

ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરરત્ન

દીવાન બહાદુર



**શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

એમ. એ. એલ એલ. બી. રિટાયર્ડ ચીફ જજ

સ્મૉલ કૉઝિઝ કોર્ટ, ઑફ બૉમ્બે.

પ્રસ્તુત ગ્રંથના 'આમુખ' ના લેખક મહોદય

# આમુખ

મોગલ સત્તાની સામે શિવાજી મહારાજે ઉપાડેલો ઝુંડો દક્ષિણમાં જ ફરકી, પડી વિરામ પામ્યો એવું નથી. હિન્દુધર્મના એ રક્ષક પાડેની વીર હાકનો પડઘો ઉત્તરમાં પણ પડ્યો, અને બહાદુર સિખ્ખ કોમે તે પડઘો ઝીલ્યો, તેગબહાદુર અને ગુરુ ગોવિંદસિંહે એ પડઘાને એક રીતે મૂર્તિમાન કર્યો ગુજરાતમાં જેટલું આપણે શિવાજી મહારાજના પરાક્રમ વિશે જાણીએ છીએ તેટલું આ ઉત્તરની ઘટનાઓ વિશે જાણતા નથી તેનું કારણ કે શિવાજી મહારાજના હાથે બનેલા બનાવોની જોડે આપણે એક નહિ તો બીજી રીતે પણ સસર્ગમાં આવ્યા છીએ. ઉત્તરની ઘટનાઓ માટે તેમ બન્યું નથી ઉત્તરમાં આવેલા પજાબ જેવા પ્રાંતો આપણા પ્રાંતથી ઘણા દૂર છે, અને ઇતિહાસના અભ્યાસ વડે પણ આપણે ત્યાં થઈ ગએલા મહાન્ હિન્દુ નેતાઓને સબંધે તફસીલવાર માહિતી મેળવી શકયા નથી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા ના પુસ્તકો એ માહિતી આપવા માટે રચાતાં જાય છે. ગુરુ ગોવિંદસિંહ સિખ્ખ કોમના એક ઘણા મ્હોટા જાણીતા ગુરુ ને નેતા થઇ ગયા તેમની જિન્દગીનો સપૂર્ણ અહવાલ ' ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્ ' નામના એ માળાના પુસ્તકમાં આપેલો છે હાલનું પુસ્તક એક રીતે તે પુસ્તકના વિશેષ ભાગ અથવા અંશ જેવું છે, કારણ કે, વીર વૈરાગી અથવા બન્દા બહાદુર એ ગુરુ ગોવિંદસિહના શિષ્ય હતા અને પોતાના ગુરુએ આરંભેલું હિન્દુધર્મના રક્ષણનું તેમ જ સગઠનનું કાર્ય તેમણે ઘણા ઉત્સાહથી ચાલુ રાખ્યું અને છેવટે એ જ કાર્યમાં પોતાનો જીવ આપ્યો વીર વૈરાગીની જિન્દગીનો અહેવાલ જાણવા લાયક અને કુતૂહલપૂર્ણ છે વીર વૈરાગી પૂર્વાશ્રમમાં ડોગરા જાતિના રાજપૂત હતા ઉત્તરના રહેવાસી હતા અને તેમનું નામ લછમણદેવ હતું. નાની ઉમરે તેમણે સસારનો ત્યાગ કરી માધવદાસને નામે સાધુ (વૈરાગી) જીવન ગાળવા માંડયું અને દક્ષિણમાં જઇ વાસો કર્યો ગુરુ ગોવિંદસિંહ જ્યારે પજાબ છોડી દક્ષિણમાં ગયા.

ત્યારે તેમનો ઇરાદો એવો હતો કે કોઇ એવો હિન્દુ વીર શોધી કાઢવો કે જેને પોતે પંજાબના હિન્દુઓની ઉન્નતિ કરવાનું કામ સોંપી શકે. પોતે નદિડ ગામમાં હતા તે વખતે એમને માધવદાસની મુલાકાતને પરિણામે સાધુ માર્ગ છોડી ફરી સંસારમાં પ્રવેશ કરવાને તેઓ માધવદાસને સમજાવી શક્યા. આ બનાવ ઇ સ ૧૭૦૮ ની આસપાસમા બન્યો માધવદાસે પોતાના પર ગુરુજીએ નાખેલો ભાર કેવી રીતે વહ્યો તેનુ આ પુસ્તકમા વર્ણન કરવામા આવ્યુ છે. પંજાબમા આવતાની સાથે જ બે ત્રણ વર્ષના અરસામા તેમણે હિન્દુ ધર્મનો એવો વિજય ફેલાવ્યો કે લાહોર ને સાહરનપુર વચ્ચેના પ્રદેશમા તો મોગલ સત્તા અને મુસલમાની અમલનો અંત આવ્યો હોય એમ એક વખત તો થઈ ગયું ત્યારબાદ એમની જિન્દગીમાં કેવા કેવા બનાવો બન્યા અને અંતે રાજ્યસત્તાના બળ વડે તેમને કેવે કેજે પહોચાડવામાં આવ્યા તેનુ વિગતવાર વૃત્તાંત આ પુસ્તકમા આપવામા આવ્યુ છે. આ પુસ્તક વાચ્યા બાદ વાચકને અવશ્ય વિચાર આવશે કે હિન્દુસ્તાનના અમુક પ્રદેશમા થઇ ગએલા વીરનરોની કહાણીઓ બીજા પ્રદેશમા ત્યાની પ્રચલિત ભાષામા ફેલાવવી જ જોઇએ જો તેમ થાય તો જ આપણા દેશ સબધે, આપણા ધર્મ સંબધે આપણી પરસ્પર ફરજો સબધે, આપણી ખૂબીઓ અને ખામીઓ સબધે આપણને સમગ્ર-એક હથ્થુ માહિતી, એક સરખુ જ્ઞાન મળે આપણા પોતાના જ પ્રદેશ કે પ્રાંતનો ઇતિહાસ જાણી બેસી રહેવાથી સંકુચિત દૃષ્ટિને અગે રહેતી બધી ખામીઓના આપણે ભોગ થઇ પડયા છીએ. એ ખામીઓને દૂર કરવાનો આ એક જ માર્ગ છે, અને તે આવી જાતના પરપ્રાતમા થઇ ગયેલા વીરનરોના તફસીલવાર અને મુદ્દાવાર ચરિત્રો છાપી પ્રસિદ્ધ કરવાનો છે. આ દૃષ્ટિયે જોતા આ ગ્રંથમાળા દરેક રીતે આવકારને લાયક છે

મુંબઇ.
તા ૧૦ મી ઑગસ્ટ ૧૯૨૯
શનિવાર

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# એક પ્રચંડ પડકાર

## શ્રી કૃષ્ણ તથા રાધાને પતિ પત્ની માનનારા તથા મનાવનારા વૈષ્ણવો, શાસ્ત્રીઓ તથા પંડિતોને

વૈષ્ણવ દેવમંદિરો તથા પુષ્ટિમાર્ગની હવેલીઓમાં દંપતી તરીકે પૂજાતા અને ભાગવત સપ્તાહના પ્રસંગે જેમની ગ્સઝરતી શૃંગારકથાઓ કહેવા તથા સાંભળવામાં આવ્યા કરે છે તે

## રાધા અને કૃષ્ણનો વાસ્તવિક સંબંધ

જેમ માનવા તથા મનાવવામાં આવે છે તેમ પત્ની તથા પતિ તરીકેનો હતો કિંવા ખરી રીતે તેઓ બ્હેન તથા ભાઇનો પવિત્ર સબંધ ધરાવતા હતા ? અને જો તેઓ બ્હેન તથા ભાઇ હતાં તો પછી તેમને પતિ તથા પત્ની બનાવી દઇને હિન્દુસમાજમાં ભયાનક વ્યાભિચારને પ્રચારવાનો ઉપદ્રવ્યાપ શા કારણથી કરવામાં આવ્યો છે ? આ વિષયને ચર્ચતો ઐતિહાસિક તથા શાસ્ત્રીય પ્રમાણોથી ભરપૂર ધાર્મિક, નૈતિક તથા ઐતિહાસિક દૃષ્ટિથી લખાયલો.

### રા. રા. ઠક્કુર નારાયણ વિસનજીનો

આ મનનીય લેખ 'નાટક સિનેમા અને પાખંડ પ્રકાશ'ના હવે પછીના અંકોમાં થોડા વખતમાંજ પ્રકટ થવાનો છે આ લેખમાં રાધા અને કૃષ્ણના અધર્મયુક્ત કાલ્પનિક દાંપત્યને દર્શાવનારા અનેક ચિત્રો પણ આવવાના છે જો આ લેખ વાંચીને રાધાકૃષ્ણના સત્ય સમ્બંધના ઇતિહાસને જાણવાની તમારી ઇચ્છા હોય તો તમારે આજે અને અત્યારે જ 'નાટક સિનેમા અને પાખંડ પ્રકાશ પત્રના સ્થાયી ગ્રાહક થવુંજ જોઇએ અથવા તો એ પત્રના અંકો નિયમિત ખરીદવા જ જોઇએ (એ પત્રના ગ્રાહક થવામાટે પાછળની જાહેર ખબર વાંચો)

નાટક, સિનેમા તથા હળવા સાહિત્યનું એક અગ્રેસર
અને સચિત્ર સાપ્તાહિક

# નાટક સિનેમા અને પાખંડપ્રકાશ

પ્રત્યેક રવિવારે પ્રભાતમાં નિયમિત પ્રકટ થાય છે આ પત્રના સંબંધમાં 'ગુજરાતી', 'આર્ય પ્રકાશ,' 'નવરોજ' (કરાચીના) 'હિંદમિત્ર' તથા લોહાણા સમાચાર, આદિ જાણીતા વર્તમાન પત્રોએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે રસપૂર્ણ નવલિકાઓ, મનોહર કવિતાઓ, હૃદયરંજક નાટકો અને રંગભૂમિપર રજૂ થતા નાટકો તથા સિનેમાના નિષ્પક્ષપાત અવલોકનો એમાં છપાય છે અને તે ઉપરાંત ગુજરાતના પ્રસિદ્ધ નવલ-કથાકાર સાક્ષર શ્રી નારાયણ વિસનજી ઠક્કરની રસઝરતી લેખિનીથી લખાતી અને સમાજના કાળા ભેદના કાળા કૃત્યોપર સંપૂર્ણ પ્રકાશ પાડતી

'ચંચળ ચપળા અથવા મુંબઈના શરીફ બદમાશ'

નામની આ સામાજિક નવલકથા તા ૪-૮-૨૯ ના (નં ૧) અંકથી શરૂ થઈ ચૂકી છે અને તેણે અત્યારથી જ વાચકોને મોહમુગ્ધ કરી દીધા છે.

વાર્ષિક લવાજમ હિન્દુસ્થાનના ગ્રાહકો માટે રૂ ૪-૦-૦
(ટપાલ ખર્ચ સહિત) પરદેશના ગ્રાહકો માટે રૂ ૬-૦-૦

પોસ્ટની સવા આનાની ટિકિટ મોકલનારને નમૂનાનો અંક મોકલવામાં આવે છે 'હિન્દુગૌરવગ્રંથમાળા' 'ગુજરાતી' પત્ર તથા 'લોહાણા સમાચાર' પત્રના સ્થાયી ગ્રાહકો પાસેથી જો તેઓ આ પત્રના સ્થાયી ગ્રાહક થાય તો વાર્ષિક લવાજમના અનુક્રમે રૂ ૩-૮-૦ તથા રૂ. ૫-૮-૦ લેવામાં આવે છે

ગ્રાહક થવામાટે આજે જ લખો—

ના. ભીમાશંકર ભૂનાલાલ શર્મા.
તંત્રી તથા પ્રકાશક 'નાટક સિનેમા અને પાખંડપ્રકાશ,'
નં. ૫૮-૬૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ નં. ૧

# ઉપોદ્ઘાત

"History, at least in its state of ideal perfection, is a compound of poetry and philosophy. It impresses general truths on the mind by a vivid representation of particular characters and incidents."

Goldsmith, *Citizen of the World* No. 42*

પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના 'ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્' નામક પ્રથમ પુષ્પ (ગ્રંથ)ના અંતિમ પૃષ્ઠોમાં જે હિન્દુત્વરક્ષક અનન્ય વીર વૈરાગીના જીવનની પૂર્વ ઘટનાઓનો, પ્રાતઃસ્મરણીય ગુરુ ગોવિંદસિંહજીની ઇચ્છા તથા આજ્ઞાથી તેણે પોતાના વૈરાગી ધર્મના ત્યાગપૂર્વક કરેલા સિખ્ખધર્મ અથવા હિન્દુ વીરધર્મના સ્વીકારનો અને ગુરુ ગોવિન્દસિંહજીના હસ્તથી આરંભાયેલા પરંતુ અપૂર્ણ રહી ગયેલા ભારતવર્ષમાંથી મુસ્લિમ રાજસત્તાનું ઉચ્છેદન અથવા નિર્મૂલન કરીને સમસ્ત ભારતવર્ષમાં અને તેમ ન બની શકે તો છેવટે પંજાબમાં હિન્દુરાજ્યની સ્થાપના કરી દેવાના કાર્યને પૂર્ણ કરવામાટે તેણે પંજાબની દિશામાં કરેલા પ્રયાણનો અમોએ અમારા પાઠકો તથા પાઠિકાઓને પર્યાપ્ત પરિચય કરાવી દીધો છે એટલે પ્રસ્તુત 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' નામક ગ્રંથમાં વીર વૈરાગીના હસ્તથી પંજાબમાં પહોંચ્યા પછી હિન્દુદ્વેષી તથા ભયંકર અત્યાચારી મુસ્લિમ શાસકો પાસેથી તેમણે હિન્દુઓ તથા ગુરુ ગોવિન્દસિંહજીના પુત્રોની

* "કદાચિત્ અન્ય અવસ્થામાં નહિ, તોય આદર્શ સંપૂર્ણતાની અવસ્થામાં તો ઇતિહાસ કાવ્ય તથા તત્ત્વજ્ઞાનનું મિશ્રણ અવશ્ય છે; કારણ કે, ઇતિહાસ (તે તે કાળની) વિશિષ્ટ વ્યક્તિઓ તથા વિશિષ્ટ ઘટનાઓના તાદૃશ્ય વર્ણનદ્વારા સામાન્ય કિંવા સર્વસાધારણ સત્યોને (મનુષ્યોના) મનમાં મુદ્રાંકિત કરી દે છે." ગોલ્ડસ્મિથ કૃત 'વિશ્વનો નાગરિક', નં. ૪૨

કરેલી નિર્ઘૃણ હત્યાનો વ્યાજસહિત બદલો વાળવાના, ભારતવર્ષમાંથી મુસ્લિમ શાસનના મૂળને જડથી ઊખેડી નાખવાના અને સમસ્ત ભારતવર્ષમા, અથવા તેમ ન બની શકે તો છેવટે પન્જાબમા હિન્દુ-રાજ્યને સ્થાપી દેવાના જે પ્રચંડ પ્રયત્નો કર્યા હતા, પોતાના તે પ્રયત્નોમા જે સફળતા મેળવી હતી અને અતે જે કારણોથી તેના એ પ્રયત્નો સર્વાશે નહિ તોય કેટલેક અશે નિષ્ફળ થઇ ગયા હતા તેમ જ તેને પોતાની પત્ની, પોતાના પુત્ર તથા પોતાના અનુયાયી સિખ્ખોના ભીષણ હત્યાકાડને પોતાના નેત્રોથી જોઇને અંતે હુતાત્મા થવાનો પ્રસગ પ્રાપ્ત થયો હતો એ સર્વ ઐતિહાસિક ઘટનાઓ ઐતિહાસિક નવલકથાના રૂપમા પ્રસ્તુત પુસ્તકમા વર્ણવાયલી છે અને તેથી વીર વૈરાગી અથવા બન્દા બહાદુરની યોગ્યતા તથા મહત્તા પર કાંઇક પ્રકાશ પાડવાની આવશ્યક્તા અહીં સ્વાભાવિક જ ઉપસ્થિત થઇ જાય છે.

મહાધર્મોધ તથા હિન્દુદ્વેષ્ટા બાદશાહ ઔરંગઝેબના મૃત્યુની ઘટના પછીના મુસ્લિમભારતના ઇતિહાસનો અભ્યાસ આપણને સ્પષ્ટ તથા નિર્વિવાદ સ્વરૂપમા બતાવી આપે છે કે જેને સાધારણત વીર વૈરાગી અથવા બન્દા બહાદુરના નામથી ઓળખવામાં આવે છે તે હિન્દુ વૈરાગી અવશ્ય એક અસાધારણ વીર પુરુષ હતો અને તેની બહાદુરી બેનમૂન હતી એ વિષયમા તો કોઇ પણ પ્રકારનો સશય છે જ નહિ કે જેમણે સિખ્ખોની ભાવનાઓમા એક પ્રકારના ભયાનક તથા વિલક્ષણ પરિવર્તનને ઉત્પન્ન કરી દીધું હતું અને તેમનાં શાંત હૃદયોમાં અનન્ય વીરતાની એક નવીન જ્યોતિને પ્રકટાવી દીધી હતી તે તો પ્રાતસ્મરણીય પૂજ્યપાદ ગુરુ ગોવિન્દસિંહજી જ હતા, પરતુ એ વાર્તાના સ્વીકાર સાથે એ વિધાન પણ નિર્વિવાદ તથા નિસકોચ કરી શકાય તેમ છે કે તે પુરુષ તો વીર વૈરાગી અથવા બન્દા બહાદુર જ હતો કે જેણે સિખ્ખોને સર્વથી પ્રથમ યુદ્ધ તથા વિજયપ્રાપ્તિનું યોગ્ય શિક્ષણ આપ્યુ હતું સિખ્ખધર્મના પરમ-પૂજ્ય દશમ ગુરુ શ્રી ગુરુ ગોવિન્દસિહજીની અસાધારણ બુદ્ધિમત્તા

તથા વિલક્ષણ સાંગ્રામિક યોગ્યતાનું લેશમાત્ર પણ અપમાન ન થવા દઇને ઐતિહાસિક સત્યના આધારે આપણે એમ દર્શાવી શકીએ તેમ છીએ કે ગુરુ ગોવિન્દસિંહજીની ઉદ્યોગિતા, તેમના સમયની પરિસ્થિતિ અનુસાર, અધિકતઃ પાર્વત્ય રાજ્યોના સામાન્ય માંડલિક રાજાઓ સાથેનાં યુદ્ધોની સીમા પર્યન્ત જ પહોચી શકી હતી અને તેથી શાહી ફોજ સાથેના યુદ્ધમાં તેમને જે આઘાત થયો હતો તે આઘાતને તેઓ સહન કરી શક્યા ન હોતા. ગુરુ ગોવિન્દસિંહજીની યોગ્યતા તથા ઉદ્યોગિતાની કિંચિન્માત્ર પણ અવજ્ઞા ન કરતાં એમ તો આપણે કહેવું જ પડે છે કે ગુરુ ગોવિન્દસિંહજીના સંગ્રામો, રણભૂમિ નામક રંગભૂમિ પર જે મહાસંગ્રામ નામક નાટ્યાભિનય બન્દાના સૂત્રધારત્વથી થવાનો હતો તે મહાનાટકના પૂર્વાભિનયમાત્ર હતા. એમા તો કોઈ પણ પ્રકારની શંકા છે જ નહિ કે તે મહા નાટકની વસ્તુસંકલના ગુરુ ગોવિન્દસિંહજીની અલૌકિક કલ્પનાશક્તિએ જ કરી હતી; તે મહાનાટકના અભિનેતાઓને ગુરુ ગોવિદસિંહજી નામક મહાકુશળ સૂત્રધારે જ શિક્ષણ આપીને તૈયાર કર્યા હતા અને તેમનામાં નવચેતનને રેડનાર પણ ગુરુ ગોવિન્દસિંહજી જ હતા; છતાં પણ તે અભિનેતા સિખ્ખ યોદ્ધાઓને રણભૂમિ નામક વિશાળ રંગભૂમિ ઉપર ઉપસ્થિત કરીને તેમના કૃપાણોના વૈરિઘાતક મહાભીષણ તાંડવનો પ્રેક્ષકોને સાક્ષાત્કાર કરાવવાનો મહાયોગ તો બન્દા બહાદુરના ભાગ્યમાં જ લખાયલો હતો. પૂજ્ય ગુરુ ગોવિન્દસિંહજી તથા વીર વૈરાગીની ક્રિયાશીલતામાં જે ભેદ રહેલો ઇતિહાસદ્વારા આપણા જોવામાં આવી શકે છે તે એટલો જ કે ગુરુ ગોવિન્દસિંહજીની વિજયપતાકા અલ્પ સમયને માટે પણ પંજાબનાં પાર્વત્ય રાજ્યોની સીમાથી અધિક આગળ વધીને ઉડ્ડયન કરી શકી ન હોતી અને બન્દાએ લાહોરથી પાણીપત સુધીના સમસ્ત પંજાબ દેશને જીતીને સ્વાધીન કરી લીધો હતો; કારણ કે; ખફીખાન જેવો મુસ્લિમ ઇતિહાસલેખક પણ એ વાર્તાને મુક્ત કંઠે સ્વીકારે છે કે "બન્દાના મોકલેલા સિખ્ખ સમુદાયોએ લાહોરના શાલામાર બાગ સુધીના

સમસ્ત પ્રદેશને પોતાના પગ તળે ખૂંદી નાખ્યો હતો ” બન્દાએ મેળવેના અનેક મહાભારત વિજયોના યોગે સિખ્ખ સપ્રદાયની પ્રતિષ્ઠા તથા શક્તિની જે અપૂર્વ વૃદ્ધિ થઇ હતી તેવી અપૂર્વ વૃદ્ધિ પૂર્વે કદાપિ કોઇના જોવા અથવા સાંભળવામા આવી ન હોતી જે લોકોએ સિખ્ખ ધર્મગુરુઓના માત્ર નામો જ પૂર્વે સાભળ્યા હતા તેવા લોકો પણ બન્દાના વિજયો દ્વારા સિખ્ખધર્મની મહત્તાને આટલી સીમા પર્યન્ત વધેલી જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા હતા અને સહસ્રોની સખ્યામા તેની સેનામા આવીને મળવા લાગી ગયા હતા બન્દાની વ્યક્તિગત આકર્ષણશક્તિ, નિર્ભય સાહસિકતા તથા અસાધારણ વીરતાએ તેના અનુયાયીઓને તેના પરમ સેવક તથા ભક્ત બનાવી દીધા હતા જે સહસ્રાવધિ સિખ્ખો મુગલોના હાથોમા સપડાઇને કયદ થયા હતા તથા અકાલ મૃત્યુના મુખમા જઇ પડયા હતા તેમનામાના એક પણ સિખ્ખે પોતાના પ્રાણની રક્ષા તેમ જ અન્યાન્ય ઐહિક સુખોના ઉપભોગની લાલસામા લપટાઇને પોતાના ધર્મનો ત્યાગ કર્યો ન હોતો અને હસતા હસતા પોતાના પ્રાણોના બલિદાન આપી દીધા હતા એ જેવી રીતે સ્વર્ગીય ગુરુ ગોવિન્દસિહજીના પ્રોત્સાહનનુ પરિણામ હતુ તેવી જ રીતે બન્દાના ઉચ્ચ ચરિત્ર તથા બન્દાની આદર્શ ધાર્મિકતાનુ પણ પરિણામ હતુ એમ ઇતિહાસ આપણને ઘોષણા કરી કરીને કહી રહ્યો છે ગુરુ ગોવિન્દસિહજીએ પોતાના અનુયાયી અભિનવ દીક્ષિત સિખ્ખોની ભાવનાઓને હળમાથી હટાવીને હથિયાર એટલે કે શસ્ત્ર તથા અસ્ત્ર પ્રતિ વાળી દીધી હતી અને ન્યાય તથા ધર્મના પ્રતિપાદન તથા સરક્ષણમાટે જો કોઇ અન્ય ઉપાય સફળ થતો ન દેખાય તો યુદ્ધ તથા રક્તપાત કરીને પણ ન્યાય તથા ધર્મને રક્ષવાની અનુજ્ઞા આપી દીધી હતી અર્થાત્ ગુરુ ગોવિન્દસિહજીએ બીજારોપણ કરી દીધુ હતુ અને તેના પાકને લણવાનું કાર્ય બન્દાએ કરી બતાવ્યુ હતું ગુરુ ગોવિન્દસિહજીએ સિદ્ધાન્તો દેખાડી દીધા હતા અને બન્દાએ તે સિદ્ધાન્તોને વ્યવહારમાં યોજી બતાવ્યા હતા ગુરુ ગોવિન્દસિહજીએ મુગલોના સ્વચ્છદ શાસનથી ઉત્પન્ન થયેલા ભયને હિન્દુઓનાં

હૃદયોમાથી હાંકી કાઢ્યો હતો અને બન્દાએ મુગલો અથવા મુસ્લિમોની દુર્જયતાના જાદૂનો સર્વથા વિધ્વંસ કરી દેખાડ્યો હતો

અનેક શતાબ્દિયો પર્યન્ત પરાધીનતાની પીડાઓને ભોગવ્યા પછી બન્દાના નેતૃત્વ તળે આવતા હિન્દુઓ પોતામા અવશિષ્ટ રહેલી વિજયપ્રાપ્તિની શક્તિને યોગ્ય સ્વરૂપમા જોઇ તથા ઓળખી શક્યા હતા અને તેથી જે વેગાથે બન્દાનો પરિપાત થઇ ગયો તે વેગાથે ખાલસાઓ ગુરુ ગોવિન્દસિંહજીના ઉત્પન્ન કરેલા પ્રભુત્વવિષયક સ્વપ્નોના પ્રત્યક્ષીકરણના નિકટમા, પૂર્વ કરતા અતિશય નિન્ટમા, આવી લાગ્યા હતા આવી સર્વથા અનુકૂલ પરિસ્થિતિ હોવા છતા પણ બન્દા પોતાના સ્વીકૃત કાર્યમા સંપૂર્ણ સફળતા ન મેળવી શક્યો અને તેના માટે અંતે હુતાત્મા થવાનો અવસર આવી લાગ્યો તે શા કારણથી ? એવો એક આવશ્યક પ્રશ્ન અહીં સ્વાભાવિક જ ઉત્પન્ન થતો હોવાથી એ પ્રશ્નનો વિચાર આપણે કરવો જ જોઇએ. બન્દાની અંતિમ અસફળતાના કારણો ઐતિહાસિક દૃષ્ટિથી નીચે પ્રમાણે માની શકાય તેમ છે –

(૧) બાદશાહ ફર્રુખસિયરના પ્રબલ શાસનને એ બન્દાની અસફળતાના પ્રથમ કારણ તરીકે ઓળખાવી શકાય તેમ છે; કારણ કે, એવો એક નિયમ પરાપૂર્વથી ચાલ્યો આવે છે કે વિપ્લવકારીઓ પ્રબલ શાસકો સમક્ષ પોતાના શિરોને ભાગ્યે જ ઉન્નત કરી શકે છે. નેપોલિયન્ બોનાપાર્ટના મુખમાથી પ્રસંગવશાત્ વારંવાર એવા ઉદ્ગારો નીકળ્યા કરતા હતા કે “ જો સોળમા લૂઇએ ફ્રાન્સના જનવિપ્લવનો ઉદ્ભવ થતાની સાથે પ્રથમ દિવસે જ બમે અથવા ત્રણ સે વિપ્લકારીઓને મરાવી નાખ્યા હોત, તો ફ્રાન્સની પ્રસિદ્ધ રાજ્યક્રાંતિ (Revolution) જેવી ઘટના કદાપિ દૃષ્ટિગોચર જ ન થઇ હોત ” ફર્રુખસિયરની કાર્યકીર્તિના અવનો નથી એમ સ્પષ્ટ દેખાઇ આવે છે કે ફર્રુખસિયર “મારો, મારો અને વળી પણ મારો ’ એ સિદ્ધાંતમા જ અચલ વિશ્વાસ રાખનારો હોવાથી અને રજપૂતો સાથે તેણે સંધિદ્વારા મૈત્રીસંબંધ સાધી લીધેલો હોવાથી તેને પોતાના

પ્રધાન શાસનને પુષ્ટ કરવાનો ઇષ્ટ અવસર મળી ગયો હતો અને પ્રધાન શાસનની પ્રબલતાદ્વારા પ્રાંતિક શાસનને પણ પુષ્ટિ મળતાં આળસુ, વિષયનપટ તથા કાયર પ્રાંતિક નાઝિમો–અધિકારીઓ–ને પણ બાદશાહની ઉદ્યોગિતાને વ્યવહારમાં યોજી બતાવવામાટે ફરજિયાત ચચલતા, સ્ફૂર્તિ તથા સાવધાનતાના અવલબન કરવા પડ્યાં હતા બીજા પ્રાંતિક શાસકોની આવી અવસ્થા કદાચિત્ હોય કિંવા ન હોય પરતુ જે ઇ સ ૧૭૧૪ થી ૧૭૨૬ પર્યન્ત લાહોરનો સૂબેદાર હતો તે અબ્દુલસમદખાની તો અવશ્ય એ અવસ્થા હતી, અર્થાત્ અબ્દુલસમદખાના પૂર્વોપાય તથા મહાપ્રબલ શાસને બન્દાના બળને દબાવી દીધુ અને બન્દાની મહતી આકાક્ષાઓના વેગને સદાને માટે અટકાવી દીધો.

(૨) બન્દાના અતિમ પરાજયના દ્વિતીય કારણ તરીકે નિસદેહ તેના પોતાના કેટલાક પ્રમાદયુક્ત વ્યવહારોને જ માની શકાય તેમ છે ગુરુ ગોવિન્દસિહજીના હસ્તથી બન્દાએ વિધિપૂર્વક સિખ્ખધર્મની દીક્ષા લીધેલી હોવા છતા* તે એક સમયમા પોતાના આધ્યાત્મિક નેતૃત્વના આનદને ભોગવી ચૂકેલો હોવાથી તે સિખ્ખધર્મના તે અતર્ગત ભાવોમા યથેષ્ટ પ્રવેશ કરી શકયો ન હોતો કે જે અન્તર્ગત ભાવોને ગુરુ ગોવિન્દસિંહજીએ ઉત્પન્ન કર્યા હતા બન્દાએ સિખ્ખધર્મના ગુરુભાવને તો અવશ્ય ધારણ કરી લીધો હતો, પરતુ તેના વ્યવહારોથી એ વાર્તા સ્પષ્ટ જણાઇ આવે છે કે ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના સિખ્ખધર્મને જે એક ભિન્ન અથવા વિશિષ્ટ વ્યક્તિત્વ સમર્પ્યું હતુ અને તેના સબધમા જે એમ કહ્યુ હતું કે "સિખ્ખ

* ડૉ ગોકુલચદ નારંગે પોતાના 'સિખ્ખોકા પરિવર્તન' નામક ગ્રથમા એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે "અન્યથા ગમે તેમ હોય, પણ તેણે (બન્દાએ) વિધિપૂર્વક સિખ્ખધર્મની દીક્ષા કદાપિ લીધી ન હોતી" પરતુ એ વિધાનની અવાસ્તવિકતાને સિદ્ધ કરનારા અને બન્દાએ સિખ્ખધર્મની દીક્ષા વિધિપૂર્વક લીધી હતી એ વાર્તાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવનારા અનેક પ્રમાણો વિદ્યમાન હોવાથી અમો ડૉ ગોકુલચદ નારગના આ અભિપ્રાય સાથે સમત થઇ શકતા નથી

ધર્મના આ ભિન્ન વ્યકિતત્વને નષ્ટ કરવાના જે કાંઇ પણ પ્રયત્ન કરવામાં આવશે તે પ્રયત્નો અન્યથા પ્રશંસનીય હોવા છતાં પણ કદાપિ સફળ નથી જ થવાના." તે સિખ્ખધર્મના ભિન્ન અથવા વિશિષ્ટ વ્યકિતત્વને બન્દા ઓળખી શકયો ન હોતો અને ગુરુગોવિન્દસિંહજીના આ આદેશને પણ ભૂલી ગયો હતો. અર્થાત્ બન્દાએ સિખ્ખધર્મમા હસ્તાક્ષેપ કરીને તેના સ્વરૂપને એવી રીતે બદલી નાખવાનો પ્રયત્ન કર્યો હતો કે જેના યોગે સિખ્ખધર્મની પરિમિત સાંપ્રદાયિકતા ઓછી થઇ જાય અને સિખ્ખધર્મમાં રાષ્ટ્રીયતાના અંશોનો અધિક પરિમાણમાં સમાવેશ થઇ જાય. બન્દાના ઉપદેશના અંતર્ગત ભાવથી તેમ જ તેના જીવનના ઉદ્દેશોમાના એક મુખ્ય ઉદ્દેશ ગોરક્ષણ વિષયક પ્રયાસથી આકર્ષાઇને જે હિન્દુઓ સિખ્ખધર્મની દીક્ષા લેવાની ઇચ્છા ધરાવતા ન હોતા તે અદીક્ષિત હિન્દુઓ પણ બન્દાના ઝંડા તળે આવીને એકત્ર થઈ ગયા હતા. આટલી સફળતા મળવા છતા પણ બન્દાને એમ જ લાગ્યા કરતું હતું કે: 'સિખ્ખધર્મમાં મને વિદેશીયતા તથા વરિષ્ટતા કેમ દેખાયા કરે છે તે સમજી શકાતું નથી; અર્થાત્ જો સિખ્ખધર્મમાં આ વિદેશીયતા તથા વરિષ્ટતાને એમની એમ જ રહેવા દેવામાં આવશે, તો સિખ્ખધર્મ ભારતવર્ષવાસિની સમસ્ત હિન્દુજાતને પોતા પ્રતિ આકર્ષીને કદાપિ ઉત્તેજિત કરી શકે તેમ નથી." આવા પ્રકારના વિચારોથી પ્રેરાઇને બન્દાએ સિખ્ખધર્મની કેટલીક વિશેષ સસ્થાઓને તેમાં પરિવર્તન કરીને અધિક સ્પષ્ટ હિન્દુસ્વરૂપ આપવાના પોતાની માન્યતા અનુસાર ઉચિત પ્રયત્નો કર્યા અને તે આ પ્રમાણે (૧) લાંબા કેશ કે જે સિખ્ખધર્મના સર્વથી મુખ્ય ચિહ્નરૂપ હતા અને ગુરુ ગોવિન્દસિંહજીના સમયથી અત્યંત આવશ્યક મનાતા હતા તે લાંબા કેશ બન્દાના સમયમાં સિખ્ખધર્મના આવશ્યક અંગ તરીકે મનાતા અટકી ગયા; (૨) ગુરુ ગોવિન્દસિંહ સિખ્ખોને માંસભક્ષણનો ઉપદેશ આપ્યા કરતા હતા, પરંતુ બન્દાએ તે પોતે વૈષ્ણવ હોવાથી સિખ્ખોને માંસભક્ષણનો ત્યાગ કરીને નિરામિષ ભોજન કરવાનો

ઉપદેશ આપવા માંડયો હતો, કારણ કે, પ્રથમ તે વૈષ્ણવ હોવાથી મત્સ્યમાંસભક્ષણનો વિરોધી હતો, (૩) બન્દાએ સિખ્ખધર્મના 'વાહ ગુરુજીકા ખાલસા, વાહ ગુરુજીકી ફતહ' એ સગ્રામશબ્દોને બદલી નાખીને તેમના સ્થાનમા 'ફતહ ધર્મ, ફતહ દર્શન' એ સગ્રામશબ્દોને પ્રચલિત કરી દીધા હતા કે જે વસ્તુત એક મહાગભીર તથા મહાવિઘાતક પરિવર્તન હતુ અને (૪) બન્દા સિખ્ખમતના પ્રજાતાત્રિક ભાવને પણ સપૂર્ણ સ્વરૂપમા સમજી શકયો ન હોતો ગુરુ ગોવિન્દસિહજીએ બન્દાને જે મુખ્ય ચાર આજ્ઞાઓ સંભળાવી હતી તેમાની એક મુખ્ય આજ્ઞા એ હતી કે: "તમો નિરતર ખાલસાના સામાજિક શરીરમા ઇશ્વરનો સાક્ષાત્કાર કરતા રહેજો અને ખાલસાની સમતિ વિના કોઈ પણ કાર્ય કદાપિ કરશો નહિ" બન્દા પોતાની સિખ્ખ નેતા તરીકેની કાર્યકીર્તિના આરંભમાં તો ગુરુજીની એ આજ્ઞાને બરાબર પાળતો રહ્યો પરતુ પછીથી તેની વિજયશાલિતાએ તેને ખાલસાની સમતિ લેવાના નિયમના પાલનથી ઉદાસીન કરી દીધો હતો. 'પથ પ્રકાશ'મા એવો ઉલ્લેખ કરાયલો છે કે "તે સમયની મુસ્લિમ સરકાર અથવા બાદશાહ ફર્રુખસિયરે ગુરુ ગોવિન્દસિંહના વિધવા પત્નીને કોઇ પણ ઉપાયે પોતાના પક્ષમા કરી લઇને તે આપશ્રીના હસ્તે બન્દાના નામપર એવા આશયની પત્રિકા લખાવીને મોકલી હતી કે: 'બાદશાહ આપણા અધિકારો આપણને આપવામાટે તૈયાર હોવાથી આગળની વાતોને ભૂલી જાઓ, મુગલ શહનશાહની આધીનતાને સ્વીકારી લ્યો અને સરકાર સાથે લડવાનું બધ કરો' પરતુ બન્દાએ માતાજીની એ આજ્ઞાને પાળવાની ચોખ્ખે ચોખ્ખી ના પાડી દીધી એટલે માતાજીએ સમસ્ત સિખ્ખોને સબોધીને એવા આશયના એક ઘોષણાપત્રને પ્રકાશિત કરી દીધુ કે 'બન્દાએ સિખ્ખધર્મના નિયમનો ભંગ કરેલો હોવાથી, ગુરુજીની આજ્ઞાઓને પણ પાળેલી ન હોવાથી અને અત્યારે પણ અમારી આજ્ઞાને પાળવાની ચોખ્ખી ના પાડી દીધેલી હોવાથી જો ગુરુજીના તમો સાચા સિખ્ખો હો, તો બન્દાના સગને છોડી દ્યો,

એ નવીન સંપ્રદાયના પ્રવર્તક સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન રાખો અને આપણા લાભો આપણને રક્તપાતવિના જ મળતા હોવાથી યુદ્ધને વિરામ અર્પીને શહનશાહની આધીનતાને સ્વીકારી લ્યો.' આ આજ્ઞાપત્રનું પરિણામ એ થયું કે તત્ખાલસા બન્દા તથા તેના અનુયાયીઓથી વિભક્ત થઈ ગયા અને એ વિભક્તતાએ બન્દાના બળના હ્રાસ તથા બન્દાના હિન્દુરાજ્યસ્થાપના વિષયક પ્રચંડ પ્રયત્નોની નિષ્ફળતાનું મંગલાચરણ કરી દીધું * કૌટિલ્યકલાનિપુણ શહનશાહ ફર્રુખસિયરે સામોપચારથી સિખ્ખોને વશ કરવામાટે જે શર્તો લખી આપી હતી તે પ્રસ્તુત ગ્રંથના 'દેશનું દુર્ભાગ્ય અથવા સ્ત્રીબુદ્ધિ પ્રલયાવહા' શીર્ષક ૧૯ મા પ્રકરણમાં (પૃષ્ઠ ૨૫૨) સવિસ્તર અપાયલી હોવાથી અહીં તેની પુનરુક્તિ અનાવશ્યક છે.

અર્થાત્ આ સર્વ ઘટનાઓએ એકત્ર થઇને તત્ખાલસાને બન્દાથી વિભક્ત કરી દીધા અને આવી રીતે એ ઉભય હિન્દુ પક્ષોમાં જે પરસ્પર વિરોધનો ઉદ્ભવ થયો તે વિરોધ બન્દા બહાદુરના અશ્રુતપૂર્વ બલિદાનની ઘટના ઘટતાં સુધી તો શાન્ત ન જ થઇ શક્યો. અતિશ્રદ્ધાળુ સિખ્ખો બન્દાના સૈન્યમાંથી નીકળી ગયા અને તેમના એક મોટા અગ્રેસર અથવા ભાઇ વિનોદસિંહ તેહને તો તે સમયમાં બન્દાના સાથને છોડી દીધો કે જ્યારે તે ગુરુદાસપુર દુર્ગમાં શત્રુઓના સૈન્યથી ઘેરાઇને પ્રાણાંતક કષ્ટોને સહન કરી રહ્યો હતો. જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો સરહિન્દના વિજયની ઘટના પછી સિખ્ખોએ બન્દાને પૂર્વ સમાન તનમન ધનથી સંપૂર્ણ સહાયતા કદાપિ ન હોતી આપી. સારાંશ કે, બન્દાના જે પ્રચંડ પ્રયત્નો

---

* ચીફ ખાલસા દીવાનકૃત 'બન્દા બહાદુર' નામક ગ્રંથમાં 'પંથપ્રકાશ' માં તેમ જ અન્ય અનેક ગ્રંથોમાં વર્ણવાયલી આ ઘટનાને અસત્ય માનવામાં આવી છે; પરંતુ બહુમતિ એ ઘટનાને સત્ય તરીકે સ્વીકારતી હોવાથી અમોએ પણ એ ઘટનાને સત્ય તરીકે સ્વીકારી છે અને પ્રસ્તુત ગ્રંથમાં એ ઘટનાને વિસ્તારપૂર્વક એટલામાટે વર્ણવી છે કે એ ઘટનાથી બન્દાના શિરપર મૂકાયલા કેટલાક દોષોનું પોતાની મેળે જ નિવારણ થઇ જાય છે અને શત્રુકૌટિલ્યના રહસ્યને પણ પર્યાપ્ત સ્વરૂપમાં જાણી શકાય છે.

પ્રારંભિક તથા મધ્યવર્તી દિવસોમાં યશ, ગૌરવ તથા સંપૂર્ણ સફળતાની સ્પષ્ટ આશાના ચમકતા રંગોને દર્શાવી રહ્યા હતા તેજ પ્રચંડ પ્રયત્નો બન્દાના પોતાના કેટલાક શુભભાવનાયુક્ત હોવા છતાં પણ વિઘાતક થનારા પ્રમાદો, સિખ્ખધર્મના વાસ્તવિક સ્વરૂપ વિષયક અજ્ઞાન, મુગલ સરકારની કૂટનીતિ તથા બાદશાહ ફર્રૂખસિયરની દમનનીતિએ કેટલાક સમયને માટે સિખ્ખસમુદાયમા ઉત્પન્ન કરી દીધેલી બીરુતા તથા કાયરતાના યોગે અકાલ તથા અચાનક ખંડિત થઇને નિષ્ફળ થઇ ગયા હતા એવી નિષ્પક્ષપાત ઇતિહાસવેત્તાઓની માન્યતા છે અને એ માન્યતા સર્વથા સત્ય છે

રાજનૈતિક દૃષ્ટિથી બન્દાના આ સર્વ પ્રમાદો હોવા છતાં ધર્મ તથા સામાન્ય નીતિશાસ્ત્રની દષ્ટિથી બન્દા પોતાના આત્મનાદ અનુસાર વર્તેલો હોવાથી અને તેણે જે કાંઇ પણ કાર્યો કર્યા હતા તેમા હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુત્વની રક્ષા અને હિન્દુરાજ્યની સ્થાપના વિના તેનો અન્ય કોઈ પણ સ્વાર્થમય ઉદ્દેશ કિંવા આશય ન હોવાથી તે સર્વથા નિર્દોષ હતો એવી અનેક તત્ત્વજ્ઞ વિદ્વાન્ પુરુષોની દૃઢ માન્યતા છે અને વિદ્વજ્જનોની એ માન્યતામાં વિપુલ સત્યાંશ રહેલો છે એમ આપણે સ્વીકારવુ જ પડે છે. આવી પરસ્પરવિરોધિની પરિસ્થિતિમા બન્દાના સબંધમાં આપણાથી જે તુલનાત્મક નિષ્પક્ષપાત નિર્ણય કરી શકાય છે તે એ જ કે બન્દા બહાદુર અથવા વીર વૈરાગી ગુરુ ગોવિન્દસિંહજી સમાન રાજનીતિજ્ઞ ન હોવા છતાં પણ પ્રચંડ પરાક્રમશીલ, નિર્ભય વીર તથા અલૌકિક સાહસી હિન્દુ પુરુષ હતો, સામાન્ય હિન્દુઓ તથા સિખ્ખ હિન્દુઓના હૃદયમાં તેના લોકોત્તર પ્રભાવના યોગે તેના માટે અનન્ય પૂજ્યભાવ વસી રહ્યો હતો, ગુરુ ગોવિન્દસિંહજીની આજ્ઞા તથા પોતાની પ્રતિજ્ઞા અનુસાર પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત અત્યાચારી મુસ્લિમ શાસનરૂપ વૃક્ષને ભરતભૂમિમાથી જડમૂળથી ઊખેડી નાખવાના તથા જો બની શકે તો સમસ્ત ભારતવર્ષમા અને તેમ ન બની શકે તો

અને પંજાબમા હિન્દુરાજસત્તાને સ્થાપવાના તેણે પ્રચંડ પ્રયત્નો કર્યા હતા, તે સમયના મુસ્લિમ પ્રાંતિક શાસકો બન્દા અને તેના વીર હિન્દુ તથા સિખ્ખ હિન્દુ યોદ્ધાઓના ભયંકર તથા અસહ્ય આઘાતોથી થરથર કંપી રહ્યા હતા ને ત્રાહિત્રાહિ પોકારી રહ્યા હતા તેને નિર્દય તથા અત્યાચારી તરીકે એટલામાટે ઓળખાવી શકાય તેમ નથી કે કેટલાક મુસ્લિમ મોર્રિખો-ઇતિહાસલેખકો-નાં વિધાનોને થોડીવારને માટે કદાચિત્ સત્ય તરીકે સ્વીકારી લઇએ, તો પણ મુસલ્માન બાદશાહ તથા મુસ્લિમ અમલદારોએ તેના પૂર્વવર્તી કાળમા પંજાબના સિખ્ખ હિન્દુઓ તથા સામાન્ય હિન્દુઓપર જે નિર્દયતા પૂર્ણ પૈશાચિક અત્યાચારો કેવળ ધર્માંધતાથી પ્રેરાઇને કર્યા હતા તે પૈશાચિક અત્યાચારોના બદલા તરીકે જ બન્દાએ તે સમયના ધર્માંધ તથા અત્યાચારી મુસલ્માન શાસકો તથા સામાન્ય મુસ્લિમ જનતાપર ન છૂટકે અત્યાચારો કરી કરાવીને શઠ સાથે શઠતાથી જ વર્તવાના નિયમને પાળી બતાવ્યો હતો, છતા એ અત્યાચારોમા પણ તેની એ વિશિષ્ટતા તો અવશ્ય હતી જ કે મુસલ્માનો જેવી રીતે પોતાની જાહોજલાલીના સમયમા અનાથા તથા અસહાયા હિન્દુ અબળાઓને બળાત્કારે મુસલમાન બનાવીને તેમની પવિત્રતાનો પણ નાશ કરી નાખતા હતા તેવી રીતે બન્દાએ તથા તેના અનુયાયી હિન્દુ તથા સિખ્ખ હિન્દુ યોદ્ધાઓએ અનાથા તથા અસહાયા મુસ્લિમ મહિલાઓની પવિત્રતાનો કદાપિ નાશ કર્યો ન હોતો એ મહાભયાનક પાતકથી તેઓ અંત પર્યન્ત અલિપ્ત રહ્યા હતા અને એ વિષયમા તેમણે પોતાના હિન્દુત્વનુ અંત પર્યન્ત આદર્શ તથા મહાપ્રશંસનીય પાલન કરી બતાવ્યુ હતુ આ વિષયમા મુસ્લિમ ઇતિહાસલેખકો પણ બન્દાને તથા તેના સામાન્ય હિન્દુ તેમ જ સિખ્ખ હિન્દુ યોદ્ધાઓને કલંકિત થયેલા બતાવી શક્યા નથી એ તેમની આ વિષયસબંધિની નિષ્કલંક પવિત્રતાનું એક પ્રચંડ તથા પ્રબલતમ પ્રમાણપત્ર નથી કે શુ? આજે વીર વૈરાગી અથવા બન્દા બહાદુરની જયંતી અત્યંત ઉત્સાહ તથા પૂજ્યભાવપૂર્વક કેવળ તેના જન્મસ્થાન તથા કર્મ-

સ્થાન પંજાબ પ્રદેશમાં જ નહિ, પરંતુ આપણી ગુર્જરભૂમિમાં પણ ઊજવાય છે* અને બન્દા બહાદુરને હિન્દુધર્મ તથા હિન્દુજાતિના રક્ષક, ઉદ્ધારક, તથા તારણહાર તરીકે પ્રાતઃસ્મરણીય મહા રાણા પ્રતાપસિંહ અદમ્ય વીર મહારાણા રાજસિંહ, શિવાવતાર શ્રી શિવાજી મહારાજ તથા પૂજ્યપાદ ગુરુ ગોવિન્દસિંહજી દશમ બાદશાહની કક્ષા અથવા કોટિમાં મૂકવામાં આવે છે એ ભારતવર્ષવાસિની મહાવિશાળસંખ્ય હિન્દુજાતિની દીર્ઘકાલિક કર્તવ્યવિસ્મૃતિરૂપ ગાઢ નિદ્રાના નિવારણ, નવજીવનદાયક જાગરણ, ઉન્નતિદર્શક અભ્યુત્થાન તથા વિજયદાતા પરિવર્તનનું મહામંગલાચરણ હોવાથી એ મંગલાચરણમાં અમો હિન્દુધર્મ તથા હિન્દુજાતિના મહોજ્જ્વલ ભવિષ્યનો જ સ્થાયી સાક્ષાત્કાર કરી રહ્યા છીએ અને અનન્ય ઉત્કર્ષની અવર્ણનીય આશાને જ અનુભવી રહ્યા છીએ, કારણ કે, આવા વીર હિન્દુઓના અનુસરણ વિના હિન્દુધર્મ તથા હિન્દુજાતિના સંરક્ષણ તેમ જ ઉદ્ધારનો અન્ય કોઇ નિશ્ચિત ઉપાય હોય એમ એક નિમેષમાત્રને માટે માની લેવાની પણ અત્યાર સુધીની મહાવિષમ હિન્દુમુસ્લિમસમસ્યા તથા પરિસ્થિતિ આપણને અત્યંત સ્પષ્ટ તથા ભીષણ ઘોષણા કરીને ના અને ના જ પાડી રહી છે અને આપણને એ હિન્દુ મહાવીર પુરુષોના અનુગામી થવાની 'महाजनो येन गतः स पन्था' એ વાક્યના સ્મરણ દ્વારા અહોપ્રહર ગંભીર મંત્રણા આપી રહી છે અસ્તુ

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના લેખનમાર્ગમાં જે જે ઇતિહાસો

---

* વીર વૈરાગી અથવા બન્દા બહાદુરની જન્મજયંતી તા ૨૫ મી મે ૧૯૨૯ શનિવારને દિવસે પંજાબના અનેક સ્થાનોમાં અને ગુજરાતના સૂરત નામક વીર હિન્દુઓ વડે વિભૂષિત તથા ઇતિહાસપ્રસિદ્ધ નગરમાં, મુસ્લિમ બંધુઓનો સંપૂર્ણ વિરોધ હોવા છતાં કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના ઘણી જ ધામધૂમથી ઊજવાઈ ગઇ હતી અને અમો અમા રાખીએ છીએ કે ભવિષ્યમાં પણ બન્દા બહાદુરની જયંતી સમસ્ત ભારતવર્ષમાં વીર હિન્દુજાતિ દ્વારા એવી જ રીતે નિરંતર પ્રતિવર્ષ ઊજવાતી રહેશે.

તથા અન્યાન્ય ગ્રંથોના આધાર લેવામા આવ્યા છે તે સર્વ ગ્રંથોની સૂચી અમારા નિત્યના નિયમ અનુસાર અન્યત્ર અપાયલી હોવાથી તેમ જ તેના કાર્યોના સંબંધમા જ્યા જ્યા કાઇ પણ મહત્ત્વયુક્ત મતભેદ જોવામા આવ્યો છે ત્યા તે ઇતિહાસલેખકોના તથા અન્ય ગ્રંથકારોના મતભેદોને પાદટિપ્પણમા ઉદ્ધૃત કરીને અમોએ અમારી પોતાની માન્યતાઓને પણ દર્શાવી દીધેલી હોવાથી અહીં હવે એ ઐતિહાસિક મતભેદોના નિરૂપણ તથા મતભેદોની સાધકબાધકતા કિવા શક્યાશક્યતાના અધિક વિવેચનની આવશ્યક્તા રહી જ નથી એટલે એ વિષયની ચર્ચાને આટલેથી જ સમાપ્ત કરીને આપણે અન્ય આવશ્યક વિષયોની ચર્ચામા પ્રવૃત્ત થઇશુ.

આ ગ્રંથના મુખપૃષ્ટ પર પ્રયોજક અથવા લેખક તરીકે કેવળ ' ઠકુર નારાયણ વિસનજી ' એટલા એક જ નામને જોવાને બદલે ઠકુર નારાયણ વિસનજી, ભીમાશંકર ભૂરાલાલ શર્મા અને વલ્લભદાસ રત્નસિંહ મેહતા એ ત્રિનુત્રિમૂર્તિને પ્રયોજકના સ્થાનમા વિરાજેલી જોઇને વાચકો તથા પાઠિકાઓના હૃદયમા આશ્ચર્ય ન થાય એટલા-માટે જણાવવાની આવશ્યક્તા છે કે પ્રથમ પ્રકટ કરાયલા વિજ્ઞાપન અનુસાર આ ગ્રંથ હું એકલો જ લખવાનો હતો, પરંતુ એ જ વેળાયે પૂનાની એક કૉલેજમા અભ્યાસ કરતા, વીરપ્રસવિની કચ્છભૂમિના એક સુસંતાન તથા મુદ્રા નગરના નિવાસી હોવાથી મારા દેશબંધુ અને બુદ્ધિબલશાલિની પ્રાચીન કાયસ્થ જાતિનાભૂષણ એક અનન્ય હિન્દુ-ત્વાભિમાની તથા અતિશય ઉત્સાહી વીર યુવક ભાઇ વલ્લભદાસ રત્ન-સિંહ મેહતા શ્રીયુત ભાઇ પરમાનન્દજી એમ એ ના હિન્દી ભાષામા લખેલા ' વીર વૈરાગી નામક ગ્રંથનો ગુર્જર અનુવાદ કરી રહ્યા હતા એટલે તેમણે હું પણ કદાચિત્ એ જ ગ્રંથનો ગુર્જર અનુવાદ કરતો હોઇશ એમ મારા વિજ્ઞાપનથી માની લઇને, એક જ ગ્રંથના ગુજરાતી ભાષામા બે અનુવાદ થાય એ વાર્તા તેમને યોગ્ય ન લાગવાથી, પોતાના તે ગુર્જર અનુવાદની હસ્તલિખિત પ્રત મારા પર મોકલી આપી અને વિવેકપૂર્વક લખી જણાવ્યુ કે " મે ' વીર વૈરાગી '

ગ્રંથનો ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો છે પરંતુ આપ પણ જ્યારે એ જ ગ્રંથને ગુજરાતી ભાષામાં પ્રકટ કરવાના છો અને આપ ગુજરાત તથા ગુર્જર ભાષાના પ્રતિષ્ઠિત તથા આદરપાત્ર સાક્ષર હોવાથી આપનો ગ્રંથ અધિક આદરને પાત્ર થાય એ વાર્તા નિશ્ચિત છે એટલે હવે મારા અનુવાદને પ્રકાશિત કરવા અથવા કરાવવાના વિચારને માંડી વાળીને હું મારા અનુવાદની હસ્તલિખિત પ્રત આપને સોંપી દેવાનું જ ઉચિત ધારૂં છું જો આપને મારો આ અનુવાદ ઉપયોગી જણાય તો તેનો આપની ઇચ્છાનુસાર ઉપયોગ કરશો અને ઉપયોગી ન જણાય તો રહેવા દેશો" હવે વાત એમ હતી કે શ્રીયુત ભાઈ પરમાનંદજીના 'વીર વૈરાગી' પુસ્તકના સંબંધમાં પંજાબમાં કેટલોક મતભેદ ઉત્પન્ન થયેલો હોવાથી અને જો તેમ ન હોત તો પણ મારે તો મારો એ ગ્રંથ 'ગુરુ ગોવિંદસિંહ' પ્રમાણે જેટલાં પણ ઐતિહાસિક સાધનો મળી આવે તે સર્વ સાધનોનો ઉપયોગ કરીને મારી પોતાની પદ્ધતિથી ઐતિહાસિક નવનકથાના સ્વરૂપમાં જ લખવાનો વિચાર હોવાથી એ અનુવાદ એકલો જ મારા માટે ઉપયોગી થઈ શકે તેમ તો હતું જ નહિ મારી પાસેના સર્વ સાધનોનો ઉપયોગ કરીને મારી સૂચના અનુસાર એ ગ્રંથ બીજી વાર નવીન સ્વરૂપમાં લખી આપવાનો અવકાશ તેમના અભ્યાસના કાર્યમાં વ્યત્યય નાખ્યા વિના તેમને મળી શકે તેમ ન હોતું અને મારા લગભગ પંદર વર્ષના સતત સહચર, મારા પ્રતિ પૂજ્યભાવ તથા સદ્‌ભાવ ધરાવનાર અને મારી લેખનશૈલીના કોઈને ભ્રમમાં નાખી દે તેટલી સીમા પર્યન્તના તંતોતંત અનુકરણ કરનાર ભાઈ ભીમાશંકર ભૂનલાલ શર્માની, જો હું તેમને સોંપું તો, આ ગ્રંથ લખવાની તીવ્ર ઇચ્છા હોવાથી મેં બન્દા બહાદુરના ઇતિહાસના સાધનો યોગ્ય તથા આવશ્યક સૂચનાઓ સહિત તેમને આપી દીધાં અને ભાઈ વલ્લભદાસ મેહતાના કરેલા 'વીર વૈરાગી'ના અનુવાદની હસ્તલિખિત પ્રત પણ એવી સૂચના સહિત આપી દીધી કે "જે જે સ્થળે ભાઈ પરમાનંદજીના આધાર લેવા હોય તો તે સ્થળે તે ગ્રંથના આ વિશ્વાસપાત્ર

અનુવાદનો જ ઉપયોગ કરી લેજો કે જેથી આ અનુવાદની પણ અમુક અંશે સાર્થકતા થઇ જાય." ભાઇ ભીમાશંકરે 'ગુરુ ગોવિન્દ સિંહ' ગ્રંથની શૈલી અથવા પદ્ધતિ અનુસાર આ ગ્રંથ ત્રણેક માસમાં લખીને સંતોષકારક સ્વરૂપમાં તૈયાર કરી દીધો; છતાં આવા પ્રકારના ગ્રંથલેખનનો આ તેમનો પ્રથમ પ્રયાસ હોવાથી જે કેટલીક સ્વાભાવિક ત્રુટિયો રહી જવા પામી હતી તે ત્રુટિયોને કાઢી નાખવા ઉપરાંત 'ધર્મ, સંપ્રદાય અને ધર્માધ્યક્ષ' શીર્ષક નવીન પ્રકરણ લખવાની આવશ્યકતા જણાતાં તે નવીન પ્રકરણ મેં લખ્યું હતું; 'બન્દા બલિદાન' શીર્ષક ૨૦ મું પ્રકરણ એટલામાટે મારે નવીનતાથી લખવું પડયું હતું કે ભાઇ ભીમાશંકરે ગ્રંથના પૃષ્ઠો વધી જવાના ભયથી એ પ્રકરણ અતિશય સંક્ષિપ્ત સ્વરૂપમા લખ્યું હતું અને જે બે ત્રણ ઐતિહાસિક સાધનો પછીથી પ્રાપ્ત થયાં હતાં તે સાધનોનો તેમનાથી એમાં ઉપયોગ કરી શકાયો ન હોતો. આવી રીતે ૨૦ મું પ્રકરણ મારે લખવુ પડયું એટલે પછી 'ઉપસંહાર' શીર્ષક ૨૧ મું પ્રકરણ પણ મારે જ લખી નાખવુ પડયું અને આવી રીતે આ ગ્રંથ ભાઈ ભીમાશંકર તથા ભાઇ વલ્લભદાસ મેહતા એ બે ઉત્સાહી હિન્દુ યુવકો દ્વારા લખાવવાની ઇચ્છા હોવા છતાં દૈવાનુયોગે આ ગ્રંથમાં બરાબર એક તૃતીયાંશ ભાગ મારી લેખિનીથી લખાયલો આવી ગયો. આ કારણથી પ્રયોજક તરીકે 'હિન્દુ ત્રિમૂર્તિ' જો મુખ પૃષ્ઠ પર વિરાજેલી દેખાય તો તેથી આશ્ચર્યચકિત થવા જેવું કાંઇ છે જ નહિ. આવી રીતે આ ગ્રંથ ત્રણ લેખકોની લેખિનીથી લખાયલો હોવા છતાં મારી પોતાની માન્યતા પ્રમાણે 'ગુરુ ગોવિન્દસિંહ' નામક પ્રસ્તુત ગ્રંથમાળાના પ્રથમ પુષ્પની સમાનતા કરી શકે તેવો જ થયો છે અને મારો દૃઢ વિશ્વાસ છે કે આ ગ્રંથમાળાનાં સુજ્ઞ પાઠકો તથા પાઠિકાઓને પણ આ ગ્રંથ 'ગુરુ ગોવિન્દસિંહ' ની બરાબરીનો જ જણાશે. 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના ઉત્પાદક તથા મચાલકની કોઇ પણ ગ્રંથ તેનાં લેખકને યોગ્ય પુરસ્કાર આપ્યા વિના લેવાની ઇચ્છા ન હોવાથી ભાઇ ભીમાશંકરને તેમના પરિશ્રમનો યોગ્ય પુરસ્કાર આપ-

વામા આવ્યો છે અને ભાઇ વલ્લભદાસ મેહતા કેવળ સેવાભાવથી જ પોતાના વિદ્યાર્થિજીવનમા મળતા અવકાશનો આવા પ્રકારના હિન્દુગૌરવદર્શક સાહિત્યનિર્માણમા સદુપયોગ કરતા હોવાથી તેમની પુરસ્મરને સ્વીકારવાની ઇચ્છા ન હોવા છતા 'હિન્દુગૌરવ ગ્રથમાલા' એક સ્વરૂપમા કે અન્ય સ્વરૂપમા તેમનો યોગ્ય સત્કાર કર્યા વિના તો નહિ જ રહે

ભાઇ ભીમાશકર શર્મા આજથી લગભગ સત્તર વર્ષ પૂર્વે ઇ સ ૧૯૧૨ કિવા ૧૯૧૩ મા મારા સ્વર્ગવાસી પુત્ર રજનીકાત સાથે એલ્ફિન્સ્ટન્ મિડલ સ્કૂલમા ભણતા હતા તે સમયમા જ સાહિત્યમા તેમની અભિરુચિ હોવાથી ઘણીક વાર મારી પાસે આવતા હતા મારામા પૂજ્ય ભાવ રાખતા હતા અને મારી સાથે વાર્તાલાપ કરીને પોતાની સાહિત્ય વિષયક જિજ્ઞાસાને તૃપ્ત કરતા હતા તેમના હૃદયક્ષેત્રમા જે સાહિત્યબીજ બાલ્યાવસ્થામા જ વવાયલા હતા તે પછીથી ધીમે ધીમે ફળરૂપ થવા લાગ્યા અને તેના પરિણામે તેમણે અત્યાર સુધીમા ગુજરાતી ભાષામા ચાર પાચ ગ્રથો લખ્યા છે આજથી ચારેક વર્ષ પૂર્વે અમદાવાદમા પોતાના કેટલાક મિત્રોના સહકારથી 'ગ્રસ્ત રજન' નામક એક સાપ્તાહિક પત્ર પણ પ્રકટ કરવા માડયુ હતુ અને તે પત્ર પ્રજાના આદરને પાત્ર પણ થયુ હતુ, પરતુ કેટલીક સાસારિક પ્રતિકૂલતાઓ અચાનક આવી પડતા એક વર્ષ પૂર્ણ કરીને તે પત્રને અનિચ્છા પૂર્વક બધ કરી દેવુ પડયુ હતુ તેમના નાના તથા મોટા લેખો વારવાર કેટલાક ગુજરાતી સાપ્તાહિક પત્રો તથા માસિક પત્રોમા પ્રકટ થયા કરે છે એટલે ભીમાશકર શર્માનુ નામ ગુજરાતી સાહિત્યવિલાસિની પ્રજામા જાણીતુ તો અવશ્ય થઇ ચૂકયુ છે ભાઇ ભીમાશકર અધિક ધન્યવાદને પાત્ર એટલામાટે છે કે તેમની જન્મભૂમિ રાજપૂતાના ન્તર્ગત સિરોહી રાજ્યમા હોવા છતા અને તેમની જન્મભાષા અથવા પિતૃભાષા ત્યાની જ હોવા છતા મુબઇમાં ગુજરાતીઓના સહવા-

સમાં ઊછરીને મોટા થયેલા હોવાથી તેઓ ગુજરાતી ભાષાને જ પિતૃભાષા માનીને ગુર્જર સાહિત્યની એક નિષ્ઠાથી સેવા કરી રહ્યા છે અને ધનનો અધિક લાભ આપનાર અન્ય વ્યવસાયોથી લોભવશ ન થતાં સર્વથા અલિપ્ત રહ્યા છે. જો તેઓ ખંત રાખીને પોતાની સાહિત્યપ્રવૃત્તિને વધારતા રહેશે, તો એક ગુર્જર ગ્રંથકાર તથા પત્રકાર તરીકે અવશ્ય યશ તથા કીર્તિને મેળવી શકશે એમ તેમની અત્યાર સુધીની પ્રવૃત્તિઓને જોતાં કોઇ પણ કહી શકે તેમ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આ ગ્રંથના તૃતીય લેખક ભાઇ વલ્લભદાસ કચ્છ મુંદ્રાના નિવાસી છે, તેમનો જન્મ કાયસ્થજ્ઞાતિમાં થયેલો છે; તેમની અવસ્થા અત્યારે કેવળ ૨૩ વર્ષની છે અને તેમના• પિતાશ્રી રત્નસિંહ લાલજી મેહતા કચ્છ રાજસ્થાનના એક પ્રથમ પંક્તિના ધારાશાસ્ત્રી (વકીલ) હોઇને કચ્છના એક પ્રતિષ્ઠિત નાગરિક છે. ઇ. સ. ૧૯૨૫ માં મેટ્રિક થયા પછી તેઓ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં અભ્યાસ કરતા હતા અને અત્યારે કેવળ સ્વમાનમાટે ફર્ગ્યુસન કૉલેજને છેલ્લા પ્રણામ કરી પૂનાની એસ. પી. કૉલેજમાં બી. એ. ક્લાસમાં અભ્યાસ કરી રહ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલાક અવિચારી વિદ્યાર્થીઓ અથવા છાત્રો પ્રમાણે પોતાના પૈસાનો તેમ જ પોતાને મળતા અવકાશનો અયોગ્ય પ્રવૃત્તિઓમાં દુર્વ્યય ન કરતાં પોતે ખાદીધારી હોવા છતાં હિન્દુસંગઠન, ધર્મભ્રષ્ટ થયેલા હિન્દુઓના શુદ્ધીકરણ તથા એક આર્યસમાજિષ્ટ તરીકે આર્યસમાજની હિન્દુત્વરક્ષિકા ભદ્ર પ્રવૃત્તિઓના પરમ ઉપાસક તથા પોષક હોવાથી જેમના યોગે એ સર્વ ઉત્તમ કાર્યોની સિદ્ધિનો તેમને સંભવ દેખાતો હોય તેવા પ્રકારના ઉત્તમોત્તમ ગ્રંથોના અનુવાદમાં અને પુસ્તિકાઓ તથા સામાયિક લેખોના લેખનમાર્ગમાં તેમ જ અંગ્રેજી, હિન્દી તથા મરાઠી આદિ ભાષાઓમાં લખાયલા એ વિષયોના ઉત્તમ ગ્રંથોના પરિશીલનમાં પોતાના અવકાશનો નિરંતર સદુપયોગ કરતા રહે છે. હું આશા રાખું છું કે મારો આ કચ્છી વીર યુવક કાયસ્થ બંધુ ભવિષ્યમાં અવશ્ય એક ઉત્તમ ગ્રંથ-

કાર થશે, હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષાના કાર્યમાં અગ્રભૂમિકા ભજવી બતાવશે અને અમો કચ્છીઓના હૃદયોમા કચ્છભૂમિની પરંપરાથી ચાલતી આવેલી અથવા આનુવંશિક વીરતામાટે જે વાસ્તવિક અભિમાન વસી રહ્યું છે તે નૈસર્ગિક કચ્છી હિન્દુ વીરોની વીરતાનું પોતાની વીરતાના યોગે ભારતવર્ષવાસિની વિશાળ હિન્દુજાતિને અવશ્ય સ્મરણ કરાવી દેશે પ્રસ્તુત ગ્રંથમાં એક ઉત્સાહી તથા હિન્દુધર્માભિમાની કચ્છી હિન્દુ યુવકને કાઇક પ્રકાશમા લાવવાનો જે અવસર મને પ્રાપ્ત થયો છે તેમાટે હું મને પોતાને મહાભાગ્યશાળી માનું છુ અને ભવિષ્યમા પણ જો મારા દેશબંધુ કચ્છી હિન્દુ ગ્રંથકારોને આવી જ રીતે મારાથી આપી શકાય તેટલી સર્વ પ્રકારની સહાયતા આપીને પ્રકાશમા લાવવાના અવસરો મને પ્રાપ્ત થતા રહેશે તો હું મને પોતાને અધિકાધિક ભાગ્યશાળી માનતો રહીશ અને મારી અવસ્થા હવે પચાસની લગભગમા પહોચેલી હોવાથી જો દશ વર્ષ પછી શારીરિક શક્તિઓની ન્યૂનતા થતાં સાહિત્યના ક્ષેત્રમા મારાથી અત્યાર કરતા ઓછુ કાર્ય કરી શકાય અથવા તો મારા સમક્ષ વાનપ્રસ્થ થવાનો પ્રસંગ આવીને ઉપસ્થિત થઇ જાય, તો તેવા પ્રસંગોમા ગુર્જર સાહિત્યક્ષેત્રમા એક કચ્છી હિન્દુ ગ્રંથકાર તરીકેનુ મારૂ સ્થાન સુયોગ્ય કચ્છી હિન્દુ ગ્રંથકાર અથવા ગ્રંથકારો વડે પૂરાઇ જાય, ગુર્જર સાહિત્યક્ષેત્રમા એ સ્થાન એક કચ્છી હિન્દુ ગ્રંથકાર અથવા ગ્રંથકારોના અભાવે રિક્ત ન રહી જાય અને ગુર્જર સાહિત્યક્ષેત્રમા પરમોત્સાહી કચ્છી હિન્દુ ગ્રંથકારો અત્યારથી જ અવતીર્ણ થઇને હિન્દુ જનતાને પોતાની શિષ્ટ સાહિત્યસેવાનો લાભ અત્યારથી જ આપતા થઇ જાય એ જ મારી એકમાત્ર મહતી આકાંક્ષા છે અને હું પ્રથમથી જ આશાવાદી હોવાથી મારી એ આકાંક્ષા અવશ્ય સફળ થશે અને એક ઠક્કુર નારાયણના સ્થાનમા અનેક સુયોગ્ય કચ્છી હિન્દુ યુવક સાહિત્યસેવકો ગુર્જર સાહિત્યક્ષેત્રમા અવતીર્ણ થઇને પોતાની શિષ્ટસાહિત્યસેવા દ્વારા ઠક્કુર નારાયણના સ્વીકૃત કાર્યને અવશ્ય આગળ લબાવી બતાવશે એમ

મારો પરમાત્મસ્વરૂપ આત્મા મને ગુપ્ત નાદ કરીને વારંવાર કહી રહ્યો છે અને મારા આત્માનો એ ગુપ્ત નાદ અક્ષરશઃ સત્ય સિદ્ધ થવાનો છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. અસ્તુ.

હવે પ્રસ્તુત ગ્રંથના ઉત્સર્ગ અથવા સમર્પણના સંબંધમાં કાંઇક લખવાનું સ્વાભાવિક જ પ્રાપ્ત થાય છે. પ્રસ્તુત 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા' નો પ્રત્યેક ગ્રંથ એવા કોઇ પુરુષને જ સમર્પિત થવો જોઇએ કે જે કેવળ ધનાઢ્યતા નામક એક જ યોગ્યતા ધરાવનારો ન હોવો જોઇએ; પરંતુ તેનામાં ઉદારતા, હિન્દુજાતિ વિષયક સંપૂર્ણ અભિમાનયુક્ત શ્રદ્ધા, હિન્દુસંગઠન તથા ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણ વિષયક તીવ્ર વિશ્વાસ, હિન્દુધર્મ તથા હિન્દુજાતિ રક્ષા વિષયક તનુમનધનયુક્ત પ્રચંડ તત્પરતા, જન્મભૂમિના ઉદ્ધારની તીવ્ર આકાંક્ષા અને આવા પ્રકારના હિન્દુગૌરવદર્શક સાહિત્યનિર્માણ તથા તથા સાહિત્યપ્રકાશનના સંબંધમાં સંપૂર્ણ મહાનુભૂતિ આદિક અન્યાન્ય આવશ્યક ગુણો પણ અવશ્ય હોવા જ જોઇએ. જો કોઇ ધનાઢ્ય હિન્દુ પુરુષ અથવા સન્નારીમાં આ સર્વ ગુણોનો પણ સમાવેશ થયેલો હોય તો તો સુવર્ણમાં સુગંધ જેવો અલભ્ય યોગ જ કહી શકાય એ ન્યાય અનુસાર ધનાઢ્યતા ઉપરાંત આ સર્વ ગુણોનો જેમનામાં સંપૂર્ણ સમાવેશ થયેલો છે તે આ યુગના એક યોગભ્રષ્ટ પુરુષ અને પ્રસ્તુત ગ્રંથમાળાના ઉત્પાદક તથા આશ્રયદાતા ઉદારાત્મા શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલે પ્રસ્તુત ગ્રંથમાળાના 'ગુરુ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ્' નામક પ્રથમ પુષ્પના સમર્પણને સ્વીકારીને તે પુષ્પની યોગ્યતાને વધારવાની ઉદારતા દર્શાવી હતી અને ધનાઢ્યતા ઉપરાંત એ સર્વ સદ્‌ગુણોની તુલામાં માન્યવર શેઠ મનસુખલાલ સાથે તોળાતાં સર્વથા સમતોલ રહી શકે તેવા સૌરાષ્ટ્રભૂમિના એક વીર હિન્દુ સંતાન; વીર લોહાણાજાતિભૂષણ, અનન્ય ઉદારાત્મા; હિન્દુધર્મ તથા હિન્દુજાતિના રક્ષક; હિન્દુસંગઠન તથા ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણના અદ્વિતીય પુરસ્કારક

હિન્દુ સંમાજમાં વિદ્યાપ્રચારના કાર્યમાં લક્ષાવધિ રૂપિયાનો કોડગ પ્રમાણે વ્યય કરનાર, ઇસ્ટ આફ્રિકા જેવા હજારો ગાઉ દૂર સમુદ્ર પારના પ્રદેશમાં વસવા છતાં પોતાની જન્મભૂમિ, પોતાના હિન્દુધર્મ તથા પોતાની હિન્દુજાતિના કલ્યાણને જ નિરંતર ચિંતનાર હજારો ગરીબોના પાલણહાર અને તેમ છતાં મિથ્યાભિમાન અથવા ગર્વના અંશમાત્રને પણ હૃદયમાં સ્થાન ન આપીને વિવેક તથા નમ્રતાને જ સભ્યતા તથા ધનાઢ્યતાના પ્રધાન લક્ષણ અથવા ચિહ્ન તરીકે સ્વીકારીને ધનાઢ્ય પુરુષોને વિવેક તથા નમ્રતાના નમૂના પાઠ પઢાવનાર ઇસ્ટ આફ્રિકા તથા યુગાન્ડા પ્રોટેક્ટોરેટના શાહ સૌદાગર શેઠ નાનજીભાઇ કાલિદાસ મહેતાએ 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના પ્રસ્તુત 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' નામક દ્વિતીય પુષ્પના સમર્પણને સ્વીકારવાની ઉદારતા દર્શાવીને મારા પર તેમણે અત્યાર સુધીમાં કરેલા અનેક ઉપકારોમાં જે એક નવીન ઉપકારની વૃદ્ધિ કરી છે અને તે સાથે 'હિન્દુગૌરવ ગ્રંથમાળાના' આ દ્વિતીય ગ્રંથની શોભાને પણ વધારી દીધી છે તેમાટે માન્યવર શેઠ નાનજીભાઇને જે શબ્દોમાં યોગ્ય ધન્યવાદ આપી શકાય તે ઉચિત

૧ 'ગુરુ ગોવિન્દસિંહ'ની એક પ્રત શેઠ નાનજીભાઇને મળવાની સાથે જ રૂપિયા એક સો મોકલીને પાકા પૂઠાની પચાસ નકલ ગુજરાત તથા કાઠિયાવાડના રાજ્યકર્તા પુરુષો તથા તેમના અધિકારીઓને તેમના તરફથી ભેટ તરીકે મોકલી આપવાની સૂચના તેમણે આપી હતી અને તદનુસાર પચાસ નકલ મોકલી આપવામાં આવી હતી હવે તેઓ શ્રીમાન્ 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા'ના પ્રત્યેક પુસ્તકની એક સો પાકા પૂઠાની પ્રતિઓના સ્થાયી ગ્રાહક થઈ ગયા છે અને આફ્રિકામાં પ્રસ્તુત ગ્રંથમાળાના પ્રચારમાટે યથાશક્ય પ્રયત્ન કરી રહ્યા છે એમાટે અમો તેમને જેટલો પણ ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ થવાનો છે. ગુજરાત, કચ્છ તથા કાઠિયાવાડના હિન્દુત્વાભિમાની ધનાઢ્ય ગૃહસ્થો જો આ વિષયમાં શેઠ નાનજીભાઇનું અનુકરણ કરી બતાવશે તો તેમના નાણાંનો સદુપયોગ થશે, હિન્દુજાતિને જાગ્રત કરવાના શ્રેયની તેમને પ્રાપ્તિ થશે અને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ચિરસ્થાયિની થઇને ઉત્સાહ પૂર્વક પોતાના સ્વીકૃત કાર્યને પૂર્ણ કરતી રહેશે

શબ્દો જ અમારા શબ્દકોષમા મને નથી દેખાતા એટલામાટે માત્ર એટલા શબ્દો લખીને જ હુ સંતોષ માનું છુ કે પરમાત્મા નાનજીભાઇને સો વર્ષનું આયુષ્ય સમર્પો, તેમના આરોગ્યને નિરતર અખંડ રાખો, તેમના આગારમા શ્રી તથા સંતાનસમૃદ્ધિની દિવસાનુદિવસ વૃદ્ધિ થતી રહો અને તેમના પ્રચંડ ધનબળ તથા અનૈતિક આત્મબળથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિની નિરંતર રક્ષા તથા ઉન્નતિ થતી રહો તેમ જ હિન્દુસગઠન તથા ધર્મભ્રષ્ટોનુ શુદ્ધીકરણ આદિક ભદ્ર કાર્યો તેમની સહાયતાથી સફળતાના ક્ષેત્રમાં વેગપૂર્વક અગ્રગામી થઇને નિરપવાદ તથા નિર્વિઘ્ન વિજયને મેળવતા રહો !!!

પ્રસ્તુત'વીર વૈરાગી' ગ્રંથ 'ગુરુ ગોવિંદસિંહ' નામક ગ્રંથના પ્રકાશન પછી ૭ માસમાજ અમારા નિયમ અનુસાર પ્રકાશિત થવો જોઇએ તેને બદલે લગભગ સવા વર્ષ પછી એટલે કે નવ માસ જેટલો મોડો પ્રકાશિત થયો છે તેનું કારણ એ છે કે પ્રથમ તો કેટલાક સામાજિક ઉપાધિઓના કારણથી ભીમાઠાકરભાઇને ગ્રંથ લખવામા વિલબ થયો, જ્યારે ગ્રંથ તૈયાર થયો ત્યારે શ્રી આર્ય નૈતિક નાટક સમાજમાટે હુ નાટક લખવાના કાર્યમા રોકાયલો હોવાથી ગ્રંથમા જે સુધારો વધારો કરવાનો હતો તે મારાથી યથાસમય ન કરી શકાયો, ત્યાર પછી જ્યારે મુબઇના 'ગુજરાતીના ન્યૂઝ પ્રિન્ટિંગ પ્રેસ'મા ગ્રંથ છાપવામાટે આપવામા આવ્યો ત્યારે ત્યા બીજા કામો વધારે પરિમાણમા ભરાઇ ગયેલા હોવાથી ગ્રંથના મુદ્રણકાર્યમાં ન ધારેલો ભયકર વિલબ થવા લાગ્યો એ જ વેળાયે મારા ધર્મપત્નીની પ્રકૃતિ અસ્વસ્થ થઇ જવાથી અને તેમની તે અસ્વસ્થતા કેટલાક માસ પર્યંત ચાલતી રહેવાથી જે નવીન પ્રકરણો મારે લખવા હતા તે લખવામા કાંઇક વિલબ થયો અને ત્યાર પછી અપૂર્ણ ગ્રંથ અમદાવાદમા ઉતાવળથી છપાઇ જશે તેમ જ ખર્ચમા પણ કાંઇક લાભ થશે એવી આશાથી આ ગ્રંથના ૧૨ મા ફૉર્મથી પછીનો ભાગ અમદાવાદના 'સંપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ' મા છાપવામાટે આપ્યો તો ત્યાં

પણ કામનુ દબાણ વધારે હોવાથી ધારેની મુદતમા કામ ન મળ્યુ અને વિનબ થનો જ ગયો, છતા આટના વિલબ પછી પણ પ્રસ્તુત ગ્રથ આજે પ્રમાશિત થઇને પાઠકો તથા પાઠિકાઓના કરકમલમા વિરાજવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો છે તેમાટે અમો વિઘ્નહર્તા પરમાત્માનો અન્તકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ અને વિલબના દોષને છાપખાનાવાળાઓ કિવા બીજા કોઇના શિર પર ન સ્થાપતા એમ જ માનીએ છીએ કે જે વેળા અમુક કાર્યની સિદ્ધિ-માટે નિર્માણ થયેલી હોય છે તે વેળાયે જ તે કાર્યની સિદ્ધિ થાય છે એ નિયમ અનુસાર પ્રસ્તુત ગ્રથના પ્રકાશનમાટે જે વેળા નિર્માઅની હતી તે વેળાયે જ પ્રસ્તુત ગ્રથનુ પ્રકાશન થયેલુ હોવાથી એમા કોઇનો પણ દોષ છે જ નહિ છતાં પણ મનુષ્યે નિયમિત રહેવાનો પ્રયત્ન તો કરવોજ જોઇએ એ પણ નીતિશાસ્ત્રનો એક નિયમ હોવાથી એ નિયમિતતાના નિયમોનું યથાશક્ય પરિમાણમા, જો કોઈ અચિત્ય વિઘ્ન આવીને ઉપસ્થિત ન થઇ જાય તો, પાનન કરી શકાય એટલામાટે ' હિન્દુગૌરવ ગ્રથમાના ' નો હિરણ્યગર્ભ હિન્દુ અથવા હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઈતિહાસ' નામક તૃતિય-ચતુર્થ ગ્રથ કેટલાક સમય પૂર્વે જ અમદાવાદના 'આદિત્ય મુદ્રણાલય'મા છાપવામાટે આપી દીધો છે અને જો પરાત્માની કૃપા હશે તો મોડામા મોડો તે ગ્રથને સવત ૧૯૮૬ ના માર્ગશીર્ષ મામમા પ્રકાશિત કરી દેવાની અમો આશા રાખીએ છીએ અત્યાર સૂધીમા એ પ્રચડ ગ્રથનો કેટલોક ભાગ તો છપાઇને તૈયાર પણ થઇ ગયો છે

જેમને હું પ્રથમથીજ મારા એક શુભેચ્છક તથા પ્રોત્સાહક મુરબ્બી માનતો આવ્યો છું અને જેઓ મારા પ્રતિ તથા મારી સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓ પ્રતિ સદ્ભાવ તથા આદરની દૃષ્ટિ રાખતા આવ્યા છે તે આપણી ગુર્જરભૂમિ તથા ગુર્જર ભાષાના એક સર્વમાન્ય સાક્ષર, ફારસી ભાષાના એક ઉત્તમ જ્ઞાતા તથા વિવેચક, ગુર્જર ભાષાના સાહિત્યભડારને 'ઔરગજેબ અને રાજપૂતો,' 'શ્રીકૃષ્ણ-

ચરિત્ર,' 'દયારામ અને હાફિજ' આદિક અનેક અમરત્નોવડે સમૃદ્ધ કરનાર Mile Stones in the Gujarati Literature તથા Further Milestones in the Gujarati Literature આદિ અંગ્રેજી ગ્રંથોના નિર્માતા મુંબાઇની સ્મૉલ કૉઝિસ કૉર્ટસના રાજમાન્ય તથા પ્રજાપ્રિય વાનપ્રસ્થ વરિષ્ટ ન્યાયાધીશ અને દીવાન બહાદુર વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ પૂજ્ય પુરુષ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ એલ બી મહાશયે તેઓ પોતે હુલ્લડ તપાસ કમીટીના તેમ જ અન્ય અનેકવિધ આવશ્યક કાર્યોમા રોકાયલા હોવા છતા પણ મારી પ્રાર્થનાને માન આપીને પ્રસ્તુત 'વીર વૈરાગી' પુસ્તકને લક્ષપૂર્વક વાચી લઇ જે લઘુ આમુખ લખી આપવાની ઉદારતા દર્શાવી છે તે માટે હુ તેમનો જેટલો પણ ઉપકાર માનુ અને તેમને જેટલો પણ ધન્યવાદ આપુ તેટલો ઓછો જ થવાનો છે. બ્રિટિશ સરકારે રા રા કૃષ્ણલાલભાઇને આ વર્ષમા તેમની અનેકવિધ યોગ્યતાઓથી મુગ્ધ થઇને 'દીવાન બહાદુર' જેવી બહુમાનદર્શક પદવીથી વિભૂષિત કર્યા છે તેમાટે બ્રિટિશ સરકારને ધન્યવાદ તથા શ્રદ્ધેય શ્રીકૃષ્ણલાલ ભાઇને અત કરણના અભિનદન સમર્પીને પરમાત્મા પાસેથી અમો એ જ યાચીએ છીએ કે પરમાત્મા તેમને ઉદ્દંડ આયુષ્ય સમર્પે, તેમના આરોગ્યને અખડ રાખે અને હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા ગુર્જર સાહિત્યસૃષ્ટિને તેમના ગભીર જ્ઞાન તથા ગહન અનુભવોનો નિરતર તથા સતત લાભ મળતો રહે કારણ કે ગુર્જર હિન્દુ જનતા તથા ગુર્જર વાઙમયને માન્યવર શ્રી કૃષ્ણલાલભાઈ જેવા નિષ્પક્ષપાત ન્યાયદાતા પુરુષ પુગવોની અતિશય આવશ્યકતા છે

અંતે અમારે હિન્દુધર્માભિમાની અથવા હિન્દુત્વાભિમાની ગુર્જરભાષાભાષી વિશાળ હિન્દુસમાજને તથા અમારા કૃપાળુ હિન્દુ સ્થાયી ગ્રાહકોને એટલી જ પ્રાર્થના કરવાની છે કે કેવળ હિન્દુધર્મની રક્ષા, જાતિરક્ષા, કુટુબરક્ષા તથા આત્મરક્ષા વિષયક કર્તવ્યની હિન્દુગૌરવની ભૂતકાલિક ઐતિહાસિક સત્ય કથાઓ દ્વારા સુયોગ્ય શિક્ષા આપવા તથા સુષુપ્ત હિન્દુસમાજને નિદ્રાતક સુબુ-

નિદ્રામાંથી જાગૃત કરવાના એકમાત્ર પારમાર્થિક ભદ્ર આશયથી પ્રકટ કરાતી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' નો જેટલા અધિક પરિમાણમાં ગ્રંથ હોય તેટલા અધિક પરિમાણમાં પ્રચાર થતો રહે એવા પ્રકારના પ્રયત્નોમાં પોતાથી તન મન તથા ધનની જે કાંઇ પણ સહાયતા આપી શકાય તે તત્કાળ આપવી એ પ્રત્યેક હિન્દુ સ્ત્રીપુરુષનું આવશ્યક કર્તવ્ય હોવાથી જેવી રીતે ઉદારાત્મા શેઠ મનસુખલાલ છગનલાલ રોંગટાવાલે 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ને અસ્તિત્વમાં લાવીને પોતાના ધનનો સદ્-વ્યય કરી બતાવ્યો છે તેવી જ રીતે હિન્દુજાતિના અન્યાન્ય ધનાઢ્ય ગૃહસ્થો પોતપોતાની શક્તિ તથા ઇચ્છાનુસાર ઉપર જણાવ્યા પ્રમાણે શેઠ નાનજી કાલિદાસ મેહતાનું અનુકરણ કરીને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ના અત્યાર સુધીમાં પ્રકટ થઇ ચૂકેલા તેમ જ હવે પછી પ્રકટ થનારા ગ્રંથોની, એક પ્રત દીઠ આના આઠ ડિપો-ઝિટ તરીકે મોકલી આપીને, સો, પચાસ, પચાસ કે છેવટે પચીસ પ્રતોના સ્થાયી ગ્રાહકો થઇને જે હિન્દુઓની આટલી સસ્તી કીમત આપીને પણ ગ્રંથ ખરીદવાની શક્તિ ન હોય તેવા અશક્ત હિન્દુ-ઓને તેમ જ હિન્દુ અનાથાલયો, ગુરુકુલો, કન્યાવિદ્યાલયો ગ્રંથા-લયો તથા શાળાઓ અને વાચનાલયો જેવી સાર્વજનિક હિન્દુ સંસ્થા-ઓને વિના મૂલ્યે આપવા અથવા મોકલી આપવાની ઉદારતા દર્શાવે સામાન્ય અથવા મધ્યમ વર્ગના હિન્દુઓ પ્રસ્તુત ગ્રંથમાળાના સ્થાયી ગ્રાહક થવાની ઉદારતા બતાવી દે અને જેઓ પ્રસ્તુત ગ્રંથ-માળાના સ્થાયી ગ્રાહક થઇ ગયા છે તે ઉદારાત્મા વીર હિન્દુઓ પોતાના સંબંધીઓ તથા મિત્રોના મંડળમાં યથાશક્તિ એકેક અથવા બબ્બે સ્થાયી ગ્રાહકો વધારી આપવાના પ્રયાસો કરતા રહે તો જ પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' પગભર થઇને ચિરસ્થાયિની થઇ શકે તેમ છે, કારણ કે, જ્યાં સુધી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ના ઓછામાં ઓછા ચારથી પાંચ હજાર સ્થાયી ગ્રાહકો ન થઇ જાય ત્યાં સુધી આવા ૩૦૦ અને ૪૦૦ પૃષ્ઠના દળદાર તથા ઉત્કૃષ્ટ ગ્રંથો સ્થાયી ગ્રાહકોને ભયંકર ખોટ ભોગવ્યા વિના અનુક્રમે બાર આના તથા

એક રૂપિયો ને બે આનાની નજીવી કીમતથી કદાપિ આપી શકાય તેમ નથી અને એ ખોટના ખાડાને જો ઉદારાત્મા શેઠ મનસુખલાલ ભાઈ ન પૂરતા હોય તો આ ગ્રંથમાળાને આજે અને આ ક્ષણે જ બંધ કરી દેવાનો પ્રસંગ આવી લાગે. અમો આશા રાખીએ છીએ કે અમારી આ અગત્યની પ્રાર્થનાને લક્ષમાં લઈને હિન્દુધર્માભિમાની તથા હિન્દુજાતિના ઉત્કર્ષેચ્છુ સાધનસંપન્ન તથા સામાન્ય વર્ગના હિન્દુ સદ્‌ગૃહસ્થો યશસ્વિની થયેલી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ને ચિર-સ્થાયિની કરવાના પોતાથી કરી શકાય તેટલા સફળ પ્રયત્નો અવશ્ય કરી બતાવશે અને હવે પછીના ગ્રંથમાં તેમના એ સફળ પ્રયત્નોનો અમારાથી અભિમાન પૂર્વક ઉલ્લેખ કરી શકાય તેવા પ્રસંગને અમારા સમક્ષ ઉપસ્થિત કરી દેશે. હિન્દુત્વાભિમાની સુજ્ઞ હિન્દુ સદ્‌ગૃહસ્થોને આનાથી અધિક બીજું શું કહેવાનું હોય વારૂ ? જો કેટલાક હિન્દુ-ત્વાભિમાની સ્થાયી ગ્રાહકો પ્રસ્તુત ગ્રંથમાળાના સ્થાયી ગ્રાહકોને વધારવાના અમારી પ્રાર્થના વિના જ પોતાના કર્તવ્ય તરીકે યથા-શક્ય પ્રયત્નો કરી રહ્યા છે તે અમારા લક્ષમાં છે અને અમો તેમને તેમના એ શુભ પ્રયાસમાટે ધન્યવાદ સમર્પીને હવે પછીના પુસ્તકમાં તેમનાં ભદ્ર નામોને પ્રકાશિત કરવાની આકાંક્ષા ધરાવીએ છીએ કે જેથી અન્ય જનોને પણ એ જ માર્ગમાં અગ્રેસર થવાનું ઉત્તેજન તથા પ્રોત્સાહન મળી શકે.

કેટલાક વ્યાપારીઓના આગ્રહથી 'ગુજરાતી' પત્રની જેરો પ્રમાણે આ ગ્રથમાળાના પ્રસ્તુત ગ્રંથમાં અમોએ જાહેર ખબરો લેવાનો એવા આશયથી પ્રબંધ કર્યો છે કે આ ગ્રંથમાળાના ગ્રંથો પડતર કરતાં પણ ઓછી કીમતે ગ્રાહકોને અપાતા હોવાથી ગ્રંથ-માળાને જે કેટલીક ખોટ સહન કરવી પડે છે તે ખોટનો ખાડો થોડા ઘણા અંશે પૂરાય અને આ ગ્રંથમાળાનો પ્રત્યેક ગ્રંથ ઓછામાં ઓછા ત્રીસ હજાર માણસોના વાંચવામાં આવતો હોવાથી જાહેર ખબર આપનારા વ્યાપારીઓને પણ પોતાના ધંધામાં લાભ થાય. જાહેર ખબર લેવાનો નિશ્ચય કાંઈક મોડો થવાથી આ ગ્રંથમાં જો કે

દશથી વધારે જાહેર ખબરો આવી શકી નથી પરંતુ હવે પછીના ગ્રંથમાં હિન્દુત્વાભિમાની હિન્દુ વ્યાપારીઓ અવશ્ય પોતાની જાહેર ખબરો મોકલાવીને આ હિન્દુહિતરક્ષક કાર્યમાં પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપશે અને પોતે પણ લાભ મેળવીને 'એક પંથ દો કાજ' વાળી કહેવતને સાર્થક કરી બતાવશે એવી અમો દૃઢ આશા રાખીએ છીએ વ્યાપારીઓને તેમની માગણી આવતાં જાહેર ખબરના ભાવ આદિનું જૂદું 'સર્ક્યુલર' મોકલી આપવામાં આવે છે

'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના પ્રથમ તથા દ્વિતીય ગ્રંથના ખર્ચ તથા આવક ઇત્યાદિનો સવિસ્તર હિસાબ અમો હવે પછીના ગ્રંથમાં એટલામાટે પ્રસિદ્ધ કરવાના છીએ કે આ ગ્રંથમાળા લાભની આશાથી નહિ કિંતુ કેવળ હિન્દુધર્મ તથા હિન્દુજાતિની સેવાના આશયથી જ પ્રસિદ્ધ કરવામાં આવે છે એનો અમારા ગ્રાહકો તથા વાચકોને નિશ્ચય થઈ જાય અને હિન્દુત્વાભિમાની ધનાઢ્ય ગૃહસ્થોના હસ્તો પ્રસ્તુત ગ્રંથમાળા પ્રતિ સહાયતા આપવામાટે આકર્ષાય

અંતે જે પરમાત્માની કૃપાથી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ના આ દ્વિતીય પુષ્પનું કેટલાક વિલંબ પછી પણ નિર્વિઘ્ન પ્રકાશન કરી શક્યું છે તેમાટે તે વિઘ્નહર્તા તથા વિજયદાતા પરમાત્માનો નિર્મલ અંતઃકરણથી વારંવાર આભાર માનીને અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની સેવામાટે દીર્ઘ આયુષ્ય, અખંડ આરોગ્ય પ્રચંડ આત્મબળ તથા વિપુલ સાધનોની યાચના કરીને આ લઘુ સાધના ઉપોદ્ઘાતને સમાપ્ત કરવાની તથા મારી લેખિનીને કિંચિદ્ વિશ્રાંતિ આપવાની હું આજ્ઞા લઉં છું ઇતિ શિવમ્

મુંબઈ
તા ૧૨ મી ઑગસ્ટ ૧૯૧૯
સોમવાર

હિન્દુધર્મ તથા હિન્દુજાતિનો અનન્ય સેવક
ઠક્કુર નારાયણજી વિસનજી,
સંપાદક તથા મુખ્ય લેખક
'હિન્દુગૌરવગ્રંથમાળા'

# હિન્દુજાતિની કલ્યાણપ્રતિજ્ઞા



" હિન્દુગૌરવગ્રંથમાળા "ના ઉત્પાદક તથા આશ્રયદાતા; સંપાદક તથા મુખ્ય લેખક અને કેટલાક અન્યાન્ય હિતવાદી હિન્દુ સજ્જનો નિશ્ચયપૂર્વક એમ માને છે કેઃ જે કોઈ પણ યુવક, પ્રૌઢ તથા વૃદ્ધ હિન્દુ પુરુષો અને જે કોઈ પણ યુવતી, પ્રૌઢા તથા વૃદ્ધા હિન્દુ દેવીઓ પોતપોતાની પરિસ્થિતિ અનુસાર નીચે અપાયલી પવિત્ર પ્રતિજ્ઞાઓવડે બંધાઇને એ પ્રતિજ્ઞાઓનું અંતપર્યન્ત દઢ પાલન કરી બતાવશે તે હિન્દુ પુરુષો તથા હિન્દુ દેવીઓ પોતે પોતાના કલ્યાણને સિદ્ધ કરી લેવા ઉપરાંત અધોગતિની ગર્તામાં પછડાઈ પડેલી વિશાળ હિન્દુજાતિના શાશ્વત કલ્યાણને પણ ધીમે ધીમે અવશ્ય સિદ્ધ કરીને પરમાર્થનાં ભાગી થઈ શકશે. તે પવિત્ર પ્રતિજ્ઞાઓ આ છેઃ—

૧ હું હિન્દુ છું અને હિન્દુસ્થાન મારો દેશ છે.

૨ હું માગ પ્રાણ જવાનો પ્રસંગ આવી લાગશે તો પણ આપણા મહાપવિત્રતમ વૈદિક હિન્દુધર્મનો ત્યાગ કરીશ નહિ, ધર્મભ્રષ્ટ થઈશ નહિ; આપણા હિન્દુ બંધુઓ તથા આપણી હિન્દુભગિનીઓના કલ્યાણ-માટે મારાથી જે કાંઈ પણ પ્રયત્ન કરી શકાશે તે પ્રયત્ન શુદ્ધભાવથી કર્યા કરીશ; અન્યાન્ય હિન્દુ ભાઇઓ તથા બહેનોને પણ હિન્દુજાતિના હિતને સાધવાનો ઉપદેશ આપ્યા કરીશ અને સર્વ હિન્દુઓ,-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શૂદ્ર તથા અંત્યજ નામધારિણી પ્રત્યેક હિન્દુ વ્યક્તિ-ને મારા પોતાના આત્મીય જન તરીકે જ માન્યા કરીશ.

૩. હું આજથી દારૂ, અફીણ અને એવી જ બીજી કેફી ચીજોનો વ્યસન તરીકે કદાપિ ઉપયોગ કરીશ નહિ અને બીજાને પણ એ કેફી ચીજોનો વ્યસન તરીકે ઉપયોગ ન કરવાનો મારાથી અપાશે તેટલો ઉપદેશ આગ્રહપૂર્વક આપ્યા કરીશ.

૪ હું લગ્ન, સીમંત (અઘરણી અથવા અધરણી) તથા મરણ આદિક મારા તથા મારા અવસરોમાં જે કેટલીક ધર્મ તથા નીતિથી વિરુદ્ધ અને વિઘાતક રૂઢિયોનો ધર્મના નામથી હિન્દુસમાજમા પ્રવેશ થઈ ગયો છે તે વિઘાતક રૂઢિયોના બંધનને તોડી નાખીશ એ પ્રસંગોમા વ્યાજબી ખર્ચો ઉપરાંત બનાવટી અને ખોટા ખર્ચો કદાપિ કરીશ નહિ અને બીજાઓને પણ એવા ખોટા ખર્ચ કરીને પૈસાની પાયમાલી ન કરવા માટેનો આગ્રહ એટલામાટે કર્યા કરીશ કે જેથી આવા અવસરોમા કેવળ પોતાની મોટાઈને બતાવવામાટે અથવા તો રિવાજોના બંધનથી થતા આડંબરી તેમ જ ખોટા ખર્ચો બિલકુલ અટકી જાય અને તે નાણુ નો હિન્દુજાતિના કલ્યાણને સાધનારા અન્ય ઉત્તમ કાર્યોમા ઘણો જ સારો ઉપયોગ કરી શકાય

૫ હું પોતે બાળલગ્ન કરીશ નહિ મારા કુટુંબમા બાળલગ્ન થવા દઈશ નહિ અથવા તો બાળલગ્નને ઉત્તેજન કિંવા સંમતિ આપીશ નહિ અને જ્યા સુધી છોકરાની ઉમ્મર પૂરા અઢાર વર્ષની ન થાય તેમ જ છોકરીની ઉમ્મર પૂરા ચૌદ વર્ષની ન થઈ જાય ત્યા સુધી છોકરા તથા છોકરી કોઈ પણ સંજોગોમા ન પરણાવવાનો મારા પરિચય તથા સમાગમમા આવનારા સર્વ હિન્દુ સ્ત્રીપુરુષોને હિન્દુજાતિ ભવિષ્યમા નિર્માલ્ય પ્રજાને ઉત્પન્ન કરતી અટકી જાય અને બળવાન તથા નીરોગ પ્રજાને ઉત્પન્ન કરતી રહે એટલામાટે યોગ્ય તથા આવશ્યક ઉપદેશ આપ્યા કરીશ

૬ હું પોતે વિધુર હોવા છતા જો મારી અવસ્થા ૪૫ વર્ષની થઈ ગઈ હશે, તો કુમારિકા સાથે લગ્ન કરીશ નહિ એવા વૃદ્ધ લગ્નોમા કોઈ પણ પ્રકારનો ભાગ લઈશ નહિ તેમ જ હિન્દુસમાજમા થતા આવા વિઘાતક વૃદ્ધ લગ્નોને કાયદાસર અટકાવવાના પણ મારાથી કરી શકાશે તેટલા પ્રયત્નો અતિશય લાગણીપૂર્વક કરતો રહીશ

૭ હું વ્યાયામ અથવા અન્ય સાધનોનો ઉપયોગ કરીને પોતાના

આરોગ્યને વધારવામાટે, આત્મરક્ષણમાટે અને અત્યાચારીઓના આઘાતોથી નિર્બળ મનુષ્યોને રક્ષવામાટે મારા પોતાના શરીરને સુદૃઢ તથા બળવાન્ બનાવીશ અને અન્ય હિન્દુ સ્ત્રીઓ તથા પુરુષોને પણ એ જ માર્ગના અવલંબનનો એટલામાટે ઉપદેશ આપ્યા કરીશ કે શારીરિક શક્તિ અથવા બળને ખીલવવાની આવશ્યકતા પુરુષો તથા સ્ત્રીઓમાટે એકસરખી છે અને શારીરિક બળ વિના આત્મરક્ષા પણ કરી શકાય તેમ નથી, તો પછી ધર્મરક્ષા અને જાતિરક્ષા તો ક્યાંથીજ કરી શકાય ? એ રહસ્ય તેમના જાણવામાં આવી જાય અને તેઓ કલ્યાણકારક વ્યાયામનાં ભક્ત બની જાય.

૮. હું મારાં પોતાનાં પુત્ર તથા પુત્રીને શિક્ષણના સંબંધમાં તેમની વચ્ચે કશો પણ ભેદ ન માનીને અને શિક્ષણના સંબંધમાં તેમના અધિકારોને એકસરખા પ્રમાણીને જેના યોગે પુત્ર પોતાના પુરુષજીવનને અને પુત્રી પોતાના ભવિષ્યના ગૃહિણી તથા માતા તરીકેના નારીજીવનને સર્વથા આદર્શ તથા અનુકરણીય બનાવી શકે તેવું યોગ્ય શિક્ષણ આપીશ અથવા અપાવીશ અને જે માતાપિતા પોતાનાં પુત્ર તથા પુત્રીને શિક્ષણ નહિ આપતાં હોય તેમને શિક્ષણના લાભો સમજાવી દઇને પુત્ર તથા પુત્રીને યોગ્ય શિક્ષણ આપવા અથવા અપાવવાના નિશ્ચયપર લાવવાના મારાથી કરી શકાશે તેટલા સર્વ પ્રયત્નો કરીશ.

૯. હિન્દુજાતિ અથવા હિન્દુસમાજમાં જ્ઞાનનો વિશેષ અને વિશેષ પ્રચાર થતો રહે અને જ્ઞાનના પ્રકાશથી તેના અજ્ઞાનાંધકારનો લોપ થઈ જાય એટલામાટે ઉત્તમોત્તમ પુસ્તકો, માસિકપત્રો તથા વર્તમાનપત્રો આદિક વાંચનસામગ્રી સાધારણ વર્ગનાં હિન્દુ સ્ત્રી-પુરુષોને બહુ જ સસ્તા મૂલ્યથી અથવા તો પરિસ્થિતિ અનુસાર વિના મૂલ્યે મળી શકે તેવા પ્રકારના પ્રયત્નો હું યથાશક્તિ કર્યા કરીશ.

૧૦ જેના યોગે આપણા હિન્દુસમાજની આટલી સીમા પર્યન્ત

અધોગતિ થઇ છે, થાય છે અને ભવિષ્યમાં એથી પણ અધિક અધોગતિ થવાનો સંભવ છે તે કૌટુંબિક, જાતિસબંધી, નાગરિક તથા અન્ય પ્રકારના વિગ્રહ અથવા ઝગડા હું પોતે કદાપિ કરીશ નહિ, એવા ઝગડાઓમાં કોઇ પણ પ્રકારનો ભાગ લઇશ નહિ અને બીજાઓને પણ એવા ઝગડા ન કરવાનો ઉપદેશ આપીને જે કોઇ પણ વ્યક્તિ દેશહિત, જ્ઞાતિહિત, હિન્દુધર્મના રક્ષણ તેમ જ પ્રચાર, હિન્દુજાતિના કલ્યાણ અને પોતાના કુટુંબના કલ્યાણ આદિકને સિદ્ધ કરવાના પ્રયત્નો કરતી હશે તે વ્યક્તિને તેના એ પરમાર્થમય કાર્યમાં મારાથી આપી શકાશે તેવી સર્વ પ્રકારની સહાયતાઓ આપ્યા કરીશ, તેને તોડી પાડવાનો અથવા તો તેના સાર્વજનિક હિતના સત્કાર્યમાં બાધા કિંવા વિઘ્ન નાખવાનો અપરાધ હું પોતે તો નહિ જ કરૂં, પરંતુ બીજા કોઇને પણ એ અપરાધ નહિ કરવા દઉં કદાચિત્ તે વ્યક્તિની માન્યતા ખોટી હશે અને તે વ્યક્તિના કાર્યથી હિન્દુસમાજને લાભને બદલે હાનિ થવાનો જ સંભવ હશે, તો પણ તેને દાખલા દલીલોથી તેની ભૂલ બતાવી દઇને તથા શાંતિપૂર્વક સમજાવીને જ તેના કાર્યને અટકાવીશ, નહિ કે, તેની સાથે ઝગડામાં ઊતરીને અથવા તો તેને તોડી પાડીને

૧૧ આપણી હિન્દુજાતિની ઉચ્ચ વર્ણની પોણા સો ટકાથી વધારે પ્રમાણમાં વિધવાઓની સ્થિતિ દયાજનક તથા શોચનીય હોવાથી અને સમસ્ત હિન્દુજાતિના અસ્તિત્વને ટકાવી રાખવામાટે તેમ જ હિન્દુસમાજની પ્રતિષ્ઠાને સુરક્ષિત તથા અવિચલ રાખવામાટે ઉચ્ચવર્ણની હિન્દુ વિધવાઓ, ખાસ કરીને બાલવિધવા તથા યુવતી વિધવાઓની અભાગની સ્થિતિને સુધારવાની અને વિધવાવિવાહને અમુક સીમાપર્યન્ત સ્વીકારી લેવાની તથા ઉત્તેજન આપવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી જે કોઇ પણ હિન્દુ બાલવિધવા તથા યુવતી વિધવાની પુનર્લગ્ન કરવાની ઇચ્છા હશે તે બાલવિધવા તથા યુવતી વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવવાનો વિઘાતક પ્રયત્ન હું નહિ જ કરૂં, કિંબહુના તેના એ કાર્યને ઉચિત માનીને તેને તેના એ કાર્યમાં મારાથી

જેટલી આપી શકાશે તેટલી સહાયતા પણ આપીશ અને પુનર્લગ્નથી તે હિન્દુ વિધવાની પ્રતિષ્ઠાને લેશમાત્ર પણ ઓછી થયેલી માનીશ નહિ. એ જ પ્રમાણે જે હિન્દુ વિધવાઓ પોતાની ઇચ્છાથી જ પુનર્લગ્ન ન કરતા પોતાના વૈધવ્યધર્મને પવિત્રતાપૂર્વક પાળતી રહેશે તે આદર્શ હિન્દુ વિધવાઓને આ માનવલોકની પરમપૂજ્ય દેવીઓ માનીને તેમના પ્રતિ સંપૂર્ણ પૂજ્યભાવ દર્શાવવાને જ હું મારો ધર્મ માનીશ. અત્યારની ભયંકર રૂઢિ પ્રમાણે વિધવાઓને લગ્ન જેવા શુભકાર્યોના સંપાદનમાં અપવિત્ર તથા અપશકુન કરનારી માનવાનું ભયંકર પાતક કદાપિ નહિ જ કરું અને અન્ય જનોને પણ એવી બ્રહ્મચારિણી વિધવાઓને માનપૂર્વક જોઇને નિરંતર વંદન કરવાનો ઉપદેશ આપ્યા કરીશ.

૧૨ જે ધાર્મિક સંસ્થાઓ અથવા ધર્માદા ખાતાઓમાં હિન્દુઓના પૈસાનો દુરુપયોગ જ થતો હશે તે ધાર્મિક સંસ્થાઓ અથવા ધર્માદા ખાતાઓને હું વિના કારણ પૈસા નહિ જ આપું અને એવી નામધારી ધાર્મિક સંસ્થાઓ અથવા ધર્માદા ખાતાઓને દુરુપયોગમાટે આપવાને બદલે તે એવી કોઇ સાર્વજનિક સંસ્થાઓને આપીશ અને બીજાઓ પાસેથી પણ અપાવીશ કે જે સંસ્થાઓ સમસ્ત હિન્દુજાતિના કલ્યાણને સાધનારી આદર્શ હિન્દુ સંસ્થાઓ હશે

૧૩ પીર ફકીર, કબ્ર તાબૂત, દોરાધાગા, ઝાડફૂંક તથા જંતરમંતર અને તાવીજ માદળિયા આદિ ખોટા વ્હેમો તર્ફ હું પોતે કદાપિ દોરવાઇશ નહિ અને એ વિઘાતક તથા ધર્મનાશક વ્હેમો તર્ફ દોરવાતા અથવા દોરવાયલા મારા બીજા હિન્દુભાઇઓ તથા હિન્દુ બહેનોને એ વ્હેમોની ગુલામીમાથી છોડાવવાના અને કેવળ પરમાત્માને કલ્યાણદાતા તથા ઇષ્ટફળદાતા માનવાના પ્રચંડ ઉદ્યોગો કર્યા કરીશ કે જેથી હિન્દુસમાજ આવા વિઘાતક વ્હેમોના બંધનથી મુક્ત થઇ જાય અને આત્મકલ્યાણના સત્ય માર્ગને જોઇ શકે.

પરમાત્મા હિન્દુઓને આ પવિત્ર પ્રતિજ્ઞાઓથી બદ્ધ થવાની સદ્દબુદ્ધિ તથા આ પવિત્ર પ્રતિજ્ઞાઓના પાલનની અપરિમિત શક્તિ સમર્પે અને હિન્દુજાતિ પવિત્રતા, ઉત્કર્ષ તથા શાશ્વત કલ્યાણના નિષ્કંટક માર્ગમા વેગપૂર્વક અગ્રેસર થતી રહે એ જ અમારી ભદ્ર કામના।*

અમો છીએ

હિન્દુધર્મ તથા હિન્દુજાતિના વિનીત હિન્દુ સેવકો

મુંબઈ
તા. ૨૭ મી જુનાઇ ૧૯૨૯
શનિવાર

* પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના જે પાઠકો તથા પાઠિકાઓ આ પ્રતિજ્ઞાઓથી બદ્ધ થઈને અમોને પોતાના ભદ્ર નામો લખી મોકલશે તેમના ભદ્ર નામોને અમો અતિશય સન્માન તથા આનંદપૂર્વક હવે પછીના ગ્રંથમા પ્રકટ કરીશું.
ઠક્કર નારાયણ

પ્રસ્તુત 'વીર વૈરાગી અથવા બન્દા બહાદુર' નામક ઐતિહાસિક જીવનકથા અથવા નવલકથામાં જે ઇતિહાસો તથા અન્ય ગ્રંથોના આધાર લેવામાં આવ્યા છે તે ગ્રંથોની

# સૂચી

## અંગ્રેજી ગ્રંથો


1 A History of the Sikhs, by Joseph Devey Cunnigham. Oxford University Press. 1912.

2 Later Mughals, Vol I, by William Irvine, I. C. S. (ret), Published by S. C. Sarkar & Sons, Calcutta.

3 The Sikh Religion Its Gurus, Sacred Writings and Authors, Vol V, by Max Arthur Macauliff Oxford University Press (1909),

4 The Oxford History of India, by Vincent A Smith. C I E (1920)

5 The Transformation of Sikhism, by Dr Gokulchand M A Ph D Bar-at Law

6 History of Auranzib, Vol III, by Jadunath Sarkar, M A Published by M C Sarkar & Sons; Calcutta, (1916)

7 English Translation of Dabistan-ul Mazahib, by Troyer and Seed. Published in Old Series of the Oriental Translation Fund.

8 India of Aurangzib, by Judunth Sarkar M. A., Published by M C Sarkar & Sons; Calcutta

9 An *Oriental Biographical Dictionary*, by Thomas William Beale (A New Edition Revised and Enlarged) 1894.

10 History of Sikhs, by W. L. M'gregor.

11 History of the Panjab, From the Remostest Antiquity to the Present Time, by Saiyad Muhammad Latif.

12 Origin of the Sikhs, by H. T. Princep.

13 Anecdotes from Sikh History.

14 Panjab Rajas and Panjab Chiefs, by Sir Lepel Griffin K. C. S. I.

15 The Land of the Five Rivers, by Hugh Renedy Treveskis I. C. S. (1928).

16 Sikh Martyrs, by Bhagat Lakshman Singh, Published by Messers Ganesh & Co Madras. (1923).

17 A Pageant of India, by Adolf Watey, (1927).

### ગુરુમુખી ગ્રંથ

૧ બન્દા બહાદુર, ખાલસા એજન્સી અમૃતસર,

### ઉર્દૂ ગ્રથ

૧ બન્દા બહાદુર કૌન થા ? (અમૃતસરના અપલી પ્રેસ દ્વારા પ્રકાશિત)

### હિંદી ગ્રંથ

૧ સિખ્ખોકા પરિવર્તન (આન્યવર ગોકુલચંદ એમ. એલ. પી. એચ .ડી. બાર એટ લૉ કૃત 'The Transformation of Sikhism.' નામક અગ્રેજી ગ્રથનો સ્વામી સોમેશ્વરાનંદ બી. એ. કૃત હિન્દી અનુવાદ.

૨ નંદકુમારદેવ શર્મા કૃત 'સિખ્ખોકા ઉત્થાન ઓર પતન'

૩ વેણીપ્રસાદ કૃત 'ગુરુ ગોવિન્દસિંહ.'

૪ પંડિત જ્વાલાદત્ત શર્મા કૃત 'સિખ્ખોકે દશ ગુરુ'

૫ નિર્મલા સાંધુ શ્રી ગોવિંદસિંહજી કૃત 'ઇતિહાસ ગુરુ ખાલસા' (સિખ્ખોકા ઇતિહાસ)

૬ ભાઇ પરમાનન્દ એમ એ. કૃત 'વીર વૈરાગી'
૭ આનન્દકિશોર મહતા કૃત 'ગુરુ ગોવિંદસિંહ'
૮ શ્રીયુત ધર્મપાલજી બી એ. કૃત 'વિષલતા'* પ્રથમ ભાગ.

**બંગાળી ગ્રંથ**

૧ વસંતકુમાર બંધોપાધ્યાય કૃત 'ગુરુ ગોવિંદસિંહ'
૨ શ્રી શરત્કુમાર રાય પ્રણીત 'સિખ્ખ ગુરુ ઓ સિખ્ખજાતિ'
૩ બાબુ રજનીકાન્ત ગુપ્ત કૃત 'આર્યકીર્તિ'

**મરાઠી ગ્રંથ**

૧ શ્રી ગણેશ દામોદર સાવરકરકૃત 'વીર વૈરાગી' નામક હિન્દી ગ્રંથનો મરાઠી અનુવાદ 'વીર વૈરાગી'



* આ ગ્રંથ હિન્દુ થયેલા ભૂતપૂર્વ મુસલ્માન અબ્દુલગફુર બી. એ. કૃત 'નખ્તે ઇસ્લામ નામક ઉર્દૂ ગ્રંથનો હિન્દી અનુવાદ છે એ ગ્રંથકરનું ધર્મપાલ નામ હિન્દુધર્મને સ્વીકારીને હિન્દુ થયા પછીનું છે આ ગ્રંથની હિન્દી ભાષામા બે ત્રણ આવૃત્તિઓ પ્રકાશિત થઈ ગઇ છે

# વિષયાનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ૧ | મુખપૃષ્ઠ | અગ્રભાગમાં પાયલા અર્થાત નિરાળા ૧ થી ૪૬ |
| ૨ | ઉપહારપત્ર | |
| ૩ | દેશકો પ્રશ્ન વા સુપુત્રપ્રશસ્તિ (કાવ્ય) | |
| ૪ | ગ્રંથોત્સર્ગ | |
| ૫ | આમુખ | |
| ૬ | ઉપોદ્‌ઘાત | |
| ૭ | હિન્દુજાતિની કલ્યાણપ્રતિજ્ઞા | |
| ૮ | આધારભૂત ઇતિહાસો તથા અન્ય ગ્રંથોની સૂચી | |
| ૯ | વિષયાનુક્રમણિકા | |
| ૧૦ | પ્રસ્તુત ગ્રંથમાં આપેલાં ચિત્રોની સૂચી | |


## બન્દા બહાદુર અથવા વીર વૈરાગી


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લું | વીરપ્રતિજ્ઞા . . ... | ૧ |
| ૨ જું | મહત્કાર્યનું મંગલાચરણ . | ૧૨ |
| ૩ જું | ખજાનાની લૂટ .. | ૨૪ |
| ૪ થું | બગિયાના બે ભાગ! .. | ૩૩ |
| ૫ મું | ભયંકર વિશ્વાસઘાત . ... | ૪૩ |
| ૬ ઠું | વિપ્રોની વ્હારે ... | ૫૬ |
| ૭ મું | સરહિન્દ અને પ્રતિહિંસા | ૬૪ |
| ૮ મું | પ્રણયક્ષેત્રમાં પરાજય! .. . | ૮૧ |
| ૯ મું | વૈરાગીની વિજયપરંપરા . . | ૯૯ |
| ૧૦ મું | પાર્વત્ય હિન્દુ રાજાઓ . . | ૧૦૯ |
| ૧૧ મું | સિંહાસન ડોલ્યું! ... ... .. . | ૧૨૧ |
| ૧૨ મું | ધર્મ, સંપ્રદાય અને ધર્માધ્યક્ષ ... | ૧૨૯ |

૧૩ મું પ્રત્યાઘાત અને પ્રતિહિંસા ... ... ... ૧૭૭
૧૪ મુ લોહદુર્ગનો ઘેરો અને વેષધારી વૈરાગી... ... ૧૮૬
૧૫ મુ વૈરાગીના ગૃહમાં કુલદીપકનો પ્રકાશ ... ... ૨૦૨
૧૬ મું અમૃતસરની ચિરસ્મરણીય સિખ્ખસભા ... ૨૧૧
૧૭ મુ ફર્રુખસિયર અથવા ભેદનીતિની મંત્રણા ... ૨૨૪
૧૮ મું કૌટિલ્યવિજય ... ૨૩૦
૧૯ મું દેશનું દુર્ભાગ્ય અથવા 'સ્ત્રીબુદ્ધિ પ્રલયાવહા' ...૨૪૩
૨૦ મું બન્દાબલિદાન ... ... ... ...૨૬૧
૨૧ મુ ઉપસંહાર ... ... ... ... ..૩૧૩

## ગ્રંથના અંતમાં અપાયલાં નિરાળાં પૃષ્ઠો

૧ શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત' હિન્દુગૌરવ ગ્રંથમાળાના' ના 'ગુરુ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્' નામક પ્રથમ પુષ્પ (ગ્રથ)ની ઉત્તમતાના સંબંધમાં કેટલાક પ્રતિષ્ઠિત ઇતિહાસવેત્તા, વિદ્વાનો તથા કેટલાંક પ્રતિષ્ઠિત વર્તમાનપત્રો તેમ જ માસિકપત્રોએ આપેલા નિષ્પક્ષપાત અભિપ્રાયો નિરાળાં પૃષ્ઠ ૧ થી ૩૨

૨ ઉદારાત્મા શ્રીમાન્ શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત તથા ઠક્કુર નારાયણ સંપાદિત "હિંદુગૌરવ ગ્રંથમાળા"ના ઉદ્દેશ તથા નિયમોનું વિજ્ઞાપન...... નિરાળાં પૃષ્ઠ ૧ થી ૧૬

૩ ઠક્કુર નારાયણ વિસનજીનાં અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં પુસ્તકોની સંપૂર્ણ સૂચી ... નિરાળાં પૃષ્ઠ ૧ થી ૮

પ્રસ્તુત 'વીર વૈરાગી' નામક ગ્રંથમાં અપાયલાં

# ચિત્રોની સૂચી


૧ 'પ્રસ્તુત 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા'ના હિન્દુત્વાભિમાની આશ્રયદાતા માન્યવર શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ ( મુંબઇ ) મુખ-પૃષ્ઠની સામે.

૨ પ્રસ્તુત 'વીર વૈરાગી' નામક ગ્રંથનો જેમના કરકમલમાં ઉત્સર્ગ કરાયલો છે તે અનન્ય ઉદારાત્મા તથા અપૂર્વ હિન્દુત્વાભિમાની માન્યવર શેઠ નાનજી કાલિદાસ મેહતા, ઈસ્ટ આફ્રિકા તથા યુગાન્ડાના શાહ સોદાગર, ગ્રંથોત્સર્ગની સામે

૩ દીવાન બહાદુર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ , એલ એલ. બી આમુખલેખક 'આમુખ'ની સામે

૪ હિન્દુધર્મવીર તથા કર્મવીર વીર વૈરાગી અથવા બન્દા બહાદુર, ગ્રંથના આરભક ( પ્રથમ ) પૃષ્ઠની સામે

૫ "...હુ આપની ગાય છું અને મોઢામાં તરણ લઇને આપને અર્જ કરૂ છુ કે મારા ગુનાહોની મને મોઆફી આપો." નવાબે ... ... અત્યંત નમ્રતાથી ક્ષમાની યાચના કરી. (પૃષ્ઠ ૭૫)

૬ " જો તમો એ પ્રતિજ્ઞાને પાળશો તો જ હિન્દુજાતિરૂપ દ્રૌપદીનું તમારાથી વેણીબંધન કરી શકાશે..." (પૃષ્ઠ ૧૭૫ )

૭ બન્દા બલિદાન

' હિન્દુમેં ઉસકી મૌતસે દય્ જાન આ ગઈ,
ભૌતિક શરીર ઉસકા ગો બેજાન હો ગયા,'

( પૃષ્ઠ ૨૧૧ )


---

# માથાના તમામ દર્દો માટે
# વનરાજ પેન બામ વાપરો

બોરસદ




૨૭૮૨૮૨
નં. ૨૦૩૯

વનરાજ એગ્યુમીકશ્ચર ગમે તેવા જહેરી તાવને ૨૪ કલાકમાં અટકાવે છે એટલુંજ નહી પણ ૩ ડોઝ પીધાથી પેટની કબજીયાત તોડી બરોળ જેવા જીવલેણ દરદોને મટાડી ભૂખ લગાડી શક્તિમાં વધારો કરે છે. બાટલી ૧) ઔંસ ૮ ની કીંમત રૂ. ૧–૦–૦ દુકાન ઉપર કોઈ પણ ગરીબ લેવા આવશે તો ૩ દિવસની દવા ફ્રી મળશે.

**શાન્તામૃત ઓફીસ, બોરસદ.**

## હિન્દુધર્મવીર તથા કર્મવીર



વીર વૈરાગી અથવા બન્દા બહાદુર

જન્મ ઇ. સ. ૧૬૭૦ બલિદાન ઇ. સ. ૧૭૧૬

ॐ तत्सत्परमात्मने नमः

# વીર વૈરાગી

અથવા

# બન્દા બહાદુર

## પ્રકરણ ૧ લું

### વીરપ્રતિજ્ઞા

"Breathes there a man with soul so dead,
Who never to himself has said
This is my own, my native land ?
Whose heart hath ne'er within him burn'd,
As home his footsteps he hath turn'd,
From wandering on a foreign strand ?"

Sir W. Scott 'The Lay of the Last Minstrel,' can VI, I

'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।' सुभाषितम् ।

"ધુરંધર ધર્મસમ્રાટ્‌ના ધર્મવીર, કર્મવીર તથા યુદ્ધવીર સિખ્ખો ! વીરપ્રસૂ પંજાબભૂમિના પુરુષપુંગવ, પ્રચણ્ડપરાક્રમી, આદર્શ ધર્માત્મા અને પ્રાતઃસ્મરણીય ગુરુ ગોવિન્દસિંહજીની પવિત્ર આજ્ઞાનુસાર હું મારી 'સ્વર્ગાદપિ ગરીયસી' જન્મભૂમિ પંજાબની સેવા, હિન્દુધર્મની રક્ષા તથા હિન્દુજાતિની સુરક્ષિતતા અર્થે આજે કેટલાંય વર્ષો પછી મારી પિતૃભૂમિમાં પાછો આવ્યો છું. કર્તા, હર્તા અને

ભાગ્યવિધાતા અકાલ પુરુષની એવી જ ઇચ્છા હશે કે મારે નિવૃત્તિમય જીવનનો પરિત્યાગ કરી હિન્દુજાતિ તથા હિન્દુધર્મના ઉદ્ધારમાટે પુનઃ પ્રવૃત્તિમાર્ગનો સ્વીકાર કરવો; એટલુ જ નહિ, પણ એક સમયે ત્યજી દીધેલાં શસ્ત્રાસ્ત્રો પુનઃ ધારણ કરવાં અને મહાવીર નરરત્ન ગુરુ ગોવિન્દસિંહજીએ આરંભેલા ભગીરથ કાર્યને આગળ ચલાવી તેને સાંગોપાંગ પરિપૂર્ણ કરવાનો સંપૂર્ણ પ્રયાસ કરવો."

વિક્રમ સંવત્ ૧૭૬૪ નો શ્રાવણ કિંવા ઇસ્વી સન્ ૧૭૦૮ નો જુલાઇ માસ વિશ્વમાં વર્તમાન હતો. ગુરુ ગોવિન્દસિંહના આદેશાનુસાર ગોદાવરીતીરપ્રાંતસ્થ નદિડ ગ્રામથી પંજાબ પ્રતિ આવવા માટે રવાના થયેલો વીર વૈરાગી કિંવા બન્દા બહાદુર પંજાબના ખરડા નામક ગ્રામમાં આવી પહોંચ્યો હતો. ત્યાંના એક ગુરુદ્વારામાં મુકામ કરીને તથા પ્રવાસજન્ય પરિશ્રમનો યત્કિંચિત્ પરિહાર કરીને તેણે ખરડા ગ્રામમાંના સર્વ આબાલવૃદ્ધ સિખ્ખોને ગુરુ ગોવિન્દસિંહનો વીર સંદેશ સાંભળવામાટે બોલાવ્યા હતા. એ વેળાયે વીર વૈરાગી એક ખાસ બનાવેલા ઉચ્ચાસનપર ઊભો રહીને પોતાની ઓજસ્વિની વાણીમાં ગુરુનો સંદેશ સંભળાવી રહ્યો હતો. એક તો સ્વાભાવિક જ તે આજાનુબાહુ, પ્રચણ્ડકાય તથા ભવ્ય અને તેજસ્વિભાલમંડિત પ્રભાવશાલી પુરુષ હતો જ અને તેમાં વળી અત્યારે તે વીરવેષથી વિભૂષિત હતો એટલે પછી તેની પ્રભાવશાલિતાના સંબંધમાં કહેવું જ શું હોય ? પંજાબમાં તો શું, પરંતુ સમસ્ત ભારતવર્ષમાં એ વેળાયે વીર બન્દા જેવો ભવ્યાકૃતિ તથા પ્રચણ્ડપરાક્રમી પુરુષ મળવો દુર્લભ હતો. બન્દાના આસનની બરાબર સામેના એક બીજા તેટલા જ ઉચ્ચાસનપર સિખ્ખોના પરમપ્રિય તથા પૂજ્ય 'ગ્રંથ સાહબ'ને પધરાવવામાં આવ્યા હતા. સભાસ્થાનમાં પ્રવેશ કરનાર પ્રત્યેક સિખ્ખ પ્રથમ ગ્રંથ સાહબને અને પછી બન્દા બહાદુરને પ્રણામ કર્યા પછી જ પોતાની બેઠક લેતો હતો.

અહીં એ ખુલાસો કરી દેવાની આવશ્યકતા છે કે જે વેળાયે વીર બન્દા ગુરુ ગોવિન્દસિંહના શિષ્યત્વને સ્વીકારીને પંજાબ તરફ

આવવામાટે રવાના થયો હતો, તે જ વેળાએ ગુરુ ગોવિન્દસિંહે પોતાના બે વિશ્વાસપાત્ર મનુષ્યોને એટલામાટે પ્રથમથી જ રવાના કરી દીધા હતા કે તેઓ બન્દા બહાદુરના પંજાબપ્રતિ આવવાના સમાચાર તેના(બન્દાના)આવવા પહેલાં જ પહોંચાડી દે. તેઓ બન્દાના આગમન પૂર્વે જ પંજાબમાં પહોંચી ગયા હતા. એ કારણથી જે વેળાયે બન્દા બહાદુરે સીમાપ્રાન્તનાં એક પછી એક ગ્રામોને વટાવીને પંજાબના અન્તર્ભાગમાં પ્રવેશ કર્યો, તે વેળાયે સેંકડો ખાલસા નરનારીઓ માતૃભૂમિના એ નવીન ઉદ્ધારક વીર નરનાં દર્શનવડે પોતાનાં નેત્રોને કૃતાર્થ કરવામાટે પોતપોતાના ગ્રામ આગળ વૈરાગીની આતુરતાથી પ્રતીક્ષા કરતાં ઊભાં હતાં. તે સર્વને દર્શનનો લાભ આપતો આપનો વીર વૈરાગી તથા ગુરુ ગોવિન્દસિંહે વૈરાગી સાથે મોકલાવેલા પચીસ ખાલસા વીરો ઉપર જણાવ્યા મુજબ ખણ્ડા ગ્રામમાં નિવાસ કરીને રહ્યા હતા. પોતાના મુકામ તરીકે એ જ ગ્રામને પસંદ કરવાનું કારણ એ હતું કે એ વેળાયે ત્યાં ખાલસા વસતી વધારે હતી. બન્દાનો આન્તરિક હેતુ જેમ બને તેમ ગુરુ ગોવિન્દસિંહનો વીરસંદેશ વધારે સંખ્યાના ખાલસાઓને કહી સંભળાવવાનો હતો. આજની સભામાં આપણે વીર બન્દાને એ જ કાર્ય કરતો જોઈ રહ્યા છીએ.

અસ્તુઃ થોડાંક ક્ષણો પર્યન્ત વિશ્રાન્તિ લઈને પુનઃ ગંભીર ભાવ તથા ગંભીર વાણીથી વીર બન્દા કહેવા લાગ્યો કેઃ—

"ખાલસા ધર્મના વિધિ અનુસાર 'અમૃતપાના'દિકની ક્રિયાઓ કર્યા પછી ગુરુ ગોવિન્દસિંહજીના વરદ હસ્તથી સિખ્ખ નામક વીરધર્મ કિંવા સિંહોના ધર્મમાં યથાવિધિ દીક્ષિત થઈ, પૂજ્ય ગુરુવર્યને મારા નિવાસસ્થાનમાંનો એક એકાન્ત ભાગ તેઓશ્રીના નિવાસમાટે સોંપી જ્યારે હું નદિડથી રવાના થયો, ત્યારે પૂજ્ય ગુરુદેવે મને સ્વહસ્તાક્ષરોથી લખેલો એક કાગળ આપ્યો હતો. એ કાગળ ગુરુના સર્વ સિખ્ખોને વાંચી સંભળાવવાનો હોવાથી તે કાર્ય હું મહાશય સત્યપાલને સોંપું છું. આશા છે કે સત્યપાલ મહાશય તે પત્ર ઉચ્ચ સ્વરથી સભા સમક્ષ વાંચી સંભળાવશે." એમ કહીને બન્દાએ એક

બધ લિફાફો (પરબીડીયુ) પોતાથી થોડાક અંતર પર બેઠેલા સત્યપાલ નામક એક યુવકના હાથમાં આપ્યો

સત્યપાલની મુખાકૃતિને જોતાં તેની અવસ્થા પચીસેક વર્ષની હોય એવુ અનુમાન કરી શકાતું હતું તેના શરીરનો વર્ણ ઉજ્જવલ ગૌર હતો અને તેના ભાલપ્રદેશમાં એક પ્રકારનું દિવ્ય તેજ ઝળકી રહ્યુ હતું તેણે પોતાના આસનપરથી ઊભા થઇને પ્રથમ તો 'વાહ ગુરુજી ફતહ' નામક ખાલસાસમાજમાં પ્રચલિત શબ્દો વડે જયધ્વનિ કર્યો અને એ જયધ્વનિને સભામાં બેઠેલા ખાલસા વીરોએ તેટલા જ ઉત્સાહ તથા પ્રેમથી ઝીલી લેતાં કેટલાક સમય પર્યન્ત સભાસ્થાનમાં એ જયધ્વનિનો પ્રતિધ્વનિ થતો રહ્યો. પ્રતિધ્વનિના પરમાણુઓ વાતાવરણમાંથી અદૃશ્ય થયા પછી અર્થાત્ સભાસ્થાનમા શાંતિ પ્રસર્યા પછી સત્યપાલે તે પત્ર ગભીર કિન્તુ ઉચ્ચ સ્વરથી નીચે પ્રમાણે વાંચવા માંડ્યુ –

"મારા પ્રાણપ્રિય સિખ્ખો, આ પત્ર લાવનાર પંજાબભૂમિના જ એક વીર નર બન્દા બહાદુરને હુ મારા પ્રતિનિધિ તરીકે તમારા સમક્ષ પાઠવુ છુ અને સર્વ ખાલસાઓને આજ્ઞા કરુ છુ કે હવે પછી હિન્દુત્વરક્ષાના યુદ્ધમાં આ વીરનરને તમારા નેતા તરીકે સ્વીકારશો દક્ષિણપ્રદેશમાં પ્રવાસ કરતાં ગોદાવરીના તીરપ્રાન્તમાં અમારો મેળાપ થઇ ગયો અને મને જણાવતાં આનન્દ થાય છે કે એ પ્રકૃતિસિદ્ધ વીરનરે મારા ધર્મરક્ષા તથા જાતિરક્ષાના સદેશને ઝીલી લીધો; માત્ર એટલું જ નહિ, પણ માતૃભૂમિના ઉદ્ધારના આદર્શને પોતાના માનસચક્ષુ સમક્ષ રાખીને એ વૈરાગીએ પોતાના કાષાય (ભગવાં) વસ્ત્રોને સદાને માટે ત્યજી દઇને વીરવેષ ધારણ કરી લીધો છે એમણે પોતે પોતાને મારા 'બન્દા' તરીકે ઓળખાવ્યા તેથી મેં એમનુ નામ બન્દા બહાદુર પાડ્યુ છે મોક્ષની ઇચ્છાથી ધારણ કરેલા વૈરાગ્યને ત્યજીને દેશ, જાતિ તથા ધર્મના રક્ષણમાટે જ એમણે વીરવેષને ધારેલો હોવાથી જો એમને વીર વૈરાગીનું અભિધાન આપીએ, તો પણ કાંઇ ખોટુ નથી. મતમતાન્તરોના ઝગડાઓના કારણથી અનેક વિભાગોમાં વહેં-

ચાઇ ગયેલી હિન્દુજાતિને જાતીયતા કિંવા રાષ્ટ્રીયતાના એક જ સૂત્રથી બાંધવાના મારા આરંભેલા કાર્યને આ વીર વૈરાગી અવશ્ય પરિપૂર્ણ કરશે એવી મારી દૃઢ માન્યતા છે. વીરતાના સંબંધમાં અત્યારે બન્દાની જોડી મળવી અશક્ય છે. હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે ધર્મ તથા જાતિરક્ષાના યુદ્ધમાં તેમ જ અન્ય સમયમાં જેમ તમે મારી આજ્ઞાનું પાલન કરતા હતા, તેમ મારા પ્રતિનિધિની આજ્ઞાનું પણ પાલન કરતા રહેશો અને વીર બન્દાના ઝંડા તળે રહીને લડતાં લડતાં પ્રાણ આપવાનો અવસર આવી લાગે તો તે પણ આનંદથી આપશો. ખાલસાઓનો શુભેચ્છક, ગુરુ ગોવિન્દસિંહ."

પત્રવાચનની સમાપ્તિ કરીને સભપાલ પોતાના આસનપર બેઠો એટલે સર્વ સિક્ખોએ ગગનભેદક સ્વરથી 'વાહ ગુરુકા ખાલસા' એ વાક્યથી પુનઃ જયઘોષ કર્યો. સભાસ્થાન પુનરપિ નિનાદિત થઈ રહ્યું. પત્રશ્રવણ કર્યા પછી સિક્ખોનાં મુખમંડળોમાં એક પ્રકારનો અપૂર્વ આનન્દ દૃષ્ટિગોચર થવા લાગ્યો. ખાલસા સૈન્યના અગ્રણી કિંવા નાયક તરીકે બન્દા બહાદુર જેવા વીરનરની પ્રાપ્તિ થયેલી જોઇને વીરતાના ઉપાસક ખાલસાઓ મનમાં ને મનમાં જ અકાલ પુરુષનો આભાર માનવા લાગ્યા.

"મહાશય સભપાલે જે આજ્ઞાપત્ર હમણાં જ તમોને વાંચી સંભળાવ્યું છે તેના સંબંધમાં કોઇને કોઈ પણ જાતની શંકા તો નથી ને? હું જાણું છું કે મારો આ પ્રશ્ન કિંવા સંશય અસ્થાને છે. સમસ્ત પંજાબમાં અવતારી પુરુષ તરીકે પૂજાતા ગુરુ ગોવિન્દસિંહજીના અનુયાયીઓ પોતાના ગુરુવર્યની આજ્ઞા ન માને એમ બને જ નહિ. છતાં હું આવા પ્રકારનો પ્રશ્ન પૂછું છું તેમાટે માઠું લગાડશો નહિ." બન્દા બહાદુરે એક વિશિષ્ટ હેતુથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"ગુરુની આજ્ઞાને અમો ઇશ્વરની આજ્ઞા સમાન લેખીએ છીએ. તેમના એક સંકેતમાત્રથી સહસ્રાવધિ સિક્ખોએ પોતાના જીવનનાં બલિદાન આપેલાં છે. હવેથી અમો આપની આજ્ઞાને ગુરુની આજ્ઞા માનીશું." વિક્રમસિંહે કહ્યું.

"વીર વિક્રમસિંહનું વિધાન યથાર્થ છે સર્વ ખાલસાઓનો એ જ અભિપ્રાય કિંવા જવાબ છે." પ્રભુસિંહે વિક્રમસિંહના કથનને પુષ્ટિ આપી

આ પ્રકારની ચર્ચા ચાલી રહી હતી એટલામા ગુરુદ્વારાના સિખ્ખ દ્વારપાને અદર પ્રવેશ કર્યો અને ગ્રથ સાહબ તથા બન્દા બહાદુરને યથાવિધિ અભિવાદન કરીને કહેવા માંડ્યુ "બહાર એક કાસિદ (દૂત) આવ્યો છે તે અદર આવવાની આજ્ઞા માગે છે તેના કહેવા પ્રમાણે તે નાંદેડથી આવ્યો હોય એમ લાગે છે"

"તેને સત્વર અદર આવવા દ્યો પૂજ્ય ગુરુ ગોવિન્દસિંહજીના કુશળ સમાચાર પહોંચાડવા તથા અહીંના સમાચાર લઈ જવામાટે અવશ્ય તેને ગુરુવર્યે જ મોકલેલો હોવો જોઇએ" બન્દા બહાદુરે કહ્યું

દ્વારપાલ પ્રણામ કરીને પાછો દ્વાર તરફ ચાલ્યો સભામાંના સર્વે સિખ્ખો સદેશવાહકની પ્રતીક્ષા કરવા લાગ્યા બન્દા બહાદુર મનોગત વિચાર કરવા લાગ્યો "હજી તો આ મારા પગલાંપણ ભૂસાયાં નથી એટલામાં સદેશવાહકને મોકલાવાનું શુ કારણ હશે વારુ? શુ કાંઈ અનિષ્ટ ઘટના ઘટવા પામી હશે? આજે પ્રાત કાલથી મારા મનમાં અનેક પ્રકારની કુશકાઓ ઉદ્ભવી રહી છે એનું શુ રહસ્ય હશે? દુષ્ટ મુગલોએ ગુરુનું કાંઇ અનિષ્ટ તો નહિ કર્યુ હોય? ગમે તે કારણ હોય, પરતુ મારુ મન આજે ચચલ તો અવશ્ય થયુ છે હે અકાલ પુરુષ! તું ગુરુ ગોવિન્દસિંહજીની રક્ષા કરજે"

બન્દાના મનમાં ઉપર્યુક્ત વિચારો ચાલી રહ્યા હતા એટલામાં તો દ્વારપાલ દૂતને લઇને સભાસ્થાનમાં પાછો આવી લાગ્યો દૂતના મુખમડળમાં ઉદાસીનતાની છાયા છવાયેલી સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી

"ગુરુવર્ય ગોવિન્દસિંહજીના શા સમાચાર લાવ્યો છે, દૂત!' બન્દા બહાદુરે આતુરતાથી પૂછ્યુ

એના ઉત્તરમાં દૂત કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પાષાણ પ્રતિમાની પેઠે જડવત્ ઊભો જ રહ્યો જેમ જેમ સમય વીતતો જતો હતો તેમ તેમ તેના મુખમડળમાં વિષાદ તથા ખેદની છાયા

વધારે ને વધારે છવાતી જતી હતી સદેશવાહકને આ પ્રમાણે દિગ્મૂઢભાવથી ઊભેલો જોઇને સર્વે સિખ્ખો તેમ જ બન્દાના મનમાં અનેક પ્રકારની અનિષ્ટ શંકાઓ થવા લાગી સભાસ્થાનમાં થોડીકવાર સુધી પુનરપિ મૌનનુ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યુ છેવટે મૌનનો ભંગ કરીને સત્યપાલે દૂતને સબોધીને કહ્યુ કે –

"સહૃદય સદેશવાહક, તારી મુખાકૃતિ તથા તારા આચરણથી એટલુ તો સ્પષ્ટ સમજી શકાય છે કે તું અવશ્ય કોઈ આઘાતકારક કિંવા શોકકારક સમાચાર લઇને અહીં આવ્યો છે. તારા સમાચારનુ સ્વરૂપ ગમે તેવુ ભયકર હોય, તો પણ તે તારે અમોને સભળાવવા જ પડશે હવે ઠેઠ સુધી આવી ગયા પછી અને ગુરુવર્યનો સંદેશ પહોંચાડવાનું કર્તવ્ય માથે લીધા પછી બીરુઓની પેઠે શોક કરવો વ્યર્થ છે. ટુકામા એ જ કે તુ જે સમાચાર કિંવા સંદેશ લાવ્યો હોય, તે સત્વર સંભળાવી દે એટલે સર્વે જનોની આતુરતા કિંવા જિજ્ઞાસાનો અંત આવી જાય."

"મહાશય સત્યપાલનું કથન અક્ષરશઃ સત્ય છે દૂતધર્મનું પાલન કરનાર મનુષ્યે હર્ષ કિંવા શોકની ભાવનાઓથી અલિપ્ત રહીને જે સંદેશ આપવાનો હોય, તે તત્કાળ અને સ્પષ્ટ શબ્દોમાં આપવો જોઇએ." એમ કહીને બન્દા બહાદુરે પુન દૂતને સબોધીને ગંભીર કિન્તુ અધિકારદર્શક વાણીથી કહ્યુ કેઃ "સદેશવાહક! હવે તારો વિલમ્બ વિઘાતક થઇ રહ્યો છે."

"મારી વિહ્વલતાના કારણથી, મારે જે સદેશ આપવાનો છે તેમાં, હુ જે કાંઇ વિલંબ કરી રહ્યો છુ તેમાટે હુ શ્રીમાન્ વૈરાગી મહાશયની તેમ જ ગુરુના સર્વે સિખ્ખોની ક્ષમા ઇચ્છુ છુ. પૂજ્ય ગુરુવર્યનો સદેશ લઇને હુ તથા મારો એક મરાઠા મિત્ર નાદેડથી રવાના થયા, ત્યાર પછી માર્ગમાં અમોને જે જે સંકટો અનુભવવાં પડ્યા અને જેના પરિણામે મારો એ સહચારી મિત્ર વીરગતિને પ્રાપ્ત થયો, તે કથા હુ આરમ્ભમાં જ કહી દેવા ઇચ્છું છુ" એમ કહીને સદેશવાહકે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો અને થોડી વાર

વિશ્રાન્તિ લઇને પુનઃ કહેવા માંડ્યું કે: "માર્ગમાં બાદશાહના સિપાહીઓએ અમોને ગુરુના સિખ્ખ સમજીને આગળ વધતા અટકાવ્યા, ત્યારે અમારે તેમની જોડે હાથોહાથની લડાઇ કરવી પડી હતી. તેમાં મારો તે મરાઠા મિત્ર તથા ગુરુજીનો અનન્ય ભક્ત, હું આરંભમાં કહી ચૂકયો છુ તેમ, લડતાં લડતાં વીરગતિને પ્રાપ્ત થયો હતો તેની સહાયતા તથા તેના અગ્નિસસ્કારમાટે હુ ત્યાં થોભી ન શકયો એ પ્રસગનુ સ્મરણ થતાં મારા પોતાના માટે મને તિરસ્કાર ઉત્પન્ન થાય છે. પરતુ હું ત્યાં લડવામાટે ન રોકાયો અને કાપુરુષની પેઠે જીવ લઇને નાસી આવ્યો એનું કારણ એ જ હતુ કે, જો હું ત્યાં રોકાયો હોત, તો મારે ગુરુજીનો જે સદેશ આપને પહોંચાડવાનો હતો તે મારી પાસે જ રહી જાત અથવા અસાચારી યવનોના હાથમાં ચાલ્યો જાત."

"તારા મનમાં રહેલો સદેશ યવનોના હાથમાં શી રીતે ચાલ્યો જાત એ સમજી શકાતું નથી શુ ગુરુવર્યે પોતાના શુભ હસ્તથી લખેલો કોઇ રુક્કો તને આપ્યો છે ?" બન્દાએ પૂછ્યુ.

'એ વૃત્તાંત હું કહેવાનો જ હતો. નાંદેડથી રવાના થતી વેળાએ જ મેં ગુરુનો સદેશ એક પત્રમાં લખી રાખ્યો હતોઅને તેનું કારણ એ હતું કે કદાચિત્ માર્ગમાં કોઇ અચિંત્ય સકટ આવી પડે અને આગળ ન વધી શકાય, તો અન્ય કોઇ પણ વ્યક્તિ દ્વારા તે પત્ર આપને પહોંચાડી શકાય. તે પત્ર હું આપની આગળ રજૂ કરુ છુ. મારાપર આવી પડેલા ધર્મસકટના યોગે મારા સહચર મરાઠા મિત્રની હત્યાનો બદલો ન લઈ શકવાના કારણથી થયેલા ક્ષોભના પરિણામે હું મારું કલકિત મુખ . . . . ."

આટલું કહીને સદેશવાહકે પોતાના માથાપરના સાફામાં ખોસી રાખેલો એક કાગળ બન્દા બહાદુરના હાથમાં આપ્યો અને ત્યારપછી તરત જ પોતાના કૃપાણવડે તેણે પોતાના જીવનદીપનુ નિર્વાણ કરી નાખ્યુ; અર્થાત્ તેણે આત્મહત્યા કરી લીધી ! સમસ્ત સભામાં હાહાકાર થઇ રહ્યો. એ કાર્ય તેણે એટલી તો શીઘ્રતાથી કર્યું હતું કે તેના હાથમાંનુ શસ્ત્ર ઝૂંટવી લેવા જેટલો અવકાશ જ રહ્યો

નહિ તરુણ સંદેશવાહકના રુધિરનો ઉષ્ણ પ્રવાહ સભાભવનમાં વહન કરવા લાગ્યો અને ભૂમિ રક્તરંજિતા થઈ ગઈ પરંતુ તેથી લેશમાત્ર પણ વિચલિત ન થતાં વીર વૈરાગીએ પત્રિકાના વાચનનું કાર્ય ચાલુ જ રાખ્યું, અને પ્રથમ પોતાના મનમાં વાંચી લીધા પછી તેણે સર્વ સિખ્ખોને તે નીચે પ્રમાણે વાંચી સંભળાવી—

"માતૃભૂમિના ઉદ્ધારક વીર વૈરાગીની પવિત્ર સેવામાં ગુરુસ્મરણપૂર્વક દુર્ભાગી દૂતના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. હું જે સંદેશ લઈને આપ સમક્ષ આવ્યો હતો તે એવો અને એટલો તો ભયાનક છે કે તેનું ઉચ્ચારણ હું મારા મુખથી કરી શકું તેમ ન હોવાથી તથા આપને જણાવેલા અન્ય આવશ્યક કારણથી નદિડથી રવાના થતી વેળાયે જ મેં આ પત્ર લખીને મારી સાથે લઈ લીધું હતું નંદિડમાંથી આપના પ્રસ્થાન પછી થોડા જ દિવસમાં એક ભયંકર શોકકારિણી ઘટના બની હતી અને તે એ હતી કે પૂજ્ય ગુરુવર્ય ગોવિન્દસિંહજીએ જે બે પઠાણ યુવકોને પોતાના વિશ્વાસપાત્ર સેવકો તરીકે પોતાની પાસે રાખ્યા હતા અને જેમની ગુરુભક્તિ કિંવા સ્વામિભક્તિમાં ગુરુવર્યનો સંપૂર્ણ વિશ્વાસ હતો, તેમણે પોતાની પિશાચિકા માતાની ઉશ્કેરણીથી એક દિવસ મધ્યરાત્રિના સમયમાં ગુરુજીની નિદ્રિતાવસ્થામાં જ ગુપ્ત રીતે હત્યા કરીને પોતાની પૈશાચિકતાનો વિશ્વને પરિચય કરાવ્યો છે* ત્યારે ઉદારાત્મા ગુરુજીએ પોતાના બન્ને ઘાતકો—અતાઉલ્લાખાં તથા ગુલખાં—ને તેમના ઘોર અપરાધની ક્ષમા આપીને છોડી દીધા છે. વિશ્વાસઘાતની આ ભયંકર ઘટનાથી ગુરુજીને જે કડવો અનુભવ થયો, તેના નિષ્કર્ષરૂપે તેઓશ્રીએ સર્વ સિખ્ખોને ઉપદેશ આપ્યો છે કે 'મારા સિખ્ખોને મારો એ સદાને માટે ઉપદેશ છે કે કોઈ પણ સિખ્ખે અથવા કોઇ પણ હિન્દુએ કોઇ પણ કારણવશાત્ કોઈ પણ મુસલ્માનને પોતાના ઘરમાં નોકર

---

* આ રાક્ષસી ઘટનાના સવિસ્તર વર્ણનમાટે પ્રસ્તુત ગ્રન્થમાળાના પ્રથમ પુસ્તક "ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્" નું 'જીવનદીપનિર્વાણ' નામક ૧૮ મું પ્રકરણ જુઓ.

તરીકે રાખવો નહિ અને મુસલમાન ગમે તેવો મિત્ર હોય તોય તેનામાં વિશ્વાસ રાખવાની મૂર્ખતા દર્શાવવી નહિ, કારણ કે, તે મુસલમાન અનુચર અથવા મિત્ર કઈ વેળાયે ધર્માન્ધતાથી તમારો જીવ લેવાને તૈયાર થઇ જશે એની તમારાથી કે કોઇથી પણ કલ્પના કરી શકાય તેમ નથી. જે કોઈ હિન્દુ મારી આ આજ્ઞાની ઉપેક્ષા કરશે, તેને મારી આ આજ્ઞાના અનાદરનું વિપરીત ફળ અવશ્ય ચાખવું પડશે' આ ઉપદેશ ગુરુજીએ પોતાની સપૂર્ણ શુદ્ધિમાં આપ્યો હતો અને એ જ વેળાયે તેઓશ્રીએ મને તથા મારી સાથેના એક વીર મરાઠાને પોતાની ગુપ્ત હત્યાના સમાચાર આપને પહોંચાડવામાટે રવાના કર્યા હતા પૂજ્ય ગુરુવર્યનો આશીર્વાદ હતો અને મારી અંતઃકરણની અભિલાષા છે કે માતૃભૂમિના ઉદ્ધારના આપના સર્વ પ્રયાસોમાં આપ વિજયશાલી થાઓ એ જ લિ જેનું કલંકિત નામ પ્રકટ કરવા જેવું નથી તે એક ગરીબ ખાલસા કિંવા દુર્ભાગી દૂત"

પત્ર વાંચી લીધા પછી બન્દા બહાદુરે થોડીક વાર વિશ્રાન્તિ લીધી પત્રમાંની વિગત જેમ જેમ વચાતી જતી હતી તેમ તેમ સિખ્ખોના રોમેરોમમાં રોષ, પ્રતિહિંસા તથા સમરલિપ્સાના ભાવો ઉદ્દીપ્ત થતા જતા હતા. એ વિષયની પ્રતીતિ ક્ષણે ક્ષણે તેમનાં મુખમંડળોમાં થતાં છ યાપરિવર્તનોદ્વારા કરી શકાતી હતી બન્દાએ સિખ્ખોના એ ભાવપરિવર્તનનું સૂક્ષ્મ અવલોકન કરીને કહ્યું કે "વીર સિખ્ખો! હમણાં જ ગતપ્રાણ થયેલા ધર્મવીર સંદેશવાહકના સંદેશને તથા પત્રને સાંભળ્યા પછી તમો શા નિશ્ચય પર આવ્યા છો એ મને કહેશો?"

'આપનો નિશ્ચય એ જ અમારો નિશ્ચય છે. હવે તો સિખ્ખોનાજ નહિ, કિન્તુ સમસ્ત હિન્દુજાતિના એકમાત્ર ગુરુ, સેનાપતિ, નેતા કિંવા ઉદ્ધારક જે કહીએ તે આપ જ છો. આજથી સર્વ ખાલસા આપના આજ્ઞાધારક સેવક કિંવા અનુયાયી છે. તો હવે કૃપા કરી અમારી શબ્દોદ્વારા વધારે કસોટી ન કરતા સમરક્ષેત્રરૂપ કર્તવ્ય-

ક્ષેત્રમા અમારા કર્તવ્યોદ્ધારા અમારી કસોટી કરો એજ સર્વ સિખ્ખોની આપને વિનનિ છે" વિનોદસિંહે ગંભીરતાથી કહ્યુ

"વિનોદસિંહના કથનને અમારુ અનુમોદન છે." સર્વ સિખ્ખોએ એકવાક્યતાથી ગર્જના કરી

"જો એમ જ હોય તો પોતપોતાના આસન પરથી ઊઠીને સર્વ સિખ્ખો પ્રતિજ્ઞા કરો કે 'જ્યાં સુધી પૂજ્ય ગુરુ તેગબહાદૂરના શિરચ્છેદ, પૂજ્ય ગુરુગોવિન્દસિંહના હુતાત્મા પુત્રોની તથા ગુરુ ગોવિન્દ સિંહનીજી પોતાની નિર્ઘૃણ તથા પૈશાચિક હત્યાઓ અને સહસ્રાવધિ હિન્દુઓના જીવનબલિદાન તથા હિન્દુ લલનાઓના શીલસંહારનો વ્યાજ સહિત બદલો ન લેવાય, જ્યાં સુધી અત્યાચારી મુગલોના દુ શાસનનો ઉચ્છેદ ન કરી શકાય; અને જ્યાં સુધી હિન્દુધર્મ તથા હિન્દુજાતિને સુરક્ષિત સ્થિતિમાં ન મૂકી શકાય; ત્યાં સુધી વૈભવ વિલાસ કિંવા જીવનના ઉલ્લાસનો અમો સ્વપ્નમાં પણ વિચાર કરીશુ નહિ આ મહાન્ કાર્યની સફલતાના પ્રયત્નમા જીવનનું બલિદાન આપવાનો પ્રસગ આવશે, તો તેમાં પણ પાછી પાની કરીશુ નહિ."

બન્દા બહાદુરે ગભીર વાણીથી ઉપર્યુક્ત વાકો ઉચ્ચાર્યાં અને છેલ્લું વાક્ય ઉચ્ચારતાં ઉચ્ચારતાં તે પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો બન્દાને આસન પરથી ઊઠતો જોઈને સભામાંના સર્વ સિખ્ખો પણ પોતપોતાની બેઠક પરથી ઊઠીને ઊભા થયા અને તેમણે એકસ્વરથી ઉપર્યુક્ત પ્રતિજ્ઞાનો ગભીરતાથી ઉચ્ચાર કર્યો અર્થાત્ વૈરાગીની ઓજસ્વિની તથા વીરવાણીને શ્રવણ કરીને અને તેની આજ્ઞાને અનુસરીને સર્વ ખાલસા વીરોએ વીરપ્રતિજ્ઞા કરી લીધી પ્રતિજ્ઞાનુ કાર્ય થઈ રહ્યા પછી કેટલીક વાર સુધી સભામાં 'વાહ ગુરુકી ફતહ' તથા 'વાહ ગુરુકા ખાલસા'નો પ્રચણ્ડ જયધ્વનિ થતો રહ્યો

થોડી વાર પછી બન્દાએ વીર સત્યપાલ, વિનોદસિંહ, પ્રભુસિંહ, વિક્રમસિંહ તથા અન્ય કેટલાક સિખ્ખોને સભાસ્થાનમાં મરી ગયેલા સદેશવાહકના અગ્નિસંસ્કારાદિની વ્યવસ્થા કરવાની તથા બીજે દિવસે પોતાના નિવાસસ્થાનમા આવવાની આજ્ઞાઓ સભ

બાવી દીધી નિર્ધારિત કાર્યની સમાપ્તિ થયેલી હોવાથી તથા સમય પણ ઘણો વીતેલો હોવાથી બન્દાએ સભાનું વિસર્જન કરવાની આજ્ઞા આપી દીધી

---

## પ્રકરણ ૨ જું
## મહત્કાર્યનું મંગલાચરણ

"Who pants and struggles to be free,
Who strives for others' liberty
Who, failing, still works patiently,
H- truly prays
In musing strength must come to dare,
Petitions are but empty air,
Brave actions the only prayer,
Thus learn to prav'

Mrs Annie Besant

બીજા દિવસનો ઉષ:કાલ થતાં જ બન્દા બહાદુર શય્યામાંથી ઊઠ્યો અને દંતધાવન, શૌચ તથા શીતોદકસ્નાનાદિકથી નિવૃત્ત થઈ અકાલ પુરુષના ધ્યાનમાં નિમગ્ન થઈ ગયો. નિયત સમય પર્યન્ત ધ્યાન કર્યા પછી તેણે પોતાના પ્રાર્થનામંદિરના નામથી ઓળખાતા આગારમાં પધરાવેલા ગ્રંથ સાહબનું પૂજનઅર્ચન કર્યું અને ત્યાર પછી તેનું અધ્યયન કિંવા અવલોકન કરવા માંડ્યું. એ વેળાયે ઉપાસનામંદિરમાં સુગંધયુક્ત ધૂપ તથા ઘૃતના દીપકો પ્રકટાવેલા હોવાથી અને ગ્રંથ સાહબ આગળ સુગંધિત પુષ્પોનો ઢગલો કરેલો હોવાથી સમસ્ત ઉપાસનામંદિર સુગંધમય થઈ રહ્યું હતું એ સમયનું વાતાવરણ એવું તો દિવ્ય અને પવિત્ર થયેલું હતું કે તેમાં પ્રવેશ કરનાર મનુષ્યના મનમાં ગમે તેવા અપવિત્ર વિચારો હોય, તો પણ એક વાર તો અવશ્ય પવિત્ર થઈ જતા હતા અકાલ પુરુષના ધ્યાન તથા ગ્રંથ સાહબના અવલોકનમાં બન્દા એવો તો

નિમગ્ન થયેલો હતો કે દિવસ કેટલો ચઢ્યો હતો અને કેટલો નહિ તેનું પણ તેને ભાન રહ્યું ન હોતું.

ગ્રંથપાઠથી મુક્ત થયા પછી બન્દા બહાદુર પ્રાર્થનામંદિરમાં જ આમતેમ આંટા મારવા લાગ્યો. એ વેળાયે તેણે કચ્છ ધારણ કરેલો હોઇને તેનાપર ઉજ્વલ શ્વેતરંગી ધોતિયું પહેર્યું હતું તથા પોતાના પ્રચણ્ડ શરીરને ગુલાબી રંગની કીમતી શાલવડે આચ્છાદિત કર્યું હતું. તેના પગમાં ચાખડીઓ અને હાથમાં માળા હતી. ફરતો ફરતો પણ તે "ૐ સત્ય શ્રી અકાલ' 'ૐ સત્ય શ્રી અકાલ' એ શબ્દોનો અખંડ જાપ કરી રહ્યો હતો. એટલામાં અકસ્માત્ પ્રાર્થનામંદિરના બાહ્યભાગમાંથી કોઇના સાંકેતિક સંભાષણનો ધ્વનિ તેના શ્રવણોમાં આવીને અથડાયો. તેણે દ્વાર આગળ જઇને જોયું તો ગઇ કાલની સભામાં જેમને મળવા આવવાનું કહ્યું હતું, તે સત્યપાલ તથા વિનોદસિંહ આદિક સિખ્ખો ત્યાં બેઠેલા તેના જોવામાં આવ્યા.

"તમો ક્યારના અહીં આવીને બેસી રહ્યા છો? દ્વારપાલ, તેં એમના આવવાની મને સૂચના કેમ ન આપી?" બન્દાએ પૂછ્યું.

"અમોને આવ્યાને વધારે સમય નથી થયો. દ્વારપાલ તો બિચારો આપને સૂચના આપવામાટે આવતો હતો, પરંતુ આપ અકાલ પુરુષના ધ્યાનમાં નિમગ્ન હોવાથી અમોએ તેને તેમ કરતો અટકાવ્યો હતો, કારણ કે, મનુષ્યના બીજા ગમે તે કાર્યમાં અવરોધ નાખવો, પરંતુ તેના પ્રભુપ્રાર્થના કિંવા ઇષ્ટોપાસનાના કાર્યમાં અવરોધ નાખવો નહિ, એવો શિષ્ટજનોનો ઉપદેશ છે" સત્યપાલે વિનયપૂર્વક કહ્યું.

"તમારો ખુલાસો જો કે સર્વથા સત્ય છે છતાં મારે જણાવવું જોઇએ કે આપણી પ્રભુપ્રાર્થના ઘરના ખૂણામાં સુખાસનપર બેસીને અકાલ પુરુષના નામની માળા ફેરવવામાં કિંવા ગ્રંથ સાહબના અધ્યયનમાં જ સમાપ્ત થવી ન જોઇએ. આપણી પ્રાર્થના એટલી કોમળ ન હોવી જોઇએ કે કોઇના આગમનથી તેમાં ભંગ પડી જાય. વારુ, હવે તમો પ્રાર્થનામંદિરમાં આવો. એટલે આપણે નીરાંતે

બેસીને વાર્તાલાપ કરીએ." બન્દા બહાદુરે પ્રભુપ્રાથનાના સબંધમાં પોતાના વિચારો દર્શાવીને બહારના ભાગમાં બેઠેલા સિખ્ખોને પ્રાર્થના મંદિરમાં આવવાનું કહ્યું

અંદર ગયા પછી ત્યાં પાથરી રાખેલી ગાદીપર એક ગોળ તકિયાને અઢેલીને બન્દા બહાદુર બેઠો એટલે તેમની સામે સત્યપાલ આદિક સિખ્ખોએ પોતાની બેઠક લીધી. થોડી વારમાં બન્દા બહાદુરના સેવકે આવીને દૂધના વાટકાઓથી ભરેલો થાળ તેમની આગળ મુક્યો. તેને અકાલ પુરુષના તથા ગુરુના પ્રસાદ તુલ્ય ગણીને બન્દા બહાદુર સહિત સર્વ સિખ્ખો પી ગયા. સેવક આવીને ખાલી થયેલા વાટકા તથા થાળ લઈ ગયો અને એક બીજી થાળીમાં એલચી તથા સોપારી આદિક મુખવાસની વસ્તુઓ લઈ આવ્યો

"ગુરુવર્યની અમોને શી આજ્ઞા છે?" વિક્રમસિંહે એલચી આદિકને ન્યાય આપ્યા પછી બન્દા બહાદુરના મુખમંડળપ્રતિ દૃષ્ટિપાત કરીને પૂછ્યું.

"ગઈ કાલની સભામાં આપણે જે પ્રતિજ્ઞા કરી છે તેની પૂર્તિ-માટે શા શા પ્રયત્નો કરવા જોઇએ અને આપણા કાર્યનો આરંભ કેવી રીતે કરવો જોઇએ તેના સબંધમાં તમારી સાથે પરામર્શ કરવા-માટે મેં તમોને બોલાવ્યા છે" બન્દા બહાદુરે સિખ્ખોને મળવા બોલાવવાનો હેતુ કહી સંભળાવ્યો.

"ગુરુવર્યનું કથન સર્વથા સત્ય છે જેની આપણે પ્રતિજ્ઞા કરી છે તે મહત્કાર્યનું મંગલાચરણ જેમ બને તેમ સત્વર જ કરવું જોઇએ" સત્યપાલે અનુમતિ દર્શાવી

"અકાલ પુરુષના કૃપાકટાક્ષથી તથા પૂજ્ય ગુરુ ગોવિન્દ સિંહજીના આશીર્વાદથી આપણા મહત્કાર્યનું મંગલાચરણ તો જ્યારે હું પંજાબ ભણી આવી રહ્યો હતો ત્યારે માર્ગમાં જ મેં કરી દીધું છે હવે તો કાર્યસિદ્ધિ સત્વર થાય તેવા પ્રકારની વ્યૂહરચનાનો જ આપણે વિચાર કરવાનો છે" બન્દા બહાદુરે કહ્યું.

"આપણા મહત્કાર્યનું મંગલાચરણ માર્ગમાં જ આપે કરી દીધું છે એ રહસ્યને સત્યપાલ આદિક સમજ્યા હોય તો ભલે; બાકી હું તો કાંઈ પણ સમજ્યો નથી." પ્રભુસિંહે કહ્યું.

"એ વાર્તા મારા પોતાના તથા મારા કોષાધ્યક્ષ કૃપારામ વિના ત્રીજા કોઇના જાણવામાં નથી; અને મેં એક વિશિષ્ટ હેતુથી જ અત્યાર સુધી તમોને એ વાત જણાવી નથી." એમ કહીને બન્દા બહાદુરે થોડીક વાર મૌન ધારણ કરી પુનઃ કહેવા માંડ્યું કે: "તમારામાંના જે સિખ્ખો નાંદેડથી પંજાબ આવતી વેળાયે પૂજ્ય ગુરુવર્ય (ગોવિન્દસિંહ)ની આજ્ઞાથી મારી સાથે આવ્યા છે, તેઓ જાણતા હશે કે આપણે માર્ગમાં બે રાત્રિનો મુકામ ભરતપુરમાં કર્યો હતો; અને ત્યાંના પંજાબી વ્યાપારીઓએ ગુરુના સિખ્ખોનો અત્યંત પ્રેમભાવથી આદરસત્કાર કર્યો હતો. પરંતુ તેમનો આન્તરિક હેતુ કેવળ ખાન-પાનાદિકથી જ અમારો સત્કાર કરવાનો ન હોતો; કિંતુ તેમનાં હૃદયોમાં પોતાની જન્મભૂમિ કિંવા માતૃભૂમિનો જે પ્રેમ નિવાસ કરી રહ્યો હતો, તેનો તેઓ કર્તવ્યના રૂપમાં પરિચય કરાવવા ઇચ્છતા હતા. તેમણે મને અત્યંત આગ્રહ કરીને દશ હજાર રૂપિયાની મોટી રકમ માતૃભૂમિના ઉદ્ધારાર્થ મારી ઇચ્છાનુસાર ખર્ચી નાખવામાટે સોંપી હતી. એ રકમને સ્વીકારવાથી પ્રથમ તો મેં ચોખ્ખી ના પાડી હતી, પરંતુ તેમના અત્યંત આગ્રહના કારણથી અને ખાસ કરીને તો એ દીર્ઘ પ્રવાસના પ્રસંગે ઉપસ્થિત થયેલી એક અકલ્પ્ય તથા વિકટ પરિસ્થિતિના કારણથી, છેવટે મેં તેનો ઉપકાર સાથે સ્વીકાર કર્યો હતો. એ રકમ હજી મારી પાસે જેમની તેમ જ પડેલી છે."

"આપે હમણાં જ કહ્યું કે 'ખાસ કરીને તો એ દીર્ઘ પ્રવાસના પ્રસંગે ઉપસ્થિત થયેલી એક અકલ્પ્ય તથા વિકટ પરિસ્થિતિના કારણથી છેવટે મેં તેનો ઉપકાર સાથે સ્વીકાર કર્યો હતો.' તો એ અકલ્પ્ય તથા વિકટ પરિસ્થિતિનું સ્વરૂપ કેવા પ્રકારનું હતું તે અમો જાણવા ઇચ્છીએ છીએ. જો હરકત ન હોય તો એ રહસ્યકથાનો સ્ફોટ કરવાની કૃપા કરશો." સત્યપાલે વિનીત ભાવથી પોતાની જિજ્ઞાસા દર્શાવી.

"જ્યારે હું તમોને મારા પરામર્શદાતા મંત્રી કિંવા મિત્રો તુલ્ય સમજું છું અને પ્રત્યેક રહસ્યકથાના જ્ઞાતા બનાવવા ઇચ્છું છું, ત્યારે તમોને એ વાત ન કહું એમ બને જ નહિ" એમ કહીને બન્દા બહાદુરે ગંભીર ભાવથી કહેવા માંડ્યું કે "ગુરુવર્ય ગોવિન્દસિંહજીએ પોતાના ખાસ સેવકોમાંના જે પચીસ સિખ્ખોને મારી સાથે મોકલ્યા હતા અને સુખદુઃખના સમયમાં જેમને મારી સહાયતા કરવાની આજ્ઞા કરી હતી, તેમનામાંના કેટલાક સિખ્ખોએ માર્ગમાં જ મારી પાસે પૈસાની માગણી કરી દૈવયોગે એ વેળાયે મારી પાસે જોઇતા પ્રમાણમાં પૈસા ન હોતા. નાંદેડથી જે રકમ લઇને હું નીકળ્યો હતો તે રસ્તામાં ખર્ચાઇ ગઈ હતી એ તો તમો સારી પેઠે જાણી ચૂક્યા હશો કે ખાવા પીવાના સંબંધમાં હું લેશમાત્ર પણ કૃપણતા કરતો નથી તેમ જ મારામાં અને અન્ય સિખ્ખોમાં ખાનપાનના કે જીવનનિર્વાહના કોઈ પણ સાધનમાં હું ભેદભાવ પણ રાખતો નથી ખરી વાત તો એ છે કે જે વાત ગુરુના સંપ્રદાયના બંધારણમાં જ નથી તે મારામાં ક્યાંથી આવવાની હતી? કેટલીક તપાસના પરિણામે હું જાણી શક્યો હતો કે જે લોકોએ મારી પાસે પૈસાની માગણી કરી હતી તેમનો હેતુ માર્ગમાં ખર્ચ કરવાનો ન હોતો, કિન્તુ તેમનામાંના કેટલાકનાં ઘર રસ્તામાં આવતાં હતાં તેથી તેઓ પોત-પોતાનાં સ્ત્રીપુત્રોને એ રકમો પહોંચાડવા ઇચ્છતા હતા. તેમના એ હેતુને પણ હું વખોડવા ઇચ્છતો નથી પરન્તુ જ્યારે તેઓ જાણતા હતા કે મારી પાસેના પૈસા ખલાસ થઈ ગયા હતા, ત્યારે મને વધારે શર્મમાં નાખવાનું કાર્ય ગુરુના સિખ્ખોને શોભા આપનારું ન હોતું"

"ગુરુવર્યનું કથન અક્ષરે અક્ષર સાચું છે. પ્રત્યેક ધર્મમાં, અને સિખ્ખસંપ્રદાયમાં તો ખાસ કરીને, લાલચને એક બુરી બલા માનવામાં આવી છે સદાસર્વદા શસ્ત્રોને શય્યામાં લઇને સૂનારા અખાડસમરવિલાસી સિખ્ખો જો લાલચમાં લપટાયા હોત, તો અત્યાર સુધી તેમના હાથે જે કાંઈ કાર્ય થયું છે તે કદાપિ થાત નહિ." મનુસિંહે પ્રામાણિક ઉદ્‌ગારો કાઢ્યા

"અવિનય થતો હોય તો ક્ષમા કરશો, પરંતુ હું કહીશ કે એવા લાલચી કિંવા લોભી લાલાઓ ગુરુના સિખ્ખ કહેવડાવવાને કદાપિ યોગ્ય નથી" સત્યપાલે ઉગ્રતાથી કહ્યું

"એવા રોકડચંદોને ખાલસા સૈન્યમાંથી રોકડો જવાબ દઈ બર્તર્ફ કરી દેવા જોઇએ." વિક્રમસિંહે આવેશમાં આવીને પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો.

"આ ઠેકાણે તમારી કેટલીક ભૂલ થાય છે માનવસ્વભાવ એક એવી કઠિન સમસ્યા છે કે તેનો અભ્યાસ સહજમાં કરી શકાતો નથી. ગુરુના સિખ્ખ થયા એટલે મનમાંથી લાલચ જવી જ જોઇએ એવો કાંઈ કુદરતનો નિયમ નથી કુદરતે જે વસ્તુ તેમનામાં જન્મથી-જ મૂકી હોય, તેનો ત્યાગ તેઓ શી રીતે કરી શકે ? એવા લાલચીઓને જો આપણા સમૂહમાંથી દૂર કરી દઇએ તો પછી નિર્લોભીઓની સખ્યા કેટલીક રહેશે ? અને એ થોડી સખ્યાથી આપણે અસંખ્ય શત્રુઓની સામે શી રીતે થઈ શકીશું ? આપણામાંના ઘણાઓને પોતાની વીરતાનું અભિમાન હશે, અને તે છે જ, પરતુ કાંઈ એક હાથે તાળી પાડી શકાશે ? ટુકામાં એટલું જ કે એવા લાલચીઓને પણ આપણે નભાવી લેવા પડશે; માત્ર એટલું જ નહિ, પણ એવા બે ચાર કે પાંચ પંદર સિખ્ખોને હીન આદર્શની ઉપાસના કરતા જોઇને આપણા સમસ્ત સૈન્યનેમાટે એવો હલકો અભિપ્રાય બાંધી લેવાની ઊતાવળ કિંવા ભૂલ કદાપિ કરશો નહિ, એવો મારો તમોને ખાસ ઉપદેશ છે." બન્દા બહાદુરે માનવસ્વભાવનુ રહસ્ય સમજાવવા સાથે ભવિષ્યમાં કલ્યાણકારક થનારો સદુપદેશ આપ્યો

"ગુરુવર્યનો ઉપદેશ યથાર્થ છે. આ સબધમાં મારી એક શકા છે તે પણ જણાવી દેવી યોગ્ય સમજુ છુ." સત્યપાલે કહ્યું

"ઘણી જ ખુશીથી, તમારે જે કહેવુ હોય, તે કહો." બન્દા બહાદુરે કહ્યું.

"જો એવા ધનલોભી સિખ્ખોને આપણે આપણા સૈન્યમાં રાખીશુ, તો તેમના સંસર્ગથી બીજા નિર્લોભી સિખ્ખો પણ લાલચના

ગુલામ બની જશે એ વેળાયે આપણી મોટામાં મોટી મુઝવણ એ થશે કે તેમને સંતુષ્ટ રાખવામાટે વારવાર આપવાના પૈસા ”

સત્યપાલને એટલેથી જ આગળ બોલતો અટકાવીને બન્દા બહાદુરે કહેવા માંડ્યું કે “ બસ, તમારે વધારે બોલવાની જરૂર નથી તમો શું કહેવા ધારો છો તે હું બરાબર સમજ્યો છું, માત્ર એટલું જ નહિ, પણ તમારી શંકાનું નિવારણ મેં ક્યારનુંય મારા મનમાં કરી રાખ્યું છે ભરતપુરના પંજાબી વ્યાપારીઓ પાસેથી મને જે રકમ મળેલી છે તે બધી રકમ, હું, જે સિખ્ખો લેવાને તૈયાર હોય તેમને બધાને ફાળે પડતી વહેંચી આપવા તૈયાર છું. બીજું તમોએ એમ કહ્યું કે ‘જો એવા ધનલોભી સિખ્ખોને આપણે આપણા સૈન્યમાં રાખીશું તો તેમના સંસર્ગથી બીજા નિર્લોભી સિખ્ખો પણ લાલચના ગુલામ બની જશે’ તો એના ખુલાસામાં હું તમોને પોતાને એમ પૂછવા માગું છું કે તમો પોતે લાલચના ગુલામ થવાને તૈયાર છો કે કેમ ? મારા આ પ્રશ્નનું વાસ્તવિક અને સ્પષ્ટ ઉત્તર આપો એટલે તમોને બીજું જે કાંઈ કહેવાનું છે તે મારાથી કહી શકાય ’

“આત્મશ્લાઘા એ એક પ્રકારનો દોષ છે અને તે દોષ અત્યારે કદાચિત્ મારા હસ્તથી થતો હોય, તો તેની પણ પરવા ન કરતાં હું કહેવા ઇચ્છું છું કે પાંચ પચીસ કે સો બસો તો શું પરંતુ કદાચિત્ લાખો રૂપિયા મળતા હોય તો પણ હું તેમને ઠોકરે મારવા તૈયાર છું. પરંતુ મારું નામ લાલચી સિખ્ખોની શ્રેણીમાં લખાવવા તૈયાર નથી” સત્યપાલે પોતાના ઉચ્ચ ચરિત્રનો પરિચય કરાવ્યો

‘અને વીર વિક્રમસિંહ તથા પ્રભુસિંહ ! તમો બન્નેનો શો અભિપ્રાય છે ?’’ બન્દા બહાદુરે વિક્રમસિંહ તથા પ્રભુસિંહને સંબોધીને એ જ પ્રશ્ન પૂછયો

“મહાશય સત્યપાલનો જે અભિપ્રાય છે તે જ અભિપ્રાય અમો બન્નેનો પણ છે” વિક્રમસિંહ તથા પ્રભુસિંહ એકસમયાવચ્છેદે બોલી ઉઠ્યા

“બસ મારે એ જ જવાબ જોઇતો હતો જે વીરનરો ઉચ્ચ પ્રકારનું જીવન વીતાવતા હોય, તેઓ બીજાઓને અધમ જીવન વીતા

કતા જોઈ પોતાના જીવનને કદાપિ કલંકિત કરશે નહિ; તાત્પર્ય કે, સોનું, સોનું મટીને, કદાપિ પીતળ થશે નહિ. જેઓ બાલ્યાવસ્થાથી લોભના ઉપાસક હશે તેઓ લોભની જ ઉપાસના કરશે; અને જેઓ બાલ્યાવસ્થાથી જ લોભને ધિક્કારતા હશે તેઓ જીવનપર્યન્ત લોભને ધિક્કારતા રહેશે. હું ધારું છું કે હવે તમારા મનનું સમાધાન થયું હશે." બન્દા બહાદુરે વિવેચન કર્યું.

"બીજી તો સર્વ શંકાઓનું નિવારણ થયું; પરંતુ એક શંકા હજી રહી ગઈ છે અને તે એ છે કે, એવા લાલચીઓને આપવાના પૈસા આપણે વારંવાર ક્યાંથી લાવીશું?" સત્યપાલે કહ્યું.

"તમારી આ શંકા યથાર્થ છે. પરંતુ એની ચિન્તા આપણે શામાટે કરવી જોઈએ? સમસ્ત જગત્‌ની જેને ચિન્તા છે તે અકાલ પુરુષ જ આ ચિન્તાનું નિવારણ કરશે. ભરતપુરમાંથી આટલી મોટી રકમ મળવાની કલ્પના પણ કર્યાં હતી? એવી જ રીતે પરમ કૃપાલુ અકાલ પુરુષ—"

બન્દા બહાદુર વાક્ય પૂરું કરવા જતો હતો એટલામાં દ્વારપાલે અંદર પ્રવેશ કર્યો અને તેને પ્રણામ કરીને કહ્યું કે: "બહાર કોઈ વ્યાપારી જેવા દેખાતા સિખ્ખ આવ્યા છે અને તેઓ આપ શ્રીમાનના દર્શનનો અભિલાષ ધરાવે છે."

"તેમને કહે કે જો ખાસ અગત્યનું કાર્ય ન હોય, તો થોડીવાર બહારના ભાગમાં જ બેસે. ઊતાવળનું અને આવશ્યક કાર્ય હોય તો તેમને અંદર આવવા દે." બન્દા બહાદુરે ગંભીરતાથી કહ્યું.

દ્વારપાલ ફરીથી પ્રણામ કરીને બહાર ગયો અને થોડી જ વારમાં આગન્તુક વ્યક્તિને લઈને પાછો અંદર આવ્યો. બારણા સુધી તેને પહોંચાડીને દ્વારપાલ પોતાના સ્થાનપર જઈને ઊભો રહ્યો.

"વાહ ગુરુકી ફતહ! બન્દા બહાદુરનો વિજય થાઓ!" આગન્તુકે વિજયવાણી ઉચ્ચારી ગાદીની પાસે જ પાથરેલી એક ચટાઈપર પોતાની બેઠક લીધી.

"શા પ્રયોજનથી આવવું થયું છે, સજ્જન?" બન્દા બહાદુરે પૂછ્યું.

"એક શુભ સંવાદ પહોંચાડવામાટે મારે અહીં આવવું પડ્યું છે, શ્રીમાન્!" આગન્તુકે જવાબ દીધો.

"અત્યાચારી મુગલોના શાસનકાલમાં જ્યારે ગુરુના સિખ્ખો પર નિત્ય નવીન સંકટો પડે છે, ત્યારે તમો વળી શુભ સંવાદ લાવ્યા છો! ભલે, જે કાંઈ થાય છે તે અકાલ પુરુષની ઇચ્છાથી જ થાય છે એમ અમો તો દૃઢતાથી માનીએ છીએ. જે સંવાદ લાવ્યા હો તે નિઃસંકોચ સંભળાવો અહીં બેઠેલી વ્યક્તિઓ કોઇ પરકીય વ્યક્તિઓ નથી કે જેથી તમારે સંવાદ સંભળાવતાં સંકોચાવું પડે." બન્દા બહાદુરે આશ્ચર્યમિશ્રિત ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"હું એ સંવાદ લાવ્યો છું કે સરહિન્દનો શાહી ખજાનો દિલ્લી તરફ જઇ રહ્યો છે. ખજાના સહિત તેના રક્ષકોએ ભૂના* ગામમાં પડાવ નાખ્યો છે. જો એ આખો ખજાનો કબજે કરી લેવામાં આવે, તો તેના યોગે આપણાથી આપણા હજારો માણસોના સૈન્યને આશ્રય આપી શકાય તેમ છે." આગન્તુક વ્યક્તિએ જે સમાચાર આપવાના હતા તે આ પ્રમાણે આપી દીધા

* દિલ્લી તરફ જનારો સરકારી (શાહી) ખજાનો બન્દા બહાદુરે કયા ગામમા લૂટ્યો હતો એ સબધમા મતભેદ છે. ભાઇ પરમાનન્દ એમ એ. કૃત "વીર વૈરાગી"મા એવો ઉલ્લેખ છે કે બન્દા બહાદુરે ભિવાનીમા ખજાનો લૂટ્યો હતો પ નન્દકુમારદેવ શર્મા કૃત 'સિખ્ખોંકા ઉત્થાન ઔર પતન' નામક ગ્રંથમા આના સબધમા કોઈ પણ પ્રકારનો ચોક્કસ ઉલ્લેખ જોવામા આવતો નથી તેમા ફક્ત એટલુ જ લખ્યું છે કે 'સૌથી પહેલા તેણે (બન્દા બહાદુરે) દિલ્લી તરફ જતો એક ખજાનો લૂટ્યો.' (પૃષ્ઠ ૬૪) અમોએ સ્વીકારેલુ ભૂના ગામનુ વિધાન ડૉક્ટર ગોકુળચન્દ એમ એ પી એચ ડી બૅરિસ્ટર–ઍટ–લૉ કૃત "The Transformation of Sikhism' નામક અંગ્રેજી તથા "સિખ્ખોંકા પરિવર્તન" નામક સ્વામી સોમેશ્વરાનન્દ બી એ કૃત એ જ ગ્રન્થના હિન્દી અનુવાદમા કરવામા આવેલુ છે તાત્પર્ય કે ઘટનાસ્થળ ગમે તે હો, પરન્તુ બાદશાહી ખજાનો લૂટવાની ઘટના સર્વથા સત્ય છે અને તેનો સર્વ ઇતિહાસકારોએ સ્વીકાર કર્યો છે

"તમો આ સમાચારની વાસ્તવિકતાની ખાત્રી કરીને આવ્યા છો કે માત્ર ઊડતી અફવા સાંભળીને જ અહીં દોડી આવ્યા છો ?" બન્દા બહાદુરે જિજ્ઞાસા દર્શાવી.

"ગુરુવર્યની આગળ આધારરહિત સંવાદ લઇને આવું એટલો બધો હુ મૂર્ખ નથી." આગન્તુકે તે સમાચારની વાસ્તવિકતાનો નિશ્ચય કરાવ્યે.

"જો એમ જ હોય તો આપણે આજે ને આજે જ ભુના ગ્રામ પર ચઢાઈ કરવી જોઇએ અને રાત્રિના સમયમાં જ્યારે ખજાનાના રક્ષકો નીરાંતે ઊંઘતા હોય, ત્યારે અચાનક તેમના પર હલ્લો કરી તેમને ચતુર્ભુજ કરી લઇને શાહી ખજાનાને લૂટી લેવો જોઇએ. જે વિષયની ચિન્તા આપણે હમણાં જ કરી રહ્યા હતા, તે વસ્તુ આપણને ગુરુના આશીર્વાદથી કેવી આકસ્મિક રીતે પ્રાપ્ત થઇ છે તેનો વિચાર કરતાં 'પરમ કૃપાળુ પરમાત્માને સમસ્ત જગતની ચિન્તા છે' એ વિશ્વમાન્ય કહેવતની સત્યતામાં આપણો વિશ્વાસ બધાય છે." બન્દા બહાદુરે ખજાનો લૂટવાની ઇચ્છા દર્શાવવા સાથે પરમેશ્વરે ઘેર બેઠાં મેળવી આપેલા અપૂર્વ અવસરમાટે તેનો આભાર માન્યો.

થોડીક વાર પછી બન્દા બહાદુરે સર્વને સંબોધીને પુન: કહેવા માંડ્યુ કે "તમો એમ વિચાર કરતા હશો કે ખજાનાને લૂટવાનો પ્રસગ પ્રાપ્ત થવાથી હું આટલો બધો પ્રસન્ન શામાટે થાઉ છુ; તો મારે મારી આ પ્રસન્નતાનુ કારણ તમોને જણાવવુ જ જોઇએ. સ્વાતન્ત્યની વિજયવૈજયંતીને સદાને માટે ઊડતી રાખવામાટે એકલા હાથે કરવામાં આવતા પ્રયાસોની સફળતાનો ઘણો ખરો પ્રારંભિક આધાર લૂટ પર જ હોય છે. લૂટના પ્રતાપે જ ધન તથા જનનો યથેચ્છ સગ્રહ કરી શકાય છે. માત્ર લૂટનુ દ્રવ્ય એકલા અગ્રણી કિંવા સેનાનાયકે જ રાખવાની ભૂલ કરવી નહિ અર્થાત્ લૂટમાં મળેલું દ્રવ્ય સેનાપતિએ પોતાના સેનાનીઓને વહેંચી આપવુ જોઇએ."

"હું પણ એ જ વિચારથી આ સમાચાર લઇને ગુરુવર્યની પાસે આવ્યો છુ. મારા સાંભળવામાં આવ્યું છે કે ગુરુવર્યના પંજાબ તરફ આવવાના સમયમાં કેટલાક સિખ્ખોએ પૈસાના સંબંધમાં ગુરુવર્યને

બહુ જ સતાવ્યા હતા તેથી મેં મારા મનમાં વિચાર કર્યો કે શાહી ખજાનો લૂંટી લેવાના અનાયાસ પ્રાપ્ત થયેલા અવસરને સાધી લેવામાં આવે, તો દ્રવ્યનોની શિષ્યોનો અસંતોષ દૂર થઇ જશે; માત્ર એટલું જ નહિ, પણ એ વાત સાંભળીને બીજા પણ અસંખ્ય શિષ્યો ગુરુના ઝંડા તળે આવીને અવશ્ય એકત્રિત થશે." આમન્તુક વ્યક્તિએ વિવેકપૂર્વક વાણીથી પોતાના વિચારો દર્શાવ્યા.

"તમારા વિચારો મારા વિચારો સાથે ઘણે અંશે મળતા આવે છે. દેશોદ્ધાર કિંવા દેશોન્નતિના પવિત્ર કાર્યમાં લૂંટના સિદ્ધાંતને સ્વીકારવાનું બીજું કારણ એ છે કે એથી વિપક્ષીઓની શક્તિ ક્ષીણ થાય છે અને તેમના જ દ્રવ્યથી આપણે શક્તિસંપન્ન થઇએ છીએ. એ તો બધું ઠીક; પરંતુ વચ્ચે હું તમો સર્વને એક અગત્યની સૂચના આપવા ઇચ્છું છું અને તે એ છે કે તમારામાંના કોઇએ પણ મને ગુરુ કિંવા ગુરુવર્ય ઇત્યાદિ નામોથી બોલાવવો નહિ હું એ મહાન્ વિશેષણોને ધારણ કરવાની યોગ્યતા ધરાવતો હોઉં એવી મારી માન્યતા નથી. એ વિશેષણોને યોગ્ય જો કોઇ હોય, તો તે ગુરુ નાનક, ગુરુ તેગબહાદુર તથા ગુરુ ગોવિન્દસિંહ આદિક વિશ્વવંદ્ય તથા પ્રાતઃસ્મરણીય મહાપુરુષો જ છે હું તો કેવળ ગુરુનો બંદો કિંવા શિષ્ય છું અને તેમાં જ હું પોતાનું ગૌરવ સમજું છું. વળી ગુરુ ગોવિન્દસિંહની અંતિમ આજ્ઞાનુસાર હવેથી શિષ્યોએ કેવળ 'ગ્રંથ સાહબ'ને જ પોતાના ગુરુ તરીકે માનવા એ જ વધારે કલ્યાણકારક છે હું ગુરુપદાકાંક્ષી નથી, સેનાકાંક્ષી છું સેનાપતિ નથી; સૈનિક કિંવા સિપાહી છું એટલામાટે હવેથી મારી તમોને એ જ પ્રાર્થના છે કે મને કેવળ ગુરુના બન્દા તરીકે જ તમારે ઓળખવો" બન્દાએ પોતાની મનોગત ઉચ્ચ ભાવનાઓનો વાણીદ્વારા પરિચય કરાવ્યો અને પછી થોડીકવાર પર્યન્ત મૌનનું અવલમ્બન કરી લીધું.

"મહાપુરુષોની આવી નમ્રતા તેમની મહત્તાને જ દર્શાવનારી હોય છે. અને, આપને અમારાં એ સ્વાભાવિક સંબોધનો કિંવા વિશેષણો પસંદ ન હોય, તો હવેથી અમો તેમનો ઉપયોગ નહિ કરીએ." વિનોદસિંહે બન્દાની આજ્ઞાને શિરોમાન્ય કરી લીધી

"એમાટે હું મને પોતાને પરમભાગ્યશાલી માનું છું. એ તો બધું થશે જ; પરંતુ આપણે આપણા શુભેચ્છક સન્મિત્રનું શુભ નામ તો હજી સુધી એમને પૂછ્યું નથી એ કેટલું બધું અંધેર કહેવાય! ખાલસા શુભેચ્છક! તમારું શુભ નામ તથા ગામ તો અમોને જણાવો કે જેથી અમારે તમોને કયા નામથી બોલાવવા તેની સમજણ પડે." બન્દા બહાદુરે આગન્તુક વ્યક્તિના પરિચયની ઇચ્છા દર્શાવી.

"કેટલાક કારણોને લઇને અત્યારે હું મારો પરિચય આપ શ્રીમાન્‌ને કરાવી શકતો નથી તેમાટે ક્ષમા ઇચ્છું છું. હાલ તો એક રહસ્ય પુરુષ તરીકે જ મને ઓળખી રાખો. સમય આવતાં હું મારી મેળે મારા આ રહસ્યનો સ્ફોટ કરી દઇશ. જ્યારે જ્યારે ગુરુના સિખ્ખોને મારી તુચ્છ સહાયતાની આવશ્યકતા પડશે, ત્યારે ત્યારે હું મારી મેળે જ મારાથી બનશે તે કૃપાખડી લઇને ઉપસ્થિત થઈ જઇશ. અત્યારે તો હું જવાની આજ્ઞા ઇચ્છું છું." એમ કહીને તથા બન્દા બહાદુરને પ્રણિપાત કરીને તે રહસ્ય પુરુષ શીઘ્ર ગતિથી ત્યાંથી પ્રયાણ કરી ગયો.

તેના ગયા પછી બન્દાએ સત્યપાલ આદિક સિખ્ખોને સંબોધીને કહ્યું કે: "ભોજનનો સમય થઇ ગયેલો હોવાથી હવે તો આપણે પણ ઊઠીશુ. સાયંકાલે તમો સર્વ મને ફરીથી મળજો. તે વેળાએ આપણે કેટલીક આવશ્યક મંત્રણા કરીશુ અને ભૂના ગ્રામપર ચઢાઈ કરવાના સંબંધમાં અંતિમ નિર્ણયપર આવીશું આપણી સાથેના તેમ જ ખણ્ડા ગ્રામના સર્વ તરુણ સિખ્ખોને આજે રાત્રિના પ્રથમ પ્રહરમાં જ અહીંથી પ્રયાણ કરવાની સૂચના આપી દેશો."

"જેવી શ્રીમાન્‌ની આજ્ઞા." સત્યપાલે કહ્યું અને થોડી વારમાં સર્વ સિખ્ખો પોતપોતાના સ્થાનકે જવામાટે ઊઠ્યા.

તેમના ગયા પછી કેટલીક વાર સુધી બન્દા બહાદુર વિચાર-મગ્ન દશામાં બેસી રહ્યો અને સેવકે આવીને 'ભોજન તૈયાર છે' એવી સૂચના આપી ત્યારે જ તેની વિચારનિદ્રાનો ભંગ થયો. વીર વૈરાગી એ વેળાએ શા વિચારો કરતો હતો વારુ?

## પ્રકરણ ૩ જું
### ખજાનાની લૂટ

"Money is welcome tho' it be in a dirty-clout, but tis far more acceptable if it come in a clean handkerchief."
J. Howell 'Familiar Letters'

"Money, th' only power
That all mankind fall down before,
Butler Hudibras Pt. III Can II, line 1327

સાયંકાલે બન્દા સત્યપાલ આદિક સિખ્ખોની પ્રતીક્ષા કરતો હતો એટલામાં તેઓ આવી પહોંચ્યા. બન્દાએ પોતે ગોઠવી રાખેલા વિચારો તેમને જણાવ્યા અને ત્યાર પછી કહ્યું કે "આપણે આજે ને આજે જ રાત્રિના સમયમા બૂનાપર ચઢાઈ કરવાની છે ત્યાં ગયા પછી ખજાનાની રક્ષા કરનાર બાદશાહના સિપાહીઓને કયદ કરીને અને તેમ ન થઈ શકે તો તેમને યમસદનમાં મોકલાવીને શાહી ખજાનાને હસ્તગત કરી લેવાનો છે આપણા સૈનિકોને એ જણાવી દો કે ભરતપુરમાંથી ભેટ તરીકે મળેલી રકમ તથા શાહી ખજાનામાંથી મળનારી રકમ ભેગી કરીને બધાને વહેંચી આપવામાં આવશે; માત્ર એટલું જ નહિ, પણ તે ધન પોતપોતાને ઘેર પહોંચાડવામાટે તેમને બબ્બે દિવસની રજા પણ આપવામાં આવશે."

"આપના આ વિચારો અતિશય ઉત્તમ છે ધનપ્રાપ્તિની આ વાત સાભળીને અલ્પ સમયમા જ આપણી પાસે મોટું સૈન્ય એકત્ર થઈ જશે વળી આપણા સૈન્યમાં દાખલ થનાર સિખ્ખ અલ્પ પ્રયાસથી જ પૈસાદાર થઈ જશે વારુ, હવે અમોને બીજી શી આજ્ઞા છે ?" સત્યપાલે બન્દાના વિચારોના ભવિષ્યમા થનારા શુભ પરિણામને વર્ણવીને આ પ્રકારનો પ્રશ્ન પૂછ્યો.

"તમોને હાલ તો અહીંથી કૂચ કરવાની આજ્ઞા વિના બીજી કશી પણ આજ્ઞા આપવાની મારી ઇચ્છા નથી જે કાર્યના માર્ગમાં

હું પોતે અગ્રભાગે ચાલવા તૈયાર છું, તેના સંબંધમાં અત્યારે જ બીજી શી આજ્ઞા આપવાની હોય? મારા વિચારો તમોને પસંદ પડ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ તેમના શુભ પરિણામની તમોને ખાત્રી થાય છે, એ જાણીને મને બહુ જ આનંદ થાય છે. એ તો તમો સારી પેઠે જાણો છો કે હુતાત્મા ગુરુપુત્રોનો બદલો લેવો એ મારા જીવનનાં આવશ્યક કાર્યોમાંનું એક પ્રથમ કાર્ય છે. એ કાર્ય મારે જેમ બને તેમ સત્વર કરીને ગુરુના દિવંગત આત્માને સંતોષ આપવાનો છે. એ કાર્યમાટે આપણે સરહિન્દપર ચઢાઈ કરવી પડશે અને એ કાર્યની સિદ્ધિમાટે તૈયારીઓ પણ તેવી જ કરવી પડશે. શત્રુઓને સંહારવાનું કિંવા પોતે વીરગતિને પ્રાપ્ત થવાનું સામર્થ્ય ધરાવનારા સહસ્રાવધિ સૈનિકોની આપણને આવશ્યકતા પડશે. એવી રીતે આપણા શબ્દમાત્રથી પોતાના પ્રાણોને ન્યોછાવર કરી દેનારા વીર સિખ્ખો શત્રુઓની સંપત્તિને લૂટી લઈને શ્રીમન્ત થતા હોય, તો એના જેવી આનન્દદાયિની અન્ય કઈ ઘટના હોઈ શકે?" બન્દાએ પોતાની આન્તરિક ઉદાત્ત ભાવનાઓનો વિશેષ પરિચય કરાવ્યો.

"મારી એક પ્રાર્થનાને આપ શ્રીમાન્ સ્વીકારશો?" વિનોદસિંહે નમ્રતાથી પૂછ્યું.

"કહો, શું કહેવા ઇચ્છો છો? મારા અને તમારા વચ્ચે જે પ્રકારનો સ્નેહસંબંધ બંધાતો જાય છે, તેનો વિચાર કરતાં આવા ઔપચારિક વિવેકની મને આવશ્યકતા જણાતી નથી. જ્યારે આપણે અમુક કાર્યના સંબંધમાં પરામર્શ કરતા હોઇએ, ત્યારે તમોને જે કંઈ વિચારો કિંવા કલ્પનાઓ સૂઝે; તે નિઃસંકોચ ભાવથી જણાવવાની હું તમોને હમેશને માટે છૂટ આપું છું." બન્દાએ પ્રેમભાવથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"આપના એ અનુગ્રહમાટે અમો શ્રીમાનનો આભાર માનીએ છીએ. હું જે કહેવા માગું છું તે કેવળ મારા જ વિચારો નથી; કિન્તુ અહીં પધારેલા સર્વ સિખ્ખોના વિચાર છે. ભૂના ગ્રામ પર ચઢાઈ કરવાનો જે હેતુ આપણે નિર્ધારિત કર્યો છે, તે હેતુને પાર પાડવા-

માટે આપ શ્રીમાન્ પોતે પરિશ્રમ ન ઉઠાવો તો પણ ચાલે તેમ છે અમારી એવી ઇચ્છા છે કે આપણી પાસે અત્યારે જેટલા માણસો છે તેમનેલઇને અમોજ એ કાર્ય કરી આવીએ." વિનોદસિંહે કહ્યું

"તમારી લાગણીમાટે હું તમારો આભાર માનું છું. ભૂના ગામ સુધી હું સાથે તો આવુ છુ; પરતુ શાહી ખજાનાને હસ્તગત કરવાનુ કાર્ય તમારી ઇચ્છા છે તો તમોનેજ સોંપુ છું. લૂટનો માલ વહેંચી આપવામાટે તથા ત્યાર પછીનો કાર્યક્રમ સર્વ સિપાહીઓને સમજાવી દેવામાટે મારે તમારી સાથે આવવાની આવશ્યકતા તો છે જ." બન્દાએ સંમતિ આપી.

"આપના વિચારો અમોને માન્ય છે. હવે અમો તૈયાર થવામાટે જઇએ છીએ આપ ભૂના ગામના પાદરમાં જ્યાં આપનેયોગ્ય લાગે ત્યાં મુકામ કરજો. અમો અમારૂં કાર્ય સિદ્ધ કર્યા પછી આપ જ્યાં હશો ત્યાં આપને આવી મળીશુ." વિનોદસિંહે ઊઠતાં ઊઠતાં કહ્યુ.

"વાહ, ગુરુની ફતહ! તમો તમારા કાર્યમા વિજયશાળી થાઓ અને ક્ષેમકુશલ સત્વર મને પાછા આવી મળો" બન્દાએ શુભાકાંક્ષા દર્શાવી

'વાહ, ગુરુની ફતહ'ના ઉચ્ચાર સાથે સત્યપાલ તથા વિનોદસિંહ આદિક સિખ્ખો બન્દા પાસેથી વિદાય થયા

* * * * *

સાયંકાલથઈ ચૂક્યો હતો. દેવમદિરોમાં સાયકાલિક આરતિનો સમય થયો હતો આર્ય તત્ત્વચિન્તકોએ સૂર્યોદયકાલ, મધ્યાહ્નકાલ તથા સૂર્યાસ્ત કિંવા સાયંકાલને સંધિકાલ તરીકે ઓળખાવ્યા છે. સંધિકાલને પરમાત્મતત્ત્વના ચિન્તનમાં વીતાડવાનું આર્ય શાસ્ત્રોમાં સમજાવવામાં આવ્યું છે. સંધિકાલમાં શુભ કાર્યનો આરંભ કરવાનો નિષેધ કરવામાં આવેલો છે. તેથી એ કાળવેળા કિંવા મૃત્યુવેળાને વીતાડી દીધા પછી વિનોદસિંહે સર્વ સિખ્ખોને ભૂના ગામ પર ચઢાઈ કરવામાટે તૈયાર થવાની આજ્ઞા આપી. બન્દાએ આપેલી અન્ય સૂચનાઓ પણ તેણે એ જ વેળાયે સિખ્ખોને સંભળાવી દીધી.

એટલે તેથી ગુરુના સિખ્ખોમાં એક પ્રકારનો અપૂર્વ આનંદપૂર્ણ ઉત્સાહ વ્યાપી ગયો. જાણે આજે તેઓ કોઇની જાનમાં જવાની તૈયારી કરતા હોયની! એવોજ ભાસ થતો હતો. કૃષ્ણપક્ષની રાત્રિ હોવાથી અંધકારનું સામ્રાજ્ય અધિકાધિક પ્રસરતું જતું હતું; છતાં સિખ્ખોના હૃદયાકાશમાં તો શુક્લપક્ષની પૂર્ણિમાની ઉજ્જવલ ચંદ્રિકા શોભી રહી હોયની! એમ જ લાગતું હતું. ખરેખર, હૃદયના આનંદ કિંવા ઉત્સાહના યોગે જ જગતના આનંદ કિંવા ઉત્સાહને અનુભવી શકાય છે એમાં લેશમાત્ર પણ સંદેહ નથી.

"સરદાર, સર્વ સિખ્ખો તૈયાર છે; કૂચ કરવાની આપની આજ્ઞાની જ વાર છે." એક સિખ્ખે આવીને વિનોદસિંહને લશ્કરની તૈયારીના સમાચાર આપ્યા.

"સર્વ સિખ્ખો તૈયાર છે તો અહીં પણ ક્યાં વાર છે? આપણે અહીંથી પ્રયાણ કરીએ તે પૂર્વે મારે બધાને એક સૂચના આપવાની છે તે હું અહીં જ આપી દેવાનું યોગ્ય સમજું છું." વિનોદસિંહે વિનોદપૂર્ણ શબ્દો ઉચ્ચાર્યા.

"જે કાંઈ આજ્ઞાઓ આપવાની હોય, તે આનંદપૂર્વક આપી દો કે જેથી પ્રયાણ કર્યા પછી કોઈ પણ પ્રકારની અવ્યવસ્થા થવાનો સંભવ જ ન રહે." આવનાર સિખ્ખે અનુકૂલતા દર્શાવી.

"તમો સર્વ પ્રસ્થાન કરીને ગામની ભાગોળે આવો એટલે ત્યાં પ્રત્યેક વ્યવસ્થા તમોને સમજાવી દેવાશે. પ્રયાણ કરતી વેળાયે જયધ્વનિ કરો તે ધીમેથી કરજો. બનતાં લગી આપણા આજના પ્રસ્થાનની ઘટના ગુપ્ત રહેવી જોઇએ." વિનોદસિંહે શાંતિથી પ્રયાણ કરવાની સૂચના આપી.

આવનાર સિખ્ખ અભિવાદન કરીને ઊતાવળે પગલે ત્યાંથી રવાના થયો. તેના જવા પછી વિનોદસિંહે સત્યપાલ આદિક સિખ્ખોને સંબોધીને કહ્યું કે: "સૈનિકો ભાગોળે આવે તેથી પહેલાં આપણે અહીંથી પ્રયાણ કરીશું તેટલામાં પરમાત્મા કરશે તો જૂના ગ્રામ મોકલેલા બન્ને મુસાફરો પણ આવી પહોંચશે; એટલે તેમને

ઓરેથી ખજાનાના રક્ષકોની સખ્યા આદિકને જાણ્યા પછી આપણે આપણા સિપ્પ્ખોને જે સૂચનાઓ કિંવા આજ્ઞાઓ આપવાની છે તે આપી શકીશુ કેમ, મારુ કહેવુ ખરુ છે ને ?"

"આપનુ કહેવુ અક્ષરશ સત્ય છે ચાલો, આપણે હવે શ્રી અકાલ પુરુષનું સ્મરણ કરીને પ્રયાણ કરીએ" સત્યપાલે તત્પરતા દેખાડી અને સાર પછી તરત જ તે પોતાનાં શસ્ત્રો બાંધવા લાગ્યો

થોડી જ વારમા તેમણે પ્રયાણ કર્યું અને ખણ્ડા ગ્રામની બાગો છોડી તેઓ જરાક આગળ વધ્યા એટલામાં તો સામેથી દોડતા ઘોડાનો પગરવ સભળાયો, જોતજોતામાં ઘોડો નજીક જણાવા લાગ્યો અને સ્થિર દૃષ્ટિથી અવલોકતાં જણાયુ કે તેનાપર બે સવારો બેઠેલા હતા પરતુ આ શુ ? તેમણે મુસ્લિમ પોશાક પહેરેલો હતો ત્યારે શુ તેઓ મુસલમાન સિપાહીઓ હતા ? શુ કાઇ દગો હતો ? થોડી ધીરજ રાખી તેમની વાતચીત સાભળવાથી બધો ભેદ ખુલી જશે આગળ બેઠેલા સવારે પાછળ બેઠેલાને ઉદ્દેશીને ધીમેથી કહ્યું "સામેથી ચાર પાંચ વ્યક્તિઓ આવતી જણાય છે પરતુ અધારામાં તેઓ મિત્ર છે કિંવા શત્રુ છે એ ઓળખી શકાય તેમ નથી શુ કરીશુ ?"

'એમા ગભરાવાનુ શુ કારણ છે ? મહાસાગરમાથી જીવતા નીકળી આવ્યા અને આ ખાબોચિયામા ડૂબી જઇશુ ? ખરી વાત તો એ છે કે આ ઠેકાણે શકા લાવવાનુ કાંઈ કારણ જ નથી છતાં આપણે સકેત પૂછી લેવો એ વધારે સહીસલામતીભર્યું છે ' પાછળ બેઠેલા સવારે ખુલાસો કર્યો અને પોતાના સાથીને નિર્ભય થવાની સૂચના આપી

"સાવધાન! તમારી ઓળખાણ આપ્યા વિના એક ડગલુ પણ આગળ ન વધશો " આગળ બેઠેલા સવારે વિનોદસિંહ આદિકને ઉદ્દેશીને આ શબ્દો ઉચ્ચાર્યા

"અમો તમારો સકેત કહી દઇએ તો પછી ઓળખાણ આપવાની આવશ્યકતા નથી ને ?" વિનોદસિંહે સામો પ્રશ્ન પૂછ્યો

"સંકેત આ લોકો આપણુને કહે કે આપણે એમને કહીએ? સરદાર, આ ઊંધો કાયદો કયાં લાગૂ પાડો છો!" સત્યપાલે આગન્તુકો પાસેથી સંકેત જાણુવાની ઇચ્છા દર્શાવી.

"આવા પ્રસંગોમાં વિવાદ કરવાનું નથી શોભતુ; છતાં અમો કહી દેવા ઇચ્છીએ છીએ કે આવી ધમકીઓથી અમો ડરી જઇએ તેમ નથી. જો કે અત્યારે અમારો વેષ શકા ઉપજાવનારો છે, છતાં અમારી સલામતીમાટે અમારે તમારું સ્વરૂપ સારી રીતે જાણી લેવું જોઇએ. કહો, તમારો સંકેત શો છે?" અશ્વારોહીએ નિર્ભયતાથી પૂછયું.

"અમારો સંકેત 'વૈરાગી' છે." વિનોદસિંહે કહ્યું.

"કોણ, વિનોદસિંહજી? પેલા કોણ સત્યપાલજી?" એમ કહેતાંની સાથે જ બન્ને અશ્વારોહીઓ ઘોડાપરથી નીચે ઊતર્યા અને આગળ આવીને વિનોદસિંહ આદિકને મળ્યા

"અંધકારને લીધે અમો આપને ઓળખી શકયા નહિ તેથી જો અવિનય થયો હોય, તો તેમાટે ક્ષમા કરશો." એક અશ્વારોહીએ પોતાની અજાણતાં થયેલી ભૂલને માટે ક્ષમાયાચના કરી.

"અત્યારે વિવેક દર્શાવવાનો સમય નથી. કહો, તમો ત્યાં જઇને શી શી તપાસ કરી આવ્યા છો?" વિનોદસિંહે પૂછયું.

"ખજાનાની રક્ષામાટે બધા મળીને ત્રીસથી ચાળીસ માણસો છે. અમો ત્યાંથી રવાના થયા ત્યારે તેઓ રાત્રિભોજનના કાર્યમાં લાગેલા હતા, અને ભોજન કર્યા પછી તરત જ આગળ વધવાનો નિશ્ચય કરી ચૂકયા હતા." અશ્વારોહીએ શત્રુઓની સ્થિતિનો પરિચય કરાવ્યો.

"તમોને તેમણે સંદેહની દૃષ્ટિથી તો ન હોતા જોયા, ને?" બીજા અશ્વારોહીને સત્યપાલે પૂછયુ.

"બન્દા સાહબની આજ્ઞાનુસાર અમોએ મુસ્લિમવેશ ધારણ કરેલો હોવાથી અમારાપર સંદેહ લાવવાનું કોઇને કારણુ મળ્યુ ન હોતું જો અમોએ વેશપરિવર્તન ન કર્યું હોત, તો કદાચિત્ અમારા

પર સંકટ આવી પડત. ખરેખર, કોઈનો ભેદ જાણવો હોય, તો તેના જેવા જ થઈને તેમના મંડળમાં ઘુસી જવા જેવો ઉત્તમ ઉપાય બીજો એક પણ નથી. અશ્વારોહીએ જવાબ દીધો.

"ચાલો, હવે તમો તમારા યવનવેશને ઉતારી નાખો અને પાછા ગુરુના શિષ્ય થઈ જાઓ. તમારે હજી ભોજન કરવાનું હશે તે નીરાંતે કરી લ્યો અને પછી બન્દા સાહેબ ૫ છળથી આવે ત્યારે તેમની સાથે આવી જજો." વિનોદસિંહે કહ્યું.

આ પ્રકારની વાતચીત ચાલતી હતી એટલામાં ગામમાંથી આવનારા શિષ્ય સિપાહીઓ આવી પહોંચ્યા. તેમની સંખ્યા સોથી સવાસોની હોય, એવું અનુમાન કરી શકાતું હતું. તેમને ઠેઠ પોતાની પાસે આવવા દીધા પછી વિનોદસિંહે કહેવા માંડ્યું કે " 'આપણે અહીંથી જૂના ગામ ન જતાં ગામથી અર્ધા પોણા ગાઉના અંતરે થોભવાનું છે. આપણા બબ્બે માણસોએ શત્રુઓના એકેક માણસને સંભાળવાનો છે અને બાકીના માણસોએ ખજાનાના માલને કબજે કરવાનો છે. બાદશાહના સિપાહીઓ જૂનાથી હમણાં જ રવાના થશે એવા સમાચાર મળ્યા છે. તેઓ આવી પહોંચે તેથી પહેલાં જ આપણે તેમના માર્ગમાં જઈને થોડાક અંતરે છુપાઈને બેસી જઈએ. જ્યારે તેઓ બરાબર લાગમાં આવશે, ત્યારે હું અથવા સત્યપાલજી કોઈ પણ એક મનુષ્ય આપણા સંકેતનો ઉચ્ચાર કરીને તમોને સૂચના આપશે. સંકેત સાંભળતાં જ તમો ભૂખ્યા વરુઓની પેઠે શત્રુઓ પર તૂટી પડજો. તેઓ આપણા પર શસ્ત્ર ચલાવે ત્યાર પહેલાં આપણાથી બને તેટલાને આપણે યમપુરીમાં મોકલાવી આપવામાં જરાય વિલંબ કરવો નહિ. આપણો સંકેત 'વૈરાગી' છે એ વાત લક્ષમાં રાખશો. ચાલો, ગુરુના બહાદુરો! હવે આપણે પ્રયાણ કરીએ."

"જેવી સરદારની આજ્ઞા" એમ કહીને અને "વાહ ગુરુની ફતેહ" તથા 'વાહ ગુરુના ખાલસા'નો જયધ્વનિ કરીને શિષ્ય સેનાએ પ્રયાણ કર્યું.

યોગ્ય સમયે બન્દા તથા તેના ચારેક પાંચ માણસો પણ ખરડાથી રવાના થઈ જૂના પહોંચી ગયા. એ વેળાએ શાહી ખજાનો લઈને

બાદશાહના સિપાહીઓ ત્યાંથી પ્રયાણ કરી ગયા હતા. બન્દાએ થોડીક વાર વિશ્રાન્તિ લીધી એટલામાં તો વિનોદસિંહ, સત્યપાલ તથા અન્ય સિખ્ખો હસ્તગત કરેલા ખજાના સહિત આવી પહોંચ્યા. બન્દાએ વિનોદસિંહને જોતાં જ પૂછ્યુંઃ "પરિણામ !"

"ગુરુની ફતહ !" વિનોદસિંહે જવાબ દીધો અને એ જ વેળાએ તેણે પોતાની પાસે રાખેલી અશરફીઓની એક થેલી બન્દાનાં ચરણો સમક્ષ ધરી દીધી. ત્યાર પછી થોડીવારમાં જ બીજા સિખ્ખોએ આવીને થેલીઓનો મોટો ઢગલો કરી દીધો.

"શત્રુસૈનિકોના શા સમાચાર છે ?" બન્દાએ પૂછ્યું.

"ઘણા ખરા તો યમરાજના મેહમાન થઈ ચૂક્યા છે; કેટલાક ઘાયલ થઈને માર્ગમાં પડ્યા છે અને થોડાક અમોને જરા પણ ઇજા પહોંચાડ્યા વગર પોતાની પાસેનો માલ સોંપીને પલાયન કરી ગયા છે. ખજાનાની રક્ષામાટે જીવપર આવીને લડી રહેલા સિપાહીઓને ધડતી સજા કરવાનું તથા ખજાનાને લૂટવાનું કામ પડતું મૂકીને અમો તે પલાયનપટુ સિપાહીઓની પાછળ દોડ્યા નહિ," સત્યપાલે જવાબ દીધો.

"તમોએ જે કાંઈ કર્યું છે તે ઠીક જ કર્યું છે. હવે ગામની ચારે તરફ આપણા માણસોને ગોઠવી દ્યો કે જેથી શત્રુપક્ષના માણસોના આવ્યા ગયાના સમાચાર આપણને મળતા રહે અને ત્યાર પછી હમણાં ને હમણાં જ મારી પાસે છે તે ભરતપુરમાંથી મળેલી રકમ તેમ જ આજે મળેલી રકમ સર્વને સરખે ભાગે વહેંચી આપો કે જેથી પ્રાતઃકાલ થવા પૂર્વે તેઓ પોતપોતાના ઘર તરફ જવામાટે વિદાય થઈ જાય." બન્દાએ સત્યપાલ તથા વિનોદસિંહને ઉદ્દેશીને કહ્યું.

"આપણા સર્વ સૈનિકો એક વાર તંબૂની બહાર એકત્ર થાય તો સારું; કારણ કે, મારી ઇચ્છા તેમને કાંઇક કહેવાની છે." બન્દાએ થોડી વાર કાંઇક વિચાર કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

બન્દાના મુખમાંથી ઉપર્યુક્ત શબ્દો બહાર પડતાંની સાથે જ સર્વ સિખ્ખો તંબૂની સામેના ખુલ્લા મેદાનમાં એકત્ર થઇ ગયા. બન્દા,

સત્યપાલ તથા વિનોદસિંહ આદિક તંબૂમાંથી બહાર નીકળ્યા. તેમને જોતાં જ સિખ્ખોએ 'વાહ ગુરુની ફતહ'નો ગગનભેદક જયધ્વનિ કર્યો. એ વેળાએ ઉષ:કાળમાં થોડો જ વિલંબ હોવાથી અંધકારની સત્તા ઓછી થયેલી જણાતી હતી અને તેથી એક બીજાનાં મુખમંડળોને જોઈ તથા ઓળખી શકાતાં હતાં. શાંતિનું સામ્રાજ્ય સ્થપાયા પછી વીર બન્દાએ સિખ્ખ સૈનિકોને સંબોધીને કહેવા માંડ્યુ કે "મારા વિજયશાલી થયેલા સિખ્ખ વીરો! પ્રથમ તો તમોએ સરદાર વિનોદસિંહની સરદારી હેઠળ શાહી ખજાનાને લૂટવાના કાર્યમાં મેળવેલા વિજયને માટે હુ તમારા સરદારને તેમ જ તમો સર્વને ધન્યવાદ આપુ છુ આપણા આ મહત્કાર્યના મંગલાચરણમાં જ આપણને અકાલ પુરુષે સફળતા કિંવા વિજયનાં દર્શન કરાવેલાં હોવાથી હુ આપણા ભાવી પ્રયાસમાં પણ વિજયપ્રાપ્તિની દૃઢ આશા રાખુ છુ એ તો અત્યાર પહેલાં તમારા જાણવામાં આવી ગયુ હશે કે ભરતપુરમાંથી જે રકમ મને ભેટ તરીકે મળી હતી તે અને આજે મળેલી રકમ તમો બધાને વહેંચી આપવાની છે. પોતપોતાને ફાળે આવનારી એ રકમ પોતપોતાને ઘેર પહોંચાડવામાટે તમોને હૂ ત્રણ દિવસની રજા આપુ છુ. હૂં ધારુ છુ કે પૈસાની વ્યવસ્થા કરવા તથા બાલબચ્ચાંને મળી આવવામાટે આ રજા તમોને ઘણી જ અનુકૂલ થઇ પડશે પરતુ એટલુ સ્મરણમાં રાખશો કે સૈનિક જીવનની રજાઓનો ઉપભોગ આપણી ચાલતી આવેલી જૂની ઢબથી કરવાનો નથી. એટલે કે ત્રણ દિવસની રજા હોય તો ગૃહ કિંવા ગૃહસ્થાશ્રમનુ ગમે તેવુ કાર્ય અથવા આકર્ષણ હોય તેને પણ પડતુ મૂકીને ચોથે દિવસે પ્રાત:કાળમાં હાજર થઈ પોતાનું કર્તવ્ય સંભાળવુ જ જોઇએ સૈનિક જીવનની સફળતાનો મુખ્ય સિદ્ધાંત 'સેનાપતિની આજ્ઞાનુ જીવના જોખમે પણ પરિપાલન' એ જ છે. તમો જ્યારે ગૃહસ્થાશ્રમનાં નાનાવિધ સુખોને અનુભવીને આનંદ સહિત પાછા આવશો, ત્યારે હુ તમારા માટે અનેક સ્ફૂર્તિઓને તૈયાર રાખીશ. ધન કિંવા દ્રવ્ય તો હૂં તમોને એટલુ બધુ આપીશ કે તમો તેનાથી

ધરાઇ જશો. હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાની જાતને હોમી દેવાને તૈયાર થયેલો પ્રત્યેક સિખ્ખ શત્રુઓની સંપત્તિનું હરણ કરીને શ્રીસંપન્ન કિંવા પૈસાદાર થાય. ટુંકામાં એટલું જ કે ગુરુના ઝણ્ડા નીચે આવેલા પ્રત્યેક સિખ્ખનું બાહ્ય મન ભૌતિક સુખસાધનોની સહાયતાથી સુખી રહે અને તેનું આન્તર મન કિંવા હૃદય દેશબાન્ધવોનાં દુઃખોથી નિરંતર બળતું રહે. તમારા ઉપરી સરદારો તમોને જે કાંઇ દ્રવ્ય તથા શસ્ત્રાસ્ત્રો આપે તે લઇને પોતપોતાના ગૃહ પ્રતિ વિદાય થાઓ અને તમારી રજા પૂરી થતાં પાછા ખણ્ડા ગ્રામમાં આવીને તમારા કર્તવ્યને સંભાળી લ્યો."

---

## પ્રકરણ ૪ થું

### બળિયાના બે ભાગ !

"This world is not for beggars, it is for those who struggle, fight and conquer." Dev Dutta.

"नाभिषेको न संस्कारो सिंहस्य क्रियते वने ।
विक्रमार्जितराज्यस्य स्वयमेव मृगेन्द्रता ॥"

सुभाषितम् ।

વીર બન્દાની આજ્ઞાથી ત્રણ દિવસની રજા લઇ પોતપોતાનાં સ્ત્રીપુત્રોને મળવા તથા મળેલા ધનની વ્યવસ્થા કરવામાટે ઘેર ગયેલા સિખ્ખો પાછા આવી પહોંચે તેટલામાં તો શતાવધિ સિખ્ખો દેશના ચારે ભાગોમાંથી વગર બોલાવ્યા આવીને બન્દાની સેવામાં હાજર થવા લાગ્યા ! શાહી ખજાનામાંથી તથા ભરતપુરના પંજાબી વ્યાપારીઓ પાસેથી મળેલું દ્રવ્ય સિખ્ખોને વહેંચી આપ્યા પછી વિનોદસિંહ તથા સત્યપાલ આદિક સિખ્ખ નેતાઓ સાથે બન્દા પાછો ખણ્ડા ગ્રામમાં જઇ પહોંચ્યો હતો અને ત્યાં ભોજન આદિક કાર્યથી નિવૃત્ત થયા પછી તે નજીકનાં ગામોને લૂટવાના વિચારો ગોઠવી રહ્યો હતો, એટલામાં અકસ્માત્ વિનોદસિંહે આવીને તેના વિચારોમાં ભંગ

પાડ્યો. તેણે આવતાંની સાથે જ બન્દાને કહ્યું કે "આવી રીતે અકસ્માત્ આવી આપના વિશ્રાન્તિકાર્યમાં ભંગ પાડવાના અપરાધમાટે હું આપની પાસે ક્ષમા ઇચ્છું છું. પ્રસંગ એવો મહત્ત્વનો અને કારણ એવું પ્રબળ હતું કે આવ્યા વિના ચાલે તેમ હતું જ નહિ."

"વિનોદસિંહ ! મેં તમોને એક વાર તો જણાવ્યું છે કે આપણી વચ્ચે હવે ઔપચારિક વિનય કિંવા શિષ્ટાચારની આવશ્યકતા રહી નથી અને એવો વિવેક પસંદ પણ નથી. વળી હું તમારો ગુરુ હોવાનો દાવો પણ કરતો નથી. જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે તમારે બેધડક ચાલ્યા આવવું અને જે કાંઈ કહેવું હોય તે નિઃસંકોચ ભાવથી કહી દેવું." બન્દાએ નિર્મલ હૃદયથી પોતાની નિરભિમાનિતાનો પરિચય કરાવ્યો.

"આપની આ કૃપાલુતામાટે હું આપનો આજન્મ આભારી રહીશ. હવે પછી મારા અને આપ વચ્ચેના વ્યવહારમાં અનાવશ્યક શિષ્ટાચારને સ્થાન દઈશ નહિ." વિનોદસિંહે બન્દાના કથનનો સ્વીકાર કર્યો.

"વારુ, હવે તમો ખરા મધ્યાહ્નના સમયમાં શામાટે આવ્યા છો તે કહો" બન્દાએ મુદ્દાની વાત પૂછી.

"આજે પ્રાતઃકાલથી લઈને અત્યાર સુધીમાં લગભગ ત્રણ સોથી સાડાત્રણ સો શિખ્ખો આપણા કાર્યમાં સહાયતા કરવાના દૃઢ નિશ્ચયથી આવ્યા છે અને તેમના કહેવા પ્રમાણે સાંઝ સુધીમાં બીજા તેટલા જ આવવાના છે, માત્ર એટલું જ નહિ, પણ જો તેમના કથનમાં વિશ્વાસ રાખીએ તો તેઓ એમ પણ કહે છે કે રજા ઉપર ગયેલા આપણા શિખ્ખો પાછા આવશે એટલામાં તો ઓછામાં ઓછા એક હજાર નવા માણસો આપણી પાસે એકઠા થઈ જશે. જો તેઓ કહે છે તેટલા નહિ તો તેના અર્ધા એટલે કે પાંચ સો માણસો પણ આવી જશે, તો આપણને આરામ કરવો નહિ પાલવે. એટલે કે કોઈ પણ પ્રકારની સકારણ પ્રવૃત્તિને આરંભવી જ પડશે" વિનોદસિંહે જે કહેવાનું હતું તે પોતાના અભિપ્રાય સહિત કહી સંભળાવ્યું.

"પરમકૃપાલુ પરમાત્માનો આભાર માનો કે આપણને ઉપરાઉપરી શુભ શકુનો થઈ રહ્યા છે. હું તો હજી ભાવના તથા આશાના

સિખ્ખોને પત્રિકા લખી બોલાવવાનો વિચાર જ કરતો હતો, એટલામાં દયાસિંધુ જગદીશ્વરે આપણી સહાયતામાટે માણસોને મોકલવા માંડ્યા છે. હું પણ અત્યારે એ જ વિચાર કરી રહ્યો હતો કે માણસો આવી જાય, તો મુસ્લિમ વસતીથી વસેલાં તથા મુસ્લિમ શાસકોદ્વારા શાસિત નિકટનાં ગામોને લૂટવાનું કાર્ય આપણે આરંભી દઇએ." બન્દાએ પોતાના વિચારો દર્શાવ્યા.

"આપના વિચારો સ્તુત્ય છે. સર્વથી નજીક તો કૈથલ ગામ છે. તેના પર ચઢાઇ કરવાની તૈયારીઓ કરાવું ? રજાપર ગયેલા માણસો આવશે એટલામાં એ કાર્ય થઇ જશે." વિનોદસિંહે કૈથલગામને લૂટવાની ઇચ્છા દર્શાવી.

"હા, જાઓ; સત્વર તૈયાર થાઓ અને સાયંકાલ પૂર્વે જ કૈથલ પહોંચવાની વ્યવસ્થા કરો. લોકો રાત્રિભોજન કરતા હોય તે જ વેળાયે આપણે આપણા કાર્યને આરંભી દેવું જોઇએ, અને તેને સમાપ્ત કરી રાત્રિવિશ્રામમાટે પાછા અહીં જ આવવું જોઇએ." બન્દાએ અનુમતિ આપી અને તે સાથે કાર્યની વ્યવસ્થા પણ સમજાવી દીધી.

"જેવી શ્રીમાન્‌ની આજ્ઞા" એમ કહીને વિનોદસિંહ શીઘ્રતાથી પ્રયાણ કરી ગયો.

* * * * *

કરેલા નિશ્ચય અનુસાર વીર બન્દાએ તથા તેના સિખ્ખ-સિપાહીઓએ મળીને તે જ દિવસે કૈથલ લૂટ્યું; એટલું જ નહિ, પણ હાથ લાગેલો લૂટનો માલ લઇને તેઓ મધ્યરાત્રિ પૂર્વે પાછા ખરડામાં આવી પણ પહોંચ્યા હતા. રાત્રે નામમાત્રનો વિશ્રામ લઇને પ્રાતઃકાલમાં ઊઠતાં જ તેઓ સમાના ગ્રામને લૂટવાના નિશ્ચય પર આવી લાગ્યા. અહીં એ વાર્તાને લક્ષમાં રાખી લેવાની છે કે બન્દાનો જે નિશ્ચય તે જ આચરણ હતું. અર્થાત્ તે પોતાના નિશ્ચયને અમલમાં મૂકવામાં લેશમાત્ર પણ વિલંબ કરતો ન હોતો. સમાના પર ચઢાઈ કરવાનું કારણ તે ગામ લૂટવા કરતાં કાંઇક બીજું પણ હતું અને તે એ કે ગુરુ

તેગબહાદુરનો ઘાતક-જલાદ-જલાલુદ્દીન તે જ ગામનો નિવાસી હતો.* અને ગુરુ ગોવિન્દસિંહની સાથે વિશ્વાસઘાત કરી તેમને આનન્દપુર છોડાવનાર અલીહુસેન પણ ત્યાં જ રહેતો હતો. હુતાત્માં ગુરુપુત્રોના સંબધમાં સરહિન્દના સુબાને 'સર્પના પુત્રો સર્પ જ હોય છે' એવુ સમજાવનાર એ જ દુષ્ટ અલીહુસેન હતો. આ બધાં કારણોથી બન્દાના હૃદયમા પ્રતિહિંસાનો પાવક (અગ્નિ) પ્રજ્વલિત થઇ રહ્યો હતો. તેને શાન્ત કરવામાટે અર્થાત્ નરરાક્ષસ અલીહુસેન તથા જલાલુદ્દીન પાસેથી બદલો લેવાના ઇરાદાથી બન્દાએ સમાના પર ચઢાઈ કરી હતી. તેણે સિખ્ખોને પ્રથમથી જ કહી રાખ્યું હતું કે આ લૂટમાં જેના હાથમાં જે વસ્તુ આવશે, તે તેની જ માલિકીની કહેવાશે. એટલે ત્રણ દિવસ સુધી ગામને લૂટવાનુ તથા શત્રુઓને સંહારવાનું કાર્ય અવ્યાહત રીતે ચાલતું જ રહ્યું. અહીંથી પણ કેટલોક સરકારી ખજાનો બન્દાના હાથમાં આવ્યો કે જે તેણે તરત જ સર્વેને સરખે ભાગે વહેંચી આપ્યો. દિલ્હી તર્ફ જતા શાહી ખજાનાને તથા કૈથલ ગામને લૂટવાના જે ભયંકર સમાચાર આસપાસનાં મુસ્લિમ ગામોમાં રહેનાર લોકોએ સાંભળ્યા હતા, તેપરથી તેઓ બન્દાના નામમાત્રથી જ કંપતા હતા; એટલામાં તો તેમના પોતાના ગામમાં જ બન્દાને આવી ચઢેલો તેમણે જોયો, એટલે તો પછી તેમના ભયનુ ઠેકેણું જ શું? બન્દાના ભયોત્પાદક નામ તથા પરાક્રમનો એવો તો પ્રભાવ પડી ગયો હતો કે, તેને ગામમાં આવેલો જોઇને પોતાને ગામના દાદા કિંવા પહેલવાન તરીકે ઓળખાવનાર કેટલાક વિધર્મી મવાલીઓ તો ગામને બીજે દરવાજેથી પલાયન જ કરી

---

* આદર્શ હુતાત્મા ગુરુ તેગબહાદુરના અનુકરણીય જીવનનો સમસ્ત વૃત્તાન્ત પ્રસ્તુત ગ્રથમાલાના પ્રથમ પુષ્પ 'ગુરુ ગોવિન્દસિંહ'ના પ્રારંભનાં જ ત્રણ પ્રકરણોમા હૃદયસ્પર્શી રીતે આપવામાં આવેલો છે. તેમના અપૂર્વ આત્મબલિદાનની ઘટના જાણવામાટે તે પુસ્તકનુ 'ગુરુ તેગબહાદુરનો શિરચ્છેદ' નામક ૫ મું પ્રકરણ જુઓ. † 'હુતાત્મા ગુરુપુત્રો'ના વૃત્તાન્તમાટે એ જ ગ્રંથરત્નનું એ જ પુસ્તકનું ૧૫ મું પ્રકરણ જુઓ

ગયા હતા! જ્યારે પોતાને પહેલવાન તરીકે ઓળખાવનારાઓની આ સ્થિતિ હતી ત્યારે બીજા મખમલની શય્યાઓમાં સુનારા સુખિયા જીવો એટલે કે શ્રીમન્ત મુસલમાનો તો બન્દાનું નામ સાંભળતાં જ જો ગામ છોડીને ચાલ્યા જાય, તો તેમાં આશ્ચર્ય જેવુ કાંઇ હોઇ શકે ખરું કે?

અમાનાના સર્વનાશના સમાચાર સાંભળીને કપૂરી નામક ગામના કેટલાક સિખ્ખો બન્દા સમક્ષ પ્રતિનિધિમંડળ તરીકે આવ્યા અને પોકાર કરીને કહેવા લાગ્યા કે "અમારા ગામનો મુસ્લિમ હાકિમ કદમુદ્દીનખાઁ જેટલો દુષ્ટ તેટલો જ ક્રૂર તથા જેટલો અત્યાચારી તેટલો જ દુરાચારી છે અમારી સ્ત્રીઓ, માતાઓ, ભગિનીઓ તથા પુત્રવધૂઓના સતીત્વ કિંવા શીલની રક્ષા કરવી બહુ જ કઠિન થઇ પડી છે. કેટલાય સિખ્ખો એ હવસી શયતાનના ત્રાસથી કંટાળીને કપૂરીને સદાને માટે ત્યજી અન્યત્ર ચાલ્યા ગયા છે. જેઓ 'વિષકૃમિન્યાય' વડે ગામને છોડી ગયા નથી તેમની દુર્દશાનો પાર નથી તો અમારા એ દુઃખના નિવારણમાટે અમો આપ શ્રીમાન્‌ને અમારી વ્હારે આવવાની વિનતિ કરવામાટે જ આવ્યા છીએ. ગામમાંના અન્ય સર્વ આબાલ વૃદ્ધ સિખ્ખો–પુરુષો તેમ જ સ્ત્રીઓ–આપ શ્રીમાન્‌ના દર્શનની આતુરતાથી પ્રતીક્ષા કરી રહ્યાં છે. કપૂરીના સમસ્ત સિખ્ખોએ કહેવડાવ્યુ છે કે આપશ્રીમાન્ ગુરુના વિજયશાલી સિખ્ખ વીરોને લઇને અમારા ગામપર ચઢી આવશો, ત્યારે અમો અમારાથી આપી શકાય તે સર્વ સહાયતા આપીશુ, માત્ર એટલું જ નહિ, પરતુ જો અમારા દુરાચારી* હાકિમનુ નિકંદન નીકળવું હોય, તો અમો અમારા પ્રાણોનુ બલિદાન આપવાને પણ તૈયાર છીએ."

---

* 'કપૂરીના દુરાચારી હાકિમના સબધમાં 'સિખ્ખોંના પરિવર્તન' નામક ગ્રન્થમા આ પ્રકારનો ઉલ્લેખ જોવામા આવે છે "કપૂરી ગ્રામ સાઢૌરાથી ૪ માઇલના અતરે અબાલા જિલ્લામા આવેલુ છે આ સ્થાનનો અધિકારી અતિશય અત્યાચારી તથા વ્યભિચારી હતો એ ગામમાં ભાગ્યે જ કોઈ એવુ ઘર બચવા પામ્યુ હશે કે જે ઘરની સ્ત્રીઓના સતીત્વનો તેણે ભગ નહિ કર્યો હોય તેનું નામ કદમુદ્દીનખાઁ હતુ" 'સિખ્ખોંના પરિવર્તન' પૃષ્ઠ ૨૬૨ નુ પાદટિપ્પણ (ફુટનોટ)

એના જવાબમાં વીર બન્દાએ પોતાનાં નેત્રોને લાલચોળ કરીને અધીર ભાવ તથા ગંભીર વાણીથી કહ્યું કે 'તમારા અત્યાચારી તથા દુરાચારી મુસ્લિમ હાકિમને તેનાં દુષ્કર્મોનું ફળ ચખાડવામાટે હું મારા શૂરવીર સિખ્ખોને લઇને કપૂરી ગામ પર ચઢાઇ કરવાના નિશ્ચયને વ્યક્ત કરૂં છું અર્થાત્ તમારા આમંત્રણનો હું સ્વીકાર કરૂં છું પરંતુ તેની સાથે જ હું તમોને એક સત્ય કિન્તુ અપ્રિય વાર્તા જણાવી દેવા ઇચ્છું છું અને તે એ કે, એ અત્યાચારી હાકિમના તમોએ અનેકવાર યા તેવી જાતના અત્યાચારોને તમો મૂગે મોઢે સહન કરીને બેસી રહ્યા હતા તેનું કારણ શું છે ? ગુરુના સિખ્ખ કહેવડાવવાનો દાવો કરનારાઓના હાથોમાં શું કદીએ મહેંદી મૂકાવી છે ? તેમનામાંથી ધર્મ, સ્વાતંત્ર્ય, શૌર્ય સાહસ તથા સમરવિલાસની ઉદાત્ત ભાવનાઓ સર્વથા અદૃશ્ય થઇ ગઇ છે કે શું ? તમારી માતાઓ, પુત્રીઓ, વધૂઓ તથા ભગિનીઓના સતીત્વના ભગ્નની ઘટનાને પોતાનાં નેત્રોથી જોયા પછી પણ કાપુરુષોની પેઠે કોઇની મદદની વાટ જોતા ચુપચાપ બેસી રહ્યા, તેના કરતાં ધર્મના રક્ષણમાટે મરી ગયા હોત તો શું ખોટું હતું ? હું ભાર દઇને કહેવા ઇચ્છું છું કે આવા ભીરુ સાહસશૂન્ય તથા કલંકિત દશામાં પણ જીવનનો અત્યંત મોહ ધરાવનારા સિખ્ખો ગુરુના નામને કલંકિત કરી રહ્યા છે જાઓ અને ત્યાંના લોકોને મારા આવવાના સમાચાર સંભળાવીને આશ્વાસન આપો."

એના જવાબમાં કપૂરીનું પ્રતિનિધિમંડળ કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના બન્દાને પ્રણામ કરીને ત્યાંથી પ્રયાણ કરી ગયું તે કપૂરી પહોંચ્યું હશે અને ભયવિહ્વલ લોકોને બન્દાના આગમનના સમાચાર સમજાવતું હશે એટલામાં તો બન્દાએ પણ 'વાહ ગુરુજી ફતહ ! ' ના જયધ્વનિ સાથે પ્રસ્થાન કરી દીધું વીર બન્દાનું નામ સાંભળીને જ અત્યાચારી હાકિમનાં ગાત્રો શિથિલ થઇ ગયાં હતાં બન્દાએ કપૂરી ગામમાં પહોંચતાની સાથે જ લૂંટફાટ તથા રક્તપાતનો આરંભ કરી દીધો દુરાચારી કદમુદ્દીનખાઁ તથા કપૂરીના

અન્ય અત્યાચારી મુસલ્માનોની મોટી સખ્યાને બન્દાએ જહન્નમવાસિલ કરી દીધી.

કપૂરીનો કબ્જો મેળવ્યા પછી તથા ત્યાંના સિખ્ખ અને હિન્દુ નાગરિકોને સુરક્ષિત કર્યા પછી બન્દાએ સાઢોરા ગ્રામપર ચઢાઇ કરી. ત્યાંનો હાકિમ ઉસ્માનખાઁ હતો. અન્યાય અત્યાચાર, દુરાચાર તથા પ્રજાપીડન આદિક સર્વ વિષયોમાં તે અગ્રેસર હતો. વળી તેણે બન્દાને મારી નાખવાની પ્રતિજ્ઞા પણ કરેલી હતી. જે વેળાયે બન્દાનુ લશ્કર કપૂરી તરફ કૂચ કરી રહ્યુ હતુ તેજ વેળાયે તેણે આસપાસના મુસલ્માનોને સાઢોરામાં બોલાવીને બન્દાના સહારમાટે એકત્ર કરવાનુ કાર્ય આરભી દીધુ હતુ. વિક્રમ સવત્ ૧૭૬૪ ના માઘ માસની ૧૧ ના દિવસે આખો દિવસ આ યુદ્ધ ચાલતુ રહ્યું. એ વેળાયે બન્ને પક્ષના માણુસો ટપોટપ ઘાયલ થઇને ભૂમિપર પડી રહ્યા હતા. સિખ્ખ સરદાર વિનોદસિંહ સિખ્ખસેનાના અગ્રભાગમાં રહીને સમરક્રીડા કરી રહ્યો હતો બન્દો પોતાના તંબૂમાં બેઠો બેઠો ભાવિની અનેક કલ્પનાઓ કરી રહ્યો હતો. લાગ જોઇને વિનોદસિંહ તેની પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે. 'કદાચિત્ આપ શ્રીમાન્ અસારે મંત્રજાપ કરી રહ્યા હશો; પરંતુ ત્યાં તો અસખ્ય સિખ્ખોનો સંહાર થઈ રહ્યો છે !' બન્દા જેવા વીરતા અને સાહસના સાક્ષાત્ અવતારને વધારે કહેવાની આવશ્યકતા જ ન હોતી. તે તત્કાળ પોતાના ધનુષ્યબાણને લઇને ઊઠ્યો અને સમરભૂમિમાં જઇને ઊભો રહ્યો. ઉસ્માનખાઁ તેને જોતાં જ ભયભીત થઈ ગયો. જાણે કે સાક્ષાત્ યમરાજ પોતે જ આવી લાગ્યા હોયની ! આવો શત્રુઓને ભાસ થવા લાગ્યો. બન્દાના અમોઘ બાણો વિષધર ભુજંગની પેઠે શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. છેવટે ઉસ્માનખાઁ તથા તેના સાથીઓએ સૈયદોના મકાનમાં જઇને આશ્રય લીધો. પરતુ બન્દાએ એક પણ ઠેકાણુ બાકી રાખ્યું નહિ. મુસલ્માનો ભયને લીધે જીવ લઇને નાઠા. પતિ પત્નીનો અને પિતા સંતાનોનો ત્યાગ કરી ગયા માતા પોતાની પુત્રીને છોડીને ચાલતી થઈ. બન્દાએ

જે કોઈ પણ વિરોધી દષ્ટિગોચર થાય તેનો તત્કાળ વધ કરી નાખવાની પોતાના સિખ્ખ વીરોને આજ્ઞા આપી દીધી બે દિવસ સુધી લૂટ ચલાવવામાં આવી અને ગામ બિલકુલ ઉજ્જડ થઈ ગયું. ઉસ્માનખાંને એક વૃક્ષ સાથે બાંધીને મારી નાખવામાં આવ્યો.* સાઢોરાનો સર્વનાશ કર્યા પછી બન્દાએ મુખલિસપુરના દુર્ગ પર ચઢાઈ કરી અને તેને જીતી લઈને તેનું નામ 'લોહગઢ' કિંવા 'લોહદુર્ગ' રાખ્યું યુદ્ધમાંથી પ્રાપ્ત થયેલો દારૂગોળો તેમ જ શત્રુઓનાં મળી આવેલાં શસ્ત્રાસ્ત્રો તે દુર્ગમાં ભરી દેવામાં આવ્યાં.

મુખલિસગઢ કિંવા લોહગઢને જીત્યા પછી વિજયોન્મત્ત થયેલા વીર સિખ્ખોએ અમ્બાલા, શીકોબાદ, સૈંધારા, દામલા, ચુડાસ, ઠસ્કા, મુસ્તફાબાદ તથા કજપુર ઇત્યાદિ નાનાં મોટાં મુસ્લિમ નગરોમાં લૂંટફાટ ચલાવીને તેમને જીતી લીધાં અને કેટલાક દિવસોની પરિશ્રમપૂર્ણ પ્રવૃત્તિ પછી કજપુરમાં વિશ્રાન્તિ લીધી. એ સ્થાનમાં સરહિન્દના સૂબેદારના સબન્ધીઓ વસતા હોવાથી તેમની સહાયતામાટે સરહિન્દનું મુસ્લિમ સૈન્ય આવી પહોંચે તેથી પૂર્વે જ તેનો સર્વથા નાશ કરી નાખવામાં આવ્યો હતો આ નગરને નષ્ટ કરવાનું એક બીજું પણ કારણ હતું અને તે એ કે એ ગામ હુતાત્મા ગુરુ ગોવિન્દસિંહના ધર્મવીર પુત્રોના સ્વધર્મપાલનરૂપ અપરાધ (?) નો પ્રાયશ્ચિત(?)આપનાર કાજીઓનું નિવાસસ્થાન હતું એ પછી સિખ્ખોએ વળી એક પઠાણી ગામ લૂંટ્યું એટલામાં કજપુરની સહાયતામાટે આવેલા સરહિન્દના સૈન્ય સાથે સિખ્ખોનો મુકાબલો થઈ ગયો.વીર બન્દાએ બાણોની એવી તો વૃષ્ટિ વર્ષાવી કે સૂબેદારનું સૈન્ય તેની સામે ટકી શક્યું નહિ, અને તેના પલાયન કરી જવાથી બન્દાને યુદ્ધનો ઘણો સામાન હાથ લાગ્યો. કજપુરથી આગળ વધતાં સિખ્ખસેના દરિયા નામક ગામ આગળ જઈ પહોંચી. ત્યાંના મુસલમાનો ગોહત્યાનું નૃશંસ કાર્ય કરી રહ્યા હતા ધર્મવીર સિખ્ખોથી તે સહન થઈ શક્યું નહિ તેઓ ગોઘાતકના

---

* આ સ્થાન અદ્યાપિ મોજૂદ છે અને તે 'કતલગઢી'ના નામથી ઓળખાય છે

જીવનરક્ષણમાટે પોતાનાં જીવનોનું બલિદાન આપવાને તત્પર થઇ ગયા. તત્કાળ સમસ્ત સેના ગામપર ટૂટી પડી. ગામમાં હાહાકાર વર્તી રહ્યો. ગોહન્તા તથા ગોમાંસભક્ષક મુસલ્માનો ઘરબાર છોડીને પલાયન કરવા લાગ્યા! જેઓ ગામમાં રહી ગયા હતા અથવા તો પલાયન કરતા પકડાઈ ગયા હતા, તેમને સિખ્ખો સીધો મૌતનો માર્ગ દેખાડી રહ્યા હતા. માત્ર જે લોકો પોતાનાં શિખાસૂત્ર અર્થાત્ હિન્દુત્વ તથા દ્વિજત્વના પ્રમાણપત્રરૂપ ચોટલી અને જનોઇ દેખાડતા હતા, તેઓ જ બચવા પામતા હતા. ત્યાર પછી બન્દાની દૃષ્ટિ કકુટ તથા બનૂડર નામક ગ્રામો તરફ ગઈ. ત્યાંના મુસલ્માનો હિન્દુદ્વેષ્ટા તથા ગોહન્તા તરીકે સારી રીતે જાણીતા થયેલા હોવાથી બન્દાએ બન્ને ગ્રામોપર ચઢાઇ કરી ત્યાંના ઉન્મત્ત મુસલ્માનોને તેમની ઉન્મત્તતાનું યથેચ્છ ફળ ચખાડી દીધું!

યદ્યપિ આ સર્વ વિજયો બહુ જ નાના હતા તથાપિ એથી બન્દાના અનુયાયીઓમાં બહુ જ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો અને તેના પરિણામે સિખ્ખસેનામાં સૈનિકોના નિત્ય નવીન સમુદાયો આવી આવીને મળી રહ્યા હતા. પરંતુ જે મહાન્ સંગ્રામની તેઓ તૈયારીઓ કરી રહ્યા હતા તેમાટે સહસ્રાવધિ શૂરવીરોની સહાયતાની આવશ્યકતા હોવાથી જો કે બન્દાના ઉત્તરોત્તર વિજયોની કથા સાંભળીને સિખ્ખોનાં ટોળેટોળાં આવીને બન્દાના ઝણ્ડા તળે એકત્ર થઇ રહ્યાં હતાં, તો પણ હજી વધારે મોટી સંખ્યાને એકઠી કરવાની તથા યુદ્ધની મોટા પાયાપર તૈયારીઓ કરવાની આવશ્યકતા અનિવાર્ય હતી. માલવા તથા માઝા નામક નગરોમાં સિખ્ખોની મોટી વસતી હતી; માત્ર એટલું જ નહિ, પરંતુ ગુરુ ગોવિન્દસિંહના પ્રવર્તાવેલા રાષ્ટ્રીય ધર્મના શ્રદ્ધાળુ ઉપાસકો પણ ત્યાં જ વિશેષ પરિમાણમાં હતા. બન્દાના જમણા હાથ જેવો આપણો પૂર્વપરિચિત સરદાર વિનોદસિંહ માઝાનો જ વતની હતો. વિનોદસિંહ તથા અન્ય સિખ્ખ સરદારોની સંમતિથી બન્દાએ માઝા તથા માલવાના સિખ્ખોને બોલાવવામાટે જે ભિન્ન ભિન્ન પત્રિકાઓ લખી હતી તેમનો આશય નીચે પ્રમાણેનો હતો:-

"પૂજ્ય ગુરુ ગોવિન્દસિંહના વીર શિષ્યો, ગુરુવર્ય ગોવિન્દસિંહની આજ્ઞાનુસાર મારા પંજાબમાં આવવાની ઘટના તમારા જાણવામાં આવી તો હશે જ. ગુરુવર્યના શ્રીમુખથી મારા દેશ, મારા ધર્મ તથા મારા જાતિબાન્ધવોનાં અસહ્ય સંકટોની કથા સાંભળીને મેં મારા વૈરાગી જીવનનો પરિત્યાગ કરીને પુનઃ પ્રવૃત્તિમાર્ગનો સ્વીકાર કર્યો છે. ગુરુની આજ્ઞા થઈ છે કે મારે અત્યાચારી તથા ધર્માંધ મુસલમાનો પાસેથી ગુરુ તેગબહાદુર, ગુરુ ગોવિન્દસિંહના પુત્રો તથા ગુરુ ગોવિન્દસિંહની પોતાની હત્યાનો વ્યાજ સહિત બદલો લેવો અને એ કાર્ય થઈ ગયા પછી હિંદુધર્મ, હિંદુજાતિ તથા સંપૂર્ણ પંજાબને પરતંત્રતાની શૃંખલાથી મુક્ત કરી હિંદુસામ્રાજ્યને સ્થાપવાના ગુરુના જીવનકાર્યને આગળ ચલાવી સાંગોપાંગ સમાપ્ત કરવું. આ કાર્યમાં સહસ્ત્રાવધિ શિષ્યોના જીવનબલિદાન આપવાં પડશે. ગુરુના શિષ્યોને દેશ, સમાજ કિંવા ધર્મસેવાના મહાયજ્ઞમાં પોતાના જીવનની આહુતિ આપવાનો પાઠ પઢાવવો પડે તેમ નથી તેમાં પણ વળી તમો તો ગુરુવર્યના સહવાસમાં વધારે પ્રમાણમાં આવેલા છો. ગુરુજીના અનેક ભયંકર જીવનપ્રસંગોમાં તમોએ જીવનની પણ દરકાર ન કરતાં કામ કરેલાં છે; બલ્કે તમારામાંના ઘણાખરાઓએ તો ગુરુનાં ચરણોમાં પોતાનાં જીવન પણ સમર્પેલાં છે. શૂરવીરની વ્યાખ્યા કરતાં એક સ્થલે ગુરુજીએ કહેલું છે કે,–

"सूरा सो पहचानिए, लडे दीनके हेत,
पुर्जा पुर्जा कट मरे, कब हूँ न छाँडे खेत।"

"અર્થાત્ જે મનુષ્ય ધર્મને માટે પ્રાણ અર્પણ કરી દે છે અને શરીરના ટૂકડે ટૂકડા થઈ જવા છતાં પણ જે સમરભૂમિનો ત્યાગ કરી જતો નથી, તે જ ખરો શૂરવીર છે.

"અત્યાર સુધીમાં મેં જે જે ગ્રામો તથા નગરોને લૂંટ્યાં તથા જીત્યાં છે તે બધાં સાધારણ છે. ખરું કાર્ય તો સરહિન્દપર ચઢાઈ કરવાનું તથા ત્યાંના હાકિમને તેની દુષ્ટતાનું ફળ ચખાડવાનું છે. તે માટેની તૈયારીઓ અમો કરી રહ્યા છીએ. આપને લખતી વેળાએ મને

સંપૂર્ણ આશા રહે છે કે અમો સરહિન્દપર ચઢાઇ કરીએ તે પહેલાં તમો અવશ્ય અહીં આવી જશો. મને ખાત્રી છે કે ઘણા સમય પછી પ્રાપ્ત થયેલા સમરવિલાસના આ અપૂર્વ અવસરને તમો હર્ષપૂર્વક વધાવી લેશો. જેમ જેમ મારા આગમનની તથા મારી પ્રવૃત્તિઓની સિખ્ખોને ખબર પડતી જાય છે, તેમ તેમ તેઓ આવીને મારા ઝણ્ડા તળે એકત્ર થતા જાય છે કોઇને સંદેશમાત્ર પાઠવવાની પણ આવશ્યકતા નથી રહેતી. તમો હજી સુધી નથી આવ્યા એ જ આશ્ચર્યનો વિષય છે અને તેથી જ આ પત્ર મોકલાવવાનું ઉચિત ધાર્યું છે. આશા છે કે પત્ર મળતાં જ તમો શસ્ત્રાસ્ત્રો સજીને અતિશય ઉતાવળથી મોટી સંખ્યામાં આવી પહોંચશો તમારી પ્રતીક્ષામાં અમુક દિવસો વીતાવ્યા પછી જ અમો સરહિન્દપર ચઢાઇ કરીશું એ જ"

## પ્રકરણ ૫ મું

## ભયંકર વિશ્વાસઘાત

"દગા કિસીકી સગી નહીં હુઇ,
અગર ન કી, તો તૂ કર દેખ,
બુરા નતીજા દગાબાજકા,
દગાબાજકે ઘર પર દેખ." એક ઉર્દુ શાયર

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને કેટલાક દિવસનો કાળ વીત્યા પછી એક દિવસ મધ્યાહ્નસમયે ભોજનકાર્યથી નિવૃત્ત થઇને બન્દા બહાદુર વિનોદસિંહ આદિક સરદારો સાથે ભાવિ કાર્યપ્રવૃત્તિની ચર્ચા કરતો બેઠો હતો, તે વેળાયે દ્વારપાલે અંદર પ્રવેશ કરીને તથા યથાવિધિ પ્રણામ કરીને કહ્યું કે: "બહાર કોઇ બે સિખ્ખ ગૃહસ્થો તથા બે સ્ત્રીઓ આપ શ્રીમાનના દર્શનમાટે આવેલા છે તેઓમાંના એકનું નામ અજમેરસિંહ અને બીજાનું વીરસિંહ હોવાનું તેઓ જણાવે છે. આજ્ઞા હોય તો અંદર પ્રવેશ કરાવું."

"અહો! અજમેરસિંહ તથા વીરસિંહ આવેલા છે? તેમની સાથેની બે સ્ત્રીઓ અવશ્ય તેમની વીરાંગના ધર્મપત્નીઓ જ હોવી

જોઇએ. તેમને બધાને સન્માનસહિત સત્વર અંદર પ્રવેશ કરાવ" બન્દાએ આનન્દદર્શક સ્વરથી ઉદ્ગારો કાઢ્યા

દ્વારપાલના બહાર ગયા પછી બન્દાએ વિનોદસિંહને ઉદ્દેશીને કહ્યું કે "હું વારુ છુ કે તમો અત્યારે આવેલા બન્ને ગૃહસ્થોને સારી પેઠે ઓળખતા હશો. તમારી પેઠે તેઓ પણ ગુરુવર્ય ગોવિન્દસિંહજીના પરમભક્ત તથા વીર સિખ્ખ છે. સુખદુ ખના અનેક વિકટ પ્રસગોનો તેમણે તથા તેમની ધર્મપત્નીઓએ પ્રત્યક્ષ અનુભવ કરેલો છે તેમની ગુરુભક્તિ તથા દેશભક્તિ અવસ્ય પ્રશસનીય છે."

"આપનો અભિપ્રાય અક્ષરશ સત્ય છે હુ પોતે પણ ગુરુવર્યના વિશ્વાસપાત્ર સેવકોમાંનો એક હોવાથી અજમેરસિંહ તથા વીરસિંહને સારી પેઠે ઓળખુ છુ" વિનોદસિંહે કહ્યુ

એટલામાં દ્વારપાલ આગન્તુક વ્યક્તિઓને લઇને બન્દા સમક્ષ આવ્યો ચારે આગન્તુકોએ બન્દા બહાદુર તથા વિનોદસિંહને પ્રણામ કર્યા. વિનોદસિંહ પોતાના આસનપરથી ઊઠીને બને સિખ્ખોને પ્રેમથી ભેટ્યા શિષ્ટાચારનો વિધિ સમાપ્ત થયા પછી આગન્તુકોએ નિર્દિષ્ટ આસનોપર પોતાની બેઠકો લીધી બન્ને સ્ત્રીઓ પોતપોતાના પતિની પાછળના ભાગમાં પાથરી રાખેલી ચટાઇપર બેઠી.

"ગુરુવર્યના પરમકૃપાપાત્ર સિખ્ખ વીરો તથા વીરાંગનાઓ, આવો તમારા આગમનથી અમોને પરમ હર્ષ થયો મોડી મોડી પણ તમોએ ગુરુના બન્દાની ખબર કાઢી એમાટે હુ તમારો આભારી થયો છુ કહો, સર્વ પ્રકારે કુશળ તો છો ને?" બન્દાએ આભાર દર્શક વાક્યો ઉચ્ચાર્યા

"આપ શ્રીમાન્‌ના આશીર્વાદથી અમો સર્વ પ્રકારે કુશલ છીએ પરતુ આપે અમારા સબધમાં જે શબ્દો હમણાં વાપર્યા છે તેથી ખરેખર અમોને લજ્જા ઉત્પન્ન થાય છે આપના પ્રત્યે અમારો ગુરુ ભાવ હોવાથી અમો આપના આવા પ્રકારના અમારા મહત્ત્વને દર્શાવનારા શબ્દો સાંભળવા ઇચ્છતા નથી" વીરસિંહે વિવેકપૂર્ણ શબ્દો ઉચ્ચાર્યા.

"અમો આટલા દિવસ સુધી આવી ન શક્યાં તેમાટે આપ શ્રીમાનની અમારે ક્ષમા માગવી જોઇએ તેને બદલે શ્રીમાન્ પોતે જ અમારી પ્રશંસાનાં વચનો ઉચ્ચારી રહ્યા છો એ જોઇને અમો લજ્જિત થઇ રહ્યાં છીએ." અજમેરસિંહે નમ્રતા દર્શાવી.

"આમાં લજ્જિત થવાનું કંઇ પણ કારણ નથી. અત્યારે પણ તમો પોતાની સ્વાભાવિક હૃદયોર્મિથી પ્રેરાઇને જ આવ્યાં છો. અમોએ તમોને આમંત્રણ મોકલાવ્યું ન હોતું. માળવા તથા માઝાના સિખ્ખો અત્યાર સુધી નથી આવ્યા તેથી તેમને પત્રો મોકલાવવાં પડ્યાં છે." વિનોદસિંહે કહ્યું.

"માળવાના સિખ્ખો સંગ્રામતીર્થના પુણ્યને પ્રાપ્ત કરવામાટે રવાના થઇ ચૂક્યા છે અને જે સમય જાય છે તેમાં તેઓ અહીં આવી લાગશે. અજમેરથી નીકળ્યા પછી મેં વિચાર કર્યો કે જે કાર્યમાટે હું શ્રીમાન્ બન્દા બહાદુર પાસે જઇ રહ્યો છું તેમાટે મારાથી બને તેટલા બીજા માણસોને પણ લઇ જવાની આવશ્યકતા છે. એટલે માર્ગમાં ભાઇ વીરસિંહનું ગામ આવતાં હું એમને મળ્યો. બે દિવસ એમના સ્નેહભરેલા આદરાતિથ્યનો સ્વીકાર કર્યા પછી અમો ત્યાંથી આગળ વધ્યાં. માળવા તથા માઝાના સિખ્ખોને મોકલાવવામાં આવેલાં પત્રોના સમાચાર અમોને મળી ચૂક્યા હતા તેમ જ એ પણ અમારા જાણવામાં આવ્યું હતું કે શ્રીમાન્ બન્દા બહાદુર પાસે શતાવધિ સિખ્ખ વીરો એકત્ર થઇ ચૂક્યા છે અને દિનપ્રતિદિન તેમની સંખ્યા વધતી જ જાય છે. પ્રથમ તો અમારો વિચાર અમારી ગૃહદેવીઓને ઘેર મૂકી આવવાનો હતો; પરંતુ પાછળથી સામાન્ય રીતે બન્ને દેવીઓનો અને ખાસ કરીને ભાઇ વીરસિંહનાં વીરાંગના ધર્મપત્ની શ્રીમતી માધુરીદેવીનો યુદ્ધક્ષેત્રમાં આવવાનો અત્યંત આગ્રહ જોઇને અમારે તેમને પણ સાથે લાવવાં પડ્યાં છે." અજમેરસિંહે માળવાના સૈન્યના આગમનસમાચાર આપવા સાથે પોતાનો કેટલોક વૃત્તાંત પણ કહી સંભળાવ્યો.

પ્રજાનો, પોતાનો તેમ જ સરહિન્દનો નાશ કરાવશે" એક બીજા મુસલ્માને કહ્યું.

"સૂબેદારે નવીન મૂર્ખતા શી આદરી છે વારૂ!" બન્દાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"ગુરુ ગોવિન્દસિંહના દક્ષિણમાં ચાલ્યા ગયા પછી જે શિષ્યો સૂબેદારને ત્યાં નોકર રહ્યા હતા, તેમનું તે નિત્ય એમ કહીને અપમાન કર્યા કરે છે કે 'તમારા એક ગુરુની તો બે પાણ સુવાના હાથે ભયંકર હત્યા થયેલી જ છે એટલે હવે બીજો નવો ઉમેદવાર આવ્યો છે તેની પણ એવી ખબર લેવામાં આવશે કે તેનો પ્તાવ પત્તો જ નહિ લાગે.' આ કારણથી સરહિન્દમાંના સર્વ શિષ્યો બહુ જ ઉશ્કેરાઇ ગયા છે, માત્ર એટલુ જ નહિ, પણ તેઓ થોડા જ સમયમાં પોત પોતાની નોકરીઓ છોડીને આપ શ્રીમાનના ઝંડા તળે આવી પહોંચશે અથવા તો શ્રીમાનને તથા ગુરુના શિષ્યોને સરહિન્દ બોલાવશે અમોને લાગ્યુ કે સૂબેદાર હવે હાથે કરીને પોતાનો વિનાશ જ માની રહ્યો છે એટલે ત્યાં રહેવાનુ અમોને સલામતી ભરેલું ન લાગ્યું; માત્ર એટલુ જ નહિ, પણ પરધર્મીઓને ઇસ્લામીઓ જે રીતે દબાવી, સતાવી તથા બાળી રહ્યા છે, તે જોઇને અમારી ઇસ્લામમાં જે શ્રદ્ધા હતી તે ઊઠી ગઇ છે." આગન્તુકોના અગ્રેસર મુસલ્માને સરહિન્દની કેટલીક નવીન ઘટનાઓ જણાવવા સાથે હિન્દુધર્મમાં દીક્ષિત થવાની ઇચ્છા દેખાડી.

"ત્યારે શું તમારી બધાની ઇચ્છા હિન્દુધર્મનો સ્વીકાર કરવાની છે ?" બન્દાએ તેમની હકીકત સાંભળી લીધા પછી પૂછ્યું.

"જી, હા." બધાએ એકસામટો જવાબ દીધો.

"જો એમ જ હોય તો આજનો દિવસ હજી આ બાબત પર તમોને વિચાર કરવામાટે હું આપું છું આવતી કાલે જો તમારી આવી જ દઢતા કાયમ રહેશે, તો આવતી કાલે તમારા શુદ્ધીકરણની હું વ્યવસ્થા કરીશ. ત્યાં સુધી જે ઉતારો બતાવવામાં આવે ત્યાં જઇને આરામ કરો અને આવતી કાલના સૂર્યોદય સુધી કરવાધારેલાધર્માન્તર

સંબંધી વિચાર કરો." બન્દાએ તેમના શુદ્ધીકરણમાટે બીજો દિવસ મુકર્રર કર્યો; અને પોતાના એક સેવકને આગન્તુકોના ઊતારા તથા ખાવા પીવાની વ્યવસ્થા કરી આપવાનું કહ્યું.

આગન્તુકો તથા સેવકના ચાલ્યા ગયા પછી વિનોદસિંહે બન્દાને ઉદ્દેશીને કહ્યું કે: "શું આપ શ્રીમાન્ આ મુસ્લિમોને ખરેખર આશ્રય આપવા તથા હિન્દુધર્મમાં લેવા ઇચ્છો છો?"

"જો એમની ઇચ્છા હોય તો આપણે શામાટે ના પાડવી જોઇએ? એમાં આપણું શું જવાનું છે?" બન્દાએ કહ્યું.

"જવાનું તો કાંઇ નથી; પરંતુ અસારનો સમય વિકટ છે. વિશ્વાસઘાતની રમત નહિ રમાતી હોય એની શી ખાત્રી? એમને હિન્દુધર્મમાં લેવાની વાત જૂદી છે અને આશ્રય આપવાની વાત જૂદી છે. પછી તો આપ શ્રીમાન્‌ને જેમ યોગ્ય લાગે તેમ ખરું." વિનોદસિંહે પોતાનો વિરુદ્ધ અભિપ્રાય દર્શાવ્યો.

"વિશ્વાસઘાત કરવો હોય તો ભલે કરે; પરંતુ જેઓ આપણા જલાલના સરહિન્દના સમાચાર લાવ્યા છે અને જેઓ હિન્દુધર્મમાં આવવા ઇચ્છે છે, તેમને તેમની માગણી પ્રમાણે આશ્રય આપવામાં ન આવે, તો આપણી વીરતાને લાંછન લાગે." બન્દાએ પોતાના દૃઢ વિચારો દર્શાવ્યા, અને ત્યાર પછી વિનોદસિંહને ઉદ્દેશીને કહ્યું કે: "આવતી કાલે પ્રભાતમાં શુદ્ધીકરણના ઉત્સવમાં ભાગ લેવામાટે વેળાસર પધારજો."

વીર બન્દાએ બીજે દિવસે શરણે આવેલા મુસલમાનોનો શુદ્ધીકરણવિધિ કરાવીને તેમને પોતાની પાસે આશ્રય આપ્યો હતો. શું ખરે એ શરણે આવેલા મુસલમાનોનાં અંતઃકરણ ખરેખરાં શુદ્ધ હતાં? તેમના મનમાં કોઇ પણ પ્રકારનો કપટભાવ ન હતો? એ પ્રશ્નોના ઉત્તર મેળવવામાટે આપણે ધૈર્યને ધારણ કરી બન્દાના દરબારમાં આવેલા ભરવાડની હકીકત સાંભળવી પડશે.

શરણાગત તરીકે આવેલા મુસલમાનોને હિંદુ બનાવ્યા પછી પાંચમે કે છઠ્ઠે દિવસે બન્દા પોતાના વિશ્વાસપાત્ર સિખ્ખ સરદારો સાથે મંત્રણા

કરતો બેઠો હતો. તે વેળાએ અચાનક એક ભરવાડ પોતાના હાથમાં સાગેવી ડાંગના બે કકડા લઈને સભાસ્થાનમાં આવ્યો અને તેણે 'ફરિયાદ, ફરિયાદ ! એવા શબ્દો ઉચ્ચાર્યા

'શું છે ભરવાડ ? તું આમ ઉશ્કેરાયલો કેમ દેખાય છે ?' વિનોદસિંહે તેને પૂછ્યું

'દુષ્ટ લોકો પોતાની દુષ્ટતા દેખાડે ત્યારે ભલા માણસો ઉશ્કેરાય પણ નહિ કે ? હું આજે હમેશ મુજબ જંગલમાં ઊંટોને ચરાવવા માટે ગયો હતો ઊંટ ચરતાં હતાં અને હું એક વૃક્ષની છાયા તળે આડે પડખે થઈને સૂતો હતો એટલામાં એક સાંઢણી બાજુના ખેતરમાં જવા લાગી હું તેને બહાર કાઢવામાટે દોડ્યો પરંતુ મારી કડીયાળી ડાંગને સાથે લેવાનું ભૂલી ગયો નસીબ જોગે આ દગા બાજ તથા યમપુરીમાં પહોંચેલો એનો સાથી [illegible] થઈને માર્ગમાં જઈ રહ્યા હતા મેં સાંઢણીને હાંકવામાટે એમના હાથમાંથી ડાંગ લઈ લીધી અને સાંઢણીની પીઠપર તેનો ફટકો માર્યો ફટકો મારતાં જ ડાંગના બે કકડા થયા અને તેના પોલાણમાંથી આ રુક્કો નીકળી પડ્યો રુક્કાને જોતાં જ મને શંકા આવવાથી મેં એમને કેટલાક સવાલો પૂછ્યા અને તેમના સીધા જવાબ આપવાને બદલે એમણે મને મારી નાખવાની પરસ્પર સલાહ કરવા માંડી તે જોઈને હું ચેતી ગયો અને મારી કડીયાળી ડાંગવતી એકને તો લોથ બનાવી મેં ત્યાંનો ત્યાં જ ધૂળ ચાટતો કરી દીધો અત્યારે તો કદાચ તે યમપુરીમાં પહોંચી પણ ગયો હશે બીજો જરા વધારે બળવાન્ હોવાથી તેણે મારી સાથે ઘણી વાર સુધી ટક્કર લીધી પરંતુ તેની પાસે કોઈ પણ હથિયાર ન હોવાથી તે ફાવી શક્યો નહિ વળી તેનો ખાસ હેતુ આ રુક્કાને ઘટતે ઠેકાણે પહોંચાડવાનો હોવાથી તે પોતાને ઈજા ન થાય તેવી સાવચેતીથી મારી સાથે લડતો હતો તેણે ગુસ્સામાં આવીને મારી ડાંગને પાસેના એક તળાવમાં નાખી દેતાં મેં પણ તેને દોરડાવતી મજબૂત બાંધીને રસ્તા વચ્ચે જ નાખી દીધો છે આમાં જો મારો કાંઈ પણ અપરાધ થયો હોય, તો તેમારે

ઘટતી સજા સહન કરવાને હુ તૈયાર છું. પેલા વાંસમાંથી નીકળેલો કાગળ આપનાં ચરણોમાં ધરુ છુ, અને તે વાંચ્યા પછી તથા મારી હકીકત સાંભળ્યા પછી જો પેલા દગાબાજને પણ સજા કરવા જેવુ જણાય, તો તેને પણ સજા કરવાની આપ શ્રીમાનને હુ પ્રાર્થના કરું છુ" એટલુ કહીને ભરવાડે વાંસના બન્ને કકડા તથા તેમાંથી નીકળેલો કાગળ બન્દા આગળ મૂકયા અને ત્યારપછી વિનોદસિંહનો સંકેત થતાં ને આસનપર બેસી ગયો

ભરવાડે આપેલા રુક્કામાં નીચે મુજબનુ લખાણુ હતુ—

"સરહિન્દના નામવર સૂબેદાર, અમો અમારા પ્રપંચકાર્યમાં સારી રીતે ફાવ્યા છીએ. અમારે પહેલાં આપની થોડીક ગીબત કરવી પડી અને ત્યારપછી કાફિરોનો વેશ પહેરવો પડ્યો છે. ધીરે ધીરે અમો આપણા શત્રુ બન્દાનો વિશ્વાસ મેળવતા જઇએ છીએ તેની હુજૂરમાં રહેવાનો પ્રસગ મળતાં અમો જરૂર ગુરુ ગોવિન્દના જેવી જ તેની પણ દુર્દશા કરીશુ બલ્કે અમારો લાગ ફાવશે તો તો બન્દાને જહન્નમમાં મોકલાવીને જ અમો આપની પાસે આવીશુ. અમારુ ખાવાપીવાનુ બારોબાર ચાલતુ હોવાથી હાલ તો પૈસા ટકાની જરૂર નથી માલવાના સિખ્ખોને બોલાવવામાટે કાસિદને મોકલવામાં આવ્યો હતો, પરન્તુ તેઓ હજી સૂધી આવ્યા નથી."

પ્રપચીઓની પત્રિકા વાંચતાં જ બન્દાના રોમેરોમમાં રોષની ભયંકર અગ્નિજ્વાલા પ્રદીપ્ત થઇ ગઇ તેનાં નેત્રો લાલચોળ થઇ ગયાં અને તેનાં સર્વ અગો ફરકવા માંડ્યાં. જો એ વેળાયે પેલા પ્રપચીઓ હાજર હોત, તો અવશ્ય તે તેમનાં મસ્તકોને ધડથી જૂદાં જ કરી નાખત! તેણે તત્કાળ આજ્ઞા કરી કે: "એ નરાધમ ચાંડાલો અત્યારે જેવી સ્થિતિમાં હોય તેવી સ્થિતિમાં જ તેમને અહીં લઇ આવો. પરતુ તેમને આ બધી વાતની ખબર પડવા દેશો નહિ. તેમને તો એમ જ કહેજો કે તમારુ કામ હોવાથી તમને હમણાં ને હમણાં જ બોલાવ્યા છે."

કપટી મુસલમાનો અથવા સ્વાર્થસિદ્ધિમાટે થયેલા સિખ્ખોને બોલાવવામાટે માણસને રવાના કર્યા પછી બન્દાએ ભરવાડને સંબો-

ધીને કહ્યું કે "વીર આહિર ! હું તારી વીરતા તથા ગુરુભક્તિથી પ્રસન્ન થયો છું. તારી ઉત્તમ પ્રકારની કલ્પનાશક્તિમાટે પણ તને હું ધન્યવાદ આપું છું કહે હું તારું શું કલ્યાણ કરું ?"

"આપ શ્રીમાનની કૃપાદૃષ્ટિ એ જ મારા જેવા ગરીબનું પરમ કલ્યાણ છે મેં કોઇ પણ પ્રકારના ધન્યવાદ કિંવા બદલાની આશાથી આ કાર્ય કર્યું જ નથી મારાં ઊંટો હજી જંગલમાં હોવાથી અત્યારે તો હું રજા લેવા ઇચ્છું છું ભવિષ્યમાં મારા જેવું કોઇ કામ હોય તો મને યાદ કરશો. હું આ ગામનો જ રહીશ છું" ભરવાડે પોતાના ભદ્ર વિચારો દર્શાવ્યા

"જો એમ જ હોય તો અત્યારે તને તારાં ઊંટોને સભાળવામાટે જવાની રજા છે મારી એવી ઇચ્છા છે કે તું ભવિષ્યમાં અમારી સાથે રહેવાનું કબૂલ કરતો હોય, તો હું તને મારા ગુપ્તચરવિભાગનો અધ્યક્ષ બનાવવા ઇચ્છું છું ઊંટોને ચરાવવાનું કાર્ય તું બીજા કોઇને સોંપીને અમારી સાથે રહે તો અમોને ઘણો લાભ થાય તેમ છે આજના પ્રસગે તેં જે સેવા કરી છે તેનો બદલો સમય આવતાં અવશ્ય વાળી આપવામાં આવશે તારે જવું હોય તો ખુશીથી જા" બન્દાએ યોગ્ય શબ્દો ઉચ્ચાર્યાં

"આપ શ્રીમાનની મારા પ્રત્યેની આ લાગણીમાટે હું શ્રીમાનનો આભારી રહીશ શ્રીમાને જણાવેલી બાબતપર હું ઘેર જઇને વિચાર કરીશ અને મારા ઘરનું કાર્ય સભાળનાર કોઈ માણસ મળી આવશે ત્યાં લગી હું અવશ્ય આપ શ્રીમાનના સૈનિકોમાં મારુ નામ લખાવીશ. હવે તો દગાબાજોને તેમની દગાબાજીની મળનારી સજાને જોઇને જ અહીંથી જઇશ" ભરવાડે પોતાના દેશપ્રેમનો પરિચય કરાવ્યો

એટલામા તે નવદીક્ષિત સિખ્ખવેષધારી કપટી મુસલ્માનો આનંદથી ડોલતા ડોલતા આવી પહોચ્યા સર્વનું ધ્યાન તેમના તરફ ગયું સર્વત્ર શાન્તિ પ્રસરી ગઈ થોડી વાર સુધી આ પ્રમાણે ચાલ્યા પછી બન્દાએ શાન્તિનો ભંગ કરીને ગંભીરતાથી કહ્યું કે "મેં આજે તમોને એક અગત્યના વિષયમાં તમારી સલાહ લેવા

માટે બોલાવ્યા છે. હું એ જાણવા ઇચ્છુ છુ કે શરીઅતમાં દગાબાજ અથવા કપટીઓને માટે શી સજા ફર્માવવામાં આવી છે ?"

"આપ શ્રીમાન્ જેવા ઇસ્લામના કટ્ટર વિરોધીને શરીઅતમા શુ લખાયલુ છે તે જાણવાની શી જરુર છે વારૂ ?"

"તેની જરૂર એટલામાટે જ છે કે જે કેટલાક બદમાશોએ દગાબાજી કરી છે તે બદમાશો અદરખાનેથી દીન ઇસ્લામને માનનારા હોવાથી તેમને તેમના પાક મજહબમાં જે સજા ફર્માવવામાં આવી હોય, તે જ સજા કરવાનો મેં નિશ્ચય કર્યો છે. તો હવે વાદવિવાદમાં વધારે સમય ન વીતાડતાં દગાબાજ કિંવા કપટીને માટે ઇસ્લામમાં જે સજા ફર્માવવામાં આવેલી હોય તે તમો મને સત્વર જણાવો" બન્દાએ માર્મિક વચનો ઉચ્ચાર્યો

"આપ શ્રીમાનના આ જવાબથી સાફ સાફ કયાસ કરી શકાય છે કે સરહિન્દ તરફના કોઈ મુસલ્માનોનુ કાવત્રુ આપના જાણવામાં આવેલુ હોવુ જોઇએ અને તે કાવત્રાખોરો પકડાઈ ગયેલા હોવા જોઇએ. તે ગમે તે હોય તેની સાથે અમારે લેવા દેવા નથી. આપ શ્રીમાને પૂછેલા સવાલનો જવાબ એ છે કે કુરઆન શરીફમાં દગાબાજ આદમીમાટે ગર્દન મારવાની જ સજા ફર્માવવામાં આવેલી છે" નવદીક્ષિત મુસ્લમાનોના મુખિયા દયાલસિંહ ઉર્ફે દૌલતખાઁએ સાધુતાના આડમ્બરથી દાંભિક વાણી ઉચ્ચારી.

"તમારી સત્યપરાયણતામાટે હુ તમોને મુબારકબાદ આપુ છુ આ પત્રિકા વાંચી જૂઓ એટલે દગાબાજી કરનારા કોણુ તથા કયાના છે તેની તમોને ખબર પડશે." એમ કહીને બન્દાએ પેલા ભરવાડે આપેલો રુક્કો દૌલતખાઁના હાથમાં આપી દીધો.

રુક્કાને જોતા જ દૌલતખાઁનુ મોઢુ લેવાઈ ગયુ. તેના પગ ધ્રૂજવા લાગ્યા. તેના સાથીઓની પણ એ જ દશા થઈ તેમણે બધાએ ઉચ્ચ સ્વરથી રુદન કરવા માંડ્યુ રુદન કરતાં કરતાં તેઓ એક સામટા બન્દાનાં ચરણોમા પડીને ક્ષમાની પ્રાર્થના કરતા કહેવા લાગ્યા: "અમારી ભૂલ માટે અમો હાથ જોડીને તથા માથાં નમાવીને માફી માગીએ છીએ.

કૃપા કરીને આ પહેલી વારના અમારા અપરાધની ક્ષમા કરો. અમો મોઢામાં ઘાસનું તરણું લઈને જણાવીએ છીએ કે અમો આપની ગાયો છીએ"

"તમે ગાયો નથી પણ તેમના જન્મગત શત્રુ કસાઈઓ છો. દગલબાજીની કેટલી વ્યવસ્થિત રમત ગોઠવીને તમો અહીં આવ્યા હતા એનો વિચાર આવતાં જ મારું માથું ફરી જાય છે. ખરેખર જે જે જાતિઓનો જે સ્વભાવ પડી ગયો હોય, તે કદાપિ બદલો નથી. તમોએ મને મારી નાખવાની બાજી રચી હતી, પરંતુ અકાલ પુરખે જ મારી રક્ષા કરી છે. હવે તમો હાથમાં આવ્યા છો તો હું તમોને જીવતા નહીં જ મૂકવાનો" બન્દાએ દૃઢતાથી કહ્યું.

"જો કે અમારા હાથે ગુનાહ બહુ મોટો થયો છે, છતાં અમો આપના તાબેદાર ગુલામો છીએ. સરહિન્દના સૂબેદાર અથવા તો દિલ્હીના બાદશાહને પણ હરાવવાની આપ તાકાત ધરાવો છો તો પછી અમારા જેવા ગુલામોને મારી નાખવા એ તો આપના મનથી મચ્છરને મસળવા બરાબર છે અમારી આટલી કાકલૂદીભરી અર્જ તથા મિન્નતો સાંભળીને આપ અમોને જરૂર જીવતદાન આપશો અને પોતાના પાક હાથોને અમો દગાબાજોના નાપાક ખૂનથી રંગશો નહિ એવી અમારી ખાત્રી છે અમારી દુષ્ટતા અથવા નીચતાનો અમો એકવાર સ્વીકાર કરીએ છીએ, માત્ર એટલું જ નહિ, પરંતુ ભવિષ્યમાં આપની સાથે કોઈ પણ પ્રકારની બેવફાઈ અથવા દગાબાજી ન કરવાના નેમ ખાઈએ છીએ" હાફિઝ દયાસિંહ ઉર્ફે દોસ્ત-મોંએ હસતો આશ્રય લઈને આવેલા વિકટ પ્રસંગને ટાળી દેવાનો પ્રયત્ન કર્યો.

"તમારી ભૂલ તમો કબૂલ કરો છો તથા ભવિષ્યમાં આવી ભૂલ ન કરવાના સોગંદ ખાઓ છો તેથી તમારો અપરાધ ક્ષમા કરવાની ઈચ્છા થાય છે, પરંતુ તે એક જ એ કારણે થતી કે તમો ખુદા પેગંબરનો આશ્રય છોડીને મનસૂરઅહમદના નામથી ઓળખાતા આ ઓરડામાં આવીને બેઠા રહો જે લોકો એ "કામ

દાખલ થશે તેઓ મારી દયાના યાચકો છે એમ સમજીને તેમને હું ક્ષમા કરીશ. એથી વિપરીત જેઓ મારા આશ્રયની અવગણના કરીને બહાર જ ઊભા રહેશે, તેમને હું નિર્દયતાથી કત્લ કરાવી નાખીશ." બન્દાએ ગંભીર ભાવ ધારણ કરીને આ વાક્યો ઉચ્ચાર્યાં.

દગાબાજ મુસલ્માનો ખુશ થતા થતા મંત્રણાગૃહમાં દાખલ થવા લાગ્યા. ઓરડો કાંઈક નાનો અને તેમની સંખ્યા મોટી હોવાથી તેઓ એક બીજાની ઉપર પડવા લાગ્યા! પરંતુ એ વેળાયે વિનોદસિંહ આદિક સિખ્ખ સરદારોની વિલક્ષણ સ્થિતિ થઈ હતી. તેઓ બોલી શકતા ન હોતા અને જે કાંઈ થઈ રહ્યું હતું તે તેમનાથી સહન કરી શકાતું ન હોતું! પ્રથમ તો તેઓ મુસલ્માનોને આશ્રય આપવાના વિચારથી જ વિરુદ્ધ હતા. હવે જ્યારે તેમનું ભયંકર કાવત્રું ખુલ્લું પડી ગયું હતું ત્યારે તેઓ(મુસલ્માનો)પોતાની સ્વાભાવસિદ્ધ કપટનીતિ કિંવા દંભનીતિનો આશ્રય લઇને પોતાની જિંદગીને બચાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. પરંતુ બન્દા સાહબ કયા વિચારથી તેમને ક્ષમા આપવાને તૈયાર થયા હતા એ તેમનાથી સમજી શકાતું ન હોતું. છતાં હૃદયને કઠોર તથા મનને દૃઢ કરીને જે થાય તે શાન્તિથી જોઈ રહેવાનો તેમણે એક પ્રકારનો નિશ્ચય જ કર્યો હતો. નરાધમ મુસલ્માનોના મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યાને થોડો જ સમય વીત્યો હતો, એટલામાં તો બન્દા બહાદુરે પોતાના આસનપરથી ઊઠીને તથા હાથમાં ખુલ્લી તલ્વાર લઇને વીરગર્જના કરી કે: "સરદાર વિનોદસિંહ તથા મિત્રો! તમારી રિપુરુધિરની તરસી તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢો અને મંત્રણાગૃહમાં પેઠેલા એ તમામ નરપિશાચોને એક પછી એક કાપી નાખો; તેમની દુષ્ટતાનું ફળ તેમને બરાબર ચખાડો."

"અમો તો ક્યારના તૈયાર જ બેઠા છીએ; માત્ર આપની આજ્ઞાની જ વાટ જોઇ રહ્યા હતા." એમ કહીને વીર વિનોદસિંહ ખુલ્લી તલ્વાર સાથે મંત્રણાગૃહ પ્રતિ ધસ્યો. તેની પાછળ બીજા સિખ્ખો પણ સિંહની પેઠે ગર્જના કરતા ઊઠ્યા અને પેહરથી વીસ

પણ જેટલા સ્વલ્પ સમયમાં જ મરણાહકમાંના સર્વ શત્રુઓનો સંહાર કરી નાખવામાં આવ્યો એટલામાં શોણિતનો પ્રવાહ વહેવા લાગ્યો. ધડથી જુદાં થયેલાં મસ્તકો તથા શરીરનાં બીજા અવયવો જ્યાં ત્યાં પડેલાં હોવાથી ઓરડાની ભયંકરતામાં વધારો થઇ રહ્યો હતો

"ગુરુના કલ્યાણકારક ઉપદેશની અવગણના કરીને મેં આ દુષ્ટોના વચનમાં વિશ્વાસ રાખ્યો તથા એમને આશ્રય આપ્યો એનું ફળ મને બરાબર મળી ચૂક્યું છે આજથી હું કોઇ પણ મુસલમાનમાં વિશ્વાસ ન રાખવાની પ્રતિજ્ઞા કરું છું" બન્દા બહાદુરે પોતાની ભૂલનો પ્રાંજલતાથી સ્વીકાર કર્યો તથા ભવિષ્યમાં તેવી ભૂલ ન કરવાની પ્રતિજ્ઞા લીધી

"અમો તો એ દુષ્ટોને આશ્રય આપવામાં પ્રથમથી જ વિરુદ્ધ હતા, પરંતુ મતભેદનો આ પ્રથમ જ પ્રસંગ હોવાથી અમો મૌન ધારણ કરીને બેસી રહ્યા હતા. ઉપરાંત જ્યારે આપ શ્રીમાન્ દુષ્ટોને ક્ષમા આપવાની વાત કરી રહ્યા હતા, ત્યારે અમારું લોહી ઘણું જ ઊકળી આવ્યું હતું છતાં જે થાય તે ઉઘાડ સુધી જોઇ રહેવાની અમોએ એક પ્રકારની માનસિક પ્રતિજ્ઞા જ કરેલી હોવાથી અમો ચુપચાપ બેસી રહ્યા હતા" વિનોદસિંહે પોતાના વિચારો સ્પષ્ટતાથી જણાવ્યા

"પરંતુ છેવટે તો સર્વ કાંઇ તમારી ધારણા પ્રમાણે જ થયું ને ?" બન્દા બહાદુરે કહ્યું

"છેવટે જે થયું તેથી સરવને સંતોષ થયો છે" વિનોદસિંહે કહ્યું

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

## વિયોગની ઘડી

---

"विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधो विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय"* सुभाषित

---

* દુષ્ટ તથા સાધુ પુરુષમાં ભેદ એટલો જ છે કે દુષ્ટ પુરુષ પોતાની વિદ્યાનો વિવાદમાં પોતાના ધનનો અહંકારમાં અને પોતાની શક્તિનો અન્ય

ગત પ્રકરણમાં જેનો અમો ઉલ્લેખ કરી આવ્યા છીએ તે દગાબાજ મુસલ્માનોની દારુણ દુર્દશા કર્યા પછી કેટલાક દિવસે છતબનૌં કિંવા બનોડ નામક ગામના બ્રાહ્મણો વીર બન્દા સમક્ષ આર્તનાદ કરતા આવી પહોંચ્યા. તેમણે આવતાંની સાથે જ 'મહારાજનો જય થાઓ !' એવા આશીર્વાદસૂચક શબ્દો ઉચ્ચાર્યા. તેના પ્રત્યુત્તરમાં વીર બન્દાએ પોતાના આસનપરથી ઊઠીને તેમને સન્માન આપ્યું તથા વિવેકપૂર્ણ વાણીથી તેમને સત્કારતાં કહ્યું કે "પધારો વિપ્ર વર્યો ! હું આપ ભૂદેવોને પ્રણામ કરું છું. આ આસનોપર વિરાજો અને શા કારણથી આપનું આગમન થયું છે તે જણાવો"

"સામ્પ્રત સમયમાં પન્જાબ પ્રાન્તમાં મુખ્યત્વે કરીને અને ભારતના અન્ય ભાગોમાં સામાન્ય રીતે શાંતિપ્રિય હિંદુજાતિ ધર્માંધ મુસ્લિમ શાસકોના અત્યાચારથી ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે. સમસ્ત પન્જાબમાં અત્યારે એવું કોઈ ગામ નથી કે જ્યાં મુસલ્માનો સહનશીલ હિંદુઓને ન સતાવતા હોય જ્યાં સર્વસામાન્ય સ્થિતિ આવા પ્રકારની છે ત્યાં અમો બ્રાહ્મણો શી રીતે બચી શકીએ વારુ ?" એક પ્રૌઢવયસ્ક બ્રાહ્મણે આ પ્રકારની પ્રસ્તાવના કરી.

"ત્યારે શું તમારા ઉપર પણ કોઈ પ્રકારના અત્યાચાર કરવામાં આવ્યા છે ?" બન્દાએ પૂછ્યું

"અમારા ઉપર એવા એવા અત્યાચાર કરવામાં આવ્યા છે અને જે હજી પણ ચાલૂ છે કે, જેમની સવિસ્તર કથા સાંભળીને પાષાણ સમાન કઠોર અંતઃકરણવાળા પુરુષનું હૃદય પણ રડી ઊઠે અમારા ગામનો અત્યાચારી શાસક તથા તેના બદમાશ સાથીઓ ધોળે દિવસે અમારી વહૂ દીકરીઓને ઊપાડી જાય છે તથા અમારાં માલમિલ્કત લૂટી જાય છે. કોઈ સામે થાય છે તો તેને જીવથી મારી નાખવાની ધમકીઓ આપે છે; બલ્કે ત્રણ ચાર યુવકો તો મરાયા

મનુષ્યોને પીડવામાં જ ઉપયોગ કરે છે ત્યારે સાધુ પુરુષ પોતાની વિદ્યાનો જ્ઞાનમાં, પોતાના ધનનો દાનમાં અને પોતાની શક્તિનો નિર્મળ મનુષ્યોના રક્ષણમાં સદુપયોગ જ કરતો રહે છે" સુભાષિત

પણ છે એટલું જ ન જાણે ઓછુ હોય તેમ તેઓ ગાયોને મારીને તેમનું રુધિર અમારા કુવાઓમાં નાખે છે. આવી સ્થિતિમાં અમારે જીવન શી રીતે ટકાવવાં એ એક ભયંકર પ્રશ્ન થઈ પડેલો હોવાથી અને કોઈ પણ તરણોપાય ન જડવાથી આજથી લગભગ પાંત્રીસ વર્ષની વાત પર જેવી રીતે કાશ્મીરદેશવાસી બ્રાહ્મણોનો વિશાળ સમુદાય મુસલમાનોના અત્યાચારોની ફરિયાદ લઈને પૂજ્ય ગુરુ તેગબહાદુર સમક્ષ ગયો હતો* તેવી રીતે અમો પણ આજે આપને હિંદુત્વના તારણહાર મહાવીર સમજીને આપના શરણે આવ્યા છીએ" વૃદ્ધ જેવા જણાતા એક વિપ્રે બ્રાહ્મણોના આગમનનો હેતુ કહી સંભળાવ્યો।

'પૂજનીય વિપ્રવર્યો ! તમો મારા આશ્રમમાં આવ્યા છો તો ભલે આવ્યા. હું તમોને અવશ્ય આશ્રય આપીશ; માત્ર એટલું જ નહિ, પણ મારાથી બની શકશે ત્યાં લગી હું તમારા વિપ્રજાતને હિંસક સમુદાયને પણ છેદી નાખીશ. હું તથા મારા સાથીઓ અમારાં જીવનોને હિંદુજાતિ તથા હિંદુધર્મના રક્ષણ માટે હોમી દેવા ઇચ્છીએ છીએ એટલું જણાવ્યા પછી, જો અવિનય થતો હોય તો તે માટે પ્રથમથી જ ક્ષમા માગીને, હું તમોને બે ચાર શબ્દો કહેવા ઇચ્છું છું એ શબ્દો તમો અત્યારે મારી પાસે શરણાગત તરીકે આવ્યા છો તેથી કેવળ તમોને જ હું કહું છું એમ કૃપા કરીને ન સમજી લેશો। મારા એ શબ્દો કિંવા મારો ઉપદેશ સાંપ્રત સમયના સમસ્ત હિંદુ સમાજને ઉદ્દેશીને છે હું ઇચ્છું છું કે મારા વિચારોનો તમો સર્વત્ર પ્રચાર કરશો." આ પ્રમાણેની પ્રસ્તાવના કરીને વીર બન્દાએ ગંભીર વાણીથી કહેવા માંડ્યું કે. "અત્યાચારી વિધર્મીઓના હાથે આપણે જે સંકટોને આજે સદીઓથી સહન કરતા આવ્યા છીએ તેમાં સર્વથી પ્રથમ આપણો જ દોષ છે એવી મારી દૃઢ માન્યતા છે આ વૃદ્ધ ગુરુદેવ મહાશય કહ્યું જ કહી ગયા કે શાંતિપ્રિય તથા સહનશીલ હોવા છતાં આપણે સંકટો ભોગવીએ છીએ. હું કહું છું કે આપણાં

* 'ગુરુ ગોવિન્દસિંહ અથવા પુરુષાર્થ ધર્મપ્રચારક'નું "બ્રાહ્મણોનો આર્તનાદ" શીર્ષક ૧ લું પ્રકરણ જુઓ

સંકટોનું મૂળ કારણ આપણો શાંતિપ્રિય તથા સહનશીલ સ્વભાવ જ છે. એ સ્વભાવને જ્યાં સુધી આપણે ત્યજીશું નહિ ત્યાં સુધી આપણે સ્વતંત્રતાપૂર્વક જીવી શકીશું નહિ; અને સ્વતંત્ર જીવન વિના વાસ્તવિક શાંતિ કિંવા સુખનો સાક્ષાત્કાર આપણામાટે સર્વથા અશક્ય હોવાથી સર્વ હિંદુઓને મારો તો એ જ ઉપદેશ છે કે તમો શાંતિપ્રિયને બદલે સંગ્રામ-પ્રિય કિંવા યુદ્ધપ્રિય થાઓ અને સહનશીલ કિંવા ક્ષમાશીલને બદલે સંહારશીલ થાઓ; એટલે કે, જે તમોને સતાવવા આવે તેની સાથે નમ્રતાથી ન વર્તતાં તેની સામે થાઓ; તમારાથી બની શકે તેટલી રીતે તમો પણ તેને સતાવો. છેવટે કોઈ પણ ઉપાય ન રહે તો અત્યાચારીને મારવાનો અથવા તો તેની સાથે લડતાં લડતાં મરી જવાનો દૃઢ નિશ્ચય કરો. મારનારને મારવાના સિદ્ધાંતને સ્વીકાર્યા વિના હિંદુજાતિ કદાપિ પોતાના અસ્તિત્વને અવિચળ રાખી શકવાની નથી."

"આપનો ઉપદેશ અક્ષરશઃ સત્ય છે. આપણી જ નિર્બલતા આપણને નડી રહી છે. જગતમાં નિર્બલને જ સર્વ કોઇ સતાવે છે; બલવાનની સામે ઉંચી આંખ કરીને ય કોઇ જોતુ નથી. આપણા શાસ્ત્રકારોએ પણ આપના સિદ્ધાન્તને જ પુષ્ટિ આપેલી છે. તેમણે કહ્યું છે કે: 'नायमात्मा बलहीनेन लभ्य' અર્થાત્ બલહીન મનુષ્યથી આત્મપ્રાપ્તિ પણ કરી શકાતી નથી. મહર્ષિ મનુએ તો સુખ તથ દુઃખની પરિભાષા કરતાં સ્પષ્ટ લખ્યું છે કે સ્વાધીનતા* કિંવા સ્વ-તંત્રતા એ જ સુખ છે અને પરાધીનતા કિંવા પરતંત્રતા એ જ દુઃખ છે. એટલે સ્વતંત્રતા જેવુ બીજું કોઈ સુખ નથી અને પરતત્રતા જેવું બીજું દુઃખ નથી." એક નવયુવક બ્રાહ્મણે શાસ્ત્રનાં પ્રમાણોસહિત બન્દાના કથનને પુષ્ટિ આપનારાં વાક્યો ઉચ્ચાર્યાં.

"મારી તમોને એવી સલાહ છે કે આજે ને આજે તમો પોતાને ગામ જાઓ અને જાહેર સભા ભરીને આ સમયોચિત ઉપદેશ લોકોને સંભળાવો. તમારા ઉપદેશકાર્યમાં જો મુસલ્માનોના હસ્તથી કોઇ પણ

---

*'सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम्'। मनु.

પ્રકારની બાધા નાખવામાં આવે, તો તેથી ડરી ન જતાં પોતાના કાર્યને ચાલુ રાખજો, લોકોને હિંમત આપજો તથા કોઈ પણ ઉપાયે તેમનામાં જાગૃતિ આવે એવા પ્રયત્નો કરજો. તેટલામાં તમારી પાછળ જ હું મારા સિંહોને લઈને આવું છું. એ હર્ષવર્ધક સમાચાર પણ લોકોને સંભળાવી દેજો. હું પ્રતિજ્ઞા કરું છું કે પૂજ્ય બ્રાહ્મણોપર અત્યાચાર કરનાર વિધર્મીઓનો હું સર્વનાશ કરીશ ત્યારે જ જંપીને બેસીશ." બન્દાએ પ્રતિજ્ઞા કરી.

ફરીથી 'મહારાજનો જય થાઓ' એવો આશીર્વાદ ઉચ્ચારીને બ્રાહ્મણો પોતાને ગામ પાછા જવામાટે રવાના થયા અને બન્દાના સિપાહીઓ ચઢાઈની તૈયારીઓ કરવા લાગ્યા.

* * * * *

વિપ્રોની વ્હારે ચઢીને બન્દાએ સનોડના સર્વ ખાઁઓને મારીને નાગીમાં મેળવી દીધા. બ્રાહ્મણોએ આશીર્વાદ આપતાં કહ્યું હતું તેમ બન્દા મહારાજપદને યોગ્ય થઈ ચૂક્યો હતો. તેની પાસે આઠ હજાર પદાતિ અને ચાર હજાર અશ્વારોહી એમ બાર હજાર સિપાહીઓ એકત્ર થઈ ચૂક્યા હતા.* આટલીમોટી સંખ્યાને વ્યવસ્થાપૂર્વક રાખવામાટે બન્દાએ પહેલી જ વાર પોતાના સરદારોને તેમના કામની વહેંચણી કરી આપી. ફતહસિંહને સેનાપતિ, વીરસિંહ તથા અજમેરસિંહને ઉપસેનાપતિ, બાજસિંહને મુખ્ય કોષાધ્યક્ષ અને વિનોદસિંહ તથા કરણસિંહને દૈશિક અધિકારી બનાવવામાં આવ્યા. આ વહેંચણીથી સિખ્ખ સૈન્યની વ્યવસ્થા એક આદર્શ રાજ્યના સૈન્ય જેવી થઈ ગઈ.

આ ઠેકાણે જો કોઈ શંકા કરે કે માત્ર બે ત્રણ માસ જેટલા અલ્પ સમયમાં જ બન્દા પાસે આટલી મોટી સેના કેવી રીતે થઈ

* ખફીખાંના અભિપ્રાય અનુસાર બે ત્રણ માસમાં ચાર હજાર અશ્વારોહી તથા સાત અથવા આઠ હજાર પદાતિ બન્દાને આવી મળ્યા હતા અને તેમની સંખ્યા સત્વર ૮ થી ૯ હજાર સુધી અને છેવટે ૪૦,૦૦૦ સુધી પહોંચી ગઈ હતી.

ગઈ તો તે સર્વથા યોગ્ય છે. તેના ખુલાસામાં જણાવવાનું કે બન્દા પાસે ત્રણ પ્રકારના સૈનિકો એકત્ર થયા હતા.

સર્વથી પ્રથમ શ્રેણીમાં તે સાચા અને શ્રદ્ધાળુ સિખ્ખો હતા કે જેઓ ગુરુ ગોવિન્દસિંહનાં ચરણોમાં બેસી ચૂકયા હતા અને તેમનાં હૃદયોમાં તે જ સ્વદેશપ્રેમાગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો હતો કે જેના પ્રકાશથી ગુરુ ગોવિન્દસિંહનું પોતાનું અંતઃકરણ પ્રકાશિત થયેલું હતું. ગુરુના દક્ષિણ તરફ ચાલ્યા ગયા પછી તેઓ કાર્યક્ષેત્રથી દૂર થઈ ગયા હતા. પંજાબમાં બન્દાનું આગમન થયેલું સાંભળીને હિન્દુજાતિ તથા હિન્દુધર્મના શત્રુઓપર તૂટી પડવામાટે ભક્તિ તથા આત્મોત્સર્ગના ઉદાત્ત ભાવોથી પ્રેરાઇને બન્દાની આસપાસ તેઓ વીંટળાઇ વળ્યા હતા. તેમના મનમાં લૂંટફાટનો લાભ લઇને વ્યક્તિગત સ્વાર્થને સાધવાની યત્કિંચિત્ પણ લાલસા ન હોતી; બલ્કે તેમનામાંના ઘણાખરા તો પોતાનાં ઘરબાર વેચીને શસ્ત્રો ખરીદ કરીને એવા દૃઢ સંકલ્પ સાથે નવીન નેતા (બન્દા)ના ઝણ્ડા તળે એકત્ર થયા હતા કે કાં તો વિજય પ્રાપ્ત કરીશું અને કાં ધર્મ-યુદ્ધમાં જીવનનું બલિદાન આપીશું.

દ્વિતીય શ્રેણીમાં તે વૈતનિક (પગારદાર) યોદ્ધાઓ હતા કે જેમને ફૂલવંશના રામસિંહ તથા ત્રિલોકસિંહ જેવા સરદારોએ એકત્ર કરીને બન્દા પાસે મોકલાવ્યા હતા. આનું કારણ એ હતું કે આ સરદારોના મનમાં આ નવીન આન્દોલનની સફલતા કિંવા વિજયના સંબંધમાં સંદેહ હોવાથી તેઓ દિલ્હીના બાદશાહના પોતાપરના અનુગ્રહને ખોઈ દેવાના તથા પોતાની જાગીરો પોતાની પાસેથી ઝુંટાઇ જવાના ભયથી બન્દાની સેનામાં પોતે સંમિલિત થવાનું સાહસ કરી શકતા ન હોતા. પરંતુ તેમણે ગુપ્ત રીતે બન્દાને દ્રવ્યાદિકની વિપુલ સહાયતા મોકલાવવાનું ચાલુ રાખ્યું હતું કે જેના યોગે વિશાલ સિખ્ખ સૈન્યમાટે શસ્ત્રો તથા અન્ય સામગ્રી ખરીદ કરી શકાય. આ પ્રમાણે તેઓ બાદશાહની દૃષ્ટિયે પડ્યા વિના બન્દાને સહાયતા પહોંચાડવાના પોતાના કર્તવ્યનું યથાસ્થિત પાલન કરી રહ્યા હતા.

તૃતીય શ્રેણીમાં તે અવ્યવસ્થિત અને કદાચિત્ અવૈતનિક સૈનિકો હતા કે જેઓ કેવલ લૂટની આશાથી જ બન્દાના ઝરડા તળે આવીને એકત્ર થયા હતા. એ લોકોની ટુકડીઓ જ લૂટ અને ધાડો પર અવલમ્બેલી હતી. તેઓ પ્રથમ વર્ગના સાહસિક તથા નિર્ભય મનુષ્યો હતા. દેશોદ્ધારના આ નવીન આન્દોલનના સમાચાર સાંભળીને એ દસ્યુઓને એટલામાટે પારાવાર આનન્દ થયો હતો કે, તેમને હવે વ્યાપારિઓ તથા સામાન્ય યાત્રિકોને લૂટવાને બદલે મોટાં મોટાં ગામો તથા નગરોને લૂટવાનો અવસર મળવાનો હતો. બન્દાએ લૂટના સમ્બન્ધમાં એ નિયમ જાહેર કરી દીધો હતો કે લૂટમાં જેને જે વસ્તુ કિંવા મિલકત મળશે, તે તેનો પોતાનો માલ ઠરેવાશે, અર્થાત્ તેમાં અન્ય કોઇનો ભાગ રહેશે નહિ. આ કારણથી અલ્પ સમયમાં અઢળક સંપત્તિ મેળવવાની આશાથી પંજાબના તમામ લૂટારાઓ વીર બન્દા પાસે પહોંચી ગયા હતા. પ્રથમ તથા દ્વિતીય શ્રેણીના સૈનિકોની સંખ્યા કરતાં આ તૃતીય શ્રેણીના સૈનિકોની સંખ્યા ઘણી જ વધારે હતી. સરહિન્દની આગામી ચઢાઇમાં ભાગ લેવાના કાર્યને પ્રત્યેક સિખ્ખ પોતાનો પરમધર્મ માનતો હતો. એ ધર્મના પાલનમાટે પંજાબના સર્વ ભાગોમાંથી સહસ્રાવધિ સિખ્ખો બન્દા પાસે આવીને એકત્ર થયા હતા. વળી સરહિન્દ નગર સરહિન્દ પ્રાન્તનું મુખ્ય નગર હોવાથી તેને લૂટતાં શત્રુઓની અપાર સંપત્તિ વિજેતાઓના હાથમાં આવવાની પણ પ્રબલ આશા હતી. આ બધાં કારણોથી સરહિન્દ પર ચઢાઇ કર્યાં પૂર્વે બન્દા પાસે સહસ્રાવધિ સિખ્ખો એકઠા થઇ ગયા હતા.

પોતાની વિશાલ સેનાને વ્યવસ્થિત કરવાનું કાર્ય ચાલતું હતું એટલામાં બન્દાને સમાચાર મળ્યા કે "માઝાથી આવતા સિખ્ખ સૈન્યને અટકાવવામાટે સરહિન્દના સૂબેદારે પોતાના બે સેનાપતિઓને પાંચ હજાર સિપાહીઓ તથા તોપો આપીને માર્ગમાં ઊભા રાખ્યા હતા. ઘણું કરીને રોપડ આગળ સિખ્ખોનો તેમની સાથે મુકાબલો થવાનો સંભવ હોવાથી માઝાના સિખ્ખોની કુમકે જવાની

અનિવાર્ય આવશ્યકતા જણાતાં બન્દાએ તરત પોતાના સેનાપતિઓને સાથી કૂચ કરવાનો હુકમ કરી દીધો. તેઓ થોડાક આગળ વધ્યા એટનામા તો સરહિન્દના સિખ્ખો પણ સામા મળ્યા. તેમણે બન્દાને જણાવ્યુ કેઃ "અમો આપને સરહિન્દપર ચઢાઈ કરવાનુ આમત્રણ આપવામાટે આવ્યા છીએ. અભિમાની તથા દુષ્ટ સૂબેદારે અમારુ વિના કારણ અપમાન કરેલુ હોવાથી અમો નોકરી છોડીને તથા તેને યુદ્ધમાટે તૈયાર રહેવાની સૂચના આપીને આવ્યા છીએ. માર્ગમાં આવતાં અમોને માલમ પડ્યુ છે કે માઝાના સૈન્યને આપણી મદદે આવતુ અટકાવવામાટે સૂબેદારે પોતાનું સૈન્ય મોકલાવ્યુ છે પરતુ જો મળેલા સમાચાર સત્ય હોય તો સિખ્ખોએ સૂબેદારના સૈન્યને પાછુ હટાવ્યુ છે; માત્ર એટલુ જ નહિ, પણ તેમની પાસેનો દારુગોળો તથા શસ્ત્રો કબ્જે કર્યાં છે ફોજદાર ખિજરખાઁ તથા અન્ય મુસલ્માન સરદારો સિખ્ખોના હાથે માર્યા ગયા છે. પરતુ અમારા સાભળવામાં એમ પણ આવ્યુ છે કે અમારા સરહિન્દ છોડ્યા પછી મુસ્લિમ ફોજના પરાજયની વાત સાંભળીને સૂબેદારે દશ હજારની બીજી મોટી ટુકડીને મોકલવાનો વિચાર કર્યો છે."

"યથાસમય આવી પહોંચવા તથા છેલ્નામાં છેલ્લા શત્રુપક્ષ તરફના સમાચાર આપવામાટે હુ તમોને ધન્યવાદ આપુ છુ." સરહિન્દથી આવેલા સિખ્ખોને આ પ્રમાણે કહીને બન્દાએ સર્વ સરદારોને ઉદ્દેશીને કહેવા માંડ્યુ કે "શૂરવીર સરદારો! સરહિન્દપર ચઢાઇ કરવાનું આ બહુ સારૂ નિમિત્ત મળ્યુ છે આવો અવસર ફરીને હાથ આવવો કઠિન છે વળી અત્યારે આપણને સયોગો પણ ઘણા જ અનુકૂલ છે. આપણા સૈનિકોની સખ્યા ઘણીમોટી છે. સૈનિકોમાં ઉત્સાહ છે, ઉત્સાહમાં શૌર્ય છે અને શૌર્યમા હુતાત્મા ગુરુપુત્રોની પ્રતિહિંસાની ભાવના છે. મારી ખાત્રી છે કે આ વખતે પણ આપણો વિજય જ થશે. આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે?"

"અમારો અભિપ્રાય એ જ કે આજે ને આજે જ સરહિન્દ પર ચઢાઈ કરવી!" સર્વ સરદારો બોલી ઊઠ્યા.

## પ્રકરણ ૭ મુ
## સરહિન્દ અને પ્રતિહિંસા

*He who studieth revenge keepeth his own wounds green* Bacon

ગત પ્રકરણમાં અમો ઉલ્લેખ કરી આવ્યા છીએ તેમ સરહિન્દના સૂબેદારે માઝાના સિખ્ખોને બન્દાની સહાયતા કરવા જતા અટકાવવામાટે પોતાના બે સરદારોને પાંચ હજારનું સૈન્ય આપીને રોપડ નામક એક ગ્રામ સુધી મોકલ્યા હતા આ સમાચાર સાંભળતાં જ વીર બન્દા પણ પોતાના પદાતિ તેમ જ અશ્વારોહી સૈન્ય સહિત માઝાના સિખ્ખોને સહાયતા આપવા તથા તેમને આગળ વધતા અટકાવવામાટે આવેલા સરહિન્દના વિધર્મી સૈન્યને પટકી સજા કરવામાટે રવાના થઈ ચૂક્યો હતો પોતાને મદદ કરવામાટે આવતા માઝાના સિખ્ખોને સહાયતા કરવા જતાં સરહિન્દપર ચઢાઈ કરવાનો અનાયાસ અવસર પ્રાપ્ત થઈ જશે, એ વિચારથી વીર બન્દાના સમાગમપ્રિય વીર સિખ્ખોનો ઉત્સાહ તથા આનંદ માતો ન હોતો તેમણે પ્રથમ વારના આક્રમણમાં જ સૂબેદારના સૈન્યનો રોપડ આગળ પરાજય કર્યો સરહિન્દની મુસ્લિમ સેના પુષ્કળ દારૂગોળો પડતો મૂકીને પલાયન કરી ગઈ, એટલે તે દારૂગોળાપર સિખ્ખોએ તરત જ અધિકાર કરી લીધો સરહિન્દ ભણી ભાગતા સૂબેદારના સૈન્યને કાશ્મીરી રિસાલા-ઘોડેસવાર સૈન્ય-ની સહાયતા આવી મળતાં પલાયનપટુ મુસ્લિમ સિપાહીઓ માર્ગમાંથી પાછા ફર્યા, અને ફરીથી સિખ્ખ સેના સાથે યુદ્ધ કરવા લાગ્યા દુર્ભાગ્યે આ વખતે પણ તેમને હાર ખાઈને પાછા હઠવું પડ્યું | આ લડાઈમાં ફોજદાર ખિજરખાં તથા અન્ય કેટલા ય સરદારો માર્યા ગયા પરન્તુ થોડીક વાર પછી વળી એક સેના સરહિન્દ તરફથી આવી પહોંચી તેને જોતાં જ સૂબેદારના પાછા હઠતા સૈન્યને એક પ્રકારનું નવીન બળ પ્રાપ્ત થયું શત્રુસૈન્યને ઉપરાઉપરી કુમકો આવી મળતી જોઈને વીર બન્દાએ

પોતાના સૈન્યને પાછું બોલાવી આક્રમણની પરિપૂર્ણ તૈયારી કરી લીધી. જ્યાં સુધી સરહિન્દનો સૂબેદાર પોતે યુદ્ધભૂમિમાં ન આવે, ત્યાં સુધી બન્દાએ યુદ્ધક્ષેત્રથી થોડાક અંતરપર ઊભા રહીને યુદ્ધનું અવલોકન કરવાનો નિશ્ચય કરી લીધો. બન્ને સૈન્યો તથા તેમના સેનાગ્રણીઓ પોતપોતાના સંપૂર્ણ બળથી લડવા લાગ્યાં.

પરંતુ કેવળ સૈનિકોના લડવાથી જ યુદ્ધનો અંત આવે તેમ ન હોતું; જે અદમ્ય ઉત્સાહથી શૂરવીર સિખ્ખો બન્દાની આજ્ઞાનુસાર પોતાના પ્રાણોપર ઉદાર થઇને નિર્ભયતાથી લડી રહ્યા હતા, તે ઉત્સાહને જોઇને સરહિન્દના વિધર્મી સૈન્યનો યુદ્ધવિષયક ઉત્સાહ મંદ પડી જતો હતો. તેમણે સૂબેદારને કહેવડાવી મોકલ્યું કે: 'ઘોડા, હાથી, તોપો અને વિશાલ સૈન્યને લઇને આપ જાતે જ યુદ્ધભૂમિમાં નહિ પધારો, તો મરણિયા સિખ્ખો સમક્ષ આપણું સૈન્ય ટકી શકશે નહિ.' આ સંદેશ મળતાં જ સરહિન્દના સૂબેદારે પણ યુદ્ધમાં જવાની તૈયારી કરવા માંડી. અંતે ઇસ્વી સન ૧૭૧૦ તા૦ ૩૦ મી મે (સંવત્ ૧૭૬૬ જ્યેષ્ઠ માસ)નો દિવસ આવી પહોંચ્યો. એ દિવસે સરહિન્દનો મુસ્લિમ શાસક નવ્વાબ વઝીરખાઁ માલેરકોટલાના શેરમુહમ્મદ ખ્વાજાઅલીને સાથે લઇને રણક્ષેત્રમાં અવતીર્ણ થયો. નવ્વાબના આગમનથી મુસ્લિમ સૈનિકો 'અલ્લાહો અકબર'ના ગગનભેદક ધ્વનિસહિત અપૂર્વ ઉત્સાહથી લડવા લાગ્યા. બન્દાના ધર્મવીર સિખ્ખો પણ તેટલા જ શૌર્યથી તેમની સામે થવા લાગ્યા. તોપોના ભીષણ ધ્વનિથી ગગનમંડળ પ્રતિધ્વનિત થઇ રહ્યું; પૃથ્વી કંપવા લાગી અને માનવરુધિરની સરિતાઓ વહન કરવા લાગી. મનુષ્યો તથા અશ્વોનાં મૃત શરીરોના વિપુલ રાશિઓ સર્વત્ર દૃષ્ટિગોચર થવા લાગ્યા. નવ્વાબની સેના પાસે યુદ્ધનાં પુષ્કળ સાધનો હતાં અને સિખ્ખો કેવળ ધનુષ્યની સહાયતાથી વિપક્ષીઓપર બાણોની સતત વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા. તેમની પાસે તોપો ન હોતી. દુશ્મનોની તોપોનો મારો ભયંકર હતો; અસહ્ય હતો. ધીરે ધીરે સિખ્ખોએ પાછળ હટવા માંડ્યું. સરદારો તેમને અનેક પ્રકારનાં મર્મવચનો સંભળાવવા લાગ્યા. "એ નામર્દ

હેચ્કારાઓ ! બીરુ થઈને રણક્ષેત્રમાંથી કેમ પલાયન કરી રહ્યા છો! શું તમો અહીં મેવા મીઠાઈ ઉડાવવામાટે એકત્ર થયા હતા? અહીંથી પલાયન કરી જશો એટલે કોઈ દિવસ તમારું મૃત્યુ નહિ થાય એમ જ તમોએ માની લીધું છે ને? એ વાત ભૂલી ન જશો કે આપણા પૂજ્ય સરદાર બન્દા બહાદુર આ યુદ્ધમાં હાજર છે. જ્યાં બન્દા મહાશય પોતે હાજર હોય ત્યાં વિજય અવશ્યભાવી છે તમારા જેવા બીરુઓને યુદ્ધસ્થળમાંથી પલાયન કરી જતા જોઈને તો બન્દા મહાશય જ તમોને પોતાના પ્રાણહારક બાણોના શિકાર બનાવી લેશે; એટલામાટે પલાયનની વાતને પડતી મૂકો અને વિજયલક્ષ્મીને વરવાના પ્રચણ્ડ પ્રયત્નને આરંભી દો" સિખ્ખ સેનાયણીઓના આ ઉત્સાહ-વર્ધક ઉપદેશના પરિણામે સિખ્ખસૈન્ય પુનઃ એક વાર આગળ વધ્યું, પરન્તુ તોપોની સામે કોણ મેં હુ માંડે? જે લોકો કેવળ લૂંટફાટની લાલસાથી જ લશ્કરમાં દાખલ થયા હતા, તેઓ વળી પણ ન્હાસભાગ કરવા લાગ્યા. બન્દાને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા આ યુદ્ધના પરિણામપર જ તેના ભાવિ કાર્યનો સમસ્ત આધાર હોવાથી તેણે વિચારમાટે જરાય ન થોભતાં પોતાના અશ્વ-પર આરૂઢ થઈને રણક્ષેત્રની દિશામાં પ્રયાણ કર્યું. 'વાહ ગુરુજી ફતહ'ના વીરત્વવર્ધક ધ્વનિ સહિત જ્યારે તેણે સિખ્ખસૈન્યમાં પ્રવેશ કર્યો, ત્યારે સિખ્ખોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાઈ ગયો. પલાયન કરી જનારાઓ એકાએક અટકી ગયા. તેણે ઘોડાપર બેઠાં બેઠાં જ શત્રુઓપર વિદ્યુતની પેઠે બાણોની વૃષ્ટિ વર્ષાવવા માંડી તોપોનો મુકાબલો કરી શકે એવી ભયંકર શક્તિ બન્દાના બાણોમાં હતી, એમાં લેશમાત્ર પણ સંદેહ ન હોતો. તોપોને દાગનારા ગોલંદાજો તેના અવ્યર્થ બાણોના લક્ષ્ય બધ થઈને ધરાશાયી થવા લાગ્યા જેમ જેમ એક પછી એક નવ્વાબના ગોલંદાજો મરવા લાગ્યા, તેમ તેમ નવ્વાબના વિશાળ સૈન્યમાં વધારે ને વધારે ગભરાટ ફેલાવા લાગ્યો 'બન્દા આવે છે, વૈરાગી આવે છે' એ જ વાત નવ્વાબના સમસ્ત સૈન્યમાં પ્રસરી ગઈ!

સિખ્ખસેનામાં યુદ્ધોત્સાહ ભરવા અને નવ્વાબના સૈન્યને હતોત્સાહ તથા ભયભીત કરવામાટે વીર બન્દાનું રણક્ષેત્રમાં આગમનમાત્ર પર્યાપ્ત હતું. નવ્વાબના મુસ્લિમ સિપાહીઓ બન્દાને સાક્ષાત્ યમરાજ કિંવા પ્રત્યક્ષ કાળસ્વરૂપ જ લેખતા હતા. તીક્ષ્ણ બાણોની અવ્યાહત વૃષ્ટિ વર્ષાવતો અને નવ્વાબના સૈન્યને વીંધી નાખતો બન્દા બહાદુર હિંમતથી આગળ વધી રહ્યો હતો અને સરિતાના પ્રચણ્ડ પ્રવાહ પ્રમાણે તેની અનુગામિની સિખ્ખસેના પણ તેટલા જ વેગથી શત્રુસૈન્યની સામે ધસી રહી હતી. નવ્વાબના સૈનિકોની નિકટમાં પહોંચતાં જ મ્યાનમાંથી તલ્વાર કાઢીને વૈરાગીએ ગાજર મૂળાની પેઠે તેમના સંહારનો આરંભ કરી દીધો. એટલામાં નવ્વાબ વજીરખાઁ તેની નજરે પડ્યો. વૈરાગીએ બુલન્દ અવાજથી તેને પડકાર કર્યો કે: "આ નિર્દોષ તથા ગરીબ સૈનિકોનો સંહાર શામાટે કરાવી રહ્યા છો, નવ્વાબ સાહબ? હાથીની અંબાડીમાં વિરાજીને આ નરહત્યાકાંડના નિરીક્ષણમાત્રથી જ તમારી મનઃકામના પરિપૂર્ણ થવાની નથી. હાથીપરથી નીચે ઊતરી અશ્વારૂઢ થાઓ અને હાથમાં તલ્વાર લઈ પોતાના બાહુબળને દેખાડો. સૈનિકોની પાછળ છુપાઇ રહેવાથી તમારું કામ થાય તેમ નથી. ગુરુપુત્રોની પૈશાચિક હત્યાનો તમારી પાસેથી બદલો લેવામાટે હું બહુ દૂરથી ચાલી આવ્યો છું અને તેથી પોતાના પાણીને દેખાડવાનું હું તમોને ખુલ્લું આવ્હાન કરું છું!"

આના જવાબમાં નવ્વાબ કાંઇ પણ બોલ્યો નહિ તેમ જ તે હાથીપરથી ઊતરીને વૈરાગી સામે લડવા પણ આવ્યો નહિ. તે દૂરથી જ પોતાના સૈનિકોના ઉત્સાહને વધારવા લાગ્યો. પરંતુ મુસ્લિમ સનિકો વૈરાગીના નામમાત્રથી જ કંપતા હોવાથી અને વૈરાગીને જોતાં જ તેમની હિંમત જતી રહેલી હોવાથી પોતાના ઉત્સાહવર્ધક ભાષણનું પરિણામ નિરાશામાં જ આવતું જોઇને નવ્વાબે રણક્ષેત્રમાંથી પલાયન કરી જવાનો પોતાના મહાવતને સંકેત કર્યો. મહાવતે હાથીને દોડાવવા માંડ્યો; પરંતુ નવ્વાબના દુર્ભાગ્યે હાથીનો પગ એક કબ્રમાં

કુસાઇ પડ્યો અને નવ્વાબ વજીરખાઁ નીચે પડી ગયો. નવાબને પડેલો જોતાં જ બન્દાએ તેને પકડવાનો પોતાના સૈનિકોને હુકમ ફરમાવ્યો.

નવ્વાબ કેદ પકડાતા જ તેનું સૈન્ય ન્હાસવા લાગ્યું સામી છાતીએ લડવાની વિધર્મીઓની હિંમત ચાલી નહિ વીર બન્દાએ રણુ ભીરુ કિન્તુ કુટિલ શત્રુઓના સંહારની આજ્ઞા આપી દીધી કત્લે આમ તથા લૂંટફાટની આજ્ઞા સાંભળતાં જ હર્ષાવેશ કિંવા વિજયો ન્મત્ત સિખ્ખો, પંજરામાંથી છૂટેલા સિંહો પ્રમાણે, શત્રુસૈનિકોપર તૂટી પડ્યા તેમનો સંહાર કરતા કરતા સિખ્ખો સરહિન્દ નગરના સિંહદ્વાર પર્યંત પહોંચી ગયા આ સમાચાર શહેરમાં પહોંચતાં જ શહેરમાંનાં સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધ મનુષ્યો પ્રાણરક્ષાના લોભે નગરમાંથી બહાર નીકળવા માંડ્યાં, પરતુ તેમના દુર્ભાગ્યે સિંહદ્વાર આગળ જ તેમનો સિખ્ખસેના સાથે ભેટો થઇ ગયો એટલે ઘણાં ખરાં સ્ત્રીપુરુષો પાછાં નગરમાં પ્રવેશ કરી જવા લાગ્યાં સિખ્ખ સૈનિકો તેમની પાછળ જ શહેરમાં દાખલ થઈ ગયા અને માર્ગમાં જે કોઇ મળે તેના સંહારને તેમણે આરંભી દીધો! ધન માલના લોભી સિખ્ખો વ્યાપારીઓની દુકાનો તથા ધનાઢ્ય લોકોનાં મકાનોને લૂટવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયા ગલીઓ તથા મુહલ્લાઓમાંથી રુધિરનો પ્રવાહ વહીને રાજમાર્ગોમાં આવવા લાગ્યો. નગરમાં પ્રવેશ કર્યાં પછી સિખ્ખોની સામે થનાર કોઇ પણ રહ્યું નહિ નવ્વાબના સૈનિકો તો કોણુ જાણે ક્યાં પલાયન કરી ગયા એનો પત્તો જ લાગ્યો નહિ! 'વાહ ગુરુકી ફત્તેહ' તથા 'વાહ ગુરુકા ખાલસા'ના ગગનભેદક જયધ્વનિ સહિત વીર બન્દાએ પોતાના રણુ વીર સરદારો સાથે વિજેતા તરીકે સરહિન્દના કિલ્લામાં પ્રવેશ કર્યો.

"નવાબના પરિવારને અને તેના ધર્મદ્રોહી તથા જાતિદ્રોહી દીવાન સુચ્ચાનદને તેમના કુટુમ્બ સહિત કેદ કરી લ્યો." બન્દાએ નગરમાં પ્રવેશ કરતાં જ પોતાના સરદારોને આ પ્રકારનો હુકમ કર્યો.

"વાર છે, સરદાર દીવાન સુચ્ચાનદને તથા તેના કુટુમ્બને કેદ કરવાને હજી વાર છે! તેમને કેદ કરવા જતાં કદાચ તમો પોતે જ

કયદ ન થઈ જાઓ. એનો વિચાર કર્યો છે ખરો કે ?" નગરના આભ્યન્તર ભાગમાંથી આવનાર એક શસ્ત્રધારી અશ્વારોહી યુવકે બન્દાને ઉદ્દેશીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"રહસ્યમય તરુણ ! આ શબ્દો તું કોની આગળ ઉચ્ચારી રહ્યો છે એનું તને ભાન છે ખરું કે ?" બન્દાએ ગંભીરતાથી સામો સવાલ પૂછ્યો.

"નવ્વાબના અકારણ વિરોધી આગળ, સામ્રાજ્યના શત્રુ આગળ, એક લૂટારા કિંવા દસ્યુ આગળ !" આગન્તુક અશ્વારોહીએ દઢતાથી જવાબ દીધો.

"ભલે હું નવ્વાબનો વિરોધી હોઉં સામાજ્યનો શત્રુ હોઉં અને લૂટારો હોઉં; પરતુ જનની જન્મભૂમિનો વિરોધી કિંવા શત્રુ નથી. માતૃભૂમિની પ્રતિષ્ઠાને લૂટનારો નરપિશાચ કે તેની પ્રતિષ્ઠાને ગુમાવનારો નિર્માલ્ય નર નથી." બન્દાએ કહ્યું.

"સરદાર, જબાન પર જરા કાબૂ રાખો. સરહિન્દના દીવાનના એક અતિ નિકટના સંબંધીને આ પ્રકારનાં મર્મવચનો સંભળાવીને તમો તેનું અપમાન કરી રહ્યા છો. પાછળથી પશ્ચાત્તાપનો અવસર ન આવે એટલામાટે હું તમારા આ વિઘાતક સાહસને આટલેથી જ અટકાવવા ઇચ્છું છું." અશ્વારોહી યુવકે ભયદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

"વેશધારી યુવક ! તારી ધારણામાં તું ભૂલ કરે છે. જેનું નામ સાંભળતાં જ તારો માલિક નવ્વાબ યુદ્ધક્ષેત્રમાં ચુપચાપ શરણે આવ્યો છે અને બન્દિવાન થયો છે, તે વીર બન્દાને તું મૃત્યુનો ભય બતાવી રહ્યો છે ? તારા પોતામાં પાણી ન હોય તો જાઇને દીવાનને તારી મદદમાટે બોલાવી લાવ અને એક વાર મારી સાથે દ્વન્દ્વયુદ્ધ કરી જો. મારી ધનુર્વિદ્યાવિષયક નિપુણતા તથા મારી તલ્વારના પાણીને તપાસી જો !" બન્દાએ યુદ્ધનું ખુલ્લું આવ્હાન કર્યું.

"હવે જણાયું કે તમો પોતે જ ગુરુ ગોવિન્દસિંહના શિષ્ય વીર વૈરાગી કિંવા બન્દા બહાદુર છો; પરંતુ તેથી કાંઈ હું ડરી જવાનો નથી. જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ છે, પ્રાણમાં શૌર્ય છે, બાહુમાં બળ

છે અને હાથમાં તલ્વાર છે, ત્યાં સુધી કોઈ પણ વ્યક્તિને મારી મદદમાટે બોલાવવાની જરૂર નથી. ધનુર્વિદ્યા તથા અસિસંચાલન વિદ્યાના મારા શિક્ષણની આજે સાર્થકતા થશે. મારા પર પ્રહાર કરવાની હું તમોને આજ્ઞા આપું છું" અશ્વરોહી યુવકે બન્દાને ઓળખી લેવા છતાં પણ યુદ્ધનો પડકાર કર્યો અને પોતાના કટિભાગમાં લટકી રહેલી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લીધી

"પહેલો પ્રહાર તો તારે જ કરવો પડશે એક અબળા પર પ્રથમ પ્રહાર કરવો એ વીરનરનું ભૂષણ નથી" બન્દાએ વેશધારી અશ્વારોહીને સંબોધીને ઉપેક્ષાસૂચક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યાં

"હું સ્ત્રી હોઉં કિંવા પુરુષ હોઉં તેની સાથે તમારો કોઈ પણ સબંધ નથી જ્યારે તમો અમારા નગર પર ચઢી જ આવ્યા છો અને તેનો સર્વનાશ કરવાનો નિર્ધાર કરી ચૂક્યા છો, તો પછી પોતાના શત્રુ પર પ્રહાર કરતાં શામાટે અચકાઓ છો? હું અત્યારે મારી જાતિના સબંધમાં ચર્ચા કરવા માગતો નથી હું તમોને આગળ વધતાં અટકાવું છું એટલે તમો ખુશીથી મારા પર પ્રહાર કરી શકો છો' અશ્વારોહીએ પોતાના છદ્મવેશના રહસ્યને છુપાવવાનો પ્રયાસ કરતાં આ વાક્યો ઉચ્ચાર્યાં

"તારી મરજી મને નગરમાં પ્રવેશ કરતો અટકાવવાની છે તો હું તારા દેખતાં જ આગળ વધું છું એજ્યે તારામાં જો ખરેખરૂ પાણી હોય, તો મને તેમ કરતો અટકાવ સરદારો, આયુધો મ્યુક્ષમાં રાખીને તમારા માર્ગમાં નિર્ભયતાથી આગળ વધો અને જો કોઈ તમારા માર્ગમાં અવરોધ કરે તેને તત્કાળ પરલોક તરફ રવાના કરી દ્યો!" વીર બન્દાએ એમ કહીને પોતાના અશ્વને ચાલવાનો સંકેત કર્યો ચપળ અશ્વ પેલા વેશધારી યુવકના અશ્વની બાજૂમાં થઈને ચારે પગે ઊડવા લાગી ગયો. આ પ્રમાણે બન્દાને આગળ વધતો જોઈને અજ્ઞાત અશ્વારોહીએ તેના પર પ્રહાર કરવાના ઇરાદાથી પોતાની તલ્વાર ઉગામી તેના જવાબમાં પ્રત્યાઘાત તરીકે બન્દાએ પણ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી થોડી વાર

ભજે અશ્વારોહીઓ વચ્ચે તલ્વારબાજી ચાલી. પરંતુ બન્દા સમક્ષ ટક્કર ઝીલવા જેટલું સામર્થ્ય તેમ જ કૌશલ્ય પેલા વેશધારી તરુણમાં ન હોવાથી થોડી જવારમાં તે બન્દાની તલ્વારથી ઘવાયો અને પોતાના અશ્વ પરથી પડી જવાની તૈયારીમાં હતો, એટલામાં બન્દાએ તેને બચાવી લીધો. પરંતુ આ શું ? અશ્વારોહીના શરીરનો સ્પર્શ થતાં જ બન્દાનાં રોમાંચ ખડાં શાથી થયાં હશે વારુ ? શું તે વેશધારી અશ્વારોહી ખરેખર કોઇ યુવતી હશે ? તેનો ભેદ યોગ્ય સમયે જાણવામાં આવશે. હાલમાં તો એટલું જ જણાવવું બસ થશે કે ઘાયલ સ્થિતિમાં પકડાયલા તે રહસ્યમય અશ્વારોહીની સંભાળ રાખવાનું કાર્ય પોતાના ઉપસેનાપતિ અજમેરસિંહ તથા વીરસિંહની વીરાંગના ધર્મપત્નીઓ માધુરી તથા ધર્મજ્યોતિને સોંપીને સમર-વિજેતા વૈરાગીએ અત્યંત સમારોહ સહિત સરહિન્દ નગરમાં પ્રવેશ કર્યો અને નવ્વાબના મહાલયમાં પોતાના સરદારો સાથે મુકામ કર્યો. ત્રણ દિવસ સુધી તેના સિખ્ખ સૈનિકોએ સરહિન્દ નગરને લૂટવાના તથા અત્યાચારી યવનોને નિર્દયતાથી સંહારવાના કાર્યને ચાલૂ રાખ્યું. વીર સિખ્ખોના તીક્ષ્ણધાર તથા વિઘાતક કૃપાણોના પ્રાણહારક પ્રહારોવડે મૃત્યુ પામેલા મુસ્લિમોની સંખ્યા એટલી તો વિશાલ હતી કે તેમનાં શમો-મડદાં-ને ઉંચકનારું તથા કબ્રસ્તાનમાં લઇ જઇને દફનાવનારું પણ કોઇ જોવામાં આવતું ન હોતું.* જે

* સરહિન્દના નવ્વાબ સાથેના આ યુદ્ધ અને ત્રણ દિવસ પર્યન્ત સિખ્ખોએ ચલાવેલી લૂટ તથા મુસ્લિમોની કતલના સંબંધમાં કેટલાક મુસ્લિમ ઇતિહાસકારોએ વીર બન્દાની ક્રૂરતા તથા નિર્દયતાને વ્યક્ત કરનારા અતિ-શયોક્તિમય અને કેટલેક સ્થળે તો સત્યથી સર્વથા વિપરીત વર્ણનો કરેલાં છે. પરંતુ નિષ્પક્ષપાત ઇતિહાસકારો તેમના એ વિધાનોને ખોટાં ઠરાવે છે. દૃષ્ટાન્ત તરીકે લતીફ નામક એક મુસલ્માન ઇતિહાસલેખક લખે છે કે: "તેમણે (સિખ્ખોએ) એ સ્થાન (સરહિન્દ)ના પ્રત્યેક મુસલ્માનને કાપી નાખ્યો, બર્છી કિંવા કટારો વડે માર્યો, તેનું ગળું કાપ્યું, ફાંસી દીધી, ગોળીઓ મારી, તેના ટુકડે ટુકડા કર્યા તથા તેને જીવતો બાળી નાખ્યો;

થોડા ઘણા મુસલમાનો જીવતા રહેવા પામ્યા હતા તેઓમાંના કેટલાક સુન્નમાર્ગોદ્વારા અને કેટલાક હિન્દુવેશ ધારણ કરીને નગરના

---

માત્ર એટલું જ નહિ કિન્તુ એ ભયંકર પિશાચો (સિખો)એ પોતાના ક્રોધાગ્નિને શાન્ત કરવામાટે શુદ્રોની સાથે પણ આવા જ પ્રકારના અત્યાચારયુક્ત વ્યવહાર કર્યા હતા × × × અર્થાત્ તેમણે (સિખોએ) કબ્રસ્તાનની પવિત્રતાનો સુદ્ધાં ભંગ કર્યો હતો અને કબરોમાંથી લાશોને કાઢીને તેમના ટુકડે ટુકડા કરી અખાદ્ય માંસની પેઠે ફેંકી દીધા હતા × × ×' (લતીફ કૃત 'પંજાબનો ઇતિહાસ')

ઉપર્યુક્ત વૃત્તાન્તના સંબંધમાં પંજાબના પ્રસિદ્ધ વિદ્વાન્ ડૉ. ગોકુળચંદ નારંગ એમ. એ., પી. એચ. ડી., બૅરિસ્ટર-ઍટ-લૉ જણાવે છે કે 'આ વૃત્તાન્ત અત્યંત વધારીને લખેલો જણાય છે. અહમદશાહનો મકબરો કે જે એની સમસ્ત ઇમારતોમાં સૌથી અધિક સુન્દર તથા વિશાળ છે તે આજે પણ એવો જ ઊભો છે કે જેવો તે સરહિન્દના યુદ્ધથી પૂર્વે હતો. મારા અભિપ્રાય અનુસાર લતીફના ઉપર આપેલા વૃત્તાન્તની અતિશયોક્તિને સિદ્ધ કરવામાટે આ એક પ્રબળ પ્રમાણ છે' ('The Transformation of Sikhism')

"જો પોતાના વિપક્ષિયો કિંવા શત્રુઓ પ્રત્યે યુદ્ધના અવસરમાં પણ દયા દેખાડવાની હોય, તો પછી લક્ષાવધિ માનવોનો સંહાર કરાવનાર યુદ્ધની જ શી આવશ્યકતા છે વારુ? અર્થાત્ સમરક્ષેત્રમાં પણ શત્રુસમૂહ પર દયા દેખાડવાના સિદ્ધાન્તને સ્વીકારવામાં આવતો હોત, તો જગત્ના ઇતિહાસમાં અસંખ્ય યુદ્ધો નોંધાત જ નહિ' મુસ્લિમ ઇતિહાસકારોએ કેવળ અતીવ પક્ષપાતને વશીભૂત થઇને જ વીરશ્રેષ્ઠ બન્દાના અદ્ભુતપૂર્વ શૌર્યને કલંકિત કરવાના આશયથી જ આવા અતિશયોક્તિપૂર્ણ તથા સત્યથી વિપરીત વિધાનો કર્યા છે એમાં લેશમાત્ર પણ સંદેહ નથી. યુદ્ધના અવસરે શત્રુઓને સંહારવાના કારણથી જ જો વૈરાગીને નિર્દય રાક્ષસ કિંવા પિશાચ તરીકે ઓળખાવવામાં આવતો હોય તો કોઈ પણ પ્રકારના અપરાધ વિના ધર્મસમ્રાટ્ ગુરુ ગોવિન્દસિંહજીના કિશોરકુમારોને દીવાલમાં જીવતા ચણાવી દેનાર સરહિન્દના નવાબ વજીરખાંને કેવા નીચાતિનીચ પિશાચ કિંવા શયતાનની પદવી આપવી એ પણ સાથે સાથે મુસ્લિમ મોરૈખો ઇતિહાસકારો એ લખવું જોઇતું હતું પરંતુ તે તેમણે નથી લખ્યું અને તેથી જ અન્ય ઇતિહાસકારો તેમને પક્ષપાતી કહે છે।

સિંહદ્વારમાં થઇને જીવનરક્ષામાટે પોતાનાં સ્ત્રીપુત્રો સહિત પલાયન કરી ગયા હતા! આખા નગરમાં વીર બન્દાના નામની એવી તો ધાક બેસી ગઇ હતી કે સિખ્ખ સૈનિકોની સામે થવાની કોઇ પણ હિંમત કરી શકતુ ન હોતુ ખરેખર, સરહિન્દના મુસ્લિમોમાટે તો એ ત્રણ દિવસો ત્રણ યુગો સમાન જ થઇ પડ્યા હતા તેઓ પોતાના મનમા એમ જ કહેતા હતા કે "સરહિન્દપર ખુદાનો ખૌફ ઊતરેલો છે. આપણો દુશ્મન વૈરાગી નથી આવ્યો, પરતુ આપણો કાળ જ આવી લાગ્યો છે. એ જલ્લાદના જગલી સિખ્ખોના હાથે બચવુ મુશ્કિલ જ નહિ બલ્કે બિલ્કુલ નામુમ્કિન છે!"

* * * *

આજે ઇસ્વી સન્ ૧૭૧૦ ના જૂન માસની ૨ જી તારીખનો સ્મરણીય દિવસ હતો વીર બન્દાએ સિખ્ખ સૈનિકોને લૂટફાટ તથા કત્લના કાર્યને અટકાવી દેવાનો હુકમ કર્યો હતો. વૈરાગીનો હુકમ સાંભળતાં જ સિખ્ખોએ લૂટના કાર્યને તત્કાળ બંધ કરી દીધુ હતુ બન્દાએ વિજયોત્સવ ઊજવવા, પકડાયલા રાજબદિઓને ઘટતી શિક્ષા કરવા તથા જીતાયલા પ્રદેશની શાસનવ્યવસ્થા કરવામાટે ખાસ દરબારભરવાનું ફર્માન પણ બહાર પાડ્યુ હતુ નવ્વાબના સિંહાસનને આજે વીર વૈરાગી તેનાપર વિરાજીને શોભાવવાને હતો અને તેની જમણી તથા ડાબી બાજૂએ તેના સરદારોમાટે તેમની પદવીઓને યોગ્ય આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. મુખ્ય સિંહાસનની જમણી બાજૂએ મુખ્ય સેનાપતિ ફતહસિંહ અને ખઝાના સૈન્યનો નાયક તથા કોષાધ્યક્ષ બાજસિંહ બેઠેલા હતા; જ્યારે તેની ડાબી બાજૂએ તેના દૈશિક અધિકારીઓ કરણસિંહ તથા વિનોદસિંહ; ઉપસેનાપતિઓ અજમેરસિંહ તથા વીરસિંહ; દ્વિતીય પ્રકરણમાં જેનો ઉલ્લેખ કરાયલો છે તે રહસ્યપુરુષ તથા સલપાલ, વિક્રમસિંહ અને પ્રભુસિંહ આદિક સરદારો પોતપોતાનાં વય તથા પદને યોગ્ય આસનોપર પ્રથમથી જ બેઠેલા જોવામાં આવતા હતા સમરવૈજયી વીર વૈરાગીએ રાજસી વેશ પરિધાન કરી અત્યત ઠાઠમાઠથી સભાગૃહમાં પ્રવેશ કર્યો

એટલે તેને જોતાંની સાથેજ ઉપર જણાવેલા સરદારો તથા અન્ય શિખ્ખોએ 'વાહ ગુરુકી ફતેહ' તથા 'વાહ ગુરુકા ખાલસા'ના પ્રચણ્ડ જયધ્વનિ તથા ઉત્થાનથી તેનો સત્કાર કર્યો. જે વેળાયે તે નવ્વાબના ભવ્ય સિંહાસનપર બેસવા જતો હતો તે વેળાયે સિખ્ખ સૈનિકોએ 'વિજયી વીર વૈરાગીનો જય!' તથા 'બન્દા, બહાદુરકી ફતહ!'નો જયઘોષ પણ કર્યો. એ સર્વ વિધિઓના પ્રત્યુત્તરમાં વૈરાગીએ સિંહાસનપર બેસતી વેળાયે પોતાના મુકુટમંડિત મસ્તકને કિંચિત્ અવનત કરીને તેમનો આભાર માન્યો તેના સિંહાસનના પશ્ચાદ્ભાગમાં બન્ને બાજુએ બે રાજસેવકો સુવર્ણદંડયુક્ત ચામરો ઢોળવા લાગ્યા આ પ્રમાણે યથાવિધિ સિંહાસનપર બેઠા પછી અને સભામાં સર્વત્ર શાન્તિ પ્રસર્યા પછી બન્દાએ પોતાના ગુરુ ગંભીર તથા પ્રચણ્ડ સ્વરથી સિંહાસનની સામેજ કેટલાક અંતરપર ઊભેલા શસ્ત્રધારી અનુચરોને ઉદ્દેશીને આજ્ઞા કરી કે "ગઈ કાલે તથા પરમ દિવસે પકડાયલા સર્વ રાજબંદિઓને જંજીરો વડે જકડાયલી હાલતમાં જ શીઘ્ર હાજર કરો!"

"જેવી શ્રીમાન્‌ની આજ્ઞા," એમ કહીને આઠ અનુચરો રાજબંદિઓને લાવવામાટે રાજમહાલયમાંના કારાગૃહ ભણી વિદાય થયા અને થોડા જ સમયમાં ચાર દિવસ પહેલાંના સરહિન્દના નવ્વાબ વજીરખાઁ તથા તેના હિન્દુ–સિખ્ખ–દીવાનને તેમનાં સ્ત્રીપુત્રો સહિત લાવીને ઉપસ્થિત કર્યાં દરબારમાં આવવાંની સાથેજ બંદિવાન વજીરખાઁએ તેમ જ સુચ્ચાનંદે વૈરાગીને અત્યંત નમ્રતાથી મસ્તક નમાવીને પ્રણામ કર્યા. તેમના પ્રતિ અર્થસૂચક ગંભીર દૃષ્ટિથી જોઈને બન્દાએ તેવી જ ગંભીર વાણીથી કહ્યું કે "નરપિશાચ નવ્વાબ! હવે તારી ઇચ્છા પૂરી થઈ કે નહિ ? બોલ, હવે તને તારા પૈશાચિક કૃત્યોની શી શિક્ષા આપું ? જો લડવાની ઇચ્છા હોય તો હજી પણ તને બેડીઓથી મુક્ત કરીને તારા હાથમાં તરવાર આપું; અથવા જો દ્વન્દ્વયુદ્ધ કરવાની મરજી હોય, તો તેમાટે પણ હું તૈયાર છું!"

"વીર સરદાર! આપની સાથે યુદ્ધ કરવા જેટલું બળ જો મારામાં હોત, તો મયદાને જંગમાં હું આપને કદાપિ આધીન થાત

નહિ. મારા હજારો સિપાહીઓના સમુદાયની વચ્ચે રહીને પણ જ્યારે હું આપની સામે ટકી ન શકયો; તો હવે તો મારાથી લડવાની વાત જ શી કરી શકાય? હું બન્ને હાથ જોડીને એક વાર નહિ; પણ સેંકડો વાર ખુલ્લો એકરાર કરું છું કે આ યુદ્ધમાં હું હારી ગયો છું અને આપનો વિજય થયો છે. હું આપની ગાય છું અને મોઢામાં તરણું લઈને આપને અર્જ કરું છું કે મારા ગુનાહોની મને મોઆફી આપો." નવ્વાબે 'સમય વર્તે સાવધાન'ના સિદ્ધાન્તને લક્ષમાં રાખીને અસત્યવાદનો આશ્રય લઈ લીધો અને અત્યંત નમ્રતાથી ક્ષમાની યાચના કરી.

એના જવાબમાં, નવ્વાબના કપટપૂર્ણ તથા કૃત્રિમ ભાવદર્શક શબ્દોથી બન્દાએ લેશમાત્ર પણ વિચલિત ન થતાં, પોતાના સિંહાસનપરથી ઊઠીને તથા દ્વેષપૂર્ણ મુખમુદ્રા કરીને અધિકારદર્શક વાણીથી કહેવા માંડ્યું કે: "નીચ નામર્દ! દગાબાજ! તારા કપટાચરણને હું બરાબર જાણી શકું છું તું અત્યારે મારી પાસે ક્ષમાની યાચના કરી રહ્યો છે તે ફક્ત એટલામાટે જ કે તને પોતાનો જીવ ઘણો જ વ્હાલો લાગે છે. શયતાન! આ વિચાર તને નિર્દોષ, કુસુમકોમલ તથા ધર્મમૂર્તિ કિશોરવયસ્ક ગુરુપુત્રોની શયતાનને પણ શરમાવે તેવી રીતે હત્યા કરાવતી વખતે, તેમને જીવતા દીવાલમાં ચણાવતી વખતે આવ્યો હતો ખરો કે? તે વખતે તો તું ધર્માન્ધતા નામક અજ્ઞાનાવૃત્ત કૂપમાં ડુબેલો તથા સત્તાના મદથી સર્વથા અંધ થયેલો હતો. નિર્દોષ ગુરુપુત્રોની પૈશાચિક હત્યા કરાવતી વેળાએ તેં તારા દિલમાંથી ખુદાના ડરને પણ કાઢી નાખ્યો હતો. તો સમજી લે ઓ ગાફિલ મુસાફિર, કે તારાં પાપોનો ઘડો કાંઠા સુધી ભરાઈ ગયો છે. આજે તારી જિન્દગીનો આખિરી દિવસ છે. આજે તારે જહન્નમના માર્ગમાં કૂચ કરવાની છે. હું તને અથવા તારા પરિવારની કોઈ પણ વ્યક્તિને જીવતી રહેવા દેવાનો નથી!"

"મહાનુભાવ બન્દા બહાદુર, ખરેખર આપ 'યથા નામા તથા ગુણા' બહાદુર જ છો. વીરતાના સંબંધમાં આજના સમયમાં આપની

જોડી મળવી અસભવિત છે આપણાં શાસ્ત્રોમા અને રાજપૂતોની યુદ્ધનીતિમાં શરણે આવેલા શત્રુને જીવતદાન આપવાનું કહેવામાં આવ્યુ છે 'क्षमा वीरस्य भूषणम्' અર્થાત્ વીરનરનુ ભૂષણ શત્રુને ક્ષમા આપવામાં છે એ વાત આપ જેવા ધર્મનિષ્ઠ તથા જ્ઞાની પુરુષને મારે જણાવવાની આવશ્યકતા નથી. શ્રીમાન્ નવ્વાબની પેઠે હુ પણ અમારા અપરાધીની ઉદારતાથી ક્ષમા આપવાની આપને પ્રાર્થના કરુ છુ" દીવાન સુચ્ચાનંદે પણ જીવનરક્ષાની યાચના કરી.

"ચુપ રહે, દેશદ્રોહી! તારા અપવિત્ર મુખમા આ શબ્દો શોભતા નથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ઉચ્છેદક કિંવા વિનાશક વિધર્મી યવનોની ખુશામદ કરી તેમના આપેલા ટુકડાપર જીવન ગુજારનાર કુતરા! મને ક્ષમાનો ઉપદેશ આપવાનો અધિકાર તારો નથી હિન્દુઓ અને ખાસ કરીને રાજપૂતોની, એ અયોગ્ય ઉદારતાના પરિણામે જ, આજે હિન્દુજાતિ યવનોના અત્યાચારોનો ભોગ થઇ રહી છે હુ એવી ખોટી ક્ષમા આપીને દેશ જાતિ તથા ધર્મની વધારે દુર્દશા કરાવવા ઇચ્છતો નથી મારી કઠિન આજ્ઞા છે કે જ્યાં સુધી તને પૂછવામાં ન આવે, ત્યાં સુધી તારે બિલકુલ વચ્ચે બોલવુ નહિ." આ પ્રમાણે તેનો અત્યત કઠોર શબ્દોમાં તિરસ્કાર કરીને વીર બન્દ એ પોતાની જમણી બાજૂએ બેઠેલા સરદાર બાજસિંહને સબોધીને કહ્યુ કે "બાજસિંહ, જો આ હિન્દુકુલાંગાર મારી આજ્ઞાનો ભગ કરીને વચ્ચે બોલવાનો પ્રયત્ન કરે, તો મારી આજ્ઞાની પ્રતીક્ષા ન કરતાં આ પાપીના મસ્તકને ધડથી જુદુ કરી નાખજો!"

"આ સબધમાં મને હવે કહેવુ નહિ પડે' બાજસિંહે અનુકૂલ ઉત્તર આપ્યુ.

થોડોક સમય વિચારમાં વીતાવ્યા પછી બન્દાએ પુન· ગભીર વાણીથી કહેવા માડ્યુ કે "સરહિન્દના હેચકારા તથા નામર્દ નવ્વાબ! સમજી લે કે હું ગુરુપુત્રોની હત્યાનો વ્યાજસહિત બદલો લેવામાટે જ આવ્યો છુ મારા જીવનમાં જો હું વિશેષ કાંઈ પણ ન કરી શકુ તો પણ હવે મને ચિન્તા નથી, કારણ કે, ગુરુપુત્રોની નૃશસ હત્યા તથા

ગુરુના વૈરનો બદલો આજે હું બરાબર લઇશ. તું નામર્દની પેઠે લડવાની ના પાડે છે અને સમયાનુસાર નમ્રતાયુક્ત વચનો ઉચ્ચારી મારી ઉદારતાનો લાભ લેવા ઇચ્છે છે. પરંતુ જાણી લે કે તારા જેવા મુરીદ શયતાનના વચનમાં વિશ્વાસ રાખે એવો આ વૈરાગી ભોળો નથી. મારા હૃદયમાંથી એવી ખોટી દયા તથા ક્ષમાને મેં સદાને માટે દેશવટો આપી દીધો છે. થોડા સમય પૂર્વે તેં મોકલાવેલા દગાબાજ મુસ્લિમોનો મેં કેવી રીતે સંહાર કરાવ્યો છે એ વાત તારી જાણ બહાર તો નહિ જ હોય. તું મને દગાથી ગુપ્ત રીતે મારી નખાવવા ઇચ્છતો હતો અને હું તને ખુલ્લી રીતે ચેતવીને મારવા ઇચ્છું છું; તો હવે દિલને મજબૂત કરીને મારી આજ્ઞા સાંભળી લે અને પોતાનાં કરેલાં પાપકર્મોની શિક્ષાને ભોગવવામાટે તૈયાર થઇ જા" આમ કહીને બન્દાએ સેનાપતિ ફતહસિંહને સંબોધીને કહ્યું કે "બન્ધુ ફતહસિંહ, આ શયતાનને એના મોઢાપર મેશ ચોપડી ગધેડાપર અવળે મોઢે બેસાડીને આખા શહેરમાં ફેરવો અને ત્યાર પછી કોઈ વૃક્ષની શાખા સાથે ઊંધે મસ્તકે લટકાવી નીચે અગ્નિ સળગાવો, તેમ જ એના પરિવારની સમસ્ત વ્યક્તિઓનો પણ સંહાર કરી નાંખો. તાત્પર્ય એ જ કે આ શયતાનના વંશવૃક્ષને જડમૂળથી ઊખેડી નાખો !"

"હમણાં જ આપની આજ્ઞાનુસાર સર્વ વ્યવસ્થા કરું છું. આ સંબંધમાં આપ નિશ્ચિંત રહો અને દેશદ્રોહી દીવાનને પણ સજા ફર્માવવી હોય તે ફર્માવી દ્યો" ફતહસિંહે કહ્યું.

"આવો, નામદાર દીવાન સાહબ, હવે આપ આગળ પધારો. આપની દીવાનગિરીનો કાંઇક તો પ્રભાવ દેખાડો!" શરૂઆતમાં આ પ્રમાણે માર્મિક કટાક્ષ કરીને બન્દાએ પોતાની મુખમુદ્રાને ગંભીર કરીને તથા સિંહાસન પરથી ઊઠીને હૃદયભેદક તીવ્રસ્વરથી કહેવા માંડ્યું કે: "કુલાંગાર ! તારા માટે ગમે તેવી ભયંકર સજા પણ ઓછી જ છે. નવાબનો તો એ જાતિધર્મ હતો પરંતુ તેં શા વિચારથી દેશભક્ત વીરશિરોમણિ ગુરુ ગોવિન્દસિંહજીનો વિરોધ કર્યો હતો? જનની જન્મભૂમિના ઉદ્ધારકો પર અત્યાચાર ગુજારવામાં તું શામાટે શામિલ થયો

હતો ? હવે તારી સહાયતા કરનાર કોઇ હોય તો તેને પણ બોલાવી લે. નરાધમ ! આજે તને પણ હું જીવતો નથી જ છોડવાનો. તારા દૃષ્ટાન્ત-પરથી સમસ્ત હિન્દુઓ તથા સિખ્ખો બોધ લેશે કે પાપી દેશ-દ્રોહીઓને તેમનાં પાપકર્મોની શિક્ષા અવશ્ય મળી જાય છે. અકાલ પુરુષને ત્યાં પ્રત્યેક વ્યક્તિનાં શુભાશુભ કર્મોનો સંપૂર્ણ હિસાબ રાખવામાં આવે છે; માત્ર એટલું જ નહિ, પણ તેમને આ લોકમાં પણ ઘટતી શિક્ષા અવશ્ય ભોગવવી પડે છે, એ વાત તું આટલા દિવસ ન સમજ્યો હોય તો આજે બરાબર સમજી લેજે."

સુચ્ચાનંદને આટલું કહીને બન્દાએ કરણસિંહને સંબોધીને કહ્યું કેઃ "તમને યોગ્ય લાગે તે રીતે આ દેશદ્રોહી કુલાંગારનો તથા એના પરિવારનો સંહાર કરો ! જાઓ, આ સર્વ કુલકપૂતોને મારી નજર આગળથી દૂર લઇ જઇને નરકનો માર્ગ દેખાડી દ્યો."

"જેવી આજ્ઞા; પરંતુ......" કરણસિંહે કહ્યું.

"પરંતુ કહીને અટકી કેમ ગયા ? જો કાંઇ શંકા હોય તો ખુલ્લી રીતે, કોઇ પણ પ્રકારના સંકોચ વિના, જણાવો." બન્દા બહાદુરે કહ્યું.

"ભાઇ વીરસિંહ તથા અજમેરસિંહ, તેમની ધર્મપત્નીઓ દેવી માધુરી તથા ધર્મજ્યોતિના કહેવાથી, જણાવે છે કે, યુદ્ધના વિજયના માંગલિક દિવસે કેદ કરાયલો પેલો રહસ્યમય અશ્વારોહી જો કે દીવાનના કુટુમ્બ સાથે નિકટનો સંબંધ ધરાવે છે; પરંતુ તે તેના કુટુમ્બનો નથી વળી તે આપની તલ્વારના પ્રહારવડે ઘવાયલો હોવાથી અર્ધમૃત અવસ્થામાં એ ઉભય દેવીઓની સારવાર નીચે છે. દેવી માધુરી તથા ધર્મજ્યોતિની આપ શ્રીમાન્‌ને આગ્રહપૂર્વક પ્રાર્થના છે કે તેને દીવાનના પરિવારથી સર્વથા ભિન્ન વ્યક્તિ સમજીને હાલ તરત શિક્ષાથી સર્વથા મુક્ત રાખવો.' કરણસિંહે જે કહેવાનું હતું તે વિનયપૂર્વક કહ્યું.

"ભલે. એ ઉભય વીરાંગનાઓના પરામર્શને હું સ્વીકારું છું અને તેને અત્યારે તો કોઇ પણ પ્રકારની શિક્ષાથી મુક્ત રાખું છું. તેને

આરામ થયા પછી તથા તેના વૃતાન્તને સાંભળી લીધા પછી જે શિક્ષા કરવી ઘટશે તે કરી દઇશું" બન્દાએ પોતાના ઉપસેનાપતિઓની વીરાંગના પત્નીઓના પરામર્શને તત્કાળ સ્વીકારી લીધો.

સરદારો, રાજબંદિઓને ફર્માવેલી સજાએ આપવાના ચોગ્ય સ્થળે લઇ ગયા, એટલે બન્દાએ તે દિવસની સભાનું વિસર્જન કરી દીધું.

* * * * *

બીજે દિવસે પ્રાતઃકાળમાં તેણે પાછો દરબાર ભર્યો અને સરહિન્દ તથા તેની આસપાસના જીતાયલા પ્રદેશની શાસનવ્યવસ્થા માટે ભિન્ન ભિન્ન સરદારોને તેમની ચોગ્યતા, અનુભવશીલતા તથા અવસ્થા અનુસાર નીચે દર્શાવેલા અધિકારો સોંપ્યા. *બાજસિંહ કે જે માઝાના સૈન્યનો મુખ્ય સેનાપતિ હતો તેને સરહિન્દનો શાસક નીમવામાં આવ્યો અને માલવાના સિખ્ખસૈન્યનો નેતા અલિસિંહ તેના નાયબ કિંવા સહાયક શાસક તરીકે નીમાયો. ફતહસિંહને સમાના પ્રાન્ત સોંપવામાં આવ્યો; જ્યારે બાજસિંહના ભાઇ રામસિંહ તથા વિનોદસિંહને થાનેશ્વરના શાસક તરીકે નિયુક્ત કરવામાં આવ્યા. સરહિન્દનાં સમસ્ત ૨૮ પ્રગણાંના મુસ્લિમ હાકિમો કિંવા શાસકોની જગ્યાએ હિન્દુ હાકિમોને નીમવામાં આવ્યા. આ પ્રમાણે સરહિન્દપરની ચઢાઇના પરિણામે સતલજ અને યમુનાની વચ્ચેનો ઘણોખરો પ્રદેશ સિખ્ખોના હાથમાં આવી ગયો.

---

*"બાજસિંહ બાલ જાતિનો જાટ હતો અને અમૃતસર જિલ્લામાંના મીરપુરપટ્ટીનો રહેનારો હતો તે ગુરુ ગોવિન્દસિંહનો શિષ્ય હતો અને તેમની સાથે દક્ષિણમાં પણ ગયો હતો ગુરુએ બન્દાની સાથે જે કેટલાક સલાહકાર સરદારોને મોકલ્યા હતા, તેમાંનો બાજસિંહ પણ એક હતો તે સર્વ યુદ્ધોમાં પોતાના ભાઇઓ રામસિંહ શામસિંહ તથા કુમેરસિંહ સહિત વૈરાગીના પક્ષમાં રહીને બરાબર લડ્યો હતો અને ઇસ્વી સન્ ૧૭૧૬ માં તેને વીર વૈરાગી તથા અન્ય સિખ્ખોની સાથે મારી નાખવામાં આવ્યો હતો કે જેનું વર્ણન આગળ જતાં આપવામાં આવશે ઇતિહાસકાર મુહમ્મદ હાશિમે તેનું નામ બાજસિંહ આપેલું છે (જુઓ 'ઇબરતનામા', અને 'તારીખે મુહમ્મદશાહી'માં તેનું નામ વખતસિંહ કિંવા બખતસિંહ આપેલું છે.

## પ્રકરણ ૮ મું
## પ્રણયક્ષેત્રમાં પરાજય !

"Yes Love indeed is light from heaven,
A spark of that immortal fire
With angels shared, by Alla given,
To lift from earth our low desire."

Lord Byron

"પધારો શ્રીમાન્, અમારી સામયિક પર્ણકુટીને પોતાનાં પવિત્ર ચરણોવડે આજે શ્રીમાને પાવન કરી એ અમારું અહોભાગ્ય !"

"તમારે મારામાટે કોઈ પણ પ્રકારનો વિશેષ પરિશ્રમ લેવાની આવશ્યકતા નથી હું તો માત્ર પેલા ઘાયલ થયેલા અશ્વારોહીના કુશળ સમાચાર પૂછવામાટે જ આવ્યો છુ"

"પરંતુ આમ અચાનક પધારીને, અમોને, શ્રીમાન્‌ના આદર-સત્કારનો અવસર પણ નથી આપવા ધાર્યો કે શું ?"

"મેં આવતાંની સાથે જ ભાઈ અજમેરસિંહને જણાવ્યું છે કે મારામાટે કોઈ પણ પ્રકારનો વિશેષ પરિશ્રમ ઉઠાવવાની આવશ્યકતા નથી. પેલા રહસ્યમય અશ્વારોહીની પ્રકૃતિ હવે કેમ છે, દેવિ ?"

"આપ શ્રીમાન્‌ની તલ્વારવડે ઘવાયલો તથા કપટ પકડાયેલો તે દિવસનો રહસ્યમય અશ્વારોહી પુરુષ વ્યક્તિ નથી, કિન્તુ મારા જેવી જ સુકોમલ સ્ત્રીજાતિ છે, એ વાત શ્રીમાન્‌ના જાણવામાં આવી છે ખરી કે ?"

"પુરુષવેશમાં નગરના સિંહદ્વારમાં જ મળેલા એ અશ્વારોહીના ગુપ્ત રહસ્યને હું તે જ દિવસે જાણી ચૂકો હતો, પરંતુ તે વેળાયે તેની સાથે વિશેષ વાર્તાલાપ કિંવા સંભાષણ કરવાનો અવસર ન હોતો તો પણ મારો જે થોડો ઘણો વાદાનુવાદ તેની સાથે તેના ઘાયલ થવા પૂર્વે થયો હતો, તે પરથી હું પૂર્વે જાણી શક્યો હતો કે તે કોઇ ઉચ્ચ રાજપૂતકુલની ક્ષાત્રતેજવતી વીરકન્યા જ હોવી જોઇએ; અને એટલા જ કારણથી તમો તથા દેવી ધર્મ-

જ્યોતિના તેને તત્કાળ સજા ન કરવાના પ્રસ્તાવનો સ્વીકાર કરતી વેળાયે કરણસિંહને જણાવ્યું હતું કે: 'ભલે, એ ઉભય વીરાંગનાઓના પરામર્શનો હું સ્વીકાર કરું છું અને તેને તત્કાળ કોઈ પણ પ્રકારની સજા કરતો નથી. તેને આરામ થયા પછી તથા તેના વૃત્તાન્તને સાંભળી લીધા પછી જે સજા કરવી ઘટશે તે કરીશું.''

''શ્રીમાન્‌ના અમો ગરીબોપરના આ અનુગ્રહમાટે હું મારા તર્ફથી તેમ જ દેવી ધર્મજ્યોતિ તર્ફથી શ્રીમાન્‌નો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પુરુષવેશધારી રહસ્યમય અશ્વારોહીના સંબંધમાં શ્રીમાન્‌નું અનુમાન સોળે સોળ આના સત્ય છે. એ અશ્વારોહી ખરેખર એક ઉચ્ચ રાજપૂતવંશની શૌર્યવતી યુવતી જ છે.''

''તેનું નામ તથા પરિચય તમો જાણો છો ખરાં કે ?''

''જી હા, તેમણે પોતાનો કેટલોક પરિચય મને તથા બહેન ધર્મજ્યોતિને કરાવેલો છે. તેઓ સરહિન્દના દીવાન સુચ્ચાનંદના એક કુટુમ્બીનાં કુમારિકા છે. મંડીનરેશ સુધરસેન તેમના મામા થાય છે. તેમના કહેવા પ્રમાણે તેમનાં માતાપિતા તેમની અત્યંત બાલ્યાવસ્થામાં જ ગુજરી ગયાં હતાં અને તેથી તેઓ દીવાનને ત્યાં જ ઊછરીને મોટાં થયેલાં છે. અશ્વારોહણ તથા અસ્ત્રચાલન આદિક કલાઓનો તેમણે પોતાની ઇચ્છાથી જ અભ્યાસ કરેલો છે. આથી વિશેષ તેમણે કાંઈ પણ નથી જણાવ્યું.''

''પરંતુ તેનું નામ શું છે વારુ ?''

''એ તો હું સર્વથા ભૂલી જ ગઈ. તેમનું નામ કુમારી વીરમતી છે.''

''વાહ, નામ તો વીરદુહિતાને શોભે તેવું જ છે !''

''તેમની સાથે વાર્તાલાપ કરવાથી તો વળી શ્રીમાન્‌ને વિશેષ આનંદ થશે. અંદર પધારો. તેમની પ્રકૃતિ બહુ અંશે સુધરી ગયેલી હોવાથી વૈદ્યરાજે તેમને વાતચીત કરવાની તથા ખાટલાપરથી ઊતરીને ઓરડામાં જ થોડી વાર લટાર મારવાની આજ્ઞા આપેલી છે. જુઓ, શ્રીમાન્, ધર્મજ્યોતિ બહેન તેમને લઇને આ તર્ફ આવતાં જણાય છે.''

"અરે, અરે! તમો તકલીફ ન લેશો. હું તથા દેવી માધુરી તમારી પાસે જ આવીએ છીએ"

સુજ્ઞ પાઠકો તથા પાઠિકાઓ સમજી ચૂક્યાં હશે કે ઉપર્યુક્ત વાર્તાલાપ અજમેરસિંહ, તેની પત્ની ધર્મજ્યોતિ અને વીર બન્દા વચ્ચે થયેલો હતો. સરહિન્દની શાસનવ્યવસ્થામાટે યથોચિત પ્રબન્ધ કર્યા પછી કેટલાક દિવસો સુધી બન્દાએ ત્યાં જ મુકામ કર્યો. સરહિન્દમાં મુકામ કરવાનું મુખ્ય કારણ તો એ હતું કે, હવે પછી કયા યવન શાસિત પ્રદેશપર આક્રમણ કરવું અર્થાત્ ત્યાંથી કઇ દિશામાં પ્રયાણ કરવું એ વિચારના નિર્ણયનું કાર્ય અદ્યાપિ અવશિષ્ટ હતું. ઉપરાન્ત જે આહત વ્યક્તિના કુશળ સમાચાર પૂછવામાટે અત્યારે બન્દાનું અજમેરસિંહના આવાસમાં આગમન થયું હતું, તે વ્યક્તિના પરિચયને જાણી લેવાનું તથા તેને ઘટતી શિક્ષા આપવાનું કાર્ય પણ અવશિષ્ટ રહેલું હતું. દેવી ધર્મજ્યોતિ સાથે તે રહસ્યમય અશ્વારોહીના સમ્બન્ધમાં કેટલોક વાર્તાલાપ કર્યા પછી જ્યારે વીર બન્દાએ રુગ્ણાલયમાં જવાની ઇચ્છા દર્શાવી, ત્યારે દેવી માધુરી વીરમતીને લઇને બહાર આવતી દેખાઇ હતી. તેમને બહાર આવવાની ના પાડીને વીર બન્દાએ, અજમેરસિંહ તથા ધર્મજ્યોતિને સાથે લઇને, રુગ્ણાલયમાં પ્રવેશ કર્યો. એક અપરિચિત અને તે પણ વળી શત્રુપક્ષીય યુવતી પ્રતિ બન્દા એટલી બધી લાગણી શા કારણથી દેખાડતો હશે, એ રહસ્ય અજમેરસિંહના સમજવામાં ન આવી શકવાથી તે બન્દાના આચરણને આશ્ચર્યચકિત દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. એથી વિરુદ્ધ તેની પત્ની ધર્મજ્યોતિ તથા વીરસિંહની પત્ની માધુરી બન્દાના વીરમતી પ્રત્યેના સદ્‌ભાવના રહસ્યને પોતાની નિસર્ગદત્ત કલ્પનાશક્તિ વડે કેટલેક અંશે જાણી ગયેલી હોવાથી તેમને આ ઘટનાથી લેશમાત્ર પણ આશ્ચર્ય થતું ન હોતું. તેમનાં મુખમંડળોને જોતાં જાણે તેઓ પોતાનાં મનમાં જ હાસ્ય કિંવા આહ્‌લાદનો અનુભવ કરી રહી હોયની! એવું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું

અસ્તુ. રુગ્ણાલયમાં પ્રવેશ કર્યા પછી બન્દાએ જોયું કે એક બાજૂએ એક ખાટલો ઊંચો ઢાળેલો હતો અને તેનાપર શ્વેતરંગી

સ્વચ્છ શય્યા બિછાવવામાં આવેલી હતી તેમ જ આગારની બીજી બાજૂએ ભૂમિપર એક મૂલ્યવાન્ ગાલીચો પાથરવામાં આવ્યો હતો અને તેનાપર મખમલની મોટી ગાદી તથા તકિયા ગોઠવવામાં આવેલા હતા. બન્દાએ ખાટલાપર ન બેસતાં તે ગાદીપર જ પોતાની બેઠક લીધી એટલે અજમેરસિંહ તથા અન્ય સ્ત્રીઓ પણ તેનાથી થોડાક અંતરપર ભૂમિપર જ બેઠાં. બન્દાની ડાબી બાજૂએ અજમેરસિંહ બેઠો. એટલે જમણી બાજૂએ માધુરી તથા ધર્મજ્યોતિએ પોતાની બેઠક લીધી. વીરમતી સ્ત્રીસુલભ કિંચિત્ લજ્જાવનત મુખ કરીને બન્ને સ્ત્રીઓની વચમાં કિન્તુ પાછળની બાજૂએ બેસી ગઈ.

"શત્રુપક્ષનાં હોવા છતાં તમો એકલાં જ એવાં ભાગ્યવતી યુવતી છો કે શ્રીમાન્ પોતે જ ચાલી ચલાવીને જેમના કુશળ સમાચાર પૂછવામાટે આવી રીતે પધાર્યા હોય!" ધર્મજ્યોતિએ વીરમતી પ્રતિ દૃષ્ટિ કરીને આ પ્રમાણે વાર્તાલાપનો આરંભ કર્યો.

"એનું કારણ કેવળ એટલું જ છે કે કુમારી વીરમતી એક વીરયુવતી છે. સાચા વીરના હૃદયમાં વીરને માટે હમેશાં આદર હોય છે." માધુરીએ બન્દાના આકર્ષણના કારણનો પરિચય કરાવ્યો.

"દેવી માધુરી, છદ્મવેષમાં ઘવાયલાં તથા બન્દિની થયેલાં વીરમતીની શારીરિક પ્રકૃતિ હવે કેમ છે વારુ?" બન્દાએ ગંભીરતાથી પૂછ્યું.

"બહેન વીરમતીની પ્રકૃતિના સંબંધમાં તેમ જ તેમના કુલશીલના સંબંધમાં ધર્મજ્યોતિ બહેને શ્રીમાનને જે કાંઇ કહ્યું છે તે બધું મેં સાંભળ્યું છે. એથી વિશેષ હું પણ કાંઈ જાણતી નથી. બહેન વીરમતીના ઘા હવે સંપૂર્ણ રીતે રૂઝાઇ ગયા છે, જ્વર પણ ઊતરી ગયો છે અને મુખમંડળમાં આરોગ્ય કિંવા સ્વાસ્થ્યસૂચક રક્તિમા–લાલાશ–ધીમે ધીમે પાછી આવતી જાય છે. આથી વિશેષ ખાત્રી કરવી હોય અથવા બીજું કાંઇ જાણવું હોય, તો કુમારી પોતે અહીં વિદ્યમાન હોવાથી શ્રીમાન્ તેમને પોતાને જે કાંઇ પૂછવું હોય તે પૂછી શકે છે." માધુરીએ વિનયપૂર્વક સવિસ્તર ઉત્તર આપ્યું.

"કુમારી વીરમતી ! તમો શા હેતુથી અને કોની પ્રેરણાથી છદ્મવેષમાં અમારી સામે શસ્ત્ર સજીને લડવામાટે આવ્યાં હતાં એનો મને ખુલાસો આપી શકશો ખરાં કે ?" બન્દાએ વીરમતીને સંબોધીને ગંભીરતાથી આ જિજ્ઞાસા દર્શાવી

"જે કારણથી આપ પોતાના સૈન્ય સહિત અમારા નગરપર ચઢી આવ્યા હતા, તે જ કારણથી હું પણ શસ્ત્રાસ્ત્રસજ્જિતા થઇને આપના પ્રતિકારમાટે આપ સમક્ષ આવી હતી મારા એ કાર્યમાં મારા અંત:કરણ વિના મને બીજા કોઇની પ્રેરણા મળી જ ન હોતી હું મારૂં કોઇ પણ કાર્ય મારા પોતાના અંત:કરણની પ્રેરણા વિના કરતી જ નથી." વીરમતીએ પોતાના નેત્રોને નીચાં ઢાળીને ઉત્તર આપ્યું.

"તમારો હેતુ મારી સાથે યુદ્ધ કરીને મને પકડી લેવાનો અથવા મારી નાખવાનો હતો કે બીજો કાંઈ ?" બન્દાએ દ્વિતીય પ્રશ્ન પૂછ્યો

'મારો હેતુ આપની સાથે યુદ્ધ કરવાનો તથા આપને બન્દિવાન બનાવવાનો હતો, પરંતુ આપે છેવટે જણાવ્યો તે દુષ્ટ હેતુ ન હોતો." વીરમતીએ બન્દાની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિનું કિંચિત્ સમ્મેલન કરીને સહજ ભાવથી કહ્યું

"એમ કહીને તમો મારી દયા મેળવવાની ધારણા રાખતાં હો તો એમાં તમારી ભૂલ થાય છે શત્રુ પ્રતિ દયા દેખાડવાનો સિદ્ધાન્ત બન્દાનો નથી નવ્વાબ તથા દીવાનને તો ઘટતી શિક્ષા અપાઈ ગઈ છે અને તમોને પણ તમારા અપરાધના પરિમાણમાં મારે યોગ્ય શિક્ષા આપવાની જ છે એટલામાટે જે કાંઇ ખરેખરું હોય તે જણાવી દ્યો અને શિક્ષા સાંભળવામાટે તૈયાર રહો." બન્દાએ પોતાના દૃઢ સ્વભાવનો પરિચય કરાવ્યો

'મેં મારી સહોદરાતુલ્ય ભગિની માધુરી તથા ધર્મજ્યોતિને મારા સંબંધમાં જે કાંઈ હકીકત જણાવી છે તે બધી ખરેખરી જ છે. બાકી મારા અપરાધનો શ્રીમાન્ જે કાંઈ દંડ સંભળાવે તે સાંભળવામાટે જ નહિ કિન્તુ સહન કરવામાટે પણ હું તૈયાર છું એ સંબંધમાં હું શ્રીમાનની દયાની યાચના કરવા ઇચ્છતી નથી,

કારણ કે, વીરપુત્ર પ્રમાણે જ કોઇ પણ વીરપુત્રી શત્રુ પાસેથી આવી રીતે દયાની ભિક્ષા માગતી જ નથી." વીરમતીએ ગંભીરતાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"યુદ્ધમાં જે દિવસે અમારો વિજય થયો અને નરપિશાચ નવ્વાબ કયદ પકડાયો, તે દિવસે તમો પુરુષવેશ ધારણ કરી અમારી સામે લડાઈ કરવા આવ્યાં હતાં તેમાં તમારા ધર્મપિતા કિંવા પાલક પિતા દીવાન સુચ્ચાનંદની પ્રેરણા હતી ખરી કે? મારા આ પ્રશ્નના મળનાર ઉત્તરથી જ તમારા અપરાધનો તથા તે અપરાધના યોગ્ય દંડનો વિચાર કરવામાં આવશે એટલામાટે જે કાંઇ ખરી હકીકત હોય તે જ કહેજો." બન્દાએ ફરીથી ચેતવણી આપી દીધી.

"મેં શ્રીમાનને એક વાર જણાવ્યું છે કે અપરાધના દંડથી ભય પામીને અસત્ય વાણી ઉચ્ચારવાનો મારો સ્વભાવ જ નથી. શ્રીમાન્! હું આપને બીજી વાર પણ જણાવું છું કે યુદ્ધમાં હું કેવળ મારા અંતઃકરણની પ્રેરણાથી જ આવી હતી." વીરમતીએ દૃઢતાથી ઉત્તર આપ્યું

"તેમ કરવામાં તમારો ખરેખરો આશય કિંવા ઉદ્દેશ શો હતો?" બન્દાએ પૂછ્યું.

"દેશપૂજ્ય વીર વૈરાગીની પૂજા કરવાનો!"

"એટલે?"

"એટલે એ જ કે યુદ્ધના નિમિત્તથી ગૃહ તથા નગરમાંથી બહાર નીકળી સમસ્ત આર્યાવર્તમાં અત્યારે એક જ અદ્વિતીય તથા અપ્રતિમ હિન્દુ વીર તરીકે પ્રસિદ્ધ થયેલા મહાપુરુષનાં શત્રુભાવે પણ દર્શન કરવાં અને મરતાં મરતાં પણ નેત્રોની સાર્થકતા કરી લેવી, એ જ મારો એકમાત્ર આશય હતો." વીરમતીએ પુનરપિ નેત્રોને લજ્જાથી નીચાં ઢાળીને આ ઉદ્ગારો કાઢ્યા.

"આનો અર્થ મારે શું એમ સમજવો કે તમો મારાં તથા મારી દેશસેવા વિષયક પ્રવૃત્તિઓનાં વિરોધિની નહિ કિન્તુ પ્રશંસિકા છો? ઘરમાં ભરાઈ રહીને દીવાનના કુટુમ્બી તરીકે મારા સૈનિકોના હાથે મરી જવા કરતાં બહાર નીકળીને અમારી આ સેવાપ્રવૃત્તિમાં

ભળી જવાનો તમારો આન્તરિક આશય હતો ?" બન્દાએ ભેદક દૃષ્ટિથી આ પ્રશ્નો પૂછ્યા

'શ્રીમાનનું અનુમાન અક્ષરશ: સત્ય છે જે દિવસે ન વાબે સરહિન્દમા નોકરી કરનારા સિક્ખોનું અપમાન કર્યું હતુ અને જે દિવસે મારા પાલક પિતાએ તથા ન વાબે મત્રણા કરીને પેલા કપટવેશ ધારી મુસલમાનોને આપની પાસે દીક્ષા લેવામાટે અર્થાત્ વિશ્વાસ ઘાત દ્વારા શ્રીમાનના જીવનદીપને બુઝાવી નાખવામાટે મોકલ્યા હતા, તે દિવસથી જ મારુ મન શ્રીમાનના દર્શનમાટે અતિશય આતુર થઇ ગયું હતુ તે દિવસથી નિત્ય પ્રાત કાલે ઊઠીને સ્નાનાદિકથી શુદ્ધ થયા પછી હુ અકાલ પુરુષને એજ પ્રાર્થના કરતી હતી કે 'હે પર માત્મન્! આ પિશાચ નવ્વાબ અને મારા દેશદ્રોહી તથા ધર્મદ્રોહી પાલકપિતાને તેમના પાપોની શિક્ષા કરવામાટે સત્વર કોઇ દેશ હારક વીરને સરહિન્દપર મોકલી દેજે ! આ નરરાક્ષસોના રાજ્યમાં ગરીબડી હિન્દુ પ્રજા ડગલેને પગલે અપમાન, તિરસ્કાર, દુ ખ તથા અત્યાચારોને સહન કરી રહી છે, તેમાંથી તેને સત્વર બચાવજે ' પરમ કૃપાળુ પરમાત્માએ મારી એ પ્રાર્થના સત્વર સાંભળી લીધી કે જેના પરિણામે હુ શ્રીમાનના સમાનિત સેનાપતિઓની સતી સાધ્વી પત્ની ઓના હસ્તે સેવા તથા સત્કારનો અનુભવ કરી રહી છુ આજે શ્રીમાને આવી રીતે પોતે જ પધારીને આ દિકરીના જીવનને સફળ કરી દીધેલુ હોવાથી હવે કદાચિત્ શ્રીમાન્ મને પ્રાણદંડ દેવાની ક્રૂરતા દર્શાવશે, તો પણ મારા હૃદયમાં તેનો લેશમાત્ર પણ શોક નથી જ થવાનો.' વીરમતીએ હૃદયભેદક શબ્દોમાં દેશભક્તિ તથા બન્દા પ્રત્યેના સ્નેહમય સદ્ભાવને વ્યક્ત કરી બતાવ્યાં અને ત્યાર પછી તેના મુખમડળમાં થતાં પરિવર્તનોનુ ગુપ્ત દૃષ્ટિથી અવલોકન કરવા માંડ્યું એ વાત તો ચોક્કસ હતી કે વીરમતીના શબ્દોનો, તેના ભાવોનો તથા તેના ભ્રૂવિક્ષેપનો બન્દાના હૃદયમાં જે પ્રભાવ પડવો જોઇએ તે પ્રભાવ પડી ગયો હતો અને તેથી અત્યાર સુધી વૈરિણી જણાતી વીરમતી તેને પોતાની શુભચિન્તિકા મૈત્રિણી દેખાવા

લાગી હતી. વીરમતીના નયનોમાં એવું તો અલૌકિક આકર્ષણ હતું કે બન્દા વારવાર તેમનું નિરીક્ષણ કરી રહ્યો હતો. વીરમતી સાથે કેવી રીતે વર્તવું, અર્થાત્ તેને શિક્ષા કરવી કે નહિ, અને ન કરવી તો તેની બીજી રી વ્યવસ્થા કરવી એના સબંધમાં તે અત્યારથી જ ગહન ચિન્તામાં પડી ગયો હતો એ જ કારણથી વીરમતીનાં છેલ્લા વાક્યોને સાંભળી લીધા પછી તે કેટલીક વાર સુધી મૌનનું અવલમ્બન કરીને બેસી રહ્યો.

"શ્રીમાને મૌનનું અવલમ્બન શા કારણથી કર્યું છે વારુ ? કાં તો આપે જે સ્થિતિ મારા પાલક પિતા તથા નવ્વાબની કરી છે, તે જ મારી પણ કરી નાખો અને કાં તો દેશસેવાના મારા હૃદયના કોડને પૂરા કરવાની અનુકૂળતા કરી આપવાનું મને વચન આપી દ્યો" વીરમતીએ બન્દાને મૌનપરાયણ જોઇને આ વાક્યો ઉચ્ચાર્યાં.

બન્દાને અદ્યાપિ ગભીર ચિન્તામાં નિમગ્ન થયેલો જોઇને ધર્મજ્યોતિએ વચ્ચે જ કહ્યું કેઃ "તમારા જેવાં માતૃભક્તિના એકનિષ્ઠ પુત્રી કિંવા સેવિકાને દેહાન્તદંડ આપીને રૌરવનરકનો ભાગી થાય એવો હીનભાગી હિન્દુ વીર કોણ હોય વારુ ?"

"દેવી ધર્મજ્યોતિનું કથન યથાર્થ છે તમો શિક્ષા કિંવા દંડને યોગ્ય નથી કિન્તુ સન્માનને યોગ્ય છો. તમારા જેવી અને દેવી ધર્મજ્યોતિ તથા માધુરી જેવી વીરનારીઓને તો હું નિત્ય શોધી રહ્યો છું જ્યારે શક્તિસ્વરૂપિણી હિન્દુ સુંદરીઓ દેશસેવાના પવિત્ર કાર્યમાં પોતાના પ્રાણોની આહુતિ આપવાને તત્પર થશે, ત્યારે જ દેશમાં સ્વાતન્ત્ર્યરવિનો ખરેખરો ઉદય થશે." બન્દાએ દેશસેવિકા સ્ત્રીઓના સમ્બધમાં પોતાના વિચારો દર્શાવ્યા.

"શ્રીમાનની મારા પ્રત્યેની આવી ઊંડી લાગણીમાટે હું શ્રીમાનની આજીવન ઋણિની રહીશ જ્યારે આપ મારાપ્રતિ આટલો બધો અનુગ્રહ દર્શાવો છો ત્યારે મારા માગેલા વચનને આપી દેવાની ઉદારતા પણ દર્શાવી દ્યો" વીરમતીએ વિવેક દર્શાવ્યો

"હું તમોને વચન આપું છું કે માતૃભૂમિ પંજાબની સેવા કરવાના તમારા અપૂર્ણ રહેલા કોડને પૂરા કરવાના કાર્યમાં તમો કહેશો

તે પ્રકારની અનુકૂલતા હું અવશ્ય કરી આપીશ બોલો, હવે તમારું ચિત્ત પ્રસન્ન થયું ?" બન્દાએ પ્રસન્ન હૃદયથી આ વાક્યો ઉચ્ચાર્યા

"મને લાગે છે કે હવે મારું જીવન માતૃભૂમિને ભારરૂપ નહિ થાય, હવે હું મારા નારીજન્મની સાર્થકતા કરી શકીશ મારાથી જે પ્રકારની અને જે પદ્ધતિની માતૃસેવા થઈ શકે તેમ છે, તેનો સંપૂર્ણ વિચાર કરીને હું આવતી કાલે શ્રીમાન્ પાસે આવીશ અને જે પ્રકારની અનુકૂલતાની મને આવશ્યકતા જણાશે તેની હું શ્રીમાન્ પાસે માગણી કરીશ શ્રીમાન્‌ને અહીં પધારવામાં જે કષ્ટ થયું છે તેમાટે હું ક્ષમા ઇચ્છું છું શ્રીમાન્‌ના વીરોચિત આચરણથી મારું ચિત્ત આજે અત્યંત પ્રસન્ન થયું છે" વીરમતીએ પ્રસન્નતાદર્શક વચનો ઉચ્ચાર્યા અને એક વિલક્ષણ નેત્રકટાક્ષવડે તેણે ગમનોન્મુખ વૈરાગી પ્રતિ અનિવાર્ય શરસંધાન કર્યું

વૈરાગીએ પણ ઊભા થતાં થતાં અને રુગ્ણાલયમાંથી બહાર નીકળતાં નીકળતાં ચોર દૃષ્ટિથી વીરમતીનાં સુંદર નેત્રો સહિત સંપૂર્ણ સુંદર શરીરનું અવલોકન કર્યું ! વીરમતીનો આ કેવો અલૌકિક પ્રભાવ ! વૈરાગીનો આ કેવો પરાભવ !

* * * * *

"ગઈ કાલે શ્રીમાને આપેલા વચન અનુસાર હું મારા મનો ભિલાષને વ્યક્ત કરવામાટે આવી છું શ્રીમાનને અત્યારે વાર્તાલાપ કરવાનો અવકાશ છે કે ?" વીરમતીએ બન્દાના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યા પછી તરત જ આ શબ્દો ઉચ્ચાર્યા.

"પધારો દેવિ, હું તમારી જ પ્રતીક્ષા કરી રહ્યો હતો મને અત્યારે સંપૂર્ણ અવકાશ છે દેશોદ્ધાર તથા જાત્યુદ્ધારની તમારી ભાવનાઓને કાર્યમાં પરિણત કરવાની વ્યવસ્થા તથા અનુકૂલતા કરી દઉં એટલે પછી મારે જે અન્ય કાર્યો કરવાનાં છે તેમની પૂર્તિના સંબંધમાં મારાથી વિચાર કરી શકાય" બન્દાએ પોતાના હીંચકાની સામેના એક ઉચ્ચાસન પર બેસવાનો સંકેત કરીને વીરમતીને ઉત્તર આપ્યું

"શ્રીમાનના આ દાસી પરના અનુગ્રહની તો મને કયારની ય ખાત્રી થઇ ચૂકી છે. પરતુ અહીં મુશ્કેલી એ છે કે મારે જે કાંઇ કહેવાનું છે તે મારાથી કહી શકાશે કે કેમ, એની મારા મનમાં શંકા થયા કરે છે." વીરમતીએ પોતાની મુશ્કેલી જણાવી.

"તમોને સકોચ થતો હશે કે શત્રુમટીને સ્નેહી થયેલા એક અપરિચિત પુરુષ સમક્ષ પ્રથમ પરિચયમા જ મનોભિલાપને શી રીતે વ્યક્ત કરવો ? પરતુ મારો તમોને ખાસ આગ્રહ છે કે જે કાંઇ કહેવુ હોય તે નિઃસંકોચ થઇને કહો. મારા વચનને હું પ્રાણાન્તે પણ મિથ્યા થવા દેવાનો નથી." બન્દાએ વીરમતીને સંકોચરહિત થઇને તેની મનોભાવનાઓને વ્યક્ત કરવાનુ જણાવ્યુ.

"શ્રીમાને આરભેલા દેશસેવા, ધર્મસેવા તથા જાતિસેવાના કાર્યને અવ્યાહત તથા અખડિત રીતે ચાલૂ રહેલું જોવા ઇચ્છનારી હું શ્રીમાનની સેવિકા થવા ઇચ્છુ છુ; અને આશા રાખું છું કે બાલ્યકાલથી જ વીરપત્નીની તથા વીરજનની થવાની અંતઃકરણમાં અકુરિત કરેલી મારી આશાલતિકાને શ્રીમાન્ અવશ્ય આશ્રયરૂપ જલના સિંચનથી પોષી બતાવશે." વીરમતીએ અતે પોતાના મનોભિલાષને સ્પષ્ટ કિન્તુ આલકારિક ભાષામાં વ્યકત કરી દેખાડયો.

"દેવિ, તમો જાણો છો કે બન્દા એક નૈષ્ઠિક બ્રહ્મચારી છે, અને ગુરુવર્ય શ્રી ગોવિન્દસિંહજીની પણ મને સ્વદેશસેવાધર્મની દીક્ષા આપતી વેળાની એવી કઠિન આજ્ઞા છે કે મારે જીવન પર્યંન્ત બ્રહ્મચર્યવ્રતનુ જ પાલન કરીને દેશોદ્ધારના અપૂર્ણ રહેલા તેઓશ્રીના કાર્યને પરિપૂર્ણ કરવાનો પ્રયત્ન કરવો. આ કારણથી મારી સાથે લગ્નસબધથી બધાવાના તમારા મનોભિલાપને મારાથી પૂર્ણ કરી શકાય તેમ નથી." બન્દાએ આજીવન બ્રહ્મચારી રહેવાની ગુરુની આજ્ઞાનો ઉલ્લેખ કરીને વીરમતી સાથે લગ્ન કરવાની પોતાની અશક્તિ દર્શાવી.

"શ્રીમાન્નુ કથન યથાર્થ છે. આપ બ્રહ્મચારી છો; એટલુ જ નહિ, પરતુ વૈરાગી પણ છો એ વાત મારા ધ્યાન બહાર નથી. છતાં

આપની સાથે લગ્નસંબંધથી જોડાવાની ઇચ્છાને મેં મારા હૃદયમાં સ્થાન આપ્યું છે, એમાં પણ અકાલ પુરુષનો અવશ્ય કોઈ ઉત્તમ સંકેત હોવો જોઇએ. ધર્મધુર ધર ગુરૂ ગોવિન્દસિંહજી પોતે વિવાહિત કિંવા ગૃહસ્થાશ્રમી હોવા છતાં તેમણે પોતાના પ્રતિનિધિ તથા પટ્ટશિષ્યને બ્રહ્મચારી રહેવાની આજ્ઞા કેમ કરી હશે એ વાત મારાથી સમજી શકાતી નથી. એના કારણને શોધી કાઢવાની માથાકૂટમાં પડ્યા વિના હું તો માત્ર શ્રીમાને મને આપેલા વચનનું શ્રીમાનને માનપૂર્વક સ્મરણ કરાવું છું.' વીરમતીએ બન્દાને તેના વચનનું સ્મરણ કરાવીને ધર્મસંકટમાં નાખી દીધો.

આના ઉત્તરમાં કાંઇ પણ ન કહેતાં બન્દા થોડીક વાર સુધી વિચારમાં પડી ગયો. વિચાર કરવા છતાં પણ કોઇ પ્રકારના નિર્ણય-પર ન આવી શકવાથી થોડી વાર પછી તે ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે "તમોને વચન આપીને હું ધર્મસંકટમાં પડી ગયો છું. એક બાજૂ ગુરૂની આજ્ઞા તથા ઉપદેશનું પાલન છે અને બીજી બાજૂ મારૂં પોતાનું વચન છે. ગુરૂની આજ્ઞાનું પાલન કરવા જતાં મારૂં વચન મિથ્યા થાય છે અને વચન પાળવા જતાં ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન થાય છે. આ સંબંધમાં હું તત્કાળ કોઇ પણ પ્રકારના નિર્ણયપર આવી શકતો નથી."

ત્યારે એમ કેમ નથી કહેતા કે 'મારાથી મારા વચનનું પાલન કરી શકાય તેમ નથી?' મેં આજે જ જાણ્યું છે કે વીરશિરોમણિ ગોવિન્દસિંહજીના ઉદ્ધારક પ્રતિનિધિમાં પોતાના વચનને પાળી બતાવવા જેટલું પણ આત્મબળ ન હોવા છતાં તેઓ પોતાને બન્દા બહાદુર કિંવા વીર વૈરાગી તરીકે ઓળખાવે છે." વીરમતીએ કટાક્ષમય વાક્યો ઉચ્ચાર્યાં.

'આ સંબંધમાં તમારે મને જે મર્મવચનો સંભળાવવાં હોય તે ખુશીથી સંભળાવો. એથી મને માઠું લાગવાનું નથી. પરંતુ મેં તમોને કાંઇ તમારી સાથે લગ્ન કરવાનું વચન આપેલું નથી. તમોએ દેશસેવા કરવાની તમારી ઇચ્છા જણાવી તેપરથી મેં તમારે ઘટતી અનુકૂલતા કરી આપવાનું વચન આપ્યું હતું તેનો અથ તમારી

સાથે લગ્નસબંધથી જોડાવાનો થતો હોય એવી મારી માન્યતા નથી. તમો મારા વચનના શબ્દાર્થનો લાભ લેવા ઇચ્છો છો અને મારી ઇચ્છા તેના ભાવાર્થની સાર્થકતા કરી બતાવવાની છે." બન્દાએ આપેલા વચનનો આશય કહી સંભળાવ્યો

"શ્રીમાન્નો ભાવાર્થ હુ બરાબર સમજુ છુ જ્યારથી શ્રીમાન્ના વીરત્વની યશોગાથા મારા સાંભળવામાં આવી છે ત્યારથી મેં તો મારા મનમાં એક પ્રકારની પ્રતિજ્ઞા જ કરી લીધી છે કે પરણવુ તો વીર વૈરાગી સાથે જ પરણવુ, નહિ તો બ્રહ્મચારિણી કિંવા કુમારિકા તરીકે જ જીવન વ્યતીત કરવુ. એમ કરીને હુ શ્રીમાન્ને દેશસેવાના પવિત્ર કાર્યથી હટાવી લેવા તથા મોહયુક્ત સસારબધનથી બાધી લેવા ઇચ્છતી નથી, કિન્તુ શ્રીમાન્ના એ ગુરુતર સત્કાર્યને વિશેષ પૃષ્ઠબળ આપવા, સહાયક થવા તથા ચાલૂ રાખવા ઇચ્છુ છુ આટલા ખુલાસા પછી પણ જો શ્રીમાન્ પોતાના વચનને પાળી નહિ બતાવે અને મને પોતાની અર્દ્ધાંગી તરીકે નહિ સ્વીકારે, તો મારે નિરાશા નામક પ્રાણહારક વિષનું પાન કરીને મારા ઉદ્દેશરહિત જીવનને અકાળે સમાપ્ત કરવુ પડશે અને જો એમ થશે તો પ્રણયનિરાશાના કારણથી થનારી એ સ્ત્રીહત્યા કિંવા નારીહત્યાના ઉત્તરદાતા શ્રીમાન જ ગણાશે, એટલે એ વિષયનો પૂર્ણ વિચાર કરીને જ મને જે અતિમ ઉત્તર આપવાનું હોય તે આપશો કે જેથી મારાથી મારી હવે પછીની જીવનવ્યવસ્થાનો નિશ્ચય કરી શકાય" વીરમતીએ પોતાનો અતિમ નિશ્ચય દર્શાવ્યો અને તે સાથે પોતાની દૃષ્ટિને બન્દાના મુખમડળમા સ્થિર કરી દીધી

"તમારાં અતિમ વાક્યો સાંભળ્યા પછી તમોને નિરાશ કરવાં એ મને યોગ્ય જણાતું નથી, તેમ ગુરુવર્યની આજ્ઞાનુ ઉલ્લઘન કરવુ એ પણ ઉચિત નથી. તેથી આ સબધમાં હુ અત્યારે ને અત્યારે જ અતિમ ઉત્તર આપવા ઇચ્છતો નથી. આજની રાત્રિ હજી પણ હુ વિચાર કરવા ઇચ્છુ છુ" બન્દાએ છેવટનો જવાબ આપવા પહેલા વળી એક વાર વિચાર કરવાની ઇચ્છા દર્શાવી.

"શ્રીમાનના આ વિચારો મને માન્ય છે. હું પણ ઇચ્છું છું જે કાંઇ પગલું ભરાય તે વિચારપૂર્વક જ ભરાય તો ઠીક છે. પીગ નરના વચનનું બની શકે ત્યાં સુધી ઉલ્લંઘન ન થાય, તો સારું છે મારા મુકામપર જવા પહેલાં હું એટલો ખુલાસો કરી દેવો ઉચિત સમજું છું કે શ્રીમાન્ સાથે લગ્નગ્રંથિથી જોડાવામાં મારો આન્તરિક આશય વીર વૈરાગીના વંશને કાયમ રાખવા અને એ રીતે દેશના સ્વાતન્ત્ર્યસૂર્યને સદાને માટે પ્રકાશિત રાખવા સિવાય બીજો કોઇ પણ નથી. મારી પોતાની નમ્ર માન્યતા અનુસાર મારો આ આશય ગુરુવર્ય શ્રી ગોવિન્દસિંહજીના તેમ જ આપ શ્રીમાનના જીવનાદર્શને વિશેષ ફલીભૂત કરનારો જ હોવાથી મારા આ ઉચ્ચ આશયને હૃદયચક્ષુઓ સમક્ષ રાખીને જે કાંઈ વિચાર કરવો હોય તે કરશો. સમય બહુ થયો છે અને શ્રીમાનને હજી આ ગભીર વિષયના નિશ્ચયાત્મક વિચારમાટે એકાન્તની આવશ્યકતા છે એટલે હાલ તો હું શ્રીમાનની આજ્ઞા ઇચ્છું છું આવતી કાલે આજના સમયે જ આવીને શ્રીમાનનું અંતિમ ઉત્તર હું સાંભળી લઇશ" આટલું કહીને વીરમતી ત્યાંથી ઉઠી અને બન્દાને પ્રણામ કરીને પોતાના નિવાસાલય પ્રતિ પ્રયાણ કરી ગઇ.

વીરમતીના ગયા પછી બન્દા મનોગત વિચાર કરવા લાગ્યો કે "એ આશાભરેલી યુવતીને તેના અભિલાષને પરિપૂર્ણ કરવાનું વચન આપવા છતાં કેવળ ગુરુની આજ્ઞાનું નિમિત્ત દર્શાવીને મેં અત્યારે તો ગોળ ગોળ જવાબ આપીને રવાના કરી છે, પરન્તુ આવતી કાલે તો મારે હા કિંવા નાનો સ્પષ્ટ જવાબ આપવો જ પડશે. આત્મ કરણ કિંવા મનથી છાનું કોઇ પણ પાપ અથવા પુણ્ય હોતું નથી, એ ન્યાયથી વિચાર કરતાં મારે એ તો સ્વીકારવું જ જોઇએ કે જ્યારથી મેં વીરમતીના યૌવનમંડિત મનોહર લાવણ્યનું દર્શન કર્યું છે, ત્યારથી જ મારા અત્યાર સુધીના અચલ ચિત્તમાં ચંચલતાનો આવિર્ભાવ થઈ ગયો છે; માત્ર એટલું જ નહિ, કિન્તુ મારા નિર્વિકાર અને વૈરાગ્યશીલ હૃદયમાં એક પ્રકારના સૂક્ષ્મ માનસિક વિકાર કિંવા

રાગનો ઉદ્‌ભવ થયેલો મને પ્રત્યક્ષ દેખાયા કરે છે. સમરક્ષેત્રમાં મારો સંપૂર્ણ વિજય થવા છતાં પ્રણયના ક્ષેત્રમાં તેવો જ પરાજય થવાનો હોયની ! એવાં ચિહ્‌નો મને સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ રહ્યાં છે. મુખથી વૈરાગ્ય તથા બ્રહ્મચર્યની વાતો કરવા છતાં મારા અંતઃકરણમાં ગૃહસ્થાશ્રમની કેટલીક ઉદાત્ત ભાવનાઓને પ્રત્યક્ષ કરવાના સકલ્પો ઉદ્‌ભવી રહ્યા છે. એનું પરિણામ શુ આવશે એ મારાથી સમજી શકાતુ નથી. તત્ત્વવિદોએ 'गहना कर्मणो गति' એમ કહ્યું છે તેમાં કાંઇ પણ ખોટું નથી. બાલ્યાવસ્થાથી જ મારૂ ચિત્ત વૈરાગ્યશીલ તથા નિવૃત્તિપ્રિય હોવાથી હું સંસારત્યાગી વિરક્ત સાધુ થયો, તેમાંથી પ્રારબ્ધ કર્મના યોગે ગુરુવર્યના ઉપદેશથી પુનઃ દેશ, જાતિ તથા ધર્મની સેવામાટે પ્રવૃત્તિમય જીવન સ્વીકાર્યું; અને હવે સંસારી થવાનો અથવા અન્ય શબ્દોમાં કહું તો ગુરુવર્યના કલ્યાણકારક ઉપદેશનું ઉલ્લંઘન કરીને જીવનને વીતાડવાનો યોગ મારા ભાગ્યમાં લખાયલો જણાય છે. જો વિધાતા પુરુષે મારા ભાગ્યમાં સંસારી કિંવા ગૃહસ્થાશ્રમી થવાનો યોગ જ લખેલો હોય અને એ રહસ્યને મારાથી કોઇ પણ રીતે જાણી શકાય તેમ હોય, તો વીરમતી જેવી મારી અનન્ય ઉપાસિકા, સ્વદેશસેવાકાંક્ષિણી તથા વીરનારી મને અખિલ બ્રહ્માંડમાં ક્યાંય મળી શકે તેમ નથી. ગૃહસ્થાશ્રમની સફલતાનો આધાર પતિપત્નીની સમાન અવસ્થા તથા સમભાવનાઓપર જ રહેલો છે. પરંતુ આ બધા વિચારો મારે ત્યારે જ કરવા જોઇએ કે જ્યારે હું બ્રહ્મચારી મટી ગૃહસ્થાશ્રમી થવાના અંતિમ નિર્ણયપર આવી જાઉં. જ્યાં સુધી એવા નિર્ણય પર ન આવુ ત્યાં સુધી આ બધા વિચારો મારે શામાટે કરવા જોઇએ ? હે અકાલ પુરુષ ! હે ગુરુવર્ય ! મારા અંતઃકરણમાં વિરાજમાન થઇને અંતર્નાદ દ્વારા મને યોગ્ય માર્ગમાં લઈ જાઓ ! આ પ્રશ્ન એટલો બધો ગંભીર છે કે મારે આના નિર્ણયમાટે મારા અંતર્નાદને અવશ્ય અનુસરવુ જોઇએ. હે પરમાત્મન્ ! અસત્યના માર્ગમાંથી મને સત્યના માર્ગમાં તથા અંધકારના માર્ગમાંથી મને પ્રકાશના માર્ગમાં લઇ જાઓ !......"

બન્દા આવી રીતે વિચારનિદ્રામાં નિમગ્ન થયેલો હતો એટલામાં અચાનક દ્વારપાલ ત્યાં આવ્યો અને વિનય સહિત પ્રણામ કરીને તેણે બન્દાને કહ્યું કે: "બહાર કોઈ મહાત્મા પુરુષ પધારેલા છે અને તેઓ આપ શ્રીમાન્ સાથે વાર્તાલાપ કરવા ઈચ્છે છે. તેમના દેખાવ-પરથી હિમાલયમાં નિવાસ કરનાર કોઈ પરમ તપસ્વી જેવા તેઓ જણાય છે. શ્રીમાન્‌ની શી આજ્ઞા છે?"

"તેમને સન્માનસહિત અંદર લઈ આવ." બન્દાએ વિચારનિદ્રા-માંથી જાગ્રત થઈને કહ્યું

"જેવી શ્રીમાન્‌ની આજ્ઞા;" એમ કહીને દ્વારપાલ બહાર ગયો એટલે બન્દા તે મહાત્માના સ્વાગતમાટે બાહ્ય દ્વાર પર્યંત સામો ગયો અને મહાત્માને વિનય સહિત નમસ્કાર કરીને અંદર લઈ આવ્યો એક ઉચ્ચ આસનપર બેસવાનો સંકેત કરીને બન્દાએ કહ્યું કે; "પધારો, મહાત્મન્ ! ક્યાંથી અને શા કારણથી અહીં પધારવાનો પરિશ્રમ લેવો પડ્યો છે?'

"વત્સ ! વિજયશાલી થા. પ્રભુના પુણ્યક્ષેત્ર સમા ભારતવર્ષમાં ભ્રમતોભ્રમતો હું પંચનદ પ્રદેશમાં આવી લાગ્યો,અને અહીં તારાં દેશોદ્ધાર વિષયક સત્કાર્યોનાં સ્તુતિગાન સાંભળીને તને આશીર્વાદ આપવા તથા તારા મનમાંની એક મુઝવણનું નિવારણ કરવામાટે જ મારે અત્યારે તારી પાસે આવવું પડ્યું છે.",મહાત્માએ આસનપર બેઠા પછી બન્દાના અન્તર્ગત આશયને વ્યકત કરતારાં આ પ્રકારનાં વચનો ઉચ્ચાર્યાં.

"પોતાના દર્શનનો મને અનાયાસ લાભ આપવાની આપે જે ઉદારતા દર્શાવી છે તેમાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારા મનની મુઝવણના સબંધમાં હું અત્યારે ખરેખર આપ જેવા મહાત્માનું માર્ગદર્શન ઇચ્છું છું. એક બાજૂ મારા ગુરુવર્યની આજ્ઞા અને બીજી બાજૂ સરહિન્દમાં આવ્યા પછી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ એ બન્ને કારણોથી હું ધર્મસંકટમાં આવી પડ્યો છું. કૃપા કરી મને મારા વાસ્તવિક તથા કલ્યાણકારક કર્તવ્યમાર્ગનું દર્શન કરાવો." બન્દાએ વિનયયુક્ત વચનો ઉચ્ચારીને મહાત્માના પરામર્શને માગ્યો

"મને આશ્ચર્ય થાય છે કે તારા જેવા અદ્વિતીય વીર પોતાના વચનને પાળવામાં આટલો બધો શામાટે મુંઝાય છે ! પ્રવૃત્તિ-માર્ગમાં પડ્યા પછી પણ સ્ત્રીથી આટલી સીમા પર્યન્ત તું ભયભીત થાય છે એનું કારણ મારાથી સમજી શકાતું નથી. ધર્મવિધિથી સ્વીકારાયલો ગૃહસ્થાશ્રમ એ કાંઇ પાપ નથી. પછી તારા વિચારો આથી ભિન્ન પ્રકારના હોય તો તે એક જુદી વાત છે. ગુરુજીની આજ્ઞાના પાલનની વાતને તું વચ્ચે લાવે છે ત્યારે વીરમતીને વચન આપવા પૂર્વે તારે વિચાર કરવો હતો ને ? વિશેષ ઊહાપોહ ન કરતાં તું જાણી લે કે તારા અદૃષ્ટમાં તું જેને ગુરુની આજ્ઞાનો લોપ કહે છે તેનો જ યોગ લખાયલો છે; માત્ર એટલું જ નહિ, કિન્તુ જે સિખ્ખો તારા દેશોદ્ધારના કાર્યમાં તને તનુ, મન, ધનથી સહાયતા કરી રહ્યા છે, તેઓ જ અંતિમ સમયે કિંવા અણીની વેળાયે તારાથી ફરી બેસવાના છે. ગૃહસ્થાશ્રમી થયા પછી તું એક વીરપુત્રનો પિતા થઇશ અને ગુરુ ગોવિન્દસિંહજીના પુત્રોની પેઠે જ તેને પણ તારાં નેત્રો સમક્ષ હુતાત્મા થવાનો અવસર પ્રાપ્ત થશે. તારું પોતાનું તથા તારા સહાયક સિખ્ખોનું પણ દેશસેવાના મહાયજ્ઞમાં બલિદાન અપાશે. તારા બલિદાનના અપૂર્વ તથા હૃદયભેદક દૃશ્યને જોયા પછી તારાથી ફરી બેઠેલા સિખ્ખોની આંખો ઊઘડશે; અને તેઓ પુનઃ સંગઠિત થઇને શત્રુઓના સંહારમાટે સમરાંગણમાં અવતીર્ણ થશે. આ પ્રમાણે તારા ભાવિ જીવનની રૂપરેખા છે કે જેને મેં મારી યોગદૃષ્ટિવડે જોઇને તારા સમક્ષ આંકી બતાવી છે. આ બધું જાણ્યા પછી કદાચિત્ તું એમ કહીશ કે 'હું આ લગ્ન જ ન કરું, તો આમાંનું કાંઇ પણ અનિષ્ટ થાય ખરું ?' તો એનો ખુલાસો એટલો જ છે કે તારા લગ્નથી જ એ અનિષ્ટ થશે અને લગ્ન ન કરવાથી એ અનિષ્ટ ટળી જશે એમ નથી; કારણ કે, વિધાતાનું શુભ કિંવા અશુભ અથવા લાભદાયક કિંવા હાનિકારક જે કાંઇ પણ વિધાન હોય છે તે કદાપિ કોઇ પણ પ્રયત્ને મિથ્યા નથી જ થતું. વળી દેશ તથા જાતિઓના ઉદ્ધારમાં કેટલીક દેખીતી અશુભ કિંવા અનિષ્ટ ઘટનાઓ પરિણામે

શુભ ફળ આપનારી થઈ પડે છે, અને એથી વિરુદ્ધ દેખાતી શુભ કિંવા ઇષ્ટ ઘટનાએ અંતે અશુભ કિંવા અનિષ્ટપરિણામદાયિની જ સિદ્ધ થાય છે. વિધાતાના આ વિચિત્ર વિધાનનો વિચાર કરીને શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે કહ્યું છે તેમ સુખદુઃખ, લાભાલાભ તથા જયાજયને સમાન ગણીને જે કાંઈ પોતાનું કર્તવ્ય કર્મ હોય તે જ તારે કરવાનું છે."* આ પ્રમાણે મહાત્માએ બન્દાના ભવિષ્યના ભેદને વ્યક્ત કરીને વાસ્તવિક કર્તવ્યમાર્ગનું પણ દર્શન કરાવી દીધું.

"આપ ત્રિકાલજ્ઞ યોગીશ્વરના સદુપદેશને હું શિરસાવંદ્ય કરું છું આ પ્રસંગે આપના આગમનની ઘટેલી ઘટનાને પણ હું મારા પરમ સદ્ભાગ્યના પરિણામરૂપ જ માનું છું. આપના કલ્યાણકારક ઉપદેશને સાંભળ્યા પછી હું પણ મારા વચનને પાળવાના નિશ્ચય પર આવી લાગ્યો છું. ગુરુવર્યના લગ્ન વિષયક નિષેધનો જો વિચાર કરવામાં ન આવે, તો એકવાર અન્ય પ્રસંગે તેમણે દર્શાવેલા વિચારોનું મને અત્યારે સ્મરણ થઈ આવે છે અને તે એ કે- 'તલ્વાર એ વીર પુરુષનો પ્રાણ છે અને સ્ત્રી તેની શ્રદ્ધા છે.' બ્રહ્મચારી કિંવા વૈરાગીદશામાં જ દેશસેવાનું કાર્ય કરીને હું મારા જીવનને શ્રદ્ધારહિત બનાવવા તથા ભવિષ્યના મારા ઇતિહાસલેખકને મારા ચારિત્ર્યના સબંધમાં શંકાયુક્ત કલ્પના કરવાનો અવસર આપવા ઇચ્છતો નથી. ગૃહસ્થાશ્રમી થઈ ધર્મવિધિથી પ્રજા ઉત્પન્ન કરી પૂર્વજોના ઋણથી યથાવિધિ મુક્ત થવાની હવે મારા મનમાં દૃઢ ઇચ્છા ઉદ્ભવી છે આ ઇચ્છાના પરિણામે નિકટના ભવિષ્યમાં જ થનારા મારા જીવનના પરિવર્તન પૂર્વે આપ જેવા મહાત્માનો પરામર્શ મળી જવાથી મારા સંકલ્પવિકલ્પ, નિરાશા તથા આશંકાવર્ધક વિચારો સદાને માટે મારા મનમાંથી નીકળી ગયા છે. આજથી મારું જીવન એક જુદા જ

---

* " सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ "
श्रीमद्भगवद्गीता,अ. २ , श्लो, ३८

પ્રકારની દઢતાને ધારણ કરે છે મારા વિચારપૂર્વક કરાયલા નિશ્ચયોને અમલમાં મૂકતાં મને કોઈ પણ વસ્તુ કિંવા વ્યક્તિ વિચલિત કરી શકવાની નથી. બન્દાની આ દઢતા, સાહસિકતા તથા વીરતા ઇતિહાસમાં એક અપૂર્વ તથા અનુપમેય ઘટના તરીકે વર્ણવાશે." બન્દાએ મહાત્માના ઉપદેશને મસ્તકે ચઢાવીને આ પ્રકારનાં દઢતાદર્શક વચનો ઉચ્ચાર્યાં

"ધન્ય છે, તારી વીરપ્રતિજ્ઞાને! મારો આશીર્વાદ છે કે તારા પ્રયાસો બહુ અંશે અવશ્ય ફળીભૂત થશે. યુદ્ધના પ્રસંગે સમરભૂમિમાંની તારી ઉપસ્થિતિ જ તારા શત્રુઓના મદમર્દનનું અને તારા અનુયાયીઓના શૌર્યવર્ધનનું કારણ થઈ પડશે. અસ્તુ: હવે હું જાઉં છું. તારું કલ્યાણ થાઓ; વત્સ!" એમ કહીને મહાત્માએ આસનપરથી ઊઠી બન્દાના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં ઊતાવળે પગલે ચાલવા માંડ્યું બન્દાએ તેમને પ્રણામ કરીને 'વળી પણ કોઇ વાર દર્શનનો લાભ આપજો, મહાત્મન્!' આ વચનો ઉચ્ચારી તેમની પાછળ પાછળ જવા માંડ્યુ. પરંતુ બે ચાર પળમાં તો તે મહાત્મા અદૃશ્ય થઈ જતાં વીર વૈરાગીનાં નેત્રો તેમને જોઇ ન શક્યાં.

બીજે દિવસે બન્દાએ વીરમતીને બોલાવીને આગલા દિવસે કરેલો નિશ્ચય તેને જણાવી દીધો. એ સાંભળીને વીરમતીને જે હર્ષ થયો તેનું વર્ણન કરી શકાય તેમ નથી. તેણે પુલકિત વદને બન્દાને જણાવ્યુ કે. "હાલ તો હું મારા મામા મડીનરેશને ત્યાં જાઉં છુ. મારા મનથી મેં શ્રીમાન્‌ને મારા પરમ આરાધ્ય ગણ્યા છે અને આજે શ્રીમાને પણ મારો મનસાવાચા સ્વીકાર કર્યો છે. પિતૃપક્ષના વડિલોમાં મારા એ મામા જ જીવિત હોવાથી આ કાર્ય તેમની સમતિ તથા તેમના આશીર્વાદપૂર્વક સપન્ન થાય તેમાટે હું ત્યાં જઇને પ્રયાસ કરીશ. મને ખાત્રી છે કે તેમાં મને અવશ્ય સફળતા મળશે ત્યાં ગયા પછી પણ શ્રીમાનની મનોહરમૂર્તિ મારા મનોમંદિરમાંથી પળમાત્ર પણ નથી ખસવાની.મારી શ્રીમાનને એટલી જ પ્રાર્થના છે કે જ્યારે મારા મામા તરફથી આપ શ્રીમાનને મંડી પધારવાનું

નિમંત્રણ મળે, ત્યારે મારાપર કૃપા કરીને તેનો સાદર તથા સહર્ષ સ્વીકાર કરી અવશ્ય ત્યાં પધારશો અને પોતાની આ દિકરીને પુન: પ્રત્યક્ષ દર્શન તથા સમાગમનો લાભ આપશો."

એના ઉત્તરમા બન્દાએ જણાવ્યું કે "વૈરાગીએ જ્યારે ગૃહસ્થાશ્રમી થવાનો નિશ્ચય કરી લીધો છે ત્યારે તમો ખાત્રી રાખો કે તમારી સર્વે સદિચ્છાઓને પણ તે અવશ્ય પરિપૂર્ણ કરશે. જ્યારે તમારા મામા તર્ફનું મને નિમંત્રણ મળશે ત્યારે તેને હું તમારૂં જ નિમંત્રણ સમજીને અવશ્ય તમો જ્યાં હશો ત્યાં હાજર થઇ જઇશ. એ માટે હવે મને ભલામણ કરવાની આવશ્યકતા નથી. સરહિન્દના સમરક્ષેત્રમાં નવાબ સાથેના યુદ્ધમાં મારો સંપૂર્ણ વિજય થયા છતાં પ્રણયક્ષેત્રમાં એક અબળા સાથેના સંવાદમાં મારો પરાજય થયો છે, એ સ્મરણીય ઘટનાનું આરા જીવનકાળમાં તો મને વિસ્મરણ થવાનું નથી પરાજય થવા છતા પણ મને જો સંતોષ હોય તો તે એટલો જ છે કે સામા પક્ષમાં અબળા નામથી ઓળખાતી વ્યક્તિ વસ્તુત: અબળા નહિ, પણ એક વીરકન્યા છે. વિરોધિની વીર વ્યક્તિના હસ્તથી એક વાર મૃત્યુ પણ થઇ જાય, તો પણ તેમાટે સાચા વીર નરોને શોક થતો નથી તમારી વીરતામાટે હું તમોને અત્યારે અંત:કરણપૂર્વક ધન્યવાદ આપુ છુ!"

"લોકોમાં સામાન્યત એવા આશયની એક કિંવદન્તી પ્રચલિત છે કે 'હીરાને તો ઝવેરી જ પારખી શકે છે,' એ કાંઇ ખોટુ નથી. વીર પુરુષો જ વીરતાની સાચી કદર કરી જાણે છે. બીજાના પરમાણુ જેવડા ગુણને પણ પર્વત જેવડો દેખાડવો એ સજ્જન પુરુષોનો સ્વભાવ જ છે હું જાણું છુ કે શ્રીમાને મારા સબંધમાં જે પ્રશંસાત્મક વચનો ઉચ્ચાર્યાં છે તેમને યોગ્ય હું નથી જ. એ વચનો સાભળીને મને એક પ્રકારની લજ્જાનો જ અનુભવ થયો છે. પરતુ તેથી શ્રીમાનના અંત:કરણની તો મહત્તા જ દેખાય છે. હું ઇચ્છુ છુ કે મારા સંબંધમાં શ્રીમાને ઉચ્ચારેલાં પ્રશસ્તિવાક્યો ભવિષ્યમાં સાચાં ઠરે, અને શ્રીમાનના આદર્શ જીવનને અનુકૂળ

થઇને હું મારા નારીજીવનને સફળ કરી શકું." વીરમતીએ નમ્રતા-મંડિત વિવેક દર્શાવ્યો.

"તથાસ્તુ! હવે મારી ઇચ્છા ન હોવા છતાં પણ મારે તમોને જવાની રજા આપવી પડે છે. તમારી સાથે હું મારા વિશ્વાસપાત્ર માણસો તથા એક રથ મોકલાવું છું. તેઓ તમોને સુરક્ષિત રીતે મંડી પહોંચાડી આવશે. તમો મોસાળમાં પહોંચશો એટલામાં હું મારા સરદારો સાથે હવે પછીના કાર્યક્રમના સંબંધમાં પરામર્શ કરી લઇશ; કારણ કે, વિધર્મી શત્રુઓનો સંપૂર્ણ પરાજય કરીને પંજાબના સ્વાતંત્ર્યસૂર્યને પુનઃ ઉદિત કરવામાટે હજી અમારે શત્રુઓપર અસંખ્ય આક્રમણો કરવાનાં છે." બન્દાએ સર્વ વ્યવસ્થા સમજાવીને વીરમતીને જવાનો સંકેત કર્યો.

"અકાલ પુરુષના નામનું સ્મરણ કરીને પુનઃ સત્વર જ મળવાની આશાએ અત્યારે તો હું શ્રીમાનની રજા લઉં છું." એમ કહીને વીરમતીએ બન્દાના વીરશ્રીમંડિત મુખમંડળનું અવલોકન કરતાં કરતાં મરાલગતિથી તેના આગારનો ત્યાગ કર્યો. બન્દાએ પણ જ્યાં સુધી તેની મનોહર મૂર્તિ દૃષ્ટિગોચર થઇ ત્યાં સુધી તેની પાછળ જોયા કર્યું.

વીરમતીના ગયા પછી બન્દાએ એક અનુચરને બોલાવીને કહ્યું કે: "સર્વ સરદારોને આજે રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી મારી પાસે આવવાની સૂચના આપી આવજે."

"જેવી શ્રીમાનની આજ્ઞા," કહીને અનુચર બહાર નીકળી ગયો.

## પ્રકરણ ૯ મું

## વૈરાગીની વિજયપરંપરા

"Life lives only in success." Bayard Taylor.

"Attempt the end, and never stand to doubt;
Nothing's so hard, but search will find it out."

Herric.

સરહિન્દવિજયને એક સપ્તાહનો સમય વીતી ગયો હતો. ગત પ્રકરણના અંતિમ ભાગમાં દર્શાવ્યા પ્રમાણે બન્દા બહાદુરે પોતાના સરદારો સાથે પરામર્શ કરીને બાકી રહેલાં મુસ્લિમ સંસ્થાનો તથા નગરોપર આક્રમણ કરવાનો, લૂટવાનો અને તેમના હાકિમો કિંવા અધિકારીઓને યુદ્ધમાં જીવતા પકડવાનો અથવા યમપુરીમાં પહોંચાડવાનો નિશ્ચય કરી લીધો હતો અને તે કાર્યમાટે જૂદા જૂદા અધિકારીઓની નીમણુક કરીને તેમને ઘટતા હુકમો પણ સંભળાવી દીધા હતા. જે રાત્રિએ બન્દાએ ઉપર્યુક્ત નિશ્ચય કર્યો હતો તેને બીજે જ દિવસે પ્રાત કાળમાં દેવબન્દના હિન્દુઓએ આવીને જલાલાબાદના* જલ્લાદ હાકિમ જલાલુદ્દીનના હિન્દુપ્રજાપરના પૈશાચિક અત્યાચારોની ફરિયાદ કરી હતી. ફરિયાદ કરવા આવનારા હિંદુઓને યોગ્ય આશ્વાસન આપી વિદાય કર્યા પછી બન્દાએ પ્રથમ પૂર્વદિશા પ્રતિ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો અને સર્વથી પ્રથમ તેણે સહારનપુર+ પર ચઢાઈ કરી. ત્યાંનો અધિકારી અલીમુહમ્મદ વૈરાગીનું નામ સાંભળતાં જ ગુપ્ત રીતે નગરમાંથી પલાયન કરી ગયો; એટલે તેના લશ્કરમાં પણ નાસભાગ થવા માંડી અને જ્યારે સિખ્ખ સેના ત્યાં પહોંચી, ત્યારે તેની સામે થનારું કોઈ પણ રહ્યું નહિ. સિખ્ખોએ ધોળે દિવસે નીરાંતે આખા નગરને લૂટ્યું. ત્યારપછી બન્દાનું ધ્યાન બેહેટ‡ તરફ ગયું 'પીરજાદા' નામથી ઓળખાતા ત્યાંના યવન શાસકો ગોવધના કાર્યમાં વિશેષ આનંદને અનુભવનારા હતા વૈરાગીએ આ ગોહન્તાઓના વંશને નિર્મૂળ કરવાનો અને જેવી નિર્દયતાથી તેઓ ગાયોનો વધ કરતા હતા તેવી જ નિર્દયતાથી સર્વ પીરજાદાઓને તત્કાળ સંહારી નાખવાનો સિખ્ખ સૈનિકોને હુકમ ફર્માવી દીધો. વિજયોન્મત્ત સિખ્ખ સૈનિકોએ પીરજાદાના પરિવારનો સર્વ

---

* આ શહેર સહારનપુરથી ૨૦ માઇલના અંતરે આવેલું છે અને હાલ તે મુજફ્ફરનગર જિલ્લામાં ગણાય છે

+ ઇતિહાસકાર ખફીખાં 'સારંગપુર'નો ઉલ્લેખ કરે છે

‡ બેહેટ નગર સહારનપુરથી ૧૭ માઇલ દૂર આવેલું છે.

મનુષ્યોને શોધી શોધીને તીક્ષ્ણ તલ્વારોની ધાર તથા તીવ્ર ભાલાઓની અણી તળેથી કાઢી નાખ્યા અને ત્યાર પછી તેમનાં નગર તથા મહાલયને પણ લૂટી લીધાં.

કેટલાક ઇતિહાસકારોના અભિપ્રાય અનુસાર સરહિન્દથી ઉપજ્યા પછી વૈરાગીએ પ્રથમ રાહુપર ચઢાઈ કરી અને ત્યાંના બધા રંગડોને કચદ કરી લીધા. સિખ્ખસેના જ્યારે રાહુમાં છાવણી નાખીને પડી હતી ત્યારે પામલના હિન્દુઓએ આવીને ત્યાંના અધિકારી વિરુદ્ધ બન્દાને ફરિયાદ કરી તેપરથી તેણે પોતાના સૈનિકોને પામલપર ચઢાઇ કરવાનો હુકમ કર્યો. ખાનમહમ્મદ નામે ત્યાંના મુસ્લિમ હાકિમે સિખ્ખ સેનાનો બહાદુરીથી મુકાબલો કર્યો; પરંતુ છેવટે તે પણ બન્દાના બાણનો ભોગ થઇને સરહિન્દના નવ્વાબની પાસે યમપુરીમાં પહોંચી ગયો. વૈરાગીએ ત્યાંથી માલેરકોટલાપર આક્રમણ કર્યું ત્યાંનો અધિકારી ગુલમહમ્મદખાઁ જીવ લઇને ચુપચુપ ન્હાસી ગયો. તેના પલાયન કરી ગયા પછી વૈરાગીએ પોતાની પ્રણાલિકા અનુસાર નગરને લૂટવાનો હુકમ કરી દીધો. સિખ્ખ સૈનિકો શહેર લૂટવા જવાની તૈયારીમાં હતા, એટલામાં દેખાવપરથી વૈશ્ય જેવા જણાતા એક અપરિચિત પુરુષે આવીને સિખ્ખ સેનાપતિને ઉદ્દેશીને આ પ્રકારનાં વચનો ઉચ્ચાર્યાઃ "વાહ ગુરુકી ફતહ! વાહ ગુરુકા ખાલસા! શ્રીમાન્ વીર વૈરાગીનો જય હો! શ્રીમાન્ બન્દા બહાદુરના નગર લૂટવાના હુકમને પાછો ખેંચાવી આવું ત્યાં સૂધી હું દેશપૂજ્ય ગુરુ ગોવિન્દસિંહજીના નામે તમોને થોડી વાર થોભવાની તથા સૈનિકોને થોભાવવાની પ્રાર્થના કરું છું."

"અપરિચિત પુરુષ, શત્રુના નગરમાંથી આવવા છતાં તું અમારી પાસે મિત્રભાવની યાચના કરે છે એ આશ્ચર્યની વાત છે. મને લાગે છે કે તું શ્રીમાન્ વૈરાગીના સ્વભાવથી સર્વથા અજ્ઞ છે, નહિ તો તેમના હુકમને પાછો ખેંચાવી લેવાની આશાને તું પોતાના હૃદયમાં સ્થાન આપીને આ નિષ્ફળ પ્રયાસ કરવાને તત્પર થાત જ નહિ." સેનાગ્રણીએ કહ્યું.

"પૂજ્ય બન્દા બહાદુરના દૃઢ સ્વભાવને હું સારી પેઠે જાણું છું એકવાર કરી લીધેલાનિશ્ચયને તેઓશ્રી કોઇપણ સંયોગોમાં ચળવા નથી દેતા, એ જાણવા છતાં પણ હું નગર લૂટવાના તેઓશ્રીના હુકમને પાછો ખેંચાવવાની આશાથી અહીં આવ્યો છું એનું પણ એક કારણ છે" આગન્તુક વ્યક્તિએ ખુલાસો કર્યો.

"એ કારણને હું જાણી શકીશ ખરો કે?" સેનાપતિએ પૂછ્યું

"ક્ષમા કરશો, સરદાર! એ કારણ હું શ્રીમાન્ વૈરાગી મહાશય વિના બીજા કોઇને પણ જણાવવા નથી ઇચ્છતો" આગન્તુક કારણને દર્શાવવાની અનિચ્છા દર્શાવી

"તો વૈરાગી પોતે એ કારણને જાણવામાટે અહીં હાજર છે" અચાનક બન્દાએ ત્યાં ઉપસ્થિત થઇને આ પ્રકારના શબ્દો ઉચ્ચાર્યાં, અને તેને આશ્ચર્યચકિત કરી દીધો

"શ્રીમાન્, આ અપરિચિત વૈશ્ય નગર લૂટવા જતાં અમોને રોકવાનું તથા લૂંટનો હુકમ પાછો ખેંચી લેવડાવવામાટે આપને મળવાનું કહેતો હતો" સેનામણીએ કહ્યું

"મેં એમની વાતો સાંભળી છે અને જો હું ભૂલતો ન હોઉં તો એઓ આપણા હિતૈષી મિત્ર છે આપણે જ્યારે કૈથનમાં હતા ત્યારે એમણે જ આવીને શાહી ખજાનાની આપણને સૂચના આપી હતી તે વેળાયે એમણે પોતાનો પરિચય કરાવ્યો ન હોતો માત્ર ખજાનાની બાતમી આપીને જ એઓ ચાલ્યા ગયા હતા આજે જાણવામાં આવ્યું કે એઓ આ માલેરકોટલાના [illegible]વાસી છે કહો, ગુરુના સિખ્ખોના શુભ ચિન્તક! તમારું શુભ નામ શું છે? શા હેતુથી તમો સૈન્યને આ નગર લૂટવા જતાં અટકાવવા ઇચ્છો છો?" બન્દાએ આગન્તુકને પૂર્વપરિચિત તરીકે ઓળખી લીધા પછી આ પ્રકારના પ્રશ્નો પૂછ્યા.

'શ્રીમાનનું કથન અક્ષરશઃ સત્ય છે હું અહીંનોજ વતની છું અને મારું નામ કિશનદાસ છે જ્ઞાતિયે હિંદુ વૈશ્ય હોઇને પૂજ્ય ગુરુ ગોવિન્દસિંહજીના સમયથી હું સિખ્ખ અગ્રેસરોનાં સત્કાર્યોને દેશહિતકારક કાર્યો તરીકે જ માનતો આવ્યો છું અને તેથી મારા

સામર્થ્ય અનુસાર અનેક વાર ગુરુજીને ગુપ્ત રીતે ધનની સહાયતા આપી ચૂક્યો છુ. જ્યારથી ગુરુવર્યના પ્રતિનિધિ તરીકે શ્રીમાનનુ પંજાબમાં આગમન થયુ છે, ત્યારથી શ્રીમાનની પ્રવૃત્તિઓને પણ હુ લક્ષપૂર્વક જોતો આવ્યો છુ શ્રીમાનના મહાન્ સત્કાર્યમાં યથાશક્તિ પ્રત્યેક પ્રકારની સહાયતા આપવાને હુ મારો પરમધર્મ માનું છુ પ્રથમ કેવળ દ્રવ્યની સહાયતા આપીને જ હું બેસી રહેતો હતો, પરંતુ હવે તો મારી શારીરિક સેવાઓ પણ દેશને સમર્પવાનો મેં નિશ્ચય કરી લીધો છે આ નગરને ન લૂટવાની પ્રાર્થના કરવામાટે હું શ્રીમાનની સેવામાં ઉપસ્થિત થયો છુ તેનુ કારણ એ છે કે, આ નગરના નિવાસીઓ ઘણાખરા હિન્દુઓ જ છે જે થોડા ઘણા યવનો છે તેઓ પોતાના સ્વજાતીય હાકિમના પલાયન અને શ્રીમાનની વિજયકથાના શ્રવણથી ડરાગાર થઈ ગયા છે તેઓ બધા બળાત્કારે હિન્દુઓનાં ઘરોમાં છુપાઇને બેઠા છે, માત્ર એટલું જ નહિ, પણ તેમણે પોતાનાં મોઢાંમા તરણાં લઇને અમો હિન્દુઓ પાસેથી જીવનરક્ષાની યાચના કરેલી છે હિન્દુઓએ પણ તેમને અભયદાનનાં વચનો આપેલા છે. આ બધાં કારણોથી હુ આ નગરને ન લૂટવાની શ્રીમાનને પ્રાર્થના કરુ છુ આ પ્રાર્થના હુ કેવળ મારી વ્યક્તિગત લાગણીઓને અનુસરીને જ નથી કરતો; કિન્તુ માલેરકોટલાનિવાસિની સમસ્ત હિન્દુ પ્રજાની ઇચ્છાને માન આપીને તેમની વતી જ કરી રહ્યો છુ આશા છે કે મારી આટલી પ્રાર્થનાનો અવશ્ય સ્વીકાર કરી શ્રીમાન્ મને ઉપકૃત કરશે" કિશનદાસે નગરને ન લૂટવાનાં તથા મુસ્લિમોને ન મારવાનાં ઉચિત કારણો દર્શાવ્યાં અને ત્યાર પછી તે વૈરાગીના મુખમંડળને આશાપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો

"મારા પ્રતિ તથા ગુરુના સિખ્ખો પ્રતિ તમારી જે લાગણી છે તેમાટે હુ તમારો ઉપકાર માનું છુ અને અહીંની સમસ્ત હિન્દુ પ્રજાની લાગણી તથા માગણીને માન આપીને હું નગરને લૂટવાના મારા હુકમને પાછો ખેંચી લઉં છુ પરંતુ નિરુપદ્રવી તથા

નિરપરાધિની હિન્દુપ્રજાના જન્મજાત શત્રુ યવનોને આશ્રય આપીને તથા તેમનાં જીવનની રક્ષામાટે મારા સમક્ષ આગ્રહયુક્ત પ્રાર્થના કરીને તમો એક પ્રકારનો એવો ભયંકર પ્રમાદ કરી રહ્યા છો કે જેનો તમો સર્વેને પાછળથી અવશ્ય પશ્ચાત્તાપ કરવો પડશે ગુરુવર્ય ગોવિન્દસિંહજીને જે કટુ અનુભવ થયો હતો તેથી તેઓશ્રીએ મને એ વિશ્વાસઘાતકોથી સાવધાન રહેવાની સૂચના આપી હતી પરન્તુ તેનો અમલ ન કરવાથી મારે પણ તેના વિઘાતક પરિણામને અનુભવવું પડ્યુ હતુ અને વિશ્વાસઘાતક યવનોનો પ્રપંચ ઉઘાડો પડી જવાથી જ મારા જીવનની રક્ષા થઇ શકી હતી આજે તમો હિન્દુઓ જેમને આશ્રય આપી રહ્યા છો તથા જેમને બચાવવાનો પ્રયત્ન કરી રહ્યા છો, તેઓ જ સમય જતાં, તેમનાપર આવેલી આ આક્રમણરૂપિણી આપત્તિનું નિવારણ થતાંની સાથે જ પાછા તમારી સામા થશે, માત્ર એટલું જ નહિ, કિન્તુ હિન્દુઓને પીડવાનો અનુકૂલ પ્રસંગ મળતાં અમે તેવા તુચ્છ નિમિત્તને આગળ ધરીને અધશ્રદ્ધારૂપ મજહબના નામે તમારાપર ઘોરતમ અત્યાચારો કરવાને તૈયાર થઇ જશે અને તે વેગાથે તમો પોતે જ ગભરાઇને વળી પાછા સહાયતા માગવા મારી આગળ દોડી આવશો એટલા માટે હજી પણ સમજો અને હિન્દુજાતિ તથા હિન્દુધર્મના પરમશત્રુ યવનોનાં જીવનોને રક્ષવાના વિઘાતક હઠવાદને પડતો મૂકો હિન્દુઓનાં ઘરોમાં છુપાયલા નામર્દ મુસ્લિમોને પકડી મારીને બહાર કાઢો એટલે મારા સિખ્ખો તેમને થોડીજ વારમા જહન્નમની વાટ બતાવી દેશે એ આતતાયીઓના સંહારથી તમારા નગરમાંની આપત્તિ સદાને માટે ટળી જશે બોલો, તમો કહેતા હો તે પ્રમાણે હું સૈનિકોને આજ્ઞા આપુ" બન્દાએ મુસ્લિમોને આશ્રય તથા જીવન દાન ન આપવાનો ઉપદેશ આપ્યો.

બન્દાનાં આ બોધપૂર્ણ તથા અનુભવજન્ય વચનો સાંભળીને કિશનદાસ વૈશ્ય વિચારમાં પડી ગયો અને કેટલાક સમય પછી તેણે વૈરાગીને ઉદ્દેશીને કહેવા માંડ્યુ કે "શ્રીમાનનું પ્રત્યેક વચન

અનુભવના સુવર્ણસૂત્ર સમાન હોવાથી એની સત્યતાના સબંધમાં મને લેશમાત્ર પણ સંદેહ નથી. પરંતુ આ સંબંધમાં હુ મારા વિચારોને બદલી શકું તેમ નથી; કારણ કે, આ વિચારો મારા એકલાના જ નહિ કિન્તુ માલેરકોટલાની સમસ્ત હિન્દુપ્રજાના વિચારો છે અહીંના મુઠ્ઠીભર મુસ્લિમો કેવળ હિંદુપ્રજાના આશ્રય તથા ઉપકારથી જ જીવે છે. આપના આક્રમણની વાર્તા અને અમારા અધિકારીની પલાયનકથાને સાંભળતાં જ તેઓ મોઢામાં તરણાં રાખીને પોતાનાં સ્ત્રીપુત્રો સહિત અમારા આશ્રયે આવેલા છે. અર્થાત્ શરણાગતોનો સંહાર કરાવવો એ કાર્ય અમોને તો ઉચિત નથી લાગતુ કદાચિત્ આપ શ્રીમાન્‌ની માન્યતા અનુસાર તેઓ વિશ્વાસઘાતક થશે, તો તે વેળાયે ઉચિત દંડ આપવાનું સામર્થ્ય અહીંના હિન્દુઓમાં છે. ગુરુવર્ય ગોવિન્દસિંહજીના સમયથી જ અમો આ વિધર્મી તથા દેશના દુશ્મનોથી ચેતીને ચાલીએ છીએ અહીંની હિન્દુપ્રજા સમજી ગઇ છે કે આ નરપિશાચોથી ડરીને નહિ કિન્તુ એમનાપર અધિકાર ચલાવીને જ એમની સાથે શાંતિથી રહી શકાય તેમ છે અહીંના તમામ હિન્દુ યુવકો વ્યાયામ, લાઠી તથા અસિસંચાલનાદિ જીવનરક્ષાની સર્વ કલાઓ અવશ્ય શીખતા હોવાથી અહીંના બદમાશો પણ વીર હિંદુઓથી ડરતા રહે છે અને તેથી જ એક પ્રકારની મિત્રતાને તેઓ અદ્યાપિ નિભાવી રહ્યા છે. એટલામાટે ટૂંકામાં મારી અંતિમ પ્રાર્થના એ છે કે અમારા શરણે આવેલા મુસ્લિમોને જીવનદાન આપો, નગરને લૂટવાનો હુકમ પાછો ખેંચી લ્યો, અને અહીંના વતનીઓ તરફથી હું જે કાંઈ ફૂલપાંખડી લાવું છુ તેને સ્વીકારી લેવાની ઉદારતા દર્શાવો."

"હાય! ધર્મભીરુ તથા ઉદાર હિન્દુજાતિ! અસંખ્ય ઠોકરો લાગવા છતાં પણ તેં પોતાના વિશ્વાસુ સ્વભાવને નથી તજ્યો તે નથી જ તજ્યો કુપાત્ર શત્રુઓ પ્રત્યેની તારી વારવારની ઉદારતા તથા દયાએ તારાં લક્ષાવધિ સંતાનોને સંકટોની ગર્તામાં ગબડાવી દીધા છે છતાં તારી આંખો નથી ઊઘડતી તે નથી જ ઉઘડતી"

આવા પ્રકારના આત્મમત ઉદ્‌ગારો કાઢીને બન્દા બહાદુરે કિશનદાસને સંબોધીને કહેવા માંડ્યું કે: “ભલે, કિશનદાસ, જો તમો હિંદુઓની એવી જ ઇચ્છા હોય, તો હું નગરને લૂંટવાના મારા હુકમને પાછો ખેંચી લઉં છું અને તમારા શરણે આવેલા યવનોને પણ જીવનદાન આપું છું. પરંતુ યાદ રાખજો કે તમારી આ પ્રકારની માગણીને હવે પછી બીજી વાર હું સ્વીકારી શકીશ નહિ. શત્રુઓ માટે મારા હૃદયમાં દયાને લેશમાત્ર પણ સ્થાન નથી. આ બાબત હવે થઈ ચૂકી. પરંતુ તમોએ જે 'ફૂલ પાંખડી' લાવી આપવાની ઇચ્છા દર્શાવી છે તેનો ખુલાસો કરી મારી જિજ્ઞાસાને તૃપ્ત કરો, એટલે હું અહીંના શાસનની વ્યવસ્થા કરીને સિખ્ખ સૈન્યને અન્યત્ર પ્રયાણ કરવાની આજ્ઞા આપી દઉં.”

“શ્રીમાનની આ ઉદારતા માટે હું સર્વે હિન્દુઓની વતી શ્રીમાનનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. શ્રીમાનની હિન્દુજાતિ તથા હિન્દુધર્મ વિષયક સેવાઓના ઉપહાર તરીકે અમોએ રૂપિયા બે લાખની રકમ એકત્ર કરી છે તે હું હમણાં જ જઈને લઈ આવું છું.” કિશનદાસે નમ્રતાપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા.

“એ ફાળામાં મુસ્લિમ પ્રજાએ પણ હિસ્સો આપેલો છે કે કેમ?” વૈરાગીએ વિશિષ્ટ હેતુથી આ પ્રશ્ન પૂછ્યો.

“નહિ, શ્રીમાન્, એ રકમનો અર્ધ ભાગ તો આપના તાબેદારનો જ છે; અને બાકીની રકમ હિન્દુઓ પાસેથી આવેલી છે. મુસ્લિમો પાસેથી યાચના કરવાનું અમોએ ઉચિત ધાર્યું નથી.” કિશનદાસે ખુલાસો કર્યો.

“અહીં જ હું તમારા વિચારોથી જુદો પડું છું. એ બદમાશ શત્રુઓના પૈસાથી જ આ કાર્યને મેં આટલું આગળ વધાર્યું છે. એમાં યાચના કરવાની હોય જ નહિ, એ તો એમના માથામાં ડંકા મારીને લેવા જોઈએ જાઓ, નગરમાં જઈને તમારા હિન્દુ અગ્રેસરોને આપણા આ વાર્તાલાપનો સાર કહી સંભળાવો. અને મુસ્લિમો પાસેથી સારી જેવી રકમ હુકમાહુકમ એકઠી કરીને

તમારી રકમ સાથે લઈ આવો. પણ હા, જો તમારી રકમમાં કોઈ ગરીબ હિન્દુએ ફાળો આપેલો હોય, તો તે રકમ તેને પાછી સોંપી દેજો; માત્ર એટલું જ નહિ, પણ જો કોઈ એવા હિન્દુઓ પણ હોય કે જેમને સહાયતાની આવશ્યકતા હોય, તો એકઠી કરેલી રકમમાંથી ઘટતી રકમ અવશ્ય તેમને પહોંચાડી દેજો અને બાકી જેટલી વધે તેટલી જ રકમ અહીં લઈ આવજો. હું આશા રાખું છું કે મારા આ વિચારો તમોને તેમ જ અહીંના અન્ય હિન્દુ અગ્રેસરોને અવશ્ય પસંદ પડશે." બન્દાએ કહ્યું.

"જેવી શ્રીમાનની આજ્ઞા. હું હમણાં જ આપ શ્રીમાનની આજ્ઞા અનુસાર સર્વ વ્યવસ્થા કરીને અન્ય અગ્રેસરો સાથે પાછો આવું છું." એમ કહીને તથા બન્દાને પ્રણામ કરીને કિશનદાસ ત્યાંથી ચાલતો થઇ ગયો. તેના ગયા પછી બન્દાએ સેનાગ્રણીને ઉદ્દેશીને કહ્યું કેઃ "સૈન્યને જણાવી દો કે હવે નગરને લૂટવાની જરૂર નથી; કારણ કે, અહીંથી જે કાંઈ લાભ મળવાનો હતો તે પરિશ્રમ વિના જ મળી ગયો છે. કિશનદાસ આવીને હમણાં જ એક સારી જેવી રકમ આપી જશે એટલે તે રકમ તમો આપણા સૈનિકોને હમેશના રિવાજ મુજબ સરખે ભાગે વહેંચી આપજો."

* * * * *

ત્યારપછી વૈરાગીએ રાહોકોટ અને જિગરામપર આક્રમણ કર્યું અને ત્યાં પોતાના અધિકારને જમાવી દીધો. રાયકોટનો શાસક કાલારાય ભેટ લઇને બન્દાને મળવા આવ્યો તેનો સ્વીકાર કરી બન્દાએ તેને પોતાના આશ્રિત તરીકે સ્વીકાર્યો. ત્યાંથી મલવારા અને તલવંડી થઇને લુધિયાણામાં આવીને સિખ્ખોએ પોતાની છાવણી નાખી. પરંતુ વૈરાગીનું ધ્યેય જલાલાબાદપર આક્રમણ કરવાનું હતું. ત્યાં પહોંચતાં સુધીમાં માર્ગમાં જે જે ગ્રામો તથા નગરો આવ્યાં, તે બધાંને તેણે પોતાના અધિકારમાં લઈ લીધાં. ઉપર જણાવેલાં નગરો ઉપરાન્ત અંબેહટા તથા નનૈતા* નામક નગરો પણ હતાં કે

* નનૈતાની લડાઇનો વૃત્તાન્ત જફરૂદ્દીન નામક એક પ્રત્યક્ષદર્શીની નોંધપોથીમાં લખાયલો મળી આવે છે. એ નોંધપોથીના આધારે હક્ત વૃત્તાન્ત

જેમની વૈરાગીએ સંપૂર્ણ દુર્દશા કરી હતી નનૈતાનો સર્વનાશ કર્યા પછી વૈરાગી જલાલાબાદ પહોંચ્યો અને એ નગરને તેણે ચારે બાજુથી ઘેરી લીધું ત્યાંના અફગાનો ઘણા દિવસો સુધી વીરતાથી બન્દા સામે લડ્યા, પરંતુ બન્દાને પરાજિત કરી શક્યા નહિ જલાલાબાદની આસપાસનાં સર્વ ગામોને લૂંટી લીધાં પછી વર્ષાઋતુનો આરંભ થઈ જવાથી બન્દાએ જલાલાબાદના ઘેરાને ઉઠાવી લીધો ત્યાંથી બન્દાએ કરનાલની દિશામાં પ્રસ્થાન કર્યું અને ત્યાં પણ વિજયલક્ષ્મી સાથે વરીને ધીરે ધીરે પાણીપત સુધીના સમસ્ત પ્રદેશને અધિકૃત કરી લીધો સરહિંદથી અંબાલાને પાણીપત સુધી સિખ્ખોનો જ અધિકાર થઈ ગયો આટલા વિશાલ પ્રદેશમાંથી કોઈ પણ મુસ્લિમ કિંવા હિંદુ અધિકારીની વૈરાગીની સામે થવાની હિંમત ચાલતી ન હોતી

થોડા દિવસ રહીને વૈરાગીએ દોઆબ તરફ કૂચ કરી ત્યાંનો મુસ્લિમ અધિકારી નગર છોડીને પલાયન કરી ગયો. ફગવાડાનો રહીશ સુદરમલ તથા જાલંધરનો નવાબ બહુમૂલ્ય ભેટો સાથે વૈરાગીના શરણે આવ્યા માઝાના સર્વ હિન્દુઓ તેમ જ સિખ્ખોએ પ્રસન્નતાથી વૈરાગીના આધિપત્યને સ્વીકારી લીધું, એટલે બ્યાસ અને રાવી નદીની વચ્ચેનો પ્રદેશ કોઈ પણ પ્રકારના વિગ્રહ કિંવા રક્તપાત વિના વૈરાગીના હાથમાં આવી ગયો આ સ્થળે કેવળ એટલો ઉલ્લેખ કરવો ઉચિત જણાય છે કે ઉપર વર્ણવાયેલાં સર્વ યુદ્ધોમાં વૈરાગીનો વિજય થયો હતો. એ યુદ્ધોમાં જે કોઈ સંપત્તિ તેને હાથ લાગી હતી તે બધી તેણે પોતાના સૈનિકોને સરખે ભાગે વહેંચી આપી હતી, અને જે પ્રદેશ તેના અધિકારમાં આવ્યો હતો

---

કલકત્તા રિવ્યૂ (Calcutta Review) નામક અંગ્રેજી સામયિક પત્રિકામાં સવિસ્તર આપવામાં આવેલો છે તેનો સારાંશ એ છે કે "આ નગર (નનૈતા)ના કેવળ એક ભાગમાં લગભગ સો ગોપજાદાઓનો સંહાર કરવામાં આવ્યો હતો અને એ નગરનો સર્વથા નાશ કરી દેવામાં આવ્યો હતો એ ઘટનાના સ્મારક તરીકે અત્યારે પણ એ શહેર 'ફૂટા શહેર'ના નામથી ઓળખાય છે

તે તેણે પોતાના સરદારોને સોંપી દીધો હતો. આ કારણથી તેની નિસ્પૃહતાની ચારે દિશામા-મિત્રોમાં તેમ જ શત્રુઓમાં-અત્યંત પ્રશસા થઇ રહી હતી અને તેના પરિણામે તેના સૈન્યમાં દિન-પ્રતિદિન વધારો થઈ રહ્યો હતો. ઉદયગામી સૂર્ય પ્રમાણે વૃદ્ધિંગત થતી વૈરાગીની ઉન્નતિને જોઇને પાર્વત્ય હિન્દુ રાજાઓ રૂપી કેટલાક ઉલુકો-ઘૂવડો-ભયભીત થઈ રહ્યા હતા.

## પ્રકરણ ૧૦ મુ
## પાર્વત્ય હિન્દુ રાજાઓ

"Is there not some chosen curse,
Some hidden thunder in the stores of heaven,
Red with uncommon wrath, to blast the man
Who owes his greatness to his country's ruin?"
Addison Cato

બે વર્ષ કરતાં પણ ઓછા સમયમાં એક સાધનહીન સાધુએ કોઈ પણ પ્રકારનાં વિપુલ સાધનો વિના કેવળ આત્મબળ, બાહુબળ તથા ધનુર્વિદ્યાના બળથી જ પંજાબના વિશેષ ભાગમાં પોતાના અધિકારને સ્થાપી દીધો હતો; ઘણાં ખરાં મુસ્લિમ સંસ્થાનો તથા નગરોનો નાશ કરી તેમનાપર પોતાના કાષાય ધ્વજ-ભગવા ઝંડા-ને ફરકતો કરી દીધો હતો અને નાલાગઢ, નાહન, ખલૌર તથા ગત પ્રકરણમાં જેમનો ઉલ્લેખ કરાયલો છે તે સર્વ હિન્દુ રાજાઓને પણ પોતપોતાની શક્તિના પ્રમાણમાં ભેટો સહિત વીર વૈરાગીના વર્ચસ્વને સ્વીકારવામાટે તેની સેવામાં ઉપસ્થિત થવાની ફર્જ઼ પડી હતી આ સર્વ વિજયોના મહોત્સવ તરીકે વૈરાગીએ વિક્રમ સંવત્ ૧૭૬૭ ના આરભમાં જ અમૃતસરમાં જઇને એક ભવ્ય દરબાર ભર્યો; ત્યાંના દરબાર સાહબ (સિખ્ખોના ધર્મમંદિર)માં પુષ્કળ દ્રવ્ય તથા જવાહિર ભેટ ધર્યાં; માત્ર એટલુ જ નહિ, કિન્તુ પોતાની સાથે રહીને સમરક્ષેત્રમાં ઝૂઝનારા શૂરવીર સિખ્ખોને પણ જાહેર

રીતે મોટાં પારિતોષિકો આપીને ઉત્સાહપૂર્ણ કરી દીધા એ જોઈને તથા નીચે જણાવેલા વૈરાગીના ઢંઢેરાને સાંભળીને સઘળા બધા જાટ જમીનદારો સિખ્ખસમાજમાં સમ્મિલિત થઈ ગયા વૈરાગીએ બહાર પાડેલા ઢંઢેરાનો આશય એવો હતો કે "સિખ્ખ આદર્શોને સિદ્ધ કરી દેખાડનાર સ્વતંત્ર હિન્દુરાજ્ય કિંબહુના પ્રબળ તત્ત્વમય હિન્દુસામ્રાજ્ય સ્થાપિત થઈ ગયું છે જે હિન્દુઓ સૈનિક થઈ જશે તેમની પાસેથી વૈરાગીના વિજયનો કર લેવામાં નહિ આવે, માત્ર એટલું જ નહિ કિન્તુ જેઓ શાસન કરવાને યોગ્ય હશે તેમને નવીન રાજ્યમાં શાસન વિષયક યોગ્ય અધિકારો પણ સોંપવામાં આવશે" આ રાજનૈતિક યોજનાના પરિણામે બન્દાના અનુયાયિવર્ગમાં તેમ જ સૈન્યમાં અતિશય વધારો થઈ ગયો આવી રીતે વૈરાગીની સેના એક મહાબલાઢ્ય સેના થઈ ગઈ તેની રાજ્યસીમાનો વિસ્તાર એક બાજુ યમુના નદી અને બીજી બાજુ રાવી નદીપર્યંત પહોંચી ગયો આ પ્રતાપી સાધુની પ્રતિભાનો ચારે તરફ એવો તો પ્રભાવ પડી ગયો કે જ્યાં જુઓ ત્યાં વૈરાગીની વીરતાનાં જ યશોગાન ગવાવા લાગ્યાં અત્યાર સુધીનાં નાનાં મોટાં સર્વ યુદ્ધોમાં તેનો જ વિજય થયો હતો એ વિજયોનું મુખ્ય કારણ વૈરાગીની વ્યક્તિગત વીરતા જ હતું, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી થોડા સમયની પણ તેની ગેરહાજરી થતાં મુસલમાનો વળી પાછા માથું ઉંચકતા હતા અને સિખ્ખોને તથા અન્ય હિન્દુઓને સતાવતા હતા પરંતુ વૈરાગીનું આગમન થતાની સાથે જ પરિસ્થિતિમાં અચાનક પરિવર્તન થઈ જતું હતું મુસલમાનો ભય વિશ્વાસથી પ્રેરાઈને લડવા માટે તૈયાર થતા હતા, પરંતુ વૈરાગીનું નામ સાંભળતાં જ તેમનો એ વિશ્વાસ ઊડી જતો હતો એટલું જ નહિ, પણ તેને યુદ્ધભૂમિમાં નેત્રો સમક્ષ ઊભેલો જોઇને તો તેની સામે શસ્ત્ર ઉપાડવાની તેઓ હિંમત જ કરી શકતા ન હોતા જમ્મુરામાં પૂરું જેના પ્રબળપણાની આશાથી મુસ્લિમ અધિકારીઓ સિખ્ખોને દબાવવાનો પ્રયાસ કરતા હતા, તે દિલ્હીનું કે તરફ શાસન નિર્બળ થઈ ગયું હતું અને દિન

પ્રતિદિન તેની નિર્બળતામાં વધારો જ થઈ રહ્યો હતો. આ સર્વ પરિસ્થિતિના પરિણામે પંજાબમાંના મુસ્લિમોએ વૈરાગી સાથેના પોતાના વિરોધને દીર્ઘકાળથી બંધ કરી દીધો હતો.

હિન્દુજાતિના જન્મજાત શત્રુ મુસ્લિમોની જ્યારે આ સ્થિતિ હતી, ત્યારે પોતાને 'હિન્દુ' નામથી ઓળખાવનારા પાર્વત્ય રાજાઓની દશા એથી સર્વથા ભિન્ન પ્રકારની હતી. તેઓ વૈરાગીની ઉન્નતિને જોઈને પ્રસન્ન થવાને બદલે દ્વેષાગ્નિથી મનમાં ને મનમાં જ બળી રહ્યા હતા. ગુરુ ગોવિન્દસિંહજીના સમયમાં તેમની જે દશા હતી તે જ દશા અત્યારે પણ હતી. તેમનામાંના ઘણાખરાનાં હૃદયો જાતિપ્રેમ તથા દેશપ્રેમની ભાવનાથી સર્વથા શૂન્ય હતાં. દેશકાળમાં જે મહત્ પરિવર્તન થઈ રહ્યું હતું તેનો પાર્વત્ય હિન્દુ રાજાઓના અંતઃકરણોમાં જે પ્રભાવ પડવો જોઈતો હતો, તે અદ્યાપિ પડ્યો ન હોતો. મનુષ્યજાતિનો સ્વભાવ જ એવો છે કે તે જૂના ચીલા પર ચાલવાનું વધારે પસંદ કરે છે, તેમાં પણ ભારતવર્ષના હિન્દુઓનો તો એ વિશિષ્ટ સ્વભાવ છે, તેથી જ આ દેશના હિન્દુઓના સંબંધમાં એવી કિંવદન્તી પ્રચલિત થઈ છે કે, 'વડિલોએ ખોદાવેલા કૂવામાંથી જ્યાં સુધી ખારું પાણી મળતું હોય, ત્યાં સુધી બીજાના કૂવાનું મીઠું પાણી પણ લાવીને પીવું નહિ' પરંતુ નીતિશાસ્ત્રવેત્તાઓ આ ભ્રમમૂલક માન્યતાના સંબંધમાં પોકાર કરીને કહી ગયા છે કે

'तातस्य कूपोऽयमिति ब्रुवाणा क्षारं जलं कापुरुषा पिबन्ति ।'

અર્થાત્ 'આ મારા પિતાનો કિંવા વડિલોનો કૂવો છે એમ કહીને કાપુરુષો, (મીઠું પાણી મેળવવાના પુરુષાર્થના અભાવે), ખારું પાણી પીએ છે' એટલે કે આવી રીતે પિતાના કૂવાનું ખારું પાણી પીનારી, દેખાવમાં પ્રાચીનતાની પ્રેમી હોવા છતાં વસ્તુતઃ પુરુષાર્થહીન પુરુષપ્રતિમાઓને નીતિવેત્તાઓ 'કાપુરુષ'ની ઉપમા આપે છે. જેઓ પુરુષજાતિના મુખ્ય સદ્‌ગુણ કિંવા લક્ષણ પુરુષાર્થથી જ રહિત છે, તેમને ગમે તેવી હીન ઉપમાઓ આપવામાં આવે તો પણ તેથી શું? એવા ભયંકર અપમાનને સહન કરીને પણ તેઓ

ચુપચાપ બેસી રહે છે; કારણ કે, કાપુરુષોનાં અંતઃકરણમાં માનાપમાનની એવી ઉચ્ચ ભાવના જ હોતી નથી. સ્વમાનની તીવ્ર લાગણી કેવળ પુરુષાર્થી પુરુષોમાં જ હોય છે, અને તેવા યોગ્ય પુરુષોની સંખ્યા કોઈ પણ દેશમાં નિરંતર સ્વલ્પ જ જોવામાં આવે છે.

અસ્તુ: વૈરાગીના સમકાલિક પાર્વત્ય હિન્દુ રાજાઓની સ્થિતિ બરાબર એવા કાપુરુષો જેવી જ હતી. દિલ્હીના કેન્દ્રસ્થ યવન શાસકની તથા પંજાબમાંના તેના વરિષ્ઠ પ્રતિનિધિ કિંવા સુબેદારની ખુશામદ કરીને, પોતાનાં તેમ જ પોતાના જાતિબાંધવોનાં થતાં અનેક પ્રકારનાં અપમાનોને સહન કરીને અને વિધર્મી શત્રુઓના હાથે પોતાના દેશબાંધવોપર થતા નાનાવિધ અત્યાચારોને જોઇને પણ હિન્દુત્વની ગરીયસી ભાવનાથી વંચિત પાર્વત્ય રાજાઓ પોતાની ગુલામોના જેવી દશામાં પણ સંતોષ માનતા હતા. જો તેઓ સંતોષ માનીને બેસી રહેતા હોત, તો પણ ઠીક હતું; પરંતુ નહિ; તેઓ વૈરાગી જેવા દેશોદ્ધારક વીરનરોની પ્રવૃત્તિઓને તોડી પાડવાના યવનોના કાર્યમાં સહાયતા આપીને કુહાડાના હાથાનું જ કામ કરતા હતા. અહીં એ વાતને પણ ધ્યાનમાં રાખી લેવાની છે કે પંજાબના અન્ય હિન્દુ રાજાઓ કરતાં પાર્વત્ય રાજાઓ મુસ્લિમોનાં આક્રમણોથી કેટલેક અંશે અધિક સુરક્ષિત હતા. પર્વતોનો માર્ગ એવો તો દુર્ગમ તથા કઠિન હતો કે પંજાબપર ચઢાઈ કરનાર યવન સૈનિકો એ માર્ગમાં દાખલ થવાની હિંમત જ કરતા ન હોતા. આવી સુરક્ષિત સ્થિતિમાં હોવા છતાં પણ કેટલાક પંઢતુલ્ય રાજાઓ દિલ્હીપતિના સંરક્ષણને ઇચ્છતા હતા. જેઓ પોતે સુરક્ષિત હોવા છતાં બીજાની રક્ષકતાને શોધતા હોય તેમનાથી પોતાના દેશબાંધવોનું રક્ષણ શી રીતે કરી શકાય વારુ? ખરી વાત તો એ હતી કે તેમને પોતાના દેશબાંધવોનાં સુખદુઃખોની જરાય લાગણી ન હોતી અને ધર્મ, સમાજ તથા દેશપ્રત્યેની તેમની એ હૃદયવિદારિણી ઉદાસીનતાને જોઇને તેમની બુદ્ધિને ઠેકાણે લાવવામાટે જ વીર વૈરાગીએ પાર્વત્ય હિન્દુ રાજાઓપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો હતો; કારણ કે, અવનતિના પ્રવાહમાં તણાઈ રહેલી હિન્દુ

જાતિને ઉન્નતિના માર્ગમાં લઇ જવામાટે સર્વેથી પ્રથમ એ રાજાઓની સહાનુભૂતિ તથા સહાયતાની આવશ્યકતા હતી. પરમદેશોદ્ધારક ગુરુ ગોવિન્દસિંહજીએ આ રાજાઓની સહાયતા માગી હતી; પરંતુ સહાયતા આપવાને બદલે સામા તેઓ ગુરુ ગોવિન્દસિંહજીના શત્રુ જ થઇ ગયા હતા. છતાં વૈરાગીએ તેમને સમજાવવાનો પ્રયાસ આદર્યો હતો તેનું કારણ એટલું જ હતું કે પ્રયત્ન કરવો એ પુરુષનું કર્તવ્ય છે. એ વેળાયે સમસ્ત પંજાબ દેશમાં બન્દાની સત્તાનો પ્રભાવ પણ એવો જ પડતો હતો. ખરી વાત તો એ હતી કે અદ્વિતીય વીર વૈરાગીએ જાતીય કિંવા રાષ્ટ્રીય અભ્યુત્થાનમાટે જે પ્રબળ આંદોલન આદર્યું હતું, તેને પરોક્ષ કિંવા અપરોક્ષ સહાયતા આપીને હિન્દુરાજ્યને સ્થાપી દેવામાં જ એ રાજાઓનું શાશ્વત કલ્યાણ હતું. પરંતુ અમો ઉપર કહી આવ્યા છીએ તેમ પાર્વત્ય નરેશોનાં જ્ઞાનનેત્રો જેવાં ને તેવાં જ બંધ હતાં. દૂરની તો શું પરંતુ તેઓ પોતાનાં નેત્રો સમીપની સ્થિતિનેપણ જોઇ શકતા ન હોતા.

વૈરાગીએ જેજોં તથા કૈલોરના રાજા અજમેરચંદને જે ઉપદેશપ્રદ પત્રિકા પાઠવી હતી તેનો આશય આ પ્રકારનો હતોઃ–"બંધુ અજમેરચંદ, મારી એવી ઇચ્છા છે કે વીરપ્રસૂ પંજાબ ભૂમિની ગુમાવેલી સ્વતંત્રતાની પુનઃપ્રાપ્તિમાટે તથા આપણા દેશબાંધવોને વિધર્મી યવનોના અત્યાચારોમાંથી મુક્ત કરવામાટે આપણે બધાએ મળીને હિન્દુસામ્રાજ્યને સ્થાપવાની અનિવાર્ય આવશ્યકતા છે. આ ભગીરથ કાર્યમાં તમારા જેવા અનેક દેશાભિમાની વીરનરોની સહાયતા મને મળશે એવી હું આશા રાખું છું. હું ઇચ્છું છું કે ગુરુવર્ય ગોવિન્દસિંહજીના સમયમાં તમારા હાથે જે પ્રમાદ થયો છે, તેને તમો આ પ્રસંગે અવશ્ય સુધારી લેશો અને અન્ય પર્વતેશ્વરોને પણ સમજાવીને પોતાની સાથે લેતા આવશો. અકાલ પુરુષ તમોને તથા સર્વ પર્વતેશ્વરોને સદ્બુદ્ધિ આપે અને તમો તમારા સૈન્યબળ સહિત અવશ્ય મારી પાસે આવો, એવી આશા સહિત હાલ તો હું અહીં જ વિરમું છું. તમારો હિતૈષી વૈરાગી."

આના જવાબમાં અજમેરસિંહે જે સંદેશ પાઠવ્યો તે આ પ્રકારનો હતો "ગર્વિષ્ટ ગુરુના ગર્વિષ્ટ શિષ્ય, તું પોતે એક તપસ્વી-ત્યાગી સાધુ હોવા છતાં આ પ્રપંચમાં પડ્યો છે એ જોઇને મને અનન્ત ખેદ થાય છે. પરન્તુ પ્રપંચથી તારું કલ્યાણ થવાનું નથી એ મારા વાક્યને તારા હૃદયપટમાં કોતરી રાખજે. દેશસેવા અને ધર્મસેવાની ધૂનમાં ગોવિન્દસિંહને પણ ગમમાંથી પલાયન કરી જવું પડ્યું હતું, તેમ તને પણ ઉત્તરે નાસી જવું પડશે અને તે પ્રસંગે તારી સ્થિતિ 'તતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ' જેવી થઇ જશે. મારી તો તને એ જ સલાહ છે કે તું આ રાજસી પ્રવૃત્તિને ત્યજી દઇને પુનઃ શાન્તિમય નિવૃત્તિને સ્વીકારી લે, કારણ કે, નિવૃત્તિનો માર્ગ જ તારા જેવા સાધુમાટે વિશેષ કલ્યાણકારક છે. પરન્તુ મને ભય રહે છે કે તારી એ વર્ગની પ્રવૃત્તિઓને જોતાં આ ઉપદેશ તને રુચવાનો નથી. કદાચિત્ આથી તને માઠું લાગે તો મને તેની પરવા નથી. મારા આ સ્પષ્ટ ઉપદેશથી કોપાયમાન થઇને કદાચિત્ તું મારાપર સૈન્યસહિત ચઢી આવીશ, તો તલવારનો જવાબ તલવારથી વાળવામાટે હું પણ પ્રત્યેક પળે તૈયાર જ રહીશ. ગુરુસેવક, અજમેરસિંહ."

આ ગર્વિષ્ટ, ઉદ્ધત અને અવિનયપૂર્ણ સંદેશ સાંભળીને વૈરાગીએ વીરગર્જનાપૂર્વક તેના તથા તેના સહાયક પર્વતેશ્વરોના સંપૂર્ણ પરાજયની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી. માત્ર એટલું જ નહિ, પણ તેણે જેજોં તથા કેથોરના કિલ્લાપર તત્કાળ આક્રમણ કરવાનો સૈનિકોને હુકમ ફરમાવી દીધો. મ્યાનોમાંથી બહાર નીકળેલી તરવારો વીર સિક્ખોના હાથમાં પુનઃ ચમકવા લાગી. વિશ્રામને સર્વથા વર્જ્ય કરીને વૈરાગીનું સૈન્ય પર્વતોના દુર્ગમ માર્ગોને વટાવીને ઉપર્યુક્ત કિલ્લાની નજીક પહોંચી ગયું. ત્યાં ગયા પછી સિક્ખોના જાણવામાં આવ્યું કે અજમેરસિંહની સહાયતામાટે કેટલાક પર્વતેશ્વરો પોતપોતાના સૈન્યસહિત ત્યાં આવીને પ્રથમથી જ એકત્ર થએલા હતા. વૈરાગીએ કિલ્લાપર સખ્ત મારો ચલાવવાનો હુકમ કર્યો અને પોતે જે કોઇ શત્રુ કિલ્લાની દીવાલપર નજરે પડે તેને બાણથી વીંધી નાખવાના કાર્યને સાધુ

રાખ્યુ. વૈરાગીના લક્ષ્યવેધી બાણો એવા તો પ્રાણહારક થતા હતા કે તેમની સામે ટકી રહેવાનું સાહસ કોઇથી કરી શકાતુ ન હોતું આખરે કિલ્લાની દીવાલને તોડી નાખવામાં આવી અને બન્દાના બહાદુર સિખ્ખ સિંહોએ કિલ્લામાં પ્રવેશ કર્યો 'વાહ ગુરુકી ફતહ' તથા 'વાહ ગુરુકા ખાલસા'ના ગગનભેદક જયઘોષથી સમસ્ત દુર્ગ પ્રતિધ્વનિત થઇ રહ્યો. યુદ્ધના પ્રસગે કિલ્લાના બુર્જપર ઊભો રહી યુદ્ધનું નિરીક્ષણ કરનાર અભિમાની અજમેરચદ બન્દાના બાણનો શિકાર થઇને કયારનોય પરલોકના માર્ગમા પ્રયાણ કરી ગયો હતો આની રીતે ગર્વિષ્ટ અજમેરચદનો નાશ થવાથી તેના સહાયક તરીકે આવેલા અન્ય રાજાઓની બાકી રહેલી હિંમત પણ ખૂટી ગઇ. તેઓ સર્વ ભિન્ન ભિન્ન ભેટો તથા નજરાણાં લઇને વૈરાગીને આવી મળ્યા અને તેમણે પ્રાંજલતાથી તેના વર્ચસ્વને સ્વીકારી લીધુ તેમનામાંના એક વૃદ્ધ જેવા જણાતા પર્વતેશ્વરે આગળ આવીને તથા અત્યત નમ્રતાથી વૈરાગીને પ્રણામ કરીને કહ્યુ કે 'અમારા અવિનય તથા મિથ્યાભિમાનમાટે અમોને ભયકર પશ્ચાત્તાપ થાય છે. જીવિત રહેલા તથા અત્ર ઉપસ્થિત થયેલા સર્વ પર્વતેશ્વરોની વતી હુ આપ શ્રીમાન્ પાસેથી આ અવિનયની ક્ષમા માગું છુ, માત્ર એટલુ જ નહિ, કિન્તુ હવે પછી અમો આપ શ્રીમાનને અમારા શિરોમણિ તરીકે સ્વીકારીએ છીએ અમોએ તો અજમેરચદને પણ બહુ સમજાવ્યો હતો; પરતુ તે મિથ્યાભિમાનીએ અમારા પરામર્શની ઉપેક્ષા જ કરી હતી હવે પછી આપ શ્રીમાન્ જે આજ્ઞા કરશો, તે પ્રમાણે વર્તવાને અમો સર્વ તૈયાર છીએ"

"વૃદ્ધ પર્વતેશ્વરના કથનને અમો સર્વ અનુમોદન આપીએ છીએ અને આજથી શ્રીમાનની સર્વ આજ્ઞાઓને શિરસાવદ્ય કરવાને અમો સર્વ પ્રતિજ્ઞાથી બધાઇએ છીએ" અન્ય પર્વતેશ્વરોએ એકવાક્યતાથી બન્દાના આધિપત્યનો સ્વીકાર કરી લીધો

પર્વતેશ્વરોનાં આ આધીનતાદર્શક વચનોને શાંતપૂર્વક સાભળી લઇને વીરવેષધારી વૈરાગીએ ધીરગભીર તથા અધિકારદર્શક વાણીથી

કહેવા માંગુ કે "વૈરાગી દેખાવે સાધુ હોવા છતા તે પોતાના શત્રુઓ કિંવા વિરોધીઓને તેમના અપરાધની ક્ષમા આપવાનું શીખ્યો જ નથી. તમો પર્વતેશ્વરોએ મારા પ્રતી કેવળ અવિનય જ નથી દેખાડ્યો, કિન્તુ પોતાની જાતિ, પોતાના ધર્મ તથા પોતાની જન્મભૂમિનો પણ ભયંકર દ્રોહ કરેલો છે દેશનો દ્રોહ, જાતિનો દ્રોહ તથા ધર્મનો દ્રોહ એ સર્વ એવા ગંભીર પ્રકારના અપરાધો છે કે તેમની ક્ષમા હોતીજ નથી ક્ષમા નથી હોતી એ તો ઠીક, કિન્તુ દેશદ્રોહ નામક અપરાધનો તો પ્રાણદણ્ડ કિંવા મૃત્યુદણ્ડ વિના બીજો દણ્ડ જ નથી. વૃદ્ધ ગુરુ તેગબહાદુર, ગુરુ ગોવિન્દસિંહજીના સુકુમાર પુત્રો અને ગુરુ ગોવિન્દ સિંહજી જેવા નરવીરોનાં તથા તેમના સહસ્રાવધિ અનુયાયી સિખ્ખોનાં દેશસેવા વિષયક આ પ્રચણ્ડ યજ્ઞમાં બલિદાન અપાઈ ગયેલાં હોવા છતાં તમારાં જ્ઞાનચક્ષુઓ નથી ઉઘડ્યાં, માત્ર એટલું જ નહિ, પણ ગુરુવર્યના અપૂર્ણ રહેલા આ મહાન્ મેવાયજ્ઞમાં ભાગ લેવા-માટે અને આવશ્યકતા જણાય તો પ્રાણાહુતિ આપવામાટે મેં તમોને અત્યંત આગ્રહથી બોલાવ્યા હતા તે છતાં તમો આવ્યા નહિ અને જે શક્તિને હિન્દુજાતિના પરમશત્રુઓની સામે અજ-માવવાની હતી તેને તમોએ મારી સામે અજમાવીને ભયંકર મૂર્ખતાજ કરેલી છે તમોને એમ નથી લાગતું કે મારી સામે યોજેલી તમારી સર્વ શક્તિઓ સર્વથા નિષ્ફળ થઈ છે? આટલા સૈન્યબળ સહિત જો તમો પર્વતેશ્વરો પ્રથમથી જ ગુરુના કાર્યના પક્ષમાં ભળ્યા હોત તો અત્યારે આપણે દિલ્હીની દિશામાં કેટલાય આગળ વધી ચુક્યા હોત, એમ તમોને નથી લાગતું? અત્યારે પણ તમો સમજી ગયા છો અને પોતાની ભૂલમાટે પશ્ચાત્તાપ કરો છો તો હું તમોને ક્ષમા આપું છું પરન્તુ યાદ રાખજો કે આમાં જો કોઈ પણ પ્રકારનો પ્રપંચ કિંવા દગો જણાશે, તો મારા જે બાણે અભિમાની અજમેરચંદને પળવારમાં વીંધી નાખ્યો છે તે જ બાણ તમોને પણ નિમેષમાત્રમાં વીંધી નાખશે."

"શ્રીમાનની આ ઉદારતામાટે અમો જીવન પર્યન્ત શ્રીમાનના ઋણી રહીશું શ્રીમાને આદરેલા આ મહાન્ મેવાયજ્ઞમાં દુરાત્મા

થવાની જ્યારે પણ આવશ્યકતા જણાય, ત્યારે પ્રસન્નતાથી અમોને બોલાવી લેશો. શ્રીમાનનો સન્દેશ મળતાં જ અમો જ્યાં શ્રીમાન્ કહેશે ત્યાં આવીને ઉપસ્થિત થઇ જઇશું. એ ઉપરાંત અમોને જે કાંઇ પણ અન્ય આજ્ઞા સંભળાવવાની હોય તે અત્યારે જ સંભળાવી દો એટલે તે આજ્ઞાના પાલનનો પણ અમારાથી વિચાર કરી શકાય." વૃદ્ધ પર્વતેશ્વરે વૈરાગીનો ઉપકાર માની આ પ્રકારનાં વાક્યો ઉચ્ચાર્યાં.

'તમારા અગ્રેસર અજમેરચંદનું મારા હાથે મૃત્યુ થતાં તથા દુર્ગ મારા અધિકારમાં આવતાં તમારો પરાજય થયો છે, અને ગુરુના સિખ્ખોનો વિજય થયો છે એટલે હવે આપણે યુદ્ધ બંધ કરીને એક પ્રકારનો મિત્રતાયુક્ત સંધિ કરીએ છીએ. એ સંધિની મુખ્ય શર્તો આ પ્રમાણેની છેઃ– (૧) તમો દિલ્લીના દુષ્ટ શાસકને પોતાના સર્વો-પરિ તરીકે સ્વીકારીને જે ખંડણી મોકલી રહ્યા છો, તે મોકલવાનું હવેથી તમારે બંધ કરી દેવું; (૨) આ બાબતમાં બાદશાહ તરફથી જ્યારે ખુલાસો માગવામાં આવે, ત્યારે તમારે ચોખ્ખા શબ્દોમાં જણાવી દેવુ કેઃ 'અમો હવે સ્વતન્ત્ર થઇ ગયા છીએ, અને અમોએ અમારા ધર્મ તથા અમારી હિન્દુજાતિના પરમશત્રુને ખંડણી આપ-વાનુ બંધ કર્યું છે.'–(૩) બાદશાહનો કોઈ પ્રતિનિધિ આવીને જો તમારી સામે જરા પણ અવિનય કિંવા અભિમાનથી વાત કરે, તો તેનો તરત જ શિરચ્છેદ કરી નાખવો.(૪) બાદશાહને ખુલ્લુંજણાવી દેવું કેઃ 'અમોએ વૈરાગીના વર્ચસ્વને સ્વીકારેલુ હોવાથી કોઇ પણ સમયે અમો તમારી સાથે લડવાને તૈયાર છીએ.' (૫) ટુંકામાં સર્વ પર્વતેશ્વરોએ દિલ્લીના મુસ્લિમ બાદશાહ સાથેના સર્વ પ્રકારના સંબંધને તોડી નાખવો." બન્દાએ પર્વતેશ્વરોએ પાળવાની મુખ્ય પાંચ શર્તો કહી સંભળાવી.

"જેવી શ્રીમાન્‌ની આજ્ઞા. હવેથી અમો આ પ્રમાણે જ વર્તીશુ." સર્વ પર્વતેશ્વરો એકસમયાવચ્છેદે બોલી ઊઠ્યા. એ જ વેળાયે મંડી નરેશનુ નિમંત્રણ લઈને એક સંદેશવાહક ત્યાં આવી પહોંચ્યો. બન્દા-એ તેનો હર્ષથી સત્કાર કર્યો.

મડીથી આવેના સંદેશવાહકને વૈરાગીએ આમ કહીને બીજે દિવસે વિદાય કરી દીધો કે "હું તારી પાછળ જ એક બે દિવસમાં સૈન્ય સહિત આવુ છુ, એમ મડીનરેશને મારા તરફથી જણાવજે અને વિશેષમા તેમને મારા શુભાશિષ કહેજે" દૂત જેટલી શીઘ્રતાથી આવ્યો હતો તેટલી જ શીઘ્રતાથી મારને ઘેરે પાછો મંડી પહોંચી ગયો.

*  *  *  *  *

મંડીનરેશે પોતાના પાછા ફરેલા દૂતના મુખથી સાંભળેલો બન્દાનો સદેશ વીરમતીને પણ સભળાવી દીધો, અને અંતપુરવાસિની અન્ય રમણીઓને બન્દાના સત્કારમાટે જે એક વિશિષ્ટ તૈયારી કરવાની હતી તે કરવાની સૂચના આપી દીધી. રાજમહાલયના જે વિભાગમા બન્દાને ઊતારો આપવાનો હતો તેમાં ઘટતી શોભા કરવાના કાર્યપર દેખરેખ રાખવાનુ કાર્ય તેણે પોતાની ભાણેજ વીરમતીને જ સોંપ્યુ. વીરમતીએ અત્યત આનંદથી એ કાર્ય કરવા માડયું મડી નરેશે પોતે પણ પોતાના મત્રી આદિક કર્મચારીઓને પોતાના મહાલયમાં બોલાવીને જે વેળાયે બન્દા બહાદુર મડીમાં પ્રવેશ કરે, તે વેળાને તેનો એક રાજવંશી અતિથિ તરીકે સાર્વજનિક સત્કાર કરવાની આજ્ઞાઓ આપી દીધી તદનુસાર રાજમહાલયમાં તેમ જ સમસ્ત નગરમાં બન્દાના સ્વાગત-સત્કારની મોટી તૈયારીઓ થવા માંડી જો કે જાહેર રીતે તો મડીના લોકોને એમ જણાવવામા આવ્યું હતું કે: 'ધર્મસમ્રાટ્ ગુરુ ગોવિન્દસિંહજીના પ્રતિનિધિ, પજાબ માતૃભૂમિના પરમ ઉદ્ધારક વીર વૈરાગી કિંવા બન્દા બહાદુરનું આપણા નગરમાં આગમન થવાનું છે, તેથી એમનો ઘટતો સત્કાર કરવો એ આપણું કર્તવ્ય છે.' પરતુ અધિકારિવર્ગ તથા તેમના લાગતાવળગતાઓના મુખથી એ વાત પણ ધીરે ધીરે પ્રકટ થઇ ચૂકી હતી કે 'આ પ્રસગે મડીનરેશ પોતાની એકની એક ભાણેજ વીરમતીને બન્દા બહાદુર સાથે પરણાવી દેવાના હોવાથી એ મગળ પ્રસગને લગતી તૈયારીઓ અંતઃપુરમાં પણ થવા માંડી છે" આ

કારણથી મંડીમાં બન્દાના સત્કાર માટેની અપૂર્વ તૈયારીઓ થવા લાગી અને સર્વ લોકો તેના આગમનની અત્યંત ઉત્સુકતાથી પ્રતીક્ષા કરવા લાગ્યા

જોતજોતામાં બે દિવસનો સમય વીતી ગયો અને વીર બન્દા પોતાના સૈન્યસહિત મંડી જઇ પહોંચ્યો. મંડીનરેશે પોતે રાજધાનીથી કેટલાય અંતરપર પોતાના કર્મચારીઓ સહિત સામે જઇને બન્દાનું સ્વાગત કર્યું; નગરપ્રવેશ કરતી વેળાયે ગોલંદાજોએ તોપોના ધ્વનિથી તેને માન આપ્યું અને નગરની સ્ત્રીઓએ રાજમાર્ગોમાં આવેલાં પોતપોતાનાં આગારોની બારીઓમાંથી પુષ્પહાર તથા અક્ષત કુંકુમાદિવડે એ નરકેસરીનું વીરપૂજન કર્યું રાજમહાલયમાં પ્રવેશ કર્યા પછી વેદવેત્તા વિપ્રોએ આવીને વેદમંત્રોથી વૈરાગીને આશીર્વાદ આપ્યો તથા તેના દેશોદ્ધારના ભગીરથ કાર્યની સફળતામાટે મંગલકામના કરી. મંડીનરેશે સભાભવનના નામથી ઓળખાતા આગારમાં ભવ્યસભા ભરીને યોગ્ય શબ્દોમાં વૈરાગીનું સ્વાગત કર્યું અને ત્યાર પછી મંડીના રાજમંત્રીએ તેની વીરતાના સ્તુતિગાનોથી પરિપૂર્ણ એવું સન્માનપત્ર વાંચી સંભળાવ્યું. રાજાએ ભરી સભામાં વૈરાગીના શિષ્ય થવાના તથા પોતાની ભાણેજ વીરમતીને તેની સાથે પરણાવવાના પોતાના દૃઢ અભિલાષને વ્યક્ત કરી દીધો. રાજાના આ આચરણથી મંડીની પ્રજા પણ વૈરાગીની ઉપાસિકા થઈ ગઈ. અનેક હિન્દુ વીરોએ સિખ્ખ થવાની તથા વૈરાગીની સેવામાં રહીને દેશોદ્ધારના કાર્યમાં હુતાત્મા થઇ જવાની ઇચ્છા દર્શાવી. વૈરાગીએ પોતાને અપાયલા અપૂર્વ તથા અલૌકિક સ્વાગત–સત્કારના ભારથી દબાઇને મંડીનરેશનો, તેના કર્મચારીઓનો તથા પ્રજાવર્ગનો યોગ્ય શબ્દોમાં આભાર માન્યો વીરમતીનું પાણિગ્રહણ કરવાની રાજાની માગણીનો તેણે કિંચિત્ સંકોચ તથા ઉપકાર સહિત સ્વીકાર કર્યો સભાનુ વિસર્જન થયા પછી વૈરાગીએ પોતાને માટે ખાસ રખાયલા ઊતારામાં પ્રવેશ કર્યો સુંદર રીતે શણગારાયલા એ ભવ્ય મહાલયમાં પ્રવેશ કરતા જ વૈરાગીએ પોતાની પ્રણયિની કિંવા ભાવિપત્ની વીરમતીને

તેની સેવામાટે ઊભેલી જોઈ પરંતુ આજે તેના મુખમંડળમાં લજ્જાનાં સ્પષ્ટ ચિહ્નો જણાતાં હતાં તેણે કેવળ નેત્રપલ્લવી ભાષા તથા વિશિષ્ટ નેત્રચાલનથી જ વૈરાગીનું સ્વાગત કર્યું મુખમાંથી તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ વૈરાગીએ પણ તેવી જ સાંકેતિક ભાષામાં તેની સાથે વાર્તાલાપ કર્યો બે જૂદાં જૂદાં સુવર્ણપાત્રોમાં ક્ષીર તથા નીર રાખીને મૌનવતી વીરમતી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી અંત પુરમાં ચાલી ગઈ

વૈરાગીએ ઘણા દિવસો સુધી મઠીમાં મુકામ કર્યો કેટલાક દિવસો પછી શુભ મુહૂર્તમાં વીરમતી સાથે ધામધૂમથી તેનાં લગ્ન થઇ ગયાં એ દિવસોમાં ખરેખર તેણે રાજસ વૈભવયુક્ત જીવન વીતાડવા માંડ્યું તેના મસ્તકપર રાજમુકુટના જેવી કલગી દેખાવા લાગી જ્યારે તે કોઇ વાર મઠીના દરબારમાં બેસતો તથા નગરના મધ્ય ભાગમાં આવેલાં મનોહર સ્થળોમાં ભ્રમણ કરવામાટે જતો હતો ત્યારે એવા તો ઠાઠમાઠથી નીકળતો હતો કે તે કોઈ સાર્વભૌમ સમ્રાટ્ હોયની! એવો જ જોનારને ભાસ થતો હતો આથી કોઇએ એમ ધારી લેવાનું નથી કે વૈરાગી પોતાના ધ્યેય કિંવા લક્ષ્યને ભૂલી જઇને કેવળ ભોગવિલાસોમાંજ પડી ગયો હતો નહિ, આવા રાજસ વૈભવોને ભોગવવા છતાં પણ તેનું અંત કરણ કિંવા હૃદય તો વૈરાગ્યયુક્ત જ હતું લગ્નની ઘટનાને એક સપ્તાહથી પણ અધિક સમય વીતી જવા છતાં અદ્યાપિ તેણે પોતાના બ્રહ્મચર્યવ્રતનો ભંગ થવા દીધો ન હોતો પોતાના ગૃહસ્થાશ્રમના સંબધમાં તેના વિચારો બહુ જ ઉચ્ચ પ્રકારના હોવા છતાં સામાન્ય લોકોની દૃષ્ટિમાં તે તેટલા જ વિલક્ષણ હતા પોતાના આ નવીન કિંવા વિલક્ષણ વિચારો તેણે હજી પોતાની ધર્મપત્ની વીરમતીને પણ જણાવ્યા ન હોતા, તો પછી આપણે તો રીતે જાણી શકીએ વારુ? સમય આવતાં તે વિચારો પોતાની મેળે જ આપણા જાણવામાં આવી જવાના હોવાથી અત્યારે તો એ વીર દંપતીને જીવનના ઉચ્ચતમ આનંદોના અર્ણવમાં અવગાહન કરતાં છોડીને આપણે અહીં જ વિરમીશું

## પ્રકરણ ૧૧ મું
## સિંહાસન ડોલ્યું !

"He that roars for liberty,
  Faster binds a tyrant's power;
And the tyrant's cruel glee
  Forces on the freer hour."
      Tennyson. *The Vision of Sin.*

પુરાણોમાં અનેક સ્થળે એવી કથાઓ વાંચવામાં આવે છે કે અમુક ઋષિએ તપશ્ચર્યા કરવા માંડી અને તે તપશ્ચર્યાનો પ્રભાવ કિંવા તેનું તેજ એટલી સીમાપર્યન્ત વધી ગયું કે દેવરાજ ઇન્દ્રનું આસન ડોલવા લાગ્યું; તેને ભય લાગ્યો કે આ નવીન તપસ્વી મારુ ઇન્દ્રાસન પડાવી લેશે; તેથી તેણે ઋષિના તપમાં ભંગ પાડવામાટે ઇન્દ્રલોકની અમુક અપ્સરા કિંવા અપ્સરાઓને તે ઋષિ સમક્ષ મોકલાવી. અપ્સરાઓના દિવ્ય સૌન્દર્યમાં મુગ્ધ તથા લુબ્ધ થઇને તપસ્વીએ પોતાના તપોવ્યવસાયને તિલાંજલિ સમર્પી અમુક સુર-મહિલા સાથે પ્રારંભમાં વિકારમય દેહસંબધ ચાલૂ કરી પાછળથી ગૃહસ્થાશ્રમ માંડી દીધો. અર્થાત્ તેના તપનો ભગ થતાં તે લક્ષ્ય-ભ્રષ્ટ કિંવા યોગભ્રષ્ટ થઇ ગયો. આ પ્રકારની કથાઓનુ રહસ્ય સામાન્ય પાઠકો તથા પાઠિકાઓ ભલે ગમે તેવું સમજતાં હોય; તેમને ભલે આ સર્વ પુરાણોની રસદાયક કાલ્પનિક કથાઓ જ જણાતી હોય; પરંતુ અમારા અભિપ્રાય અનુસાર આ કથાઓમાં રાજનૈતિક સિદ્ધાન્તોનું ગહન રહસ્ય સમાયલુ છે જો આમ ન હોય તો ઋષિની તપશ્ચર્યાનો ઇન્દ્રના આસનના ડોલવા સાથે કોઇ પણ પ્રકારનો સબધ હોઇ શકે જ નહિ. અર્થાત્ સત્ય વાર્તા તો એ છે કે ઇન્દ્ર સર્વથી મહાન્ રાજા મનાય છે. પ્રજાને સુખિની રાખવા સાથે સત્તાની મહત્તા દેખાડીને પોતાના અધિકારમાં રાખવી એ રાજાનો ધર્મ તથા સ્વભાવ હોય છે. જ્યારે તેના પ્રદેશમાં કોઇ ઋષિ તપ કરવા બેસે છે ત્યારે તેને ભય થવા લાગે છે કે રખેને એની શક્તિઓ

વધી જાય અને લોકો ઊગતા સૂર્ય જેવા તેની તપશ્ચર્યાના તેજને પૂજવા લાગી જાય, તેથી તે યેન કેન પ્રકારેણ તેના પ્રભાવને ન્યૂન કરવાનો તથા તેજને નિસ્તેજ કરવાનો પ્રયત્ન કરે છે વર્તમાન સમયમા ઋષિના તપના સ્થાનમાં ઊગતી રાજનૈતિક અથવા ધાર્મિક સસ્થાને ગણી શકાય તેમ છે જ્યારે જ્યારે કોઇ મહાપુરુષ એકાદ એવી નવી સસ્થાનો પાયો નાખે છે ત્યારે ત્યારે દેશની કેન્દ્રસ્થ શાસકશક્તિને આશકા થાય છે કે 'કદાચિત્ આ સસ્થા બળવતી થઇને રાજસત્તાના તેજને નિસ્તેજ કરી નાખશે તો ?' આવી આશકાના કારણથી શ સક તે સસ્થાને તોડી પાડવાના અથવા નિર્બળ કરી નાખવાના સર્વે પ્રયત્નો આ દરી દે છે

બ દાના પૂર્વવર્તી ગુરુ ગોવિન્દસિહજીએ એવી એક સસ્થાની સ્થાપના કરી હતી અને બન્દાએ માત્ર બે વર્ષના સમયમાં જ તેને અતિશય દઢમૂલ કરી દીધી હતી પજાબના એક છેડાથી બીજા છેડા સુધી બન્દાના ઉપરાસાપરી થયેલા વિજયોની તથા તેના હાથે મુસ્લિમ શાસકોની થયેલી દુર્દશાની કથાઓ સમસ્ત દેશમા પ્રસરી ગઇ હતી મુગલસામ્રાજ્યાન્તર્ગત પજાબપ્રાંતના વિશેષ ભાગમાં વૈરાગીનો અધિકાર થઇ ગયો હતો. સામ્રાજ્યની સૈનિક કિવા સામરિક શક્તિ પજાબમાથી દિનપ્રતિદિન અધિકાધિક નષ્ટ થઇ રહી હતી પજાબમાંના મુસ્લિમ સસ્થાનોમા વૈરાગીની વિજય વૈજયતી ઊડવા લાગી હતી એ સમયે દિલ્લીના રાજસિંહાસનપર બહાદુરશાહ બિરાજમાન હતો ગૃહકલહમાંથી નિવૃત્ત થયા પછી બાદશાહ પ્રથમ રાજપૂતાના તથા ત્યાંથી દક્ષિણ તરફ ગયો હતો અને પોતાની ગેરહાજરીમાં મિજામુલ્મુલ્કને રાજધાનીના શાસક તરીકે નિયુક્ત કરી ગયો હતો વૈરાગીએ જ્યારે દિલ્લીના નિકટવર્તી કરનાલ, પાણીપત આદિક જિલ્લાઓને જીતી લીધા ત્યારે દિલ્લીમા એટલો બધો ભય વ્યાપી ગયો કે લોકો નગર છોડીને પલાયન કરવા લા યા મિજામુલ્મુલ્કથી તેમને આશ્વાસનમાત્ર પણ આપી શકાતું ન હોતુ તે પોતે પણ એટલો બધો ભયભીત તથા ગર્ભગલિત

થઇ ગયો હતો કે તેણે રાજધાનીના રક્ષણમાટે બાદશાહને અતિશય શીઘ્રતાથી દિલ્લી આવવાની પ્રાર્થના કરી હતી. તાત્પર્ય કે, વૈરાગીના વિજયોથી દિલ્લીનું સિંહાસન ડોલવા લાગી ગયું હતું !

જ્યારે શત્રુપક્ષમાં વૈરાગીના પરાક્રમોનો આટલી સીમાપર્યન્ત આતંક પ્રસરી ગયો હતો, ત્યારે વૈરાગી પોતે પાર્વત્ય પ્રદેશોમાં નિશ્ચિન્તતાથી પરિભ્રમણ કરી રહ્યો હતો. મંડીથી નીકળીને તે કુલ્લૂ તર્ફ ગયો હતો, એવી અફ્વા હતી; પણ તેના ગમનના નિશ્ચિત સ્થાનને કોઇ જાણતુ ન હોતુ. ઇતિહાસકારો કહે છે કે તેનો જન્મ પાર્વત્ય પ્રદેશમાં જ થયેલો હોવાથી ત્યાંનાં જલવાયુ તથા પ્રાકૃતિક સૌન્દર્ય તેને વિશેષ આકર્ષક જણાતાં હતાં અને તેથી જ્યારે જ્યારે પણ અવકાશ મળતો હતો ત્યારે ત્યારે તે પર્વતોમાં દોડી જતો હતો. પરંતુ એનુ પરિણામ એ જ થતુ હતું કે તેની ગેરહાજરી થતાંની સાથે જ મુસલ્માનો હિન્દુઓપર વળી પાછા અત્યાચારો કરવા મંડી જતા હતા; માત્ર એટલું જ નહિ, પણ તેઓ વૈરાગીના સમ્બધમાં અનેક પ્રકારના વિલક્ષણ પ્રવાદો પણ ચાલુ કરી દેતા હતા અને તે પ્રવાદોના પરિણામે શનૈઃ શનૈઃ સિખ્ખોની વૈરાગી પ્રત્યેની શ્રદ્ધામાં ન્યૂનતા થતી જતી હતી, જેનું પરિણામ આગળ જતાં કેવુ વિઘાતક આવ્યું હતુ તે હવે પછીનાં પ્રકરણોમા દર્શાવવામાં આવશે. તાત્પર્ય એ જ કે, વૈરાગીની પ્રત્યક્ષ વિદ્યમાનતા વિના તેના જીતાયલા પ્રદેશોનુ શાસનતંત્રને સંભાળવાનું કાર્ય સિખ્ખોમાટે અત્યંત કઠિન થઇ પડતુ હતુ. બહાદુરશાહે જ્યારે એમ સાંભળ્યું કેઃ 'વૈરાગી પહાડોમાં ભ્રમણ કરી રહ્યો છે' ત્યારે તેણે દક્ષિણમાંથી સીધા પંજાબની દિશામાં પ્રયાણ કરવાનો અને ગુમાવેલા સરહિન્દ તથા તેની આસપાસના પ્રદેશને પાછા હસ્તગત કરી લેવાનો નિશ્ચય કરી લીધો અને એ નિશ્ચય અનુસાર તેણે પોતાના લશ્કરને અજમેર આગળ મુકામ કરવાનો હુકમ કર્યો; કારણ કે તેનો વિચાર રાજધાની તર્ફ ન જતાં સીધા સરહિન્દ તર્ફ આગળ વધવાનો હતો. અજમેર પહોંચતાંજ પંજાબના પોતાના અધિકારથી ભ્રષ્ટ થયેલા અનેક મુસ્લિમ અમલદારો

સિખ્ખો પોતાના જીતી લીધેલા પ્રદેશને પણ ગુમાવી બેઠા.* આ પ્રમાણે પ્રબળ શત્રુના આકસ્મિક આક્રમણથી અને ખાસ કરીને તો વૈરાગીની ગેરહાજરીથી સિખ્ખસેના કાંઇ પણ કરી શકી નહિ. શાહી સેનાએ અસંખ્ય સિખ્ખોને યુદ્ધના કયદી તરીકે પકડી લીધા; માત્ર એટલું જ નહિ, કિન્તુ જેઓ યુદ્ધક્ષેત્રમાં ઘવાયા હતા અને મરણાસન્ન સ્થિતિમાં હતા, તેમને પણ વૃક્ષો સાથે તેમની ચોટલીઓ બાંધીને લટકાવી દેવામા આવ્યા હતા.† આવી રીતે મરી ગયેલા તથા મરી રહેલા મનુષ્યોને પૈશાચિક રીતે મારી નાખીને પિશાચપ્રકૃતિ શત્રુઓએ સ્વર્ગપ્રાપ્તિના આનંદને અનુભવ્યો હતો. વૈરાગીના પરાક્રમોથી ડરી ગયેલા પંજાબના મુસ્લિમ શાસકોમાં

---

* 'પથપ્રકાશ'નો લેખક જ્ઞાનસિંહ લખે છે કે. 'અત્યન્ત શોક તથા ખેદની વાર્તા છે કે દિલ્લીના સીમાપ્રાન્ત પર્યન્ત પહોંચી ગયેલા સિખ્ખોએ કેવળ આલસ્ય કિંવા બેદરકારીના કારણથી જ દિલ્લીપર આક્રમણ કર્યું ન હોતુ બાદશાહની ગેરહાજરી હતી અને રાજધાનીનો શાસક [નિજામુ'મુલ્ક વૈરાગીથી એટલો બધો ડરી ગયો હતો કે તે રાજધાનીનો ત્યાગ કરી કોઇ પણ પ્રકારના યુદ્ધ વિના જ વૈરાગીના શરણે આવી જાત.' જ્ઞાનસિંહનો ઉપર્યુક્ત અભિપ્રાય અક્ષરશ: સત્ય છે. તેના અભિપ્રાયનું માલ્કમ નામક ઇતિહાસલેખકે આ પ્રમાણે સમર્થન કરેલું જોવામા આવે છે "જો બહાદુરશાહે ઇસ્વી સન્ ૧૭૧૦ મા દક્ષિણ ન છોડ્યું હોત, તો આ નિષ્ઠુર આક્રમણકારીઓ (વૈરાગી તથા સિખ્ખ સૈનિકો) અવશ્ય સમસ્ત ભારતવર્ષમા પોતાની વિજયપતાકા ચઢાવી દેત અર્થાત્ સપૂર્ણ મુગલ સામ્રાજ્યને તેઓ હસ્તગત તથા અધિકૃત કરી લેત" ભારતવર્ષના ભૂત-કાલિન ઇતિહાસનુ અવલોકન કરતા ભારતવિજયના આવા અનેક પ્રસગોને રાજપૂત, મરાઠા તથા સિખ્ખ નરસિંહોએ ગુમાવી દીધાનું આપણે જાણી શકીએ છીએ કવચિત્ જ મળતા એવા અવસરોને જો દેશભક્ત હિન્દુ વીરોએ હાથમાથી જવા ન દીધા હોત તો આજે ભારતવર્ષનુ માનચિત્ર (નક્શો) જૂદી જ રીતે આલેખાયલુ આપણા જોવામા આવી શક્યુ હોત હાય રે હિન્દુ વીરોનો પ્રમાદ ! †જુઓ મુહમ્મદ કાસિમ કૃત 'ઇબરતનામા' તથા 'તારીખે ફર્રૂખ સિયર'

નવીન બળ ઉત્પન્ન થઇ ગયું. જલધર દોઆબનો શાસક અથવા ફોજદાર શમ્સખાઁ આ વિજયથી હર્ષોન્મત્ત થઈને એક લાખ ધર્મોન્મત્ત મુસ્લિમોની સેના સાથે બહાદુરશાહની કુમકે આવી લાગ્યો અને સુલતાનપુર પાસેના રાહોન નામક ગ્રામમાં સિક્ખ સૈન્યને જબરી હાર આપી. આવું વિઘાતક પરિણામ આવવાનાં અનેક કારણોમાંનું મુખ્ય કારણ તો અમો ઉપર કહી આવ્યા છીએ તેમ વીરતા, વિજય, ઉત્સાહ તથા સાહસની સાક્ષાત્ પ્રતિમા સમાન વીર વૈરાગીની ગેરહાજરી જ હતું. વીર વૈરાગી વિનાની સિક્ખ સેના આંધળી તથા પાંગળી હતી.*

* આ સંબંધમાં ચીફ ખાલસા દીવાન તરફથી પ્રકાશિત થયેલા 'બન્દા બહાદુર' નામક પુસ્તકમાં એવો ઉલ્લેખ લેવામાં આવે છે કે 'સરહિન્દના પતન પછી બન્દાએ પોતે કોઇ પણ યુદ્ધમાં ભાગ લીધો ન હોતો.' પરંતુ ડૉ. ગોકુળચન્દ નારંગ પોતાના 'સિક્ખોના પરિવર્તન' (The Transformation of Sikhism)માં ઉપર્યુક્ત વિધાનને અસત્ય અથવા ભ્રમમૂલક સિદ્ધ કરી બતાવે છે અને જણાવે છે કે "આ કથન અમોને વિશ્વાસજનક લાગતું નથી. 'ચીફ ખાલસા દીવાન'ના પ્રકાશિત ગ્રન્થ લેખકો બન્દાના સ્ટીક લડાઈઓના હાજર હોવાનાં પ્રમાણો આપે છે. વળી આ કથન પણ માનવા યોગ્ય નથી કે જનતાને હાથમાંથી જતું જોવા છતાં બન્દા કોઇ ગુપ્ત સ્થળે બેસી રહ્યો હશે. તે, મહબ્બતખાઁ તથા ફીરોજખાઁ જેવા નાયકોથી અમીનાબાદમાં અને શમ્સખાઁથી રાહોનમાં હાર ખાઇ છે, એ કદાપિ માની શકાય તેમ નથી. હા, એ સંભવનીય છે કે એ બન્ને સ્થલોમાં સિક્ખોને અચાનક ઘેરી લેવામાં આવ્યા હોય અને બન્દાના ત્યાં પહોંચવા પૂર્વે જ તેમને હરાવી દેવામાં આવ્યા હોય. બાદશાહ આદિની શીઘ્રતાથી પતન થઈ કે શું આવશે એવી સિક્ખોની માન્યતા ન હોવાથી તેઓ સ્થાનિક અધિકારીઓને તો તુચ્છ માનતા હતા; કારણ કે, આટલા દિવસો સુધી કોઇએ તેમની સામે થવાની હિંમત કરી ન હોતી. આ કારણથી તેઓ સમસ્ત પંજાબમાં વ્યાપી ગયા તથા પર્વત પ્રદેશપર્યન્ત ભિન્નવિભિન્ન સમુદાયોના રૂપમાં પથરાયા હતા અને તેઓ લઘુસમુદાયોમાં વિભક્ત, અવ્યવસ્થિત તથા યુદ્ધસાધનસંપન્ન શાહી સેના સાથે લડતા હારી ગયા હતા. છતાં પણ પ્રથમ એવી વિરોધવાર કહેવામાં આવ્યું છે તેવી રીતે વીર વૈરાગીનું પોતાની

બહાદુરશાહના આ અચિંત્ય આક્રમણના યોગે વિસ્ફલિત થયેલા સિખ્ખ સૈનિકોનાં હૃદયો કેટલેક અંશે ભયભીત થઇ ગયેલાં હોવાથી અને તેમના એ ભયને નિવારીને તેમનાં હૃદયોમાં નવીન ઉત્સાહને ભરી દેનાર વીર વૈરાગી અથવા બન્દા બહાદુર રણભૂમિમાં વિદ્યમાન ન હોવાથી સિખ્ખ યોદ્ધાઓ અપરિમિત શાહી સૈન્ય સમક્ષ ટકાવ જ ન કરી શકયા, તો પછી તેમનાથી શાહી ફોજનો પરાજય તો કયાંથી જ કરી શકાય વારુ ? અર્થાત્ આવી રીતે દિલ્લીશ્વર બહાદુરશાહને પંજાબમાં વિજય થવા છતાં પણ તેના મનમાં એવી શંકાઓ થયા કરતી હતી કે "જ્યારે આ શાહી ફોજની ફતેહ તથા સિખ્ખ સૈન્યના પરાજયના સમાચાર બન્દાના સાંભળવામાં આવશે, તે વેળાયે તે વળી પણ લડવાને તૈયાર નહિ થઇ જાય અને કાંઇ નવી આફત મુસ્લિમો ઉપર નહિ જ લઇ આવે, એમ માની લેવું તે એક જાતની બેવકૂફી છે. કદાચિત્ કોઇના જાણવામાં પણ ન આવે તેવી રીતે અચાનક તે શયતાન અહીં આવી લાગે અને મારા પોતાના જ ખૂનથી પોતાના કાતિલ કૃપાણની રક્તપિપાસાને તૃપ્ત કરી લે, તો તેમાં પણ અજાયબી જેવું તો કાંઇ જ નથી મતલબ કે, આ એક એવો ખૌફનાક જાની

અવિદ્યમાનતા જ સિખ્ખોના આ પરાજયનું પ્રધાન તથા એકમાત્ર કારણ હતું, કારણ કે, વીર વૈરાગીમાં કોઇ એક એવો તો દૈવી અથવા ચમત્કારિક અજ્ઞેય પ્રભાવ રહેલો હતો કે તેની ઉપસ્થિતિ તથા તેના દર્શનમાત્રથી જ તેના સિખ્ખ સૈનિકોના હૃદયોમાં તથા બાહુમાં અનુક્રમે એ- પ્રકારના વિલક્ષણ ઉત્સાહ તથા અપરિમિત બળનો આવિર્ભાવ થઇ જતો હતો અને મુસ્લિમ સૈનિકોના હૃદયોમાં નિરાશા તથા બાહુમાં ભયંકર શિથિલતા વ્યાપી જતી હતી વીર વૈરાગીના આ અદ્ભુત પ્રભાવને મુસ્લિમ મોર્રિખો-ઇતિહાસલેખકો-એ પણ એકવાચતાથી સ્વીકારેલો હોવાથી અને તેના એ અદ્ભુત પ્રભાવનો પાઠકો તથા પાઠિકાઓને હવે પછીનાં કેટલાક પ્રકરણોમાં સંપૂર્ણ સાક્ષાત્કાર થવાનો હોવાથી અહીં તેના એ વૈયક્તિક પ્રભાવ અથવા આકર્ષણ ( Personal Magnetism or Personal Inspiring Power ) ના અધિક ઊહાપોહની આવશ્યકતા નથી

દુશ્મન છે કે એનાથી સચેત રહેવાની મારામાટે સખ્ત જરૂરત છે. સારાંશ કે, દિલ્લીપતિ બહાદુરશાહ પોતે પણ જેનાથી આટલી સીમાપર્યન્ત ભયભીત તથા સાશંક રહ્યા કરતો હતો તે મહાવીર વૈરાગી જો બાદશાહના આક્રમણના પ્રસંગે સમરાંગણમાં પોતે વિદ્યમાન હોત, તો એ યુદ્ધમાં વિજયદેવતાએ વરમાળા મુસ્લિમ શાહના ગળામાં આરોપવાને બદલે વીર વૈરાગીના કંઠમાં જ આરોપી દીધી હોત એ સર્વથા નિર્વિવાદ વાર્તા હતી. અસ્તુ. બાદશાહ બહાદુરશાહના હૃદયમાં સ્થિર થયેલા વૈરાગી વિષયક આ ભયમા વીર વૈરાગીના ભાવી વિજયનું ગંભીર રહસ્ય સમાયલું હતું કે જે રહસ્ય યથાસમય આપણા જોવા તથા જાણવામાં આવી જશે.

ત્યારે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે: વીર વૈરાગી સિખ્ખોનો આવી રીતે પરાજય થતાં સુધી અને સિખ્ખોની મુસ્લિમ શાસક તથા મુસ્લિમ અમલદારોના હસ્તે આટલી સીમા પર્યન્ત દુર્દશા થઇ જતાં સુધી પણ સમરાંગણમાં ન આવી લાગ્યો, તો શું તેને સિખ્ખોના આ ભીષણ પરાજયના સમાચાર યથાસમય નહિ જ મળી શક્યા હોય? અને જો એમ જ થયું હોય, તો અવશ્ય તે કોઇ એટલા દૂર સ્થાનમાં હોવો જોઇયે કે જ્યાં આ સમાચાર તેને યથાસમય ન જ મળી શકે અને તેનાથી યુદ્ધભૂમિમાં અણીની વેળાયે ઉપસ્થિત ન જ થઇ શકાય; અર્થાત્ પાઠકો તથા પાઠિકાઓની આ જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે વીર વૈરાગી એ સમયમાં જે સ્થાનમાં વિચરી રહ્યો હતો અને જે હિન્દુજાતિકલ્યાણસાધક તથા હિન્દુધર્મરક્ષક ગંભીર કાર્યમાં પ્રવૃત્ત થયેલો હતો તેનું શાંતિપૂર્વક પ્રથમ અવલોકન કરી લિધા પછી જ આ પ્રસંગના અનુસંધાનમાં આપણે અગ્રગામી થઇશું; કારણ કે, એ વેળાયે પણ વીર વૈરાગી પોતાના અમૂલ્ય સમયનો સર્વથા સદુપયોગ જ કરી રહ્યો હતો.



## પ્રકરણ ૧૨ મું*
## ધર્મ, સંપ્રદાય અને ધર્માધ્યક્ષ

"It is rare to see a richman religious; for religion preaches restraint, and riches prompt to unlicensed freedom."
Fetham.

"We have just enough religion to make us hate but *not enough to make us love one another.*"
*Swift, Thoughts on Various Subjects.*

એ વિષયનો તો અતઃપૂર્વે એકથી અધિક વાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે વીર વૈરાગી બન્દા બહાદુર અત્યાચારી વિધર્મીઓના દલને પરાજિત કર્યા પછી, લોકોની માન્યતા અનુસાર તે પાર્વત્ય પ્રદેશમાં જન્મેલા વીરને પાર્વત્ય પ્રદેશનો નિવાસ અતિશય પ્રિય હોવાથી, વારંવાર પોતાના કર્તવ્યક્ષેત્રમાંથી અદૃશ્ય થઇને પાર્વત્ય પ્રદેશમાં ચાલ્યો જતો હતો અને તેની અવિદ્યમાનતા જ વિધર્મીઓને વિજય અપાવતી હતી. ગત પ્રકરણમાં જેનો સવિસ્તર ઉલ્લેખ કરાયલો છે તે સિખ્ખ સૈન્યના પરાજયની ઘટના વીર વૈરાગીની અવિદ્યમાનતાના કારણથી જ ઘટી હતી એ સર્વથા સત્ય હોવા છતાં પણ એ દેશોદ્ધારક તથા ધર્મરક્ષક વીરનરને અજાણતાં પણ કોઈ પ્રકારનો અન્યાય ન અપાઈ જાય એટલામાટે અમારાં પાઠકો તથા પાઠિકાઓને એ વાર્તા જણાવી દેવાની અમો અનિવાર્ય આવશ્યકતા માનીએ છીએ કે વીર વૈરાગી બન્દા બહાદુર યુદ્ધના પરિશ્રમથી શ્રાંત થઇને વિશ્રાંતિના ઉપભોગમાટે કિંવા પોતાના સ્વીકૃત કર્તવ્યને વિસારી દઇને વિષયવિલાસના સેવનમાટે આવી રીતે અદૃશ્ય થતો ન હોતો, કિંતુ હિન્દુધર્મની રક્ષા તથા હિન્દુ-જાતિના ઉદ્ધારના કાર્યની સિદ્ધિમાટે જ અદૃશ્ય થતો હતો અને પ્રસ્તુત પ્રકરણમાં આપણે તેની એ અદૃશ્યતાના સમયમાં તેના હસ્તથી થતી

* આ 'ધર્મ, સંપ્રદાય અને ધર્માધ્યક્ષ' શીર્ષક ૧૨ મું પ્રકરણ પ્રસ્તુત ગ્રન્થમાલાના સંપાદક માન્યવર ઠક્કુર નારાયણ વિસનજીનું લખેલું છે.
ભીમાશંકર શર્મા

હિન્દુધર્મરક્ષિકા તથા હિન્દુજાતિરક્ષાવિષયક પ્રચંડ તથા અત્યન્ત આવશ્યક પ્રવૃત્તિઓનું જ અવલોકન કરવાનું છે.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ઇ સ. ૧૭૧૦ ના નવેમ્બર માસમાં થાનેશ્વર તથા તારાવડીની વચ્ચે શાહી સડક ઉપરના અમીનાબાદ નામક ગામમાં થયેલા હિન્દુમુસ્લિમ યુદ્ધમાં જે વેળાયે શાહી ફોજના હસ્તથી સિખ્ખ સૈન્યનો પરાજય થયો હતો તે વેળાયે આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો આદર્શ હિન્દુ વીર નાયક વીર વૈરાગી અથવા બન્દા બહાદુર પાર્વત્ય પ્રદેશમાં નહિ, પણ પોતાના કેટલાક વિશ્વાસપાત્ર સિખ્ખ અંગરક્ષકો તથા પોતાની વીરપત્ની વીરમતી સહિત હિન્દુઓના ગંગાદ્વાર, હરિદ્વાર તથા હરદ્વાર આદિ શુભ નામોથી ઓળખાતા અને પતિતપાવની સુરસરિતા ગંગા નદીના તીરપ્રાંતમાં વિસ્તરેલા અલૌકિક માહાત્મ્યશાલી તીર્થક્ષેત્રમાં પોતાના એક વિશિષ્ટ કાર્યની સિદ્ધિમાટે વિરાજી રહ્યો હતો; કારણ કે, એ વેળાયે હરિદ્વારમાં કુંભના મેળાનો અવસર વર્તમાન હતો. સુરસરિતા ગંગા નદીનું પ્રાકટ્ય મેષસંક્રાન્તિને દિવસે થએલું હોવાથી પ્રતિવર્ષે હરિદ્વારમાં એ તિથિયે ગંગાસ્નાનનો મેળો થાય છે અને તે સમયે લગભગ એક લાખ હિન્દુ નરનારીનો સમુદાય ત્યાં આવી લાગે છે. પ્રત્યેક માસની અમાવાસ્યા, વિશેષત સોમવતી અમાવસ્યા તથા મહાવારુણી આદિ પર્વોના પ્રસંગે પણ હરિદ્વારમાં ગંગાસ્નાનમાટે સહસ્રાવધિ ભાવિક હિન્દુ સ્ત્રીપુરુષોનું આગમન થતું રહે છે અને પ્રત્યેક બાર વર્ષના કાલાવધિ પછી જ્યારે બૃહસ્પતિ કુંભરાશિનો થાય છે ત્યારે હરિદ્વારમાં જે ઘણો જ મોટો મેળો ભરાય છે તેને કુંભમેળાના નામથી ઓળખવામાં આવે છે. એ કુંભમેળાના અવસરે ભારતવર્ષના સર્વ દેશોમાંના નાગા, સન્યાસી, વૈષ્ણવ, ઉદાસીન, બ્રહ્મચારી, દંડી, પરમહંસ, રાજાઓ, જમીનદારો તથા સામાન્ય હિન્દુ ગૃહસ્થ સ્ત્રીપુરુષો ઓછામાં ઓછા અઢી લાખ અને વધારેમાં વધારે ત્રણ લાખ જેટલી વિશાળ સંખ્યામાં પાપના નિવારણ તથા પુણ્યની પ્રાપ્તિમાટે હરિદ્વારને આંગણે આવીને

એકત્ર થઇ જાય છે. આ મહાપર્વણી પણ મેષસંક્રાંતિને દિવસે જ ઊજવાય છે અને એ તિથિથી કેટલાક માસ પૂર્વે આરંભાતો એ કુંભમેળો એ તિથિ વીતી ગયા પછી પણ કેટલાક સમય પર્યન્ત ચાલતો રહે છે. આવો અવસર બાર વર્ષમા માત્ર એક જ વાર આવતો હોવાથી પોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિમાટે એ અલભ્ય અવસરનો યોગ્ય લાભ લઈ લેવાનો વીર વૈરાગીએ પોતાના મનમા દૃઢ નિશ્ચય કરી લીધો હતો અને તેથી જ પોતાના કર્તવ્યક્ષેત્રમાથી અદૃશ્ય થઇને તે હરિદ્વારમાં આવી લાગ્યો હતો.

સામાન્ય સમયમા પાંચેક હજારની મનુષ્યવસતીવાળા હરિદ્વાર નગરને આ કુંભમેળાએ ભારતવર્ષનાં લક્ષાવધિ હિન્દુ સ્ત્રીઓ ને ભાવિકતાના જાદૂ થી ખેંચી લાવીને લોકારણ્યના સ્વરૂપમાં પરિવર્તિત કરી નાખ્યુ હતુ હરિદ્વાર ગંગા નદીના એક પાર્શ્વના તીરપ્રાંતમાં વસેલું હોવાથી અને ત્યાંની પર્વતશ્રેણિબદ્ધ અવિશાલ ભૂમિ લક્ષાવધિ મનુષ્યોના સામયિક નિવાસમાટે કોઇ પણ પ્રકારે પર્યાપ્ત થઇ શકે તેમ ન હોવાથી ગંગા નદીના અન્ય તીરપ્રાંતની સામાન્ય સમયમાં સર્વથા નિર્જન રહેનારી ભૂમિમાં લાખથી દોઢ લાખ જેટલાં યાત્રાલુ સ્ત્રીપુરુષો, કોઇ તમ્બૂઓમા, કોઇ મોટી મોટી છત્રીઓ તળે, કોઇ ઘાસ તથા પાંદડાંનાં ઊભા કરેલાં ઝૂંપડાંમાં તો કોઇ અનાવૃત્ત સ્થાનોમાં દિવસના તાપ તથા રાત્રિની શીતલતાને સહન કરતાં છાવણી નાખીને પડ્યાં હતાં અને બેચાર દિવસમા મેષસંક્રાંતિ આવવાની હોવાથી તે તિથિયે ગંગાના નિર્મલ જલપ્રવાહમા સ્નાન કરીને કૃત પાપોના બંધનથી મુક્ત થવાના અવસરની પ્રતીક્ષા કરી રહ્યાં હતા બન્ને તીરપ્રાંતોમાં આવશ્યક વસ્તુઓના બજારો ખુલી ગયા હતા અને આ તીરપ્રાંતમાથી પેલા તીરપ્રાંતમાં તથા પેલા તીરપ્રાંતમાંથી આ તીરપ્રાંતમાં યાત્રાલુઓથી સુખપૂર્વક આવજાવ કરી શકાય એટલામાટે બે ત્રણ સ્થળે ગંગાના પ્રવાહમાં સામયિક નૌકાસેતુ અથવા નૌકાના પુલો બાંધી દેવામાં આવ્યા હતા અર્થાત ગંગાના મહાવેગવાન્ પ્રવાહ ઉપર બંધાયલા એ નૌકાસેતુઓ ઉપર

ચાલતાં નરનારીઓની શ્રેણીને જોઈને જાણે સુરસરિતા ગંગા પતિત મનુષ્યોને પોતાના વક્ષઃસ્થળપર ધારણ કરીને તારવાનો પ્રયત્ન કરતી પોતાના 'અધમજનતારિણી' નામની સાર્થકતા કરી રહી હોયની! એવો જ જોનારને ભાસ થયા કરતો હતો યાત્રાળુઓ ઉપરાંત કેવળ ધનોપાર્જન તથા ઉદરપોષણમાટે ત્યાં ભિક્ષુકો અથવા માગણ લોકો પણ વિપુલ સંખ્યામાં આવ્યાં હતાં, તેઓ સ્થળે સ્થળે વેચવાની વસ્તુઓ પ્રમાણે દેવોની નાની મોટી મૂર્તિઓને પોતાની મોટી મોટી છત્રીઓ તળે વસ્ત્રાચ્છાદિત પાષાણો ઉપર ગોઠવીને અને પોતે રામ લક્ષ્મણ તથા જાનકી અથવા તો કેવળ રામના વેષને ધારણ કરીને યાત્રાળુઓ પાસેથી ભિક્ષા માગ્યા કરતાં હતાં અને ભાવિક યાત્રાળુઓ તેમને પોતપોતાની શક્તિ અનુસાર ભિક્ષા આપીને ભારતવર્ષમાં ભિક્ષુકોની સંખ્યાને વધારવાના કાર્યને પોતાની અંધ શ્રદ્ધાદ્વારા પ્રેરાઈને અજાણતાં એક પ્રકારનું ભયંકર ઉત્તેજન આપી રહ્યાં હતાં.

માયાપુર નામક એક પુરાતન ગ્રામ હરિદ્વારથી નૈઋત્ય કોણમાં ગંગાના દક્ષિણ તીરપ્રાંતમાં લગભગ અડધા ગાઉના અંતરે આવેલું છે અને અતિશય પુરાતન મનાય છે પ્રસ્તુત પ્રકરણમાં વર્ણ-વવાતી ઘટનાના સમયમાં માયાપુરમાં અતિશય પુરાતન ત્રણ હિન્દુ દેવમંદિરો વિદ્યમાન હતાં, તેમાંનું એક મંદિર માયાદેવીનું હતું, બીજું મંદિર ભૈરવનું હતું અને ત્રીજું મંદિર નારાયણશિલાનું હતું* માયા-દેવીના મંદિરમાં વિરાજતી માયાદેવીની મૂર્તિનાં શિર ત્રણ તથા ભુજાઓ ચાર હતી, તે મૂર્તિના નિકટમાં અષ્ટભુજ મહાદેવની મૂર્તિ હતી અને બાહ્ય ભાગમાં ભવ્ય નદીની મૂર્તિ પણ વિદ્યમાન હતી. ભૈરવમંદિરમાં બીજી ભૈરવની મૂર્તિ વિરાજતી હતી અને નારાયણશિલાના મંદિરનું ઈંટોવડે નિર્માણ કરવામાં આવ્યું હતું. એ નારાયણશિલાના

* એ ત્રણ મંદિરો સાંભળવા પ્રમાણે અત્યારે પણ વિદ્યમાન છે. ઈ. સ. ૧૯૦૨ માં કુંભમેળાના પ્રસંગે હું પોતે જ્યારે હરિદ્વાર ગયો હતો ત્યારે તો એ ત્રણે મંદિરોને મેં પોતે પણ એ જ અવસ્થામાં વિદ્યમાન જોયાં હતાં.

નૈઋત્ય કોણમાં વેણ રાજાનો અત્યારે ઉજ્જડ થઇ ગયેલો એક નાનો ગઢ અથવા કિલ્લો પણ હતો અને આસપાસ જૂની ઇંટો તથા પત્થરોના કેટલાક ઊંચા ટેકરા પણ વિસ્તરેલા હતા. માયાપુર સ્થાન હરિદ્વાર, હરિદ્વારથી દોઢ ગાઉપર આવેલા કનખલ નામક તીર્થસ્થલ તથા હરિદ્વારથી પશ્ચિમે બે ગાઉના અંતરે આવેલા જ્વાલાપુર નામક ગ્રામના માર્ગો જ્યાં એકત્ર થતા હતા તેવા કેન્દ્રમાં આવેલું હોવાથી અને કુંભના મેળામાં આવતા સ્ત્રીપુરુષોની વસતી કનખલ તથા જ્વાલાપુર પર્યન્ત વિસ્તરેલી હોવાથી જતાં આવતાં સર્વ મનુષ્યોનું નિરીક્ષણ કરી શકાય એટલામાટે વીર વૈરાગીએ પોતાની અર્ધાંગી તથા પોતાના અનુયાયી અંગરક્ષકો સહિત આવીને એ માયાપુર નામક સ્થાનમાં જ પડાવ નાખ્યો હતો,* કારણ કે, વીર વૈરાગી એથી પૂર્વે પણ એક વાર હરિદ્વારના કુંભમેળામાં ગંગાસ્નાનમાટે આવેલો હોવાથી હરિદ્વાર તથા કુંભના મેળાનો તે સંપૂર્ણ જ્ઞાતા હતો. પ્રથમ ત્યાંની સમસ્ત પરિચર્યા અથવા પરિસ્થિતિને જોઇ લેવાની અને ત્યારપછી જ પોતાના કાર્યને આરંભવાની તેની ઇચ્છા હોવાથી જ્યાં સુધી યોગ્ય સમય ન આવી લાગે ત્યાં સુધી પોતાના આગમનને ગુપ્ત રાખવાનું જ તેણે ઉચિત ધાર્યું હતું,માત્ર એટલું જ નહિ, પણ તેની વીર પત્ની વીરમતીએ પણ પોતાના સ્ત્રીત્વને ગુપ્ત રાખવામાટે પોતાના પતિદેવની આજ્ઞાથી માયાપુરનિવાસના સમયમાં જે પુરુષવેશમાં

* એ માયાપુર નામક સ્થાન અત્યંત પુરાતન હોઇને ઘણીક વાર ત્યાંની ભૂમિમાંથી પુરાતન મુદ્રાઓ—જૂના સિક્કાઓ—પણ મળી આવે છે ઇ. સ. ૧૮૫૫ માં અંગ્રેજ સરકારે માયાપુર તથા કનખલના મધ્યવર્તી સ્થાનમાં જે નહેર બંધાવી છે અને જે નહેર ૬૩૫ માઇલ્સનો પ્રવાસ કરીને કાનપુરમાં પુનઃ ગંગાના પ્રધાન પ્રવાહ સાથે મળી ગઈ છે તે નહેર ઉપર તે નહેરના મુખદ્વાર આગળ જે પુલ બાંધવામાં આવ્યો છે તે પુલ માયાપુરની પાસે જ છે અને અત્યારે પણ જ્વાલાપુર, કનખલ તથા હરિદ્વારના ત્રણે માર્ગો એ માયાપુર અથવા ગંગાની નહેરના પુલ પાસે જ આવીને એકત્ર થાય છે, એટલે કે માયાપુરની એ કેન્દ્રતા તો વીર વૈરાગીના સમયમાં હતી તે જ સ્વરૂપમાં અવિચલ છે

આશાથી સિંધુદેશ તથા પંજાબદેશમાં અતિશય વિશાળ સંખ્યામાં આવી લાગ્યાં હતાં અને પંજાબમાં આવેલો દુષ્કાળપીડિત હિન્દુ-નરનારીસમુદાય પંજાબમાંથી આગળ વધીને હરિદ્વારમાં એટલામાટે આવી લાગ્યો હતો કે પંજાબમાં હિન્દુમુસ્લિમવિગ્રહના યોગે સર્વત્ર અશાંતિ વ્યાપેલી હોવાથી જ્યાં પણ એ દુષ્કાળપીડિત હિન્દુઓનો સમુદાય મુસ્લિમ સૈનિકોના પંજામાં સપડાઈ જતો હતો ત્યાં જો તેઓ હિન્દુધર્મને ત્યજીને મુસલ્માન થઈ જાય તો જ તેમને તેમની પાસેથી સખ્ત મજૂરી કરાવીને કૂતરાને અપાય છે તેવી રીતે રોટલાનો કકડો આપવામાં આવતો હતો અને જો તેઓ ઇસ્લામને સ્વીકારવાની અને મુસલ્માન થવાની ના પાડે, તો તે ક્ષુધાના દુઃખથી પીડાયલાં તથા જર્જરિત થયેલાં અશક્ત હિન્દુ સ્ત્રીપુરુષો તથા બાલકોને ઇસ્લામના બહાદુર સિપાહીઓ (?) પોતાના મનુષ્યત્વને તિલાંજલિ સમર્પીને ત્યાંનાં ત્યાં જ અત્યંત નિર્દયતાથી રેંસી નાખતા હતા; યુવતી તથા રૂપવતી રમણીઓને બળાત્કારે મુસલ્માન બનાવી પોતાના જનાનખાનાની બીબીઓ બનાવી દેતા હતા અને નિરાધાર બાળકો તથા બાલિકાઓને પણ મુસલ્માન તરીકે ઊછેરીને મોટાં કરવામાટે મુસ્લિમ કુટુંબોના હસ્તમાં સોંપી દેતા હતા. અહીં સત્યના સમર્થનમાટે એ વાર્તાને પણ અમારે સ્વીકારવી જ જોઇએ કે આવા કટાકટીના પ્રસંગે જે નિર્બળહૃદય હિન્દુ સ્ત્રીપુરુષોમાં એટલી સીમાપર્યન્ત આત્મશક્તિ તથા ધર્મ દૃઢતા ન હોતી કે જેમના યોગે તેઓ ક્ષુધાની અસહ્ય પીડાને સહન કરી લઇને, ક્ષણભંગુર તથા તુચ્છ જીવનના મોહને સર્વથા ત્યજી દઇને અને ધર્માંધ મુસ્લિમોની લોહીતરસી તલ્વારોથી પોતાની ગર્દનોને કપાવી નાખીને પણ પોતાના હિન્દુધર્મને સુરક્ષિત રાખી શકે અને ધર્મભ્રષ્ટ થવાના ભયાનક પાતકથી અલિપ્ત રહી શકે; તે નિર્બળહૃદય હિન્દુ સ્ત્રીપુરુષો 'जीवन्नरो भद्रशतानि पश्येत्' 'જાન બચી લાખોં પાય' અથવા 'જીવતા જોગી પણ ભલા' એ કાયરોના સિદ્ધાન્તને સ્વીકારી લઇને જીવનની રક્ષામાટે રોટલાનો કકડો, શરીરને ઢાંકવામાટે બે જૂનાં પુરાણાં વસ્ત્રો તથા રહેવામાટે ભાગ્યાંટૂટ્યાં

ઝૂંપડાં મળતાં પોતાની ઇચ્છાથી જ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઈ જતાં હતાં, છતાં પણ એ રહસ્ય તો તેમની ધર્મમૂઢતામાં પણ ઝળકતું હતું કે જો તે નિર્બળહૃદય હિન્દુ સ્ત્રીપુરુષોને મુસલ્માન થવાની ફરજ પાડ્યા વિના જ અને તરવારના ભયથી મુક્ત રાખીને રોટલાનો કકડો, વસ્ત્ર તથા ઝૂંપડાંની વ્યવસ્થા કરી આપવામાં આવી હોત, તો તો તેઓ પણ પોતાના હિન્દુધર્મને ત્યજીને મુસલ્માન અથવા ધર્મભ્રષ્ટ થવાના પાતકથી સર્વથા અલિપ્ત જ રહ્યાં હોત આ હૃદયદ્રાવક વૃત્તાંત જ્યારે હરિદ્વારમાં જ આવેલાં દુષ્કાળપીડિત અસ્થિપિંજરતુલ્ય હિન્દુ સ્ત્રીપુરુષોના મુખથી હરિદ્વારના સર્વ બાહ્યાભ્યન્તર વિભાગોમાં ભ્રમણ કરી રહેલાં આપણાં વીરદંપતીના સાંભળવામાં આવ્યો ત્યારે સ્વાભાવિક જ તેમનાં દયાળુ તથા અનુકંપાશીલ અંતઃકરણો શોક તથા દુઃખના આઘાતથી વિદીર્ણ તથા ચૂર્ણવિચૂર્ણ થવા લાગ્યાં. કેટલાક દુષ્કાળપીડિત હિન્દુ માતા પિતાઓ કેવળ પોતાના ક્ષુધાજન્ય દુઃખને નિવારવાના સ્વાર્થમય આશયથી જ નહિ, કિન્તુ પોતાનાં દુઃખો કરતાં પોતાનાં સંતાનોનાં દુઃખો તેમનાં હૃદયોમાં અસહ્ય વેદના ઉપજાવતાં હોવાથી 'જો આપણાં સંતાનો કોઈ સુયોગ્ય, સાધનસંપન્ન તથા દયાળુ મનુષ્યોના હસ્તમાં જશે, તો અત્યારે તેમના જીવનની રક્ષા પણ થશે અને પછી પણ તેમનું કલ્યાણ થઈ જશે' એવા શુભ આશયથી જો કોઈ ગ્રાહકો મળી આવે, તો પોતાની રૂપસુંદરી કિશોરી કન્યાઓને તેમ જ પોતાના કનૈયા કાન જેવા પ્રાણપ્રિય કિશોરવયસ્ક પુત્રોને પણ વેચી નાખતાં હતાં અને તેમને પોતાનાં એ સંતાનોના ગ્રાહકો તથા ગ્રાહિકાઓ પણ મળી આવતાં હતાં; પરન્તુ ભેદ માત્ર એટલો જ કે પોતાનાં સંતાનોને ખરીદવાની ઉદારતા દર્શાવનારાં અને માગ્યા કરતાં પાંચ રૂપિયા વધારે મૂલ્ય આપનારાં જે ગ્રાહકો તથા ગ્રાહિકાઓને તે માતાપિતાઓ હિન્દુ તથા ભદ્ર નરનારી તરીકે માનતાં હતાં તેઓ પચોતેર ટકા હિન્દુવેશધારી મુસલ્માનો તથા સાધ્વીઓના વેશમાં વિચરતી ધનાઢ્ય વારાંગનાઓ જ હતાં એ વાતની ખબર

વિશિષ્ટતાપૂર્વક પાઠકો તથા પાઠિકાઓએ સ્મરણમાં રાખી લેવાની છે. એ ઉપરાંત અનેક દુષ્કાળપીડિત તેમ જ યાત્રાળુ રૂપસુંદરી હિન્દુ યુવતીઓના અપહરણ તથા અચાનક અદ્દશ્ય થઈ જવાની ઘટનાઓ પણ પ્રતિદિવસ એક અથવા બેની સંખ્યામાં નિત્ય બન્યા કરતી હતી અને તે હિન્દુ યુવતીઓનાં અપહરણ કેટલાક વિષયલંપટ મુસ્લિમ રઈસો, અમીરો તથા અમલદારોની પ્રેરણાથી એ પૈશાચિક કૃત્યમાટે ખાસ રોકવામાં આવેલા ભાડૂતી મુસાફિરો અથવા વિધર્મી ગુંડાઓના હસ્તથી જ થતું હતુ એવી હિન્દુઓની સકારણ દૃઢ માન્યતા હતી અને તેમની એ માન્યતા બહુ અંશે સત્ય હોવી જોઈએ એમ અલ્પ સમય પૂર્વે જ આ નશ્વર સંસારને ત્યજીને સ્વર્ગવાસી થયેલા બાદશાહ ઔરંગજેબના શાસનકાળનો ઇતિહાસ પોકાર કરીને કહી રહ્યો હતો.* આ સમસ્ત પરિસ્થિતિ હિન્દુધર્મ તથા હિન્દુજાતિના પરમશુભેચ્છક તથા અશ્રુતપૂર્વ હિન્દુત્વાભિમાની વીર વૈરાગી અને તેની વીરજાયા વીરમતીના હૃદયોને હચમચાવી નાખવામાટે પર્યાપ્ત હતી. અને મેષસંક્રાંતિનો એટલે કે ગંગાસ્નાનનો—જે દિવસે

* જેને હિન્દુસ્થાનના સુશિક્ષિત મુસલ્માનો પણ ઔરંગજેબના શાસનકાલના એક પ્રમાણભૂત તથા નિષ્પક્ષપાત ઇતિહાસ તરીકે અવિરુદ્ધ ભાવથી સ્વીકારે છે તે માન્યવર પ્રોફેસર જદુનાથ સરકારના લખેલા 'History of Aurangzib' નામ- ગ્રંથમા તે સમયના મુસ્લિમ અમલદારોની પૈશાચિક વ્યભિચારવૃત્તિ તથા તેમના હિન્દુ યુવતીઓને આવા મેળાઓમાથી ઉપાડી જવાના નીચ વ્યવસાયની જે કેટલીક ઐતિહાસિ- સત્ય ઘટનાઓ આપવામાં આવી છે તેમાની એક ઘટના આ પ્રમાણે છે —

"For instance, we read how a local *faujdar* named Murshid Quli Khan Turkman (who died in 1638) took advantage of his campaigns against refractory tenants to gratify his lust. When the villagers were defeated he seized all their most beautiful women and placed them in his harem. Another practice of this licentious officer is thus described in the *Masir-ul-umara* (iii. 422)

હરિદ્વારસ્થ 'હરકી પૈડી' નામક ગંગાકુંડમાં સ્નાન કરીને શુદ્ધ થવાથી ઘોર પાપોના નિવારણ તથા અક્ષય પુણ્યપ્રાપ્તિની ભાવના

---

"On the birthday of Krishna, a vast gathering of Hindu men and women takes place at Govardhan on the Jamuna opposite Mathura. The Khan painting his forehead and wearing *dhoti* like a Hindu, used to walk *up and down in the crowd* Whenever he saw a woman whose beauty filled even the Moon with envy, he snatched her away like a wolf pouncing upon a flock, and placing her in the boat which his men had kept ready on the bank, he sped to Agra The Hindu [for shame] never divulged what had happened to his daughter "

Abduction of Hindu women by governor

*History of Aurangzib, by Jadunath Sarkar M.A.*, Vol III, pp 331-334. (1916)

આનો ભાવાર્થ એવો થાય છે કે 'ઉદાહરણ તરીકે મુર્શિદ કુલીખાન તુર્ક નામક એક સ્થાનિક ફોજદાર (કે જેનું મૃત્યુ ઇ સ ૧૬૩૯ માં થયું હતું તે) રાજનિયમને ઉલ્લંઘનારા પ્રકારો (પાદિશાહો) જિદ્દથી પોતાની દુષ્પ્રવૃત્તિઓનો પોતાની વિષયલંપટતાને સંતોષવામાં કેવી રીતે ઉપયોગ કરતો હતો એ કથા આપણે વાંચીએ છીએ જ્યારે યુદ્ધમાં આમતિયાઓ દોડી જતા હતા ત્યારે તે તે આમતિયાઓની બૈરાંઓ પણ રૂપાળી સ્ત્રીઓ હોય તેમને પકડી લેતો હતો અને પોતાના જનાનખાનામાં પધરાવી દેતો હતો એ વિષયલંપટ અથવા નરરાક્ષસ અમલદારની એક બીજી નીચ પ્રવૃત્તિનું 'માસિરુલ ઉમરા' નામક ઇતિહાસગ્રંથમાં આવી રીતે વર્ણન કરાયું છે, (જુઓ 'માસિરુલ ઉમરા' ૩,૪૨૨) —

'શ્રી કૃષ્ણના જન્મદિવસના પ્રસંગે—શ્રાવણ માસની કૃષ્ણ અષ્ટમી અથવા જન્માષ્ટમીને દિવસે—મથુરાની સામે યમુના નદીના તીરપ્રાન્તમાં ગોવર્ધન નામક સ્થળે હિન્દુ પુરુષો તથા સ્ત્રીઓનો એક મોટો મેળો ભરાય છે એ કૃષ્ણજન્માષ્ટમીના મેળાના પ્રસંગે ફોજદાર મુર્શિદ કુલીખાન હિન્દુ પ્રમાણે પોતાના લલાટપ્રદેશમાં તિલક કરીને તથા ધોતિયું પહેરીને મેળામાં આવતો હતો અને મનુષ્યોની ભીડમાં આમથી તેમ અને તેમથી આમ

હિન્દુઓનાં હૃદયમાં દૃઢ થયેલી છે તે-દિવસ આવી લાગ્યો અને તે દિવસે પ્રભાતમાં 'હરકી પૈડી' નામક ઘાટપર જે સામાન્ય ઘટના અવશ્ય ઘટવાની હતી તે ઘટનાને વીર વૈરાગી સારી રીતે જાણતો હોવાથી વીર વૈરાગી પોતાની પત્ની વીરમતી તથા પોતાના સિપ્પ્ય-દલ સહિત પોતાના સત્ય સ્વરૂપ તથા સ્વાભાવિક રાજસ વેશમાં પોતાના નિવાસસ્થાનમાંથી 'હરકી પૈડી'ની દિશામાં પ્રયાણ કરી ગયો.

---

ભ્રમણ કર્યાં કરતો હતો. આવી રીતે ભ્રમણ કરતાં કરતાં જ્યારે પણ કોઇ ચદ્રના હૃદયમાં પણ પોતાના સૌન્દર્યથી અસૂયા ઉપજાવનારી-ફારસી ભાષામાં જેને 'રશ્કે મર' કહેવામાં આવે છે તેવી-હિન્દુ યુવતી તેના જોવામાં આવતી હતી એટલે તે મેઢાના ટોળાપર તૂટી પડનારા વરુ પ્રમાણે તેના પર તૂટી પડીને તેને પકડી લેતો હતો અને તેના માણસોએ યમુનાના તીરપ્રાંતમાં પ્રથમથી જ તૈયાર રાખેલી નૌકામાં નાખીને આગ્રાની દિશામાં નૌકાને વેગપૂર્વક હંકારી દેતો હતો. જે હિન્દુની કન્યા આવી રીતે ઉપડી જતી હતી તે હિન્દુ લજ્જા અથવા પ્રતિષ્ઠા જવાના ભયથી પોતાની કન્યાના અપહરણની ઘટનાને પોતાના મુખથી કદાપિ પ્રકાશિત કરતો ન હોતો."

માન્યવર અધ્યાપક જદુનાથ સરકાર એમ. એ કૃત 'ઔરંગઝેબનો ઇતિહાસ', ભાગ ૩ જો, પૃષ્ઠ ૩૩૧-૩૩૨

આ પિશાચ ફોજદારની પૈશાચિકતાની કથા માન્યવર જદુનાથ સરકારે તે સમયના મુસ્લિમ મોર્રિખોની લેખિનીથી લખાયલા 'માસિરુલ ઉમ્રા' નામક જૂના હસ્તલિખિત ફારસી ઇતિહાસગ્રન્થમાંથી લીધી છે એટલે એની વિશ્વસનીયતાના સબંધમાં કોઇથી કશી પણ શંકા દર્શાવી શકાય તેમ નથી અર્થાત્ બાદશાહ ઔરંગઝેબના શાસનકાલમાં શયતાનખસ્લત ફોજદાર મુરાદકુલીખાન તુર્કે આરંભેલી આવા મેળાઓમાંથી હિન્દુ રમણીઓને બળાત્કારે ઉપાડી જવાની અને મુસ્લમાન બનાવીને જનાનખાનાની બેગમો અથવા બીબીઓ બનાવવાની પૈશાચિક પ્રવૃત્તિને એના જ સ્વભાવના કેટલાક મુસ્લિમ અમીરો, રઇસો તથા અમલદારોએ બાદશાહ બહાદુરશાહના શાસનકાલમાં પણ તેના વારસો તરીકે ચાલુ રાખી હતી કે જેના અનેક પ્રમાણ પંજાબનાં ગુરુમુખી લિપિમાં છપાયલા પુસ્તકોમાં તેમ જ કેટલાક અંગ્રેજી પુસ્તકોમાં પણ આપણને મળી શકે છે. અત્યારના યુગમાં પણ કેટલાક એવા મુસલ્માનો એ પૈશાચિક પ્રવૃત્તિને ક્યાં નથી વળગી રહ્યા?

જે વેળાયે વીર વૈરાગી પોતાની સહધર્મિણી તથા પોતાના શિષ્યદલસહિત 'હરકી પેડી' નામક ઘાટપર આવી લાગ્યો તે વેળાયે ત્યાં હિન્દુ પુરુષો તથા સ્ત્રીઓ તેમ જ બાળકો તથા બાલિકાઓની એવી તો ભયંકર ભીડ જામી હતી કે શિષ્યસૈનિકોએ જો વીર વૈરાગી બન્દા બહાદુરના નામનો જયઘોષ ન કર્યો હોત અને પોતાના કૃપાણોની અણીથી મનુષ્યોને દૂર ન હટાવ્યાં હોત, તો વીર વૈરાગી તથા વીરમતી ભાગ્યે જ ઘાટ ઉપર પહોંચી શક્યાં હોત. ઘાટપર જે ભયાનક દૃશ્ય તેમના જોવામાં આવ્યું તે દૃશ્યના શાબ્દિક ચિત્રને જ અમો હવે અહીં આલેખીશું.

ત્યાં નાગા, સન્યાસી, ઉદાસી, રામાનંદી, કબીરપંથી તથા વૈરાગી આદિ ભિન્ન ભિન્ન હિન્દુસમ્પ્રદાયોના મહંતો પોતપોતાના શિષ્યદલસહિત ઊભા હતા અને 'હરકી પેડી'* નામથી ઓળખાતા બ્રહ્મકુંડ અથવા હરિકુંડમાં સ્નાન કરવાના પોતાના પ્રાથમિક અધિકારને સ્થાપવામાટે પરસ્પર ભયંકર વાદવિવાદ, પોતાના પક્ષનો અનુવાદ અને વિરોધી પક્ષનો પ્રતિવાદ કરી રહ્યા હતા; માત્ર એટલું જ નહિ, પણ જો એ વાદવિવાદનો સમાધાનપૂર્વક અન્ત ન આવે, તો નાગા, સન્યાસી, ઉદાસી, વૈરાગી તેમ જ અવધૂતપંથી

* એ 'હરકી પેડી' નામક જગાઘાટ પ્રથમ ઘણો જ નાનો તથા સંકુચિત હતો અને ત્યાં આવા મેળાના સમયમાં સ્નાન કરનારાઓની એટલી તો ભીડ થતી હતી કે ઇ. સ. ૧૮૧૯ ના કુંભમાં સિપાહીઓ ઇત્યાદિ મળી ૪૩૦ માણસ સ્નાનના સમયમાં ઘાટપર થયેલી ધક્કાધક્કીથી જ મરી ગયા હતાં એટલે અંગ્રેજ સરકારે ત્યાર પછી એ ઘાટને એક સો ફીટ પહોળો કરી દીધો હતો અને પત્થરના સાફ પગથિયાં પણ કરાવ્યાં હતાં કે જે અત્યારે વિદ્યમાન છે 'હરકી પેડી' નામક નગાઘાટને આટલો પહોળો કરાવવા છતાં પણ આવા મેળાના પ્રસંગે ત્યાં લક્ષાવધિ યાત્રાળુઓ આવતા હોવાથી સ્નાનના સમયમાં ત્યાં આવા અકસ્માતો સર્વથા નથી જ થતા અને મનુષ્યોના મરણ નથી જ થતા એમ તો નથી જ, માત્ર આવા અકસ્માતોની સંખ્યા ન્યૂન કરવા એટલી અવશ્ય થઈ છે અને એ લાભ પણ કાંઈ જેવો તેવો નથી.

સાધુઓ પોતાના દંડો સાથે પોતાના પ્રતિપક્ષીઓના મુડદાનું સમેલન કરાવીને પતિતપાવની ગંગા નદીના નિર્મલ જલપ્રવાહને માનવરક્તથી રંજિત કરવાને પણ એક પગે તૈયાર હતા. એમનામાં સર્વથી અધિક ઉગ્ર, બીભત્સ તથા ભયાનક સ્વરૂપ નાગાઓનું દેખાતું હતું, કારણ કે, તેઓ તેમના પોતાના 'નાગા'–નગ્ન–નામ પ્રમાણે જ આપાદ-મસ્તક દિગમ્બર હતા; તેમના દેહો હૃષ્ટપુષ્ટ તથા બલાઢ્ય હતા; તેમના હસ્તમાં કડિયાળી ડાંગો ઉપરાંત બદૂકો, તલ્વારો તથા ઢાલો ઇત્યાદિ પ્રાણઘાતક શસ્ત્રાસ્ત્રો પણ દૃષ્ટિગોચર થતાં હતાં અને એ શારીરિક બળ તથા શસ્ત્રાસ્ત્રબળના યોગે જ એ નાગાઓ હરિદ્વારના દ્વાદશ-વર્ષીય કુમ્ભમેળાના પ્રસંગે, ગોદાવરીના દ્વાદશવર્ષીય સિંહસ્થવર્ષના મેળાના અવસરે અને પ્રયાગ–અલ્લાહાબાદ–માં જ્યારે બાર વર્ષે બૃહસ્પતિ વૃષરાશિમાં આવે છે ત્યારે થનારા 'કુંભયોગ' નામક પ્રચંડ મેળાના અલભ્ય અવસરે તેમ જ એવા અન્યાન્ય અવસરોમાં ગંગા, ગોદાવરી તથા ત્રિવેણીસંગમમાં પ્રથમ સ્નાન કરવાના પોતાના અધિકારને સ્થાપવાની અંત પર્યન્ત ચેષ્ટા કરતા હતા અને તે ચેષ્ટામાં બહુ અંશે વિજય પણ મેળવતા હતા. અર્થાત્ જો અન્ય પક્ષ અતિ-શય પ્રબળ હોય, તો જ તેમનો એ વિવાદ અથવા વિગ્રહમાં કોઈક વાર પરાજય થઈ જતો હતો * આ સર્વ પરિસ્થિતિ વીર વૈરાગીના જાણવામાં હોવાથી આજના એ રક્તપાતને અટકાવવા તથા નાના-વિધ હિન્દુસાંપ્રદાયિક ધર્માધ્યક્ષો તેમ જ તેમના અનુયાયીઓને

* હરિદ્વારના મેળામાના સ્નાનના એ ઝગડા ત્યાર પછી પણ ચાલ-તા જ રહ્યા હતા અને હજી પણ કંઈ બિલ્કુલ મટી ગયા નથી ઇ. સ ૧૭૬૦ ના એપ્રિલ માસની ૧૦ મી તારીખે ગગાસ્નાનના અતિમ દિવસે સન્યાસીઓ તથા વૈરાગીઓની મારામારીમા ૧૮૦૦ મનુષ્યોનો ઘાણ નીકળી ગયો હતો અને ઇ. સ. ૧૭૮૫ મા સિખ્ખ યાત્રાળુઓએ એવા જ પ્રકા-રની મારામારીનો પ્રસગ ઉપસ્થિત થતા પાચ સો સન્યાસીઓના આત્મા-ઓના જડ શરીર સાથેના સબધને તોડી નાખીને તે સંન્યાસીઓના મુમુક્ષુ (?) આત્માઓને મોક્ષના માર્ગે ચઢાવી દીધા હતા. આમા જ છુપા-યલુ છે હિન્દુજાતિના ધાર્મિ- તથા નૈતિ- અધઃપાતનુ રહસ્ય !

સમયની આવશ્યકતા અનુસાર ધર્મના સત્ય માર્ગમાં વાળવાના આશયથીજ ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની સદ્ધર્મિણી તથા પોતાના શિષ્યમંડલ સહિત 'હરકી પૈડી' પર આવી લાગ્યો હતો.

શિખ્ખ સૈનિકોના મુખોમાંથી નીકળેલા 'વાહ ગુરુકી ફતહ' 'વાહ ગુરુકા ખાલસા' અને 'ગુરુ ગોવિન્દસિંહ તથા બન્દા બહાદુરનો જય' આવા પ્રકારના વીર વૈરાગીના આગમનના સૂચક ધ્વનિ તથા સામાન્ય જનતાનાં મુખોથી થતા એ ધ્વનિના પ્રતિધ્વનિને સાંભળીને જે નાગાઓ, વૈરાગીઓ, ઉદાસીઓ તથા સંન્યાસીઓ પોતાની કડિયાળી ડાંગોને ઉગામીને પરસ્પર વિગ્રહદ્વારા રક્તપાતની તૈયારી કરી રહ્યા હતા તેઓ અચાનક લજ્જા તથા ભયથી સ્તંભિત થઈ ગયા અને અલૌકિક પ્રભાવશાળી તથા હિન્દુત્વના તારણહાર વીર વૈરાગીને રાજસ વેશમાં બ્રહ્મકુંડના તીરપ્રાંતમાં પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલો જોઇને તેમના દંડો સાથે તેમનાં ગર્વોન્નત મસ્તકો પણ પોતાની મેળે જ ભૂમિભણી નમી ગયા. વીર વૈરાગી પ્રથમ તો રોષ તથા તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી તે ધર્મના નામને કલંકિત કરનારા ધર્મધ્વજો તથા સાધુ નામથી ઓળખાતા પિશાચોને જોઈ રહ્યો અને પોતાના મુખમાંથી એક પણ શબ્દ તેણે ન ઉચ્ચાર્યો. વીર વૈરાગીના એ મૌનયુક્ત નિરીક્ષણથી બ્રહ્મકુંડના તીરપ્રાંતમાં કાનોના પડદાને ફાડી નાખનારો જે ભયંકર કોલાહલ વ્યાપી રહ્યો હતો તે કોલાહલના સ્થાનમાં એટલી સીમા પર્યન્ત નિસ્તબ્ધતા, નિશ્ચલતા તથા મૌનનો અધિકાર વ્યાપી ગયો કે જો અતિશયોક્તિ થવાનો સંભવ ન હોય તો કદાચિત્ એમ જ કહી શકાય કે તે ભયંકર મૌનના પરિણામે જો કોઇના હાથમાંથી એક ઝીણામાં ઝીણી સૂઈ અથવા સોય પણ નીચે ભૂમિપર પડી જાય, તો કદાચિત્ તેના પતનનો ધ્વનિ પણ લોકોના સાંભળવામાં આવી જાય. જ્યારે સર્વત્ર આવી રીતે મૌન તથા નિશ્ચલતાનું સામ્રાજ્ય વ્યાપેલું વીર વૈરાગીના જોવામાં આવી ગયું એટલે પછી તે વીરચૂડામણિ અત્યન્ત ગંભીર મુદ્રા, ગંભીર સ્વર તથા ગંભીર વાણીથી તે અકારણ વિગ્રહ

તથા રક્તપાતમાટે કટિબદ્ધ થયેલા નામધારી વૈરાગીઓ તથા કુલ-કલંક ધર્માધ્યક્ષોને સંબોધીને મેઘગર્જનાના સ્વરૂપમાં કહેવા લાગ્યો કે –

"પોતાને સંસારત્યાગી, વિરક્ત, વૈરાગી, સાધુ તથા ધર્મના અધ્યક્ષ આદિ ગૌરવાન્વત નામોથી ઓળખાવનાર અને તારણહાર હોવાનો ગર્વ ધરાવનાર પામર જીવો, આ તમો શો અનાચાર કરી રહ્યા છો, એનો તમોને કાંઈ પણ વિચાર છે ખરો કે? આજે ભયંકર દુષ્કાળથી પીડાયલી હિન્દુ જનતા ક્ષુધાના દુઃખને સહન ન કરી શકવાથી અને ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન અથવા ધર્મ-ભ્રષ્ટ થયા વિના ધર્માન્ધ મુસ્લિમ શાસકો પાસેથી તેને કોઈ પણ પ્રકારની સહાયતા મળવાનો લેશમાત્ર પણ સભવ ન હોવાથી નિરુપાય થઈને હિન્દુધર્મને ત્યજી મુસલ્માનોની સખ્યાને વધારવામાટે અને ભવિષ્યમાં તમારા વંશજોના રક્તપિપાસુ રિપુઓને વિપુલ પરિમાણમાં ઉત્પન્ન કરવામાટે અનિચ્છાપૂર્વક ઇસ્લામના આશ્રયને સ્વીકારી રહી છે અને તમો એ ક્ષુધાપીડિત, અસહાય, નિરાધાર, દીન તથા હીન હિન્દુ જનતાને અન્ન, વસ્ત્ર, ઔષધ તથા જીવન-નિર્વાહનાં અન્યાન્ય આવશ્યક સાધનો આપવાના કાર્યમાં પોતાની સંપત્તિનો સદ્વ્યય કરવાને બદલે એ જ ભાવિક હિન્દુઓ પાસેથી તેમના પારલૌકિક કલ્યાણની સિદ્ધિ કરી આપવાનાં વિવિધ પ્રકારનાં નિમિત્તો દર્શાવીને મેળવેલા અથવા ઓકાવેલાં એમની આકરી ને ખરી મેહનતની કમાણીનાં નાણાંનો રાંડો તથા ભાંડોને પોષવાના; રેશમ તથા મખમલનાં કારચોબી ભરતનાં તેમ જ ઢાકાની મલમલનાં વસ્ત્રો પરિધાન કરવાના; બાયડીઓ અથવા નટવાઓ પ્રમાણે હીરા-મૌક્તિકજડિત બહુમૂલ્ય અલંકારોવડે શરીરના હસ્ત, ચરણ, કંઠ, શ્રવણ તથા કટિ આદિક અવયવો અથવા વિભાગોને કલાપૂર્વક શૃંગારવાના; ગાડી, વાડી તથા લાડીના વિલાસોને ઉપભોગવાના; કાળી રોટી ને ધોળી દાળ એટલે કે શીતર માલપૂઆ તથા દૂધપાક તેમ જ કેસરિયા દૂધ, મલાઈ, બાસુદી, ઠેર તથા પૂરી કચોરીના આહારથી પોતાના તથા પોતાના મહાદુરાચારી ખુશામદખોર અંદરિયા અથવા ભીત-

દિવા નોકરોનાં શરીરોને સશક્ત અથવા પુષ્ટ બનાવવાના, વિરાગી હોવા છતાં રાગીના વિકારોને ઉત્તેજવાના; પોતાની ગૌશાળાઓમાં ગૌમાતાઓ તથા વત્સોને પાળવા તથા પોષવાને બદલે ગજશાળા તથા અશ્વશાળામાં પોતાના રાજસ વૈભવ તથા વર્ચસ્વના પરિચાયક ગજરાજો તથા બહુમૂલ્ય અશ્વોના સમુદાયને પાળવા તથા પોષવાના, કીર્તિસ્તંભોની સ્થાપનાને બદલે અપકીર્તિના વિશાળ સ્તંભોને સ્થાપવાના; પોતાનાં શિષ્યો તથા શિષ્યાઓના વૃન્દને સંસારસાગરમાંથી તારવાને બદલે ડુબાડવાના, નાનાવિધ અધમ મનોવિકારોને મારવાને બદલે વધારવાના અને સર્વત્ર આધ્યાત્મિક તથા આધિભૌતિક શાંતિને બદલે આધ્યાત્મિક તથા આધિભૌતિક અશાંતિને જ મહાભયાનક સ્વરૂપમાં પ્રચારવાના મહાનીચ કાર્યોમાં જે નિરંતર અપવ્યય અથવા ભયંકર દુરુપયોગ કરી રહ્યા છે અને પોતાનાં આવાં ઘૃણાજનક દુર્વર્તન, દુરાચાર તથા પાપાચરણના યોગે વિધર્મીઓને આપણા પરમપુરાતન તથા પરમસનાતન વૈદિક હિન્દુધર્મનો નિન્દાત્મક ઉપહાસ કરવાનાં સબળ કારણો આપી રહ્યા છે એ જોઇને અમારાં હૃદયોમાં પ્રચંડ શોકનો અસહ્ય આઘાત થાય છે અને જો હિન્દુધર્માધ્યક્ષો તથા હિન્દુધર્મધુરંધરોનાં આવાં જ ધર્મવિરુદ્ધ તથા નિંદ્ય આચરણો આવી જ રીતે ચાલતાં રહેશે, તો મને આપણો હિન્દુધર્મ અતિશય ભયમાં દેખાય છે. મારા કથનનો કોઇએ પણ એવો વિપરીત અર્થ નથી કરવાનો કે હું હિન્દુ ધાર્મિક સંપ્રદાયોના એકે એક ધર્માધ્યક્ષ, મહંત તથા સાધુને નિરપવાદ નિંદ્ય અને નિંદ્ય જ માની રહ્યો છું; નહિ; મારા કથનનો એવો આશય છે જ નહિ કે, હિન્દુધર્માધ્યક્ષોનો સમુદાય જેમને આદર્શ ધર્માધ્યક્ષ કહી શકાય તેવા ઉત્તમ ધર્માધ્યક્ષોથી સર્વથા વિહીન છે; હિન્દુ એથી વિરુદ્ધ મારી એવી દૃઢ માન્યતા છે કે ભલે અપવાદરૂપ અથવા અલ્પસંખ્ય હોય, તો પણ હિન્દુધર્માધ્યક્ષોના સમુદાયમાં ઉત્તમ ધર્માધ્યક્ષો અવશ્ય વિદ્યમાન છે અને તેમના પ્રતાપે જ આ હિન્દુ ધાર્મિક સંપ્રદાયો પોતાના અસ્તિત્વને અત્યાર સુધી

અબાધ્ય તથા અવિચલ રાખી શકયા છે, પણ એથી એ વાર્તા પણ અવશ્ય સિદ્ધ થઈ જાય છે કે કોઈ પણ નિયમનો અપવાદ નિરંતર તે નિયમની દૃઢતાનો જ પ્રતિપાદક હોવાથી અત્યારના હિન્દુ ધાર્મિક સંપ્રદાયોના ધુરંધર (?) ધર્માધ્યક્ષોનો સેંકડે એંસીથી નેવું ટકા જેટલો સમુદાય તો અધમથી પણ અધમ, કેવળ પિશાચધર્મ તથા પિશાચકર્મને જ પોષનારો, ધર્માધ્યક્ષની મહાપવિત્ર પદવીને મહાભયંકર સ્વરૂપમાં કલંકિત કરનારો તથા હિન્દુધર્મને અધોગતિની ગહનતમ ગર્તામાં પછાડી નાખનારો છે અને એવા પિશાચધર્મા ધર્માધ્યક્ષોએ જો પોતાનાં દેવમંદિરોને પિશાચમંદિરોના સ્વરૂપમાં પરિવર્તિત કરી નાખ્યા હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ જ નથી અને હોઈ શકે પણ નહિ, કારણ કે,

'પ્રપંચો છળકપટ પોષાય છે તો દેવમંદિરમાં,
ભયંકર પાપ જો કૈં થાય છે તો દેવમંદિરમાં,
નિરંતર પંચશર પૂજાય છે તો દેવમંદિરમાં,
ગળું જો ધર્મનું રેંસાય છે તો દેવમંદિરમાં,
સદા ત્યાં સાંભળાતાં માત્ર નીચાં ગાન પાપોનાં,
હતાં જે ધર્મનાં સ્થાનો થયાં તે સ્થાન પાપોનાં.
ગુરુ નિજ ચેલિયોને પ્રેમના પાઠો પઢાવે છે,
ઘણી વિધવા રમાને પાપના પંથે ચઢાવે છે,
હરે છે શીલ ઊપરથી વળી નાણું કઢાવે છે,
મલીદા માલ ખાઇને સદા મોજે ઉડાવે છે,
ગણાતા નીતિધામો તે અનીતિના અખાડા છે,
મનાતા ધર્મવાડા તે ખરા વ્યભિચારવાડા છે
જગતમાં જેટલાં આ ધર્મગુરુનાં નામ મોટાં છે,
જગતમાં તેટલાં આ ધર્મગુરુનાં કામ ખોટાં છે,
ઘસાયો ધર્મનો સિક્કો થયા આ દામ ખોટા છે,
નથી આરંભ સાચો ત્યાં સદા પરિણામ ખોટાં છે,
વળગશો પાપને તો નષ્ટ થાશો, વાત નક્કી છે,
નહીં જો ચેતશો ટાણે, તમારો પાત નક્કી છે.' "

'સત્ય છે, હિન્દુધર્મના તારણહાર વીર વૈરાગીના આ ઉદ્‌ગાર અક્ષરે અક્ષર સત્ય છે." ત્યાં એકત્ર થયેલા બહુસંખ્ય હિન્દુઓએ વીર વૈરાગીના આ વ્યાખ્યાનને ગર્જનાપૂર્વક સત્યની મુદ્રાથી અંકિત કરી દીધું, અને તેથી વીર વૈરાગીના આ વ્યાખ્યાનનો પ્રવાહ સ્વાભાવિક જ અટકી ગયો.

જે વીરમતી પ્રથમથી જ હિન્દુવીરકન્યા હતી અને ત્યારપછી વીર વૈરાગી જેવા એક અલૌકિક હિન્દુવીરશિરોમણિ સાથે લગ્નના પવિત્ર ગ્રંથિથી જોડાઇને વીરમાતા થવામાટે વીરપત્નીની બહુમાનયુક્ત પદવીને પ્રાપ્ત કરી લેવાથી જેની નૈસર્ગિક વીરતામાં પતિની વીરતાનો અપૂર્વ સંયોગ થઇ ગયો હતો તે વીરકન્યા તથા વીરજાયા વીરમતી આવા સત્યવાદ, ધર્મરક્ષણ તથા જાત્યુદ્ધારના અવસરે વિશેષ સમય પર્યન્ત અયોગ્ય મૌનનું અવલંબન કરીને દંડાયમાન રહી શકે એ સર્વથા અશક્ય હોવાથી પોતાના પતિદેવની આજ્ઞા અથવા અનુમતિને મેળવી લઇને હવે તે વીરજાયા ત્યાંના ધર્માચાર્યો તથા સાધુઓના સમુદાયને સંબોધીને પોતાના વીણામંજુલ હોવા છતાં દૂર પર્યન્ત સર્વ મનુષ્યોના સ્પષ્ટ સાંભળવામાં આવી શકે તેવા બલિષ્ઠ કંઠસ્વરથી અતિશય ગંભીરતાપૂર્વક કહેવા લાગી કે -

"આપણી મહાપવિત્ર ભરતભૂમિ આજે કેટલાક શતાબ્દિયોથી હિન્દુધર્મદ્વેષ્ટા વિધર્મી મુસલ્માન હાકિમોના પંજામાં સપડાઇને પરતંત્રતાની શૃંખલામાં બંધાઈ જતાં ભયંકર અશ્રુપાતસહિત હૃદયવિદારક રોદન કરી રહી છે, હિન્દુઓ, પછી ભલે તેઓ સનાતન વૈદિક ધર્માવલંબી હોય, જીવ તથા બ્રહ્મની એકતાને માનનારા વેદાંતી અથવા અદ્વૈતવાદી હોય, શુદ્ધાદ્વૈતના ઉપાસક પુષ્ટિમાર્ગી હોય, રામ તથા રહીમને એક જ જાણનારા કબીરપંથી હોય, રામાનંદી હોય, રામાનુજના અનુયાયી હોય, અન્ય સંપ્રદાયના ઉપાસક હોય, નાગા હોય, વૈરાગી હોય, સંન્યાસી હોય ઉદાસી હોય કે ગમે તે હોય છતાં તેઓ ઇસ્લામના અનુયાયી તથા મુસલ્માન ન હોવાથી મુસ્લિમ ત્રાસકો, મુસ્લિમ અમલદારો અને બહુસંખ્ય હિન્દુસ્થાની તથા

અફગાન મુસલ્માનો તેમનાપર પૈશાચિક ધાર્મિક અત્યાચારો કરી રહ્યા છે; હિન્દુ દેવીઓની પવિત્રતાને બળાત્કાર કરીને રસાતલમાં પહોંચાડી રહ્યા છે; હિન્દુઓનાં મહાપવિત્ર દેવમંદિરોને ધરાશાયી કરીને તે દેવમંદિરોનાં સ્થાનોમાં અલ્લાહનાં ઘરો અથવા મસ્જિદોને અસ્તિત્વમાં લાવી રહ્યા છે; દુષ્કાળ જેવા પ્રસંગોનો લાભ લઇને સહસ્રાવધિ હિન્દુ બાળક બાલિકાઓ તથા યુવક યુવતીઓને માત્ર ખાનપાન તથા વસ્ત્ર આદિકની વ્યવસ્થા કરી આપીને મુસલ્માન બનાવી ભારતીય મુસ્લિમજાતિની સંખ્યાને વધારી રહ્યા છે અને આસેતુહિમાચલ સમસ્ત ભારતવર્ષીય હિન્દુસમાજને ત્રાહિ ત્રાહિ પોકરાવી રહ્યા છે; છતાં તમો ભારતીય હિન્દુજાતિના રક્ષણ તથા ઉદ્ધારના કાર્યમાં પોતાની લક્ષ્મી તથા શક્તિનો સદુપયોગ કરવાને બદલે લક્ષ્મીનો વ્યય કરી રહ્યા છો ધર્માધ્યક્ષ તથા સાધુઓનાં નામોને ચિરકલંક લગાડનારા, તમારા આ લોક તથા પરલોક બન્નેને બગાડનારા, નીચ પ્રકારની વિષયલાલસાને પોષનારા તેમ જ ઉત્તેજનારા વૈભવવિલાસમાં અને શક્તિનો વ્યય કરી રહ્યા છો ધર્મનુ નિમિત્ત દર્શાવીને આવી રીતે પોતાના જ દેશબંધુ, ધર્મબંધુ તથા જાતિબંધુ હિન્દુઓના અકારણ રક્તપાત તથા વિનાશમાં ! જેઓ ખલ પુરુષો હોય છે તેઓ પોતાની વિદ્યાનો વિવાદમાં, પોતાના ધનનો મદની વૃદ્ધિમાં તથા પોતાની શક્તિનો અન્ય જનોને પીડવાના કાર્યમાં દુરુપયોગ જ કરતા રહે છે અને જેઓ સાધુ પુરુષો હોય છે તેઓ પોતાની વિદ્યાનો જ્ઞાનની વૃદ્ધિમાં, પોતાના ધનનો દાન જેવા સદ્કાર્યમાં અને પોતાની બલાઢ્યતાનો પોતાની જન્મભૂમિ, પોતાના ધર્મ તથા પોતાની જાતિના સંરક્ષણનાં કાર્યોમાં જ સદુપયોગ અથવા સદ્વ્યય કરતા રહે છે એવો નીતિશાસ્ત્રનો એક સામાન્ય સિદ્ધાંત હોવાથી આપણા નીતિશાસ્ત્રના એ સામાન્ય સિદ્ધાન્તને લક્ષમાં લઇ લ્યો અને અત્યારે પોતાનાં જે દુષ્કૃત્યોથી તમો પોતાને મહાભયંકર 'ખલ' પુરુષો તરીકે સિદ્ધ કરી રહ્યા છો તે દુષ્કૃત્યોને તિલાંજલિ સમર્પીને નિમેષમાત્રના પણ વિલંબ વિના

તે સત્કૃત્યો કરવાને કટિબદ્ધ થઈ જાઓ કે જે સત્કૃત્યોના યોગે તમારાં ધર્માધ્યક્ષ, ધર્માચાર્ય, ધર્મગુરુ તથા સાધુ આદિક નામોની સર્વથા સાર્થકતા થતી રહે અને અત્યારે જે હિન્દુઓ તમારી ધર્મભ્રષ્ટતા તથા નીતિભ્રષ્ટતાના યોગે તમારા શિરપર તિરસ્કાર તથા ધિક્કારની વૃષ્ટિ વર્ષાવી રહ્યા છે તે જ હિન્દુઓ તમારી ધર્મશીલતા તથા નીતિમત્તાને જોઇને તમારા પ્રતિ શ્રદ્ધા, પ્રેમ તથા પૂજ્યભાવના પ્રવાહને વહેવડાવનારા થઈ જાય. મારા અત્યારના તીવ્ર હોવા છતાં સર્વથા સત્ય તથા વાસ્તવિક વિધાનનું કદાપિ વિસ્મરણ થવા ન દેશો કે જો હવે તમો પોતાના વર્તન અથવા આચરણને નહિ સુધારો તો તમારો વિનાશ અવશ્યભાવી છે. ધર્માધ્યક્ષો અથવા સાધુ પુરુષોમાં કેવા પ્રકારના સદ્‌ગુણોની અને કેટલી સીમાપર્યન્ત આત્મબલિદાન અથવા આત્મસમર્પણની આવશ્યકતા હોય છે એના પ્રત્યક્ષ તથા સજીવન ઉદાહરણ તરીકે પરલોકવાસી થવા છતાં પણ અમરનામા પ્રાત:સ્મરણીય તથા ચિરપૂજ્યપાદ વીરાત્મા ગુરુ ગોવિન્દસિંહજીના ગૌરવયુક્ત અમૂલ્ય જીવનનો મહાકલ્યાણકારક જીવનક્રમ તમારાં નેત્રો સમક્ષ વિદ્યમાન છે. અર્થાત્ હવે આ ભારતવર્ષના હિન્દુસમાજને શિષ્યોના ધનનો અપહાર કરનારા તે ધનનો સાર્વજનિક હિતનાં કાર્યોમાં સદ્‌વ્યય કરવાને બદલે રાજસ તથા તામસ વૈભવ વિલાસમાં અપવ્યય કરનારા, સમસ્ત હિન્દુજાતિને ધર્મ, નીતિ તથા આત્મરક્ષિકા શક્તિ વડે પુષ્ટ કરવાને બદલે કેવળ વિષયલાલસાની તૃપ્તિમાટે પોતાનાં ક્ષણભંગુર શરીરોને જ પુષ્ટ કરનારા, જ્યાં શાન્તિને દર્શાવવાની આવશ્યકતા હોય ત્યાં અશાન્તિને ફેલાવનારા અને જ્યાં વીરતાને દર્શાવવાની અગત્ય હોય ત્યાં કાયરતા અથવા ભીરુતાને દર્શાવનારા પામર ધર્મગુરુઓની લેશમાત્ર પણ આવશ્યકતા નથી. જો ભારતીય હિન્દુસમાજને ધર્માધ્યક્ષોની આવશ્યકતા હોય, તો પોતાની સમસ્ત શક્તિ, પોતાની સમસ્ત લક્ષ્મી અને પોતાના સમસ્ત પ્રભાવનો કેવળ હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષાના કાર્યમાં જ ભોગ આપી દેનારા, ધર્મરક્ષા તથા જાતિરક્ષાના યત્નમાં પોતાના તથા પોતાનાં

પ્રાણુથી પણ અધિક સતાનોના જીવનની પુલકિત હૃદય તથા પુનકિત વદનથી આહુતિ આપી દેનારા, કેવળ વીર હિન્દુપ્રજાને ઉત્પન્ન કરવામાટે જ લગ્નના બધનને ધારણ કરનારા; વિષયલપટ તાને કદાપિ ક્ષણુમાત્રને માટે પણ પોતાના પવિત્ર હૃદયમા ન પોષનારા, શાતિના સમયમા વેદાતના પ્રવચન કરનારા હોવા છતા હિન્દુધર્મની ગ્લાનિ તથા અધર્મના અભ્યુત્થાનના સમયમા પોતાના બલાઢ્ય હસ્તોમાં શસ્ત્રાસ્ત્રોને ધારણુ કરીને આતતાયી વિધર્મીઓના રક્તપાતથી રણચડીને તૃપ્ત કરી હિન્દુધર્મની વિજયવૈજયતીને ગગનગામિની કરનારા તથા હિન્દુધર્મની જયઘોષણાથી દશ દિશાઓને પ્રતિધ્વનિત કરનારા અને પોતાના શરીર, બળ ધન, પુત્ર, કલત્ર તથા જીવન આદિ સર્વસ્વને જન્મભૂમિ, હિન્દુધર્મ તથા હિન્દુજાતિના કલ્યાણુમાટે જ સમર્પાવના માનનારા ધુરધર ધર્મસમ્રાટ્ ગુરુ ગોવિન્દસિંહજી જેવા અલોકિક આદર્શ ધર્માધ્યક્ષોની જ આવશ્યકતા છે તમારા જેવા વ્યભિચાર ધર્માધ્યક્ષો હોય એના કરતા તો ધર્માધ્યક્ષો તથા સાધુઓ ન હોય એમા જ હિન્દુધર્મ તથા હિન્દુ જાતિનું અધિક કલ્યાણ છે તમારા જેવા કુલકલક ધર્મગુરુઓ તથા સાધુઓને જન્મ આપીને પોતાના પ્રસૂતિકાળના પરિશ્રમને વ્યર્થ થયેલો જોતા કરતા તમારા જેવા પામર પુરુષોને જન્મ દેનારી હિન્દુ નારીઓ આજન્મ વધ્યા અથવા માતૃપદવીથી વચિતા રહે એમા જ તે હિન્દુનારીઓની અધિક પ્રતિષ્ઠા છે તમારા ધનનો દુષ્કાળપીડિતોને, જાતિ, સમ્પ્રદાય તથા નીચતા કે ઉચ્ચતાના ભેદને લેશમાત્ર પણ મહત્ત્વ ન આપતા, સમાન ભાવથી અન્નદાન તથા વસ્ત્રદાન આપવાના શુભ કાર્યમા, તમારી વિદ્યાનો જે હિન્દુ પ્રજા પોતાના ધર્મના તત્ત્વોથી અજ્ઞ હોય તે હિન્દુ પ્રજાના હૃદયોને ધાર્મિક તથા નૈતિક જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત કરવાના ભદ્ર કાર્યમાં અને તમારી ઇશ્વરદત્ત આધિભૌતિક શક્તિઓનો, જે વિધર્મીઓ અત્યારે હિન્દુધર્મ તથા હિન્દુજાતિના સર્વનાશની ભયાનક ચેષ્ટાઓ આરભીને હિન્દુઓની હત્યા કરી રહ્યા છે, હિન્દુ દેવીઓની દિવ્ય પવિત્રતાને

અત્યાચારે કરી રહ્યા છે, હિંદુઓને નાનાવિધ છળપ્રપંચો વડે ધર્મભ્રષ્ટ કરી પોતાની મુસ્લિમજાતિના સંખ્યાબળને વધારવાના અતિ અશાંત પરિશ્રમને આદરી રહ્યા છે અને જેમના પૈશાચિક અત્યાચારોના ભોગ થઈને હિન્દુઓ હજારોની સંખ્યામાં કૂતરાના મોતે મરી રહ્યા છે તે ધર્માન્ધ તથા ધર્મોન્મત્ત વિધર્મીઓને વિદારી નાખીને હિન્દુધર્મ તથા હિન્દુજાતિના રક્ષણ તથા ઉદ્ધારના પ્રબલ કાર્યમાં જ વ્યય કરો, પોતાના 'ધર્માધ્યક્ષ' અથવા 'ધર્મગુરુ' તરીકેના ગૌરવાન્વિતપદની સમ્પૂર્ણ સાર્થકતા કરી બતાવો અને આ વિઘાતક સામ્પ્રદાયિકતાને આ ક્ષણે જ ત્યજી દઈને ચિરકલ્યાણકારિણી ધાર્મિકતાને સ્વીકારી લ્યો. કારણ કે, જ્યાં સુધી આ ભેદવર્ધિની નાનાવિધ સાંપ્રદાયિકતાઓનો અંત નહિ થાય અને ધાર્મિકતાનો તિરસ્કાર થતો રહેશે ત્યાં સુધી હિન્દુસ્થાન, હિન્દુધર્મ તથા હિન્દુજાતિની વિડમ્બનાઓનો સમ્પૂર્ણ અંત તો નથી જ આવવાનો ભયંકર ખેદ તથા અગાધ શોકનો વિષય છે કે તમારા પોતાના સમ્પ્રદાયના નિયમોને પણ ન પાળવાના અપરાધથી પોતાની પ્રતિષ્ઠાની લેશમાત્ર પણ હાનિ થયેલી તમોને નથી દેખાતી અને અન્ય સમ્પ્રદાયવાળા જો અત્યારે આ ધર્મકુંડમાં પ્રથમ સ્નાન કરી જાય તો તેથી તમોને પોતાના અધિકારનો ભયંકર વિનાશ થયેલો દેખાય છે, બ્રહ્મચર્ય અથવા એકપત્નીવ્રત પાલન એ તમારો, પોતપોતાના સાંપ્રદાયિક સિદ્ધાંત અનુસાર, પ્રધાન ધર્મ હોવા છતાં તમારામાંના અધિક સંખ્ય ધર્માધ્યક્ષો વિષયલમ્પટ થઈને મહાભયંકર વ્યભિચાર તથા વેશ્યાવિહારના પાતકથી લિપ્ત થતા રહે છે, છતાં એ પાતકના યોગે તમો પોતાને ભ્રષ્ટ થયેલા નથી માનતા અને જો કોઈ ધર્માત્મા તથા નિર્મલ આચાર વિચારના પાળનાર અત્યજ અથવા અસ્પૃશ્યજાતિના મનુષ્યની છાયામાત્ર પણ તમારા પર અથવા તમારા દેવમંદિરની દેવમૂર્તિ પર પડી જાય છે તો તેથી તમો પોતાને તેમજ પોતાના દેવમંદિરમાંની દેવમૂર્તિને અતિશય ભ્રષ્ટ થયેલાં માની લ્યો છો; પરોપકારી તથા ત્યાગમૂર્તિ ધર્માધ્યક્ષો કિંવા સાધુજનોમાટે ધનના સઞ્ચયનો સર્વથા નિષેધ

હોના છતા ધનના સંચયને તો તમો પરમ ધર્મ માની બેઠા છો, માત્ર એટલુ જ નહિ, પણ તે ધનને સાર્વજનિક હિતનાં કાર્યોમાં વ્યય કરી નાખવાને બદલે વ્યાજખાઉ વાણિયા પ્રમાણે પોતાનાં નાણાંને વ્યાજે ધીરીને તેમ જ બીજાઓના નામે વ્યાપાર આદિક કરીને નાણાંથી નાણાંને વધારવાના ધધા કરી રહ્યા છો તેમ જ તે નાણાંને દુરાચારોના પોષણમાં વેડફી રહ્યા છો. એથી તમો નથી લજ્જતા અને જો કોઈ વાસ્તવિક પરોપકારી સાધુ પુરુષની પ્રતિષ્ઠા તથા કીર્તિ તેના વાસ્તવિક સદ્ગુણોના યોગે વધવા માંડે છે તો તેની કીર્તિ સાંભળીને તમારાં લજ્જાવલાં મોઢાં ભૂમિના ગર્ભમાં પેસી જાય છે! ધિક્કાર છે આવા નામધારી દંભમૂર્તિ ધર્મગુરુઓને, ફિટકાર છે આવા 'સાધુ'ના નામને ચિરકલકિત કરનારા દેશદ્રોહી, ધર્મદ્રોહી તથા જાતિદ્રોહી પિશાચકર્મા આજકાલના બહુસખ્ય સાધુઓને અને સો સો વાર વિશેષ ધિક્કાર છે આવા દેશઘાતક, ધર્મધ્વસક તથા જાતિવિનાશક ધર્મગુરુઓને અને તેમના અસખ્ય દુરાચારો, પૈશાચિક દુર્ગુણો તથા ઘૃણાજનક દંભોને સારી રીતે જાણવા છતાં પણ, કેવળ અધશ્રદ્ધા, અજ્ઞાન તથા ગતાનુગતિકતાથી પૂજનારાં તથા પોષનારાં પ્રેમનાં તથા ઘેલાં હિન્દુ સ્ત્રીપુરુષોને!!! .......... .."

વીરજાયા વીરમતીના હૃદયમા આ ઉદ્ગારો કાઢતાં એ દંભ-મૂર્તિ ધર્માચાર્યો તથા સાધુઓ પ્રતિ કોપનો અતિશય આવિર્ભાવ થતાં તેનાં વિશાળ નેત્રોમાં કોપજન્ય ભયકર લાલિમા વ્યાપી ગઈ અને તેનાં મુખમડળમાં રક્તિમાનો વિસ્તાર થતાં ત્યાં એકત્ર થયેલી જનતાનાં હૃદયોમાં, જાણે એ ધર્મચડિકા આ ક્ષણે જ એ ધર્મગુરુ નામક અસુરોને પોતાના કોપાગ્નિથી બાળીને ભસ્મ કરી નાખવાની જ તૈયારી કરી રહી હોયની! એવો જ ભાસ થવા લાગ્યો. જે હિન્દુ નરનારીઓ કેવળ બન્દા બહાદુરની કીર્તિના શ્રવણથી જ તેના પ્રતિ પૂજ્યભાવ ધરાવતાં હતાં તે હિન્દુ નરનારી વીર વૈરાગી બન્દા બહાદુર તથા તેની વીરજાયા વીરમતી દેવીની અલૌકિક ધાર્મિકતાના યોગે એટલી સીમા પર્યન્ત તેમનાં પૂજક તથા ઉપાસક થઇ ગયાં

કે તેમના મુખમાંથી પણ એ જ ઉદ્ગારો દૈવી પ્રેરણાથી નીકળી ગયા કે, "ધિક્કાર છે આવા દંભમૂર્તિ ધર્મગુરુઓને, ફિટકાર છે આવા દુરાચારી સાધુઓને અને હજારો વાર ધિક્કાર છે અમારા જેવા આ પિશાચોને પૂજનારાં અંધશ્રદ્ધાળુ ભેવલાં ભક્તજનોને!!!'

જે નાગાઓ, સંન્યાસીઓ, વૈરાગીઓ તથા ઉદાસીઓ આદિક જ્યાસ્નાનના પોતાના પ્રાથમિક અધિકારને સ્થાપવાના આશયથી પોતપોતાનાં શસ્ત્રોને સજ્જ કરીને પારસ્પરિક વિગ્રહ તથા રક્તપાત માટે તત્પર થઈ ગયા હતા તેઓ વીર વૈરાગી તથા વીરજાયા વીર સતીના આ ઉપાલંભાત્મક સંભાષણથી એટલી સીમાપર્યન્ત લજ્જિત થઈ ગયા અને તેમનાં અન્તઃકરણોમાં એટલી સીમાપર્યન્ત વિષાદ તથા પશ્ચાત્તાપ થવા લાગ્યો કે તેમને પોતાના મિથ્યા અભિમાનનું વિસ્મરણ તથા પોતાના વાસ્તવિક કર્તવ્યનું સ્મરણ થતાં તેઓ વીર વૈરાગીના ઉપદેશ તથા આદેશ અનુસાર વર્તવામાટે કટિબદ્ધ થઈ ગયા. સર્વેથી અગ્રગણ્ય મનાતા નાગા તથા સંન્યાસીઓના બે અગ્રેસરો પરસ્પર પરામર્શ કરીને વીર વૈરાગી સમક્ષ આવ્યા અને તેના ચરણોમાં મસ્તક નમાવીને ઊભા રહ્યા. નાગાઓનો ભીમકાય અગ્રેસર વીર વૈરાગીને સંબોધીને નમ્રતાદર્શક ભાવથી કહેવા લાગ્યો કે —

'હિન્દુધર્મ તથા હિન્દુજાતિના તારણહાર અને વીરશિરોમણિ ગુરુ ગોવિન્દસિંહજીની વીરતાના વાસ્તવિક ઉત્તરાધિકારી વીર વૈરાગી બન્દા બહાદુર! આપની કીર્તિ તો ઘણા દિવસથી અમારા સાંભળવામાં આવ્યા કરે છે, પરન્તુ આજે આપના દર્શનનો લાભ પણ અમોને મળી ગયો અને અમારા નેત્રોની સાર્થકતા થઈ ગઈ એને અમો અમારા મહદ્ભાગ્યનું જ સુપરિણામ માનીએ છીએ. ખરેખર અમો દુરાચારી તથા પુણ્યાચારી હોવાથી 'સાધુ' નામને લજાવનારા જ છીએ અને અમારા એ દોષને પ્રાંજલતાથી સ્વીકારીને નમ્રતાપૂર્વક આપની તથા આ વીરાંગના દેવીની ક્ષમા માગીએ છીએ. અત્યારે અમો આપ દમ્પતીની સમક્ષ પતિતપાવની ગંગાના પવિત્ર જલને અંજલિમાં લઈને સર્વનાગવેણું તથા ધર્મની સાક્ષીથી પ્રતિજ્ઞા કરીએ

છીએ કે જો અમોને અમારા સપ્રદાયમાં જ રહેવા દેવાની અને સિખ્ખધર્મ અથવા ખાલસા ધર્મના નિયમપાલનના બંધનથી મુક્ત રાખવાની ઉદારતા દર્શાવવામાં આવશે, તો અમો આપના સૈનિકો તરીકે આપની સાથે જ રહીને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે વિધર્મીઓને સંહારવાના કાર્યમાં અમારાથી જેટલી પણ આપી શકાશે તેટલી સર્વ પ્રકારની સહાયતા આપતા રહીશુ અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષાના સંગ્રામમાં જો અમોને હુતાત્મા થવાનો અલભ્ય અવસર પ્રાપ્ત થશે, તો અમો અમારા સદ્ભાગ્યની પરિસીમા થયેલી માનીશુ. આજથી અમારા ધનભંડાર, અમારા દેહ, અમારી શક્તિ અને અમારા પ્રાણ હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષા તથા ઉન્નતિ અને મહાયશસ્વી ગુરુ ગોવિન્દસિંહજીની હિન્દુસામ્રાજ્ય-સ્થાપના વિષયક આકાંક્ષાની પૂર્તિમાટે સમર્પાઈ ચૂક્યાં છે એમ જ આપ શ્રીમાને માની લેવાનુ છે.''

"અમો સર્વની પણ એ જ પ્રતિજ્ઞા છે, હિન્દુધર્મ તથા હિન્દુ-જાતિના ઉદ્ધારમાટે અમો અમારા પ્રાણોનાં બલિદાન આપી દેવાને તૈયાર છીએ." સમસ્ત સાધુસમુદાયના મુખમાંથી આ ઉદ્ગારોનો પ્રચંડ ધ્વનિ નીકળ્યો અને તે પ્રચંડ ધ્વનિએ કેટલાક સમય પર્યન્ત વાતાવરણને નિનાદિત કરી દીધુ.

"તમારી આ વીરપ્રતિજ્ઞામાટે અમો તમોને કોટિ કોટિ વાર ધન્યવાદ આપીએ છીએ." પુનઃ શાંતિનો અધિકાર વ્યાપતાં વીર વૈરાગી ઓજસ્વિતા તથા પ્રભાવદર્શિની મુદ્રાથી કહેવા લાગ્યો· "ધાર્મિક માન્યતાઓના સંબંધમાં બળાત્કાર હોઈ શકતો જ નથી એટલે તમો ખાલસાધર્મની દીક્ષા લઇને ખાલસાધર્મના નિયમોને પાળવાની પ્રતિજ્ઞા કરો, એવો હું બળાત્કારયુક્ત આગ્રહ કરતો જ નથી. માત્ર તમો પોતાના સાંપ્રદાયિક ભેદોને તિલાંજલિ સમર્પીને અને કેવળ હિન્દુત્વની ભાવનાને જ મહત્ત્વ આપીને ખરેખરા હિન્દુ તરીકે ગુરુ ગોવિન્દસિંહજીની હિન્દુવિજયપતાકા તળે આવીને એકત્ર થઈ જાઓ અને હિન્દુત્વરક્ષાના યજ્ઞમાં પોતાના સર્વસ્વની આહુતિ

શ્રદ્ધાલુ હિન્દુજનતાને અધોગતિની કેવી અને કેટલી ભયંકર અંધ-ગર્તામાં ગબડાવી દેશે એની અત્યારે મારાથી તો કલ્પનામાત્ર પણ નથી કરી શકાતી. અસ્તુ. અત્યારે હવે તમો સર્વ બંધુભાવથી ગંગાસ્નાન કરી લ્યો અને અન્નની આશાથી આ કુંભમેળામાં આવેલાં આપણાં હિન્દુ બંધુઓ તથા ભગિનીઓને પેટ ભરીને જમાડો પછી તમો પોતે પણ જમીને ગંગાના સમીપવર્તી વિશાળ તીર-પ્રાંતમાં એકત્ર થાઓ એટલે હું ત્યાં આવીને તમોને ધર્મ તથા સંપ્રદાયના વિભિન્ન અર્થો સમજાવીશ અને ધર્મ તથા જ્ઞાનની મહત્તાનો સાક્ષાત્કાર કરાવીશ."

"અમારી એવી ઇચ્છા છે કે આજે તો પ્રથમ આપ દિવ્યદંપતી-જ બ્રહ્મકુંડમાં સ્નાન કરો; કારણ કે, અમો જ્યારે આપને આજે અમારા નેતા તરીકે સ્વીકારી ચૂક્યા છીએ તો ગંગાસ્નાનનો પ્રાથમિક અધિકાર આપનો જ છે. અમો પછીથી સ્નાન કરીશું." નાગાઓના ભીમકાય નાયકે વીર વૈરાગી તથા વીરાંગના વીરમતીને પ્રથમ સ્નાનનો આગ્રહ કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"નહિ; આપણ સર્વનો બ્રહ્મકુંડમાં સાથે મળીને જ સ્નાન કરવાનો અધિકાર હોવાથી, આવો, આપણે ભેદભાવને ભૂલી જઇએ અને એકત્ર સ્નાનથી જ હિન્દુસંપ્રદાયો તથા હિન્દુજાતિના ઐક્યનું મંગલાચરણ કરી દઇએ." આ શબ્દોને ઉચ્ચારી તે નાગાઓના નાયકને પોતાની સાથે ખેંચીને વીર વૈરાગી બ્રહ્મકુંડમાં કૂદી પડ્યો, વીરમતીએ પણ ગંગાના જલપ્રવાહમાં પ્રવેશ કર્યો અને તે સાથે જેટલાં મનુષ્યોનો બ્રહ્મકુંડમાં સમાવેશ થઇ શકે તેમ હતુ તેટલાં મનુષ્યો શાંતિપૂર્વક બ્રહ્મકુંડમાં ઊતરીને સ્નાનના કાર્યમાં લાગી ગયાં.

તે દિવસે ધક્કાધક્કી કે મારામારી પણ ન થઇ અને એક પણ મનુષ્યના પ્રાણની બ્રહ્મકુંડમાં સ્નાનના પ્રસંગે તો હાનિ ન જ થઇ. જે વેળાયે વીર વૈરાગી તથા વીરાંગના વીરમતી સ્નાનના કાર્યથી મુક્ત થઇને પોતાના ઊતારા ભણી જવા લાગ્યાં તે વેળાયે ત્યાં એકત્ર થયેલા હિન્દુસમાજે "ગુરુ ગોવિન્દસિંહજીનો જય; વીર વૈરાગીનો જય,

અને વીરમના વીરમતીનો જય" એવા પ્રકારના જયનાદવડે વાતાવરણને નિનાદિત કરી દીધું. તે દિવસે દુષ્કાળપીડિત બુભુક્ષિતોને પણ ઉત્તમ પ્રકારનાં ભોજન મળતાં તેઓ વીર વૈરાગીને અંતઃકરણપૂર્વક કોટિ કોટિ આશીર્વાદ આપવા લાગ્યાં.

* * * * *

મધ્યાહ્નકાળ પછીનાં બે ચોઘડિયાં વીતી ગયાં હતાં અથવા તો દિવસના ચતુર્થ પ્રહરનો આરંભ થયો હતો. હરિદ્વારવાદિની ગંગા નદીના વામ તીરાંતમાં સર્વ સંપ્રદાયોના મહંતો, સામાન્ય સાધુઓ તેમ જ અનુયાયીઓ વિશાળ સંખ્યામાં આવીને ઉપસ્થિત થઇ ગયા હતા અને સ્ત્રીઓ પણ સારી સંખ્યામાં આવી હતી. તે સ્ત્રીપુરુષોની સંખ્યા વીસ હજારથી ઓછી તો નહિ જ હોય. આ ભારતીય હિન્દુમહાસભાના મધ્યભાગમાં ચાર વિશાળ તથા ઉચ્ચ પાષાણશિલાઓને એટલામાટે ગોઠવીને રાખવામાં આવી હતી કે વીર વૈરાગીથી તેનાપર બેસીને અથવા તો દંડાયમાન રહીને જે કાંઈ પણ કહેવાનું હોય તે કહી શકાય અને તેના પવિત્ર મુખદર્શનનો તથા તેની સુધાવાણીના શ્રવણનો ત્યાં એકત્ર થયેલી સમસ્ત હિન્દુજનતાને સંપૂર્ણ લાભ મળી શકે. પાષાણશિલાઓને તેમની ઉપર બહુમૂલ્ય ગાલીચા, ગાદીઓ તથા ઓશીકાં ગોઠવીને એક પ્રકારના સામયિક ધર્માસનનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું એ પણ અહીં લક્ષમાં રાખી લેવાનું છે. વીર વૈરાગી પોતાની અર્ધાંગી તથા પોતાના અનુયાયીઓ સહિત ત્યાં આવી લાગતાં સર્વ જનોએ ઉત્થાન તથા જયઘોષદ્વારા તેનો ઉચિત સત્કાર કર્યો અને ત્યાર પછી તે સર્વેને શાંતિપૂર્વક બેસી જવાનું કહીને વીર વૈરાગી પોતાના આસનપર દંડાયમાન થઈ ગયો. વીરમતી તેનાં ચરણો આગળ બેઠી હતી અને તેના અનુયાયીઓ તેના ધર્માસનની આસપાસ અન્ય શ્રોતાઓ પ્રમાણે બેસી ગયા હતા. વીર વૈરાગી ગંભીર મુખમુદ્રા, ગંભીર વાણી તથા ગંભીર હાવભાવથી સમસ્ત શ્રોતૃવૃંદને સંબોધીને બોલવા લાગ્યો કે -

"મારા ધર્મબંધુઓ અને મારી ધર્મભગિનીઓ, આપણા પ્રાચીન ભારત તથા આપણી પ્રાચીન હિન્દુજાતિના ગૌરવનો જે

પ્રધાન કારણો હતાં તે પ્રધાન કારણોમાંનુ એક અત્યંત આદર્શ કારણ એ હતું કે તે પ્રાચીનકાળમાં સર્વત્ર એક જ વૈદિક ધર્મ અથવા સદાચારધર્મનું સામ્રાજ્ય વ્યાપેલુ હતું અને તે સદાચારધર્મની શક્તિઓને વિભક્ત તથા છિન્નવિચ્છિન્ન કરી નાખનારા અનેક ધાર્મિક સંપ્રદાયોનો તે સમયમાં સર્વથા અભાવ હતો. સંપ્રદાય * અથવા મજ્હબનું† કોઇ પણ એક વિશિષ્ટ સિદ્ધાન્તમાં વિશ્વાસ અને તે પણ સર્વથા અંધ વિશ્વાસ રાખવો એ જ પ્રધાન લક્ષણ મનાય છે અને પ્રાચીન ભારતમાં એવા અધવિશ્વાસાત્મક સંપ્રદાય અથવા મજ્હબનો સર્વથા અભાવ જ દેખાય છે. આપણા પ્રાચીન હિન્દુ-ધર્મ સમાન વિચારસ્વાતંત્ર્યની અસાર સુધીમાં કોઇ પણ અન્ય દેશના અન્ય ધર્મને પ્રાપ્તિ થઇ નથી અને ભવિષ્યમાં થવાની પણ નથી, એ સર્વથા એટલામાટે નિર્વિવાદ વાર્તા છે કે જે અન્ય દેશના ધર્મો મનાય છે તે વસ્તુત: સપ્રદાયો અથવા મજ્હબો હોવાથી અને સંપ્રદાયો અથવા મજ્હબોનુ પ્રધાન લક્ષણ અંધવિશ્વાસ હોવાથી

*'સપ્રદાય' શબ્દનો અર્થ થાય છે દાતા, ગુરુપરપરાગત ઉપદેશ અથવા કોઈ એક વિશિષ્ટ ધર્મમત કવા મતવ્ય અર્થાત્ એમા ગુરુમંત્રનું જ પ્રાધાન્ય હોય છે

†'મજહબ' અરબી ભાષાનો શબ્દ છે અને એનો અર્થ પણ બહુધા સપ્રદાય' શબ્દ જેવો જ સકુચિત હોવાથી 'ધર્મ' અને 'સપ્રદાય' તથા 'મજહબ'માં અવની તથા આકાશ જેટલો અતરાય રહેલો છે. ઉદાહરણ તરીકે 'ઇસ્લામ' એક મજહબ છે અને એ મજહબ એટલી સીમાપર્યન્ત અંધશ્રદ્ધામૂલક અથવા અધવિશ્વાસમૂલક છે કે એ મજહબના નિશ્ચિત સિદ્ધાન્તમાં તર્કવિતર્ક, બુદ્ધિવાદ અથવા સુધારણાને અવકાશ જ નથી અને જે કોઇ પણ એમા અવિશ્વાસ રાખે અથવા સુધારણાનો પ્રયત્ન કરે તે મૃત્યુદડને પાત્ર મનાય છે. મહાત્મા મન્સૂરને શૂળીપર ચઢાવી દેવામાં આવ્યો હતો અને શમ્સ તબ્રીઝીને મૃત્યુદડ આપવામા આવ્યો હતો તે કેવળ તેમના 'ઇસ્લામ'ના શરીયત નામક સિદ્ધાન્તથી આગળ વધીને 'અનલ્-હક'ની સીમાપર્યન્ત પહોંચવાના માની લીધેલા મજહબી ગુનાહ અથવા સાપ્રદાયિક અપરાધમાટે જ.

તેમનામાં વિચારોની સ્વતંત્રતા સહેવાતી જ નથી, મારા આ વિધાનથી લેશમાત્ર પણ આશ્ચર્યચકિત ન થશો અને કાંઈ પણ વિપરીત કલ્પના ન કરી લેશો. મને શાંતિથી મારા એ પ્રશ્નોનો ઉત્તર આપો કે, શું આપણો સનાતન વૈદિક હિન્દુધર્મ તે કોઈ સમ્પ્રદાય અથવા મજહબ છે ? આપ હિન્દુધર્મની વાસ્તવિક પરિભાષા બતાવી શકશો ? તમારાથી હિન્દુધર્મના સમસ્ત વિધાયોની એક યથાર્થ સૂચી તૈયાર કરી શકાય તેમ છે ખરૂં કે ? હિન્દુધર્મમાં સર્વ મતો, સઘળા મજહબો, સર્વ પ્રકારના ઉત્કૃષ્ટ ભાવો તથા ભદ્ર વિચારોનો સમાવેશ થયેલો હોવાથી તમો કોને હિન્દુ તરીકે અને કોને અહિન્દુ તરીકે ઓળખાવી શકશો ? આપણાં ષડ્દર્શનોમાં પણ પરસ્પર કેટલી ભિન્નતા રહેલી છે એ તમો જાણો છો ખરાં કે નહિ ? ત્યારે હવે આપણે ઇશ્વરવાદી દર્શનોને હિન્દુ માનવાં કે અનીશ્વરવાદી દર્શનોને હિન્દુ તરીકે સ્વીકારવાં ? મર્યાદાપુરુષોત્તમ શ્રી રામચન્દ્ર દેવના રામાવતારને સત્ય માનવો કે નવીન નીતિપરમ્પરાના પ્રચારક શ્રી કૃષ્ણના કૃષ્ણાવતારને જ સત્ય પ્રમાણવો ? વળી મત્સ્ય કચ્છ, વરાહ, નરસિંહ આદિક અવતારોને સત્ય માનીને અન્ય અવતારોને અસત્ય માનવા કે કેમ, એ પણ એક ગંભીર પ્રશ્ન નથી કે શું ? સત્ય કયો વાદ છે, નિરાકારવાદ કે સાકારવાદ ? હિન્દુધર્મનું પ્રધાન તથા સત્ય લક્ષણ એકેશ્વરવાદ છે કે બહુદેવવાદ ? હિન્દુધર્મ અનુસાર પૂજા કોની છે, ભૂત, પ્રેત, શીતલા તથા વિશુચિકાની કે ગણેશ, ઇન્દ્ર, વરુણ તથા વાયુની ? કર્મમાર્ગ ઉત્તમ છે કે જ્ઞાનમાર્ગ ? હિન્દુધર્મ કેવળ ભક્તિમાર્ગના અવલંબનનો જ આદેશ આપી રહ્યો છે કે શું ? પ્રધાનતા કોની છે, પ્રારબ્ધની કે કર્મની ? મયૂરમુકુટધારી વૃન્દાવન વિહારી, ગોપિકાપ્રાણવલ્લભ વનમાળી, ઘનશ્યામની આરાધના ઉત્તમ છે કે જટાજૂટધારી, સર્પમુંડમાલાધારી, તાણ્ડવનૃત્યકારી, સ્મશાનવાસી મહાકાલ પાર્વતીપતિ મહાદેવની ? સુન્દરી લક્ષ્મીદેવીની આરાધના કરવી જોઈએ કે નરમુંડમાલાધારિણી કાળી કરાલીની ? વૈષ્ણવધર્મના સિદ્ધાંત, આચાર, પૂજાવિધિ તથા

રીતિયો જ યથાર્થ હિન્દુધર્મ છે કે શૈવ તથા શાક્તધર્મના પુજાવિધિયો તથા શાક્ત આચારોને જ હિન્દુધર્મ માની લેવાનો છે? ધર્મના સબંધમાં પ્રાચીન હિન્દુસિદ્ધાંત એ જ હતો અને અદ્યાપિ છે કે 'एक सद्विप्रा बहुधा वदन्ति' એટલે કે, 'સત્ય વસ્તુ એક જ હોવા છતાં બુદ્ધિમાન્ પુરુષો તેને અનેક નામો વડે ઓળખે છે.' અર્થાત્ પ્રાચીનકાળના ભારતીય હિન્દુઓ કોઈ પણ સમ્પ્રદાય અથવા કોઈ એક જ વ્યક્તિના નિશ્ચિત કરેલા સકુચિત મત અથવા સિદ્ધાંતમાં વિશ્વાસ–અંધવિશ્વાસ–ન રાખતા કેવળ સત્ય તથા જ્ઞાનમાં જ વિશ્વાસ રાખતા હતા અને અવિદ્યા જ સમસ્ત દુઃખોનું મૂળ હોવાથી વિદ્યા અથવા જ્ઞાનની પ્રાપ્તિ એ જ હિન્દુજાતિના જીવનનો એકમાત્ર ઉદ્દેશ હતો એ જ કારણથી હિન્દુજાતિના ધર્મગ્રન્થો અત્યાર સુધી પણ 'વેદ' એટલે કે 'જ્ઞાન'ના પવિત્ર નામથી જ ઓળખાય છે; વિશ્વમાં જો કોઈ પણ સનાતન વસ્તુ હોય તો તે કેવળ સત્ય તથા જ્ઞાન જ હોવાથી હિન્દુજાતિનો વૈદિકધર્મ 'સનાતનધર્મ' કહેવાય છે અને એ કારણથી જ હિન્દુજાતિ પણ સનાતન મનાય છે. સમ્પ્રદાય, મત અથવા મજહબ અંધવિશ્વાસમૂલક હોવાથી કદાપિ 'સનાતન' હોઈ કે થઈ શકતા જ નથી અને તેથી જ હિન્દુઓ બહુધા કોઈ પણ સમ્પ્રદાય, મત અથવા મજહબની ઉપેક્ષા નથી કરતા, કારણ કે, હિન્દુઓનો કોઈ પણ સમ્પ્રદાય અથવા મજહબ પ્રતિ દ્વેષ કિંવા તિરસ્કાર હોતો જ નથી અને હોય પણ શામાટે? અર્થાત્ અનેકમાં એકને જોવો અથવા અનુભવવો અથવા તો અનેકતા કિંવા બહુતામા એકતાનો સાક્ષાત્કાર કરવો એ જ હિન્દુઓનો એકમાત્ર લક્ષબિન્દુ હોવાથી હિન્દુઓએ જ્યાસુધી અન્યધર્મીઓએ તેમનાપર ધાર્મિક અત્યાચાર ન હોતા કર્યા ત્યાં સુધી પોતે જ આગળ વધીને કોઈ પણ અન્યધર્મીઓ ઉપર કોઈ પણ પ્રકારનો આઘાત કર્યો જ ન હોતો અને અત્યારે પણ હિન્દુઓએ પોતાના હસ્તમા શસ્ત્રો ઉપાડ્યાં છે તે કેવળ સ્વધર્મરક્ષા તથા આત્મરક્ષામાટે જ, નહિ કે, અન્યધર્મ તથા અન્યધર્મીઓના વિનાશમાટે. મારા આ વિધાનનો મૂળ આશય એટલો જ છે કે હિન્દુઓ

અને ગમે તે સમ્પ્રદાયને અનુસરે, રામ, કૃષ્ણ, મહાદેવ, લક્ષ્મી કે કાલી જે કોઇ પણ દેવ અથવા દેવીની પૂજા કરનારી હોય તે કરે અને ધર્મના વિષયમાં પોતાના વિચારસ્વાતંત્ર્યને ભલે અવિચલ રાખે, પરન્તુ એટલી શર્તે સાથે કે તેમણે અન્ય ધર્મ તથા અન્ય સમ્પ્રદાય તેમ જ તે ધર્મ તથા સમ્પ્રદાયના અનુયાયીઓ પ્રતિ સમ્પૂર્ણ સહાનુભૂતિ, અનુકંપા તથા સહિષ્ણુતા દર્શાવવી જોઇએ, ધર્મ અથવા સમ્પ્રદાયના વિષયમાં બળાત્કાર ન કરવો જોઇએ અને ધર્મ કિંવા સમ્પ્રદાયના નામ તથા નિમિત્તથી ચાર્વાકના સિદ્ધાંત પ્રમાણે 'જ્યાં સુધી જીવન હોય ત્યાં સુધી સુખપૂર્વક જીવવાના તથા ભસ્મીભૂત થયેલા દેહનો પુનર્જન્મ હોતો જ નથી એટલામાટે ઋણ કરીને ઘૃત પીવાના' સિદ્ધાન્તને તેમ જ વામમાર્ગીઓ પ્રમાણે પંચમકારાત્મક અધાનક ગુપ્ત વ્યભિચારને લેશમાત્ર પણ ન પોષવો જોઇએ. મારે આ વિષયનું આવા સ્પષ્ટ શબ્દોમાં એટલામાટે સ્પષ્ટીકરણ કરવું પડે છે કે આજકાલના કેટલાક હિન્દુ ધાર્મિક સમ્પ્રદાયો વૈષ્ણવ ધર્મના મનોમોહક નામ તળે મહાભયંકર વિકારધર્મ અથવા વ્યભિચારધર્મનો જ પ્રચાર કરી રહ્યા છે અને ભોળાં સ્ત્રીપુરુષોને પોતાના નાનાવિધ જાળમાં ફસાવીને હિન્દુજાતિની અલૌકિક ઉચ્ચ સંસ્કૃતિ તથા મહા પવિત્ર નીતિના દિવ્ય આદર્શોને વિનાશની દિશામાં ઘસેડી રહ્યા છે આવા નીચ મન્દિરપંથો, ધનાપહારક તથા વ્યભિચારપ્રચારક સમ્પ્રદાયો તથા તે સમ્પ્રદાયોના મહાદુષ્ટ વિકારપુષ્ટાચાર્યોને તો અવશ્ય નષ્ટભ્રષ્ટ કરી દેવા જોઇએ કે જેથી હિન્દુઓની પવિત્રતા તથા નૈતિકતા સુરક્ષિત રહી શકે અને હિન્દુધર્મના દ્રષ્ટાઓ હિન્દુધર્મને કોઇ પણ પ્રકારનો કલંક ન લગાડી શકે. ધર્મ તથા સમ્પ્રદાયના એ ભેદને તો નિરંતર સ્મરણમાં રાખી લેવાની આવશ્યકતા હોય છે કે ધર્મ જ્ઞાનમૂલક હોય છે અને સમ્પ્રદાય અથવા મઝહબ નિરંતર અધશ્રદ્ધામૂલક અથવા અંધવિશ્વાસમૂલક હોય છે. એ કારણથી સર્વ વિષયોમાં જ્ઞાનની મહત્તા નિર્વિવાદ સ્વીકારાયલી હોવા છતાં માનવજાતિના નૈતિક જીવનમાં આ સમ્પ્રદાયો અથવા મઝહબોએ જ જ્ઞાનનું

એકાધિપત્ય નથી થવા દીધું. ઘણાક સાંપ્રદાયિકો એમ જ કહ્યા કરે છે કે: 'સંપ્રદાય અથવા મજ્હબના અખંડ સામ્રાજ્યને કોઇએ કદાપિ સ્પર્શ કરવો ન જોઇએ; કારણ કે, નૈતિક વિષયોમાં તર્કવિતર્કની આવશ્યકતા ન હોવાથી સંપ્રદાયોને છેડવાથી લાભને બદલે હાનિ થવાનો જ અધિક સંભવ છે.' પરંતુ આ વિચારો એટલામાટે સર્વથા ભ્રાંતિમૂલક છે કે નીતિના ક્ષેત્રમાં પણ જ્ઞાનની તો સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે; કારણ કે, કર્તવ્ય તથા અકર્તવ્યનો સત્ય નિર્ણય કેવળ જ્ઞાનથી જ આપી શકાય છે; અંધવિશ્વાસ અથવા અંધશ્રદ્ધાથી કદાપિ નથી આપી શકાતો. અર્થાત્ સંપ્રદાય અથવા મજ્હબનો આધાર જ્ઞાનને બદલે કેવળ અથવા વિશેષતઃ અંધ-વિશ્વાસ ઉપર જ રહેલો હોવાથી સંપ્રદાય અથવા મજ્હબ પોતાની આજ્ઞાઓના પાલનમાટે જેમને બુદ્ધિવડે ગ્રાહ્ય કરી શકાય તેવી યુક્તિઓને કદાપિ નથી દર્શાવી શકતો, અને એમ જ કહેતો રહે છે કે: 'સંપ્રદાયના સિદ્ધાન્તમાં વિશ્વાસ–વસ્તુતઃ અંધવિશ્વાસ–રાખવાથી જ તમારો ઉદ્ધાર થવાનો છે અને તર્કવિતર્ક કરનાર અથવા અવિશ્વાસ રાખનાર મનુષ્ય નરકમાં જ જવાનો છે!' સારાંશ કે, અમુક સંપ્રદાય જો પોતાના અનુયાયીઓને એવી આજ્ઞા આપતો હોય કે: 'અન્ય ધર્મ અથવા અન્ય સંપ્રદાયના માનનારાઓને પોતાના સંપ્રદાયમાં ખેંચી લાવવાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે; અન્યધર્મીઓની હત્યા કરી નાખવાથી 'ગાઝી' જેવા પદને મેળવી શકાય છે અને જો એ યુદ્ધમાં મરી જવાનો પ્રસંગ આવી લાગે તો આ લોકમાં 'શહીદ'ની પદવી અને પરલોકમાં હૂરો તથા ગિલમાનોના અલભ્ય ઉપભોગને મેળવી શકાય છે;' તો તે સંપ્રદાયના અંધશ્રદ્ધ અનુયાયીઓ એ કાલ્પનિક પુણ્ય; 'ગાઝી' તથા 'શહીદ'ની પદવી અને બિહિશ્તમાં હૂરો ગિલમાનના ઉપભોગને મેળવવાની આશાથી અન્યધર્મીઓ ઉપર ગમે તેવા પૈશાચિક અત્યાચારો કરવાને તૈયાર થઈ જાય છે; અર્થાત્ ઇશ્વરની એકતા તથા મનુષ્યમાત્રના અવિચ્છેદ્ય બંધુત્વને માનવા છતાં પણ આવા પ્રકારના સંપ્રદાયો અથવા મજ્હબોએ અત્યારસુધીમાં એટલી લો

વિશાળ તથા ભયંકર સંખ્યામાં માનવ પ્રાણીઓની નૃશંસ હત્યાઓ કરાવી નાખી છે કે જો તે હણાઈ ગયેલા મનુષ્યોનાં અસ્થિઓને એકત્ર કરવામાં આવે અને તેનો એક મીનાર બનાવવામાં આવે તો તે મીનાર સંસારભરના મોટામાં મોટા તથા ઊંચામાં ઊંચા મીનારોથી પણ મોટો અને ઊંચો—ગગનગામી—થઈ જવાનો સંપૂર્ણ સંભવ છે, એ મજહબી ઝુનૂને આ સંસારને એટલી બધી યંત્રણાઓ પહોંચાડી દીધી છે કે જેમની સાથે સરખાવતાં એ જ મજહબના કલ્પેલા નરક અથવા દોજખની યંત્રણાઓ પુષ્પના પ્રહાર સમાન અત્યંત મૃદુ દેખાયા કરે છે પોતાને અહિંસાવાદી તથા પરધર્મસહિષ્ણુ તરીકે ઓળખાવવા છતાં એ અંધવિશ્વાસમૂલક મજહબે એ લોકોનાં સુખ, શાંતિ તથા વિશ્રામનો એટલી સીમા પર્યન્ત વિનાશ કરી બનાવ્યો છે, લોકોપર એટલી સીમા પર્યન્ત બળાત્કાર તથા અત્યાચાર કર્યો છે અને લોકોનાં હૃદયોને એટલી સીમાપર્યન્ત સ્મશાનતુલ્ય બનાવી દીધાં છે કે જેમની અત્યારે આપણાથી પર્યાપ્ત તથા યથાર્થ કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ નથી સંપ્રદાયો અથવા મજહબો જ્ઞાનમાર્ગનો નિરંતર અવરોધ કરતા રહ્યા છે, પોતાની અવસ્થાના પરિવર્તનના પ્રયત્નો કરનારા મનુષ્યો અથવા જ્ઞાનપિપાસુ માનવજાતિ સાથે સદા સર્વદા ભયાનક શત્રુતા ખેડતા રહ્યા છે અને સંસારની ઉન્નતિને તેમણે સંપૂર્ણ બળથી અટકાવી રાખી છે આ સ્થિતિ સર્વથા સ્વાભાવિક છે, કારણ કે, અંધવિશ્વાસના આધારે ટકી રહેનારા મજહબને અનિચ્છાપૂર્વક પણ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે જ્ઞાનનો વિરોધ અથવા પ્રતિરોધ કરવો જ પડે છે જ્ઞાન અને સંપ્રદાય અથવા જ્ઞાન અને મજહબ કોઈ પણ કાળમાં તથા કોઈ પણ દેશમાં એક બીજાના હિતચિંતક મિત્ર થઈ શકે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય ઘટના છે, કારણ કે, જો જ્ઞાનમૂલક ધર્મની અવનતિ થઈ જાય તો જ અંધવિશ્વાસમૂલક સંપ્રદાય અથવા મજહબની ઉન્નતિ થઈ શકે છે અને ધર્મની ઉન્નતિ મજહબની અવનતિપર અવલંબેલી હોય છે એટલે ધર્મ તથા મજહબ અથવા

જ્ઞાન તથા અંધવિશ્વાસ એક જ માર્ગમાં મિત્રભાવથી કદાપિ અગ્રેસર નથી જ થઇ શકતા. જ્ઞાનમાં સ્વતંત્રતા અને મજ્હબમાં ગુલામી રહેલી હોવાથી સ્વતંત્રતા તથા ગુલામીનો સંઘ કાશી પર્યન્ત કેની રીતે પહોંચી શકે વારુ? જો પ્રકાશ તથા અંધકાર અથવા દિવસ તથા રાત્રિનો એકસમયાવચ્છેદે એકત્ર નિવાસનો સંભવ માની શકાય, તો જ ધર્મ તથા મજ્હબ અથવા જ્ઞાન તથા અંધવિશ્વાસના એક જ સ્થાનમાંના એકત્ર નિવાસનો સંભવ માની શકાય કે જે સર્વથા અસંભવનીય છે. હિન્દુધર્મના અત્યંતપ્રાચીનકાલિક ઇતિહાસમાં ધાર્મિક યુદ્ધ, ધાર્મિક રક્તપાત, ધાર્મિક વિષવાદ અને ધર્મના હસ્તથી થયેલા સત્ય, જ્ઞાન તથા વિજ્ઞાનના વિરોધ આદિકનાં ઉદાહરણો જોવામાં નથી આવતાં તેનું સર્વથી પ્રબળ જો કોઇ પણ કારણ હોય, તો તે એ જ છે કે તે સમયના હિન્દુઓ જ્ઞાનમૂલક ધર્મના ઉપાસક હતા; અંધવિશ્વાસમૂલક સંપ્રદાય અથવા મજ્હબના દાસાનુદાસ અથવા ગુલામ ન હોતા. પરંતુ ત્યાર પછી જ્યારથી આપણા હિન્દુભારતમાં ભિન્નભિન્ન ધાર્મિક સંપ્રદાયોના જન્મ થવા લાગ્યા, હિન્દુઓ સંકુચિત સાંપ્રદાયિકતાના દાસ થવા લાગ્યા અને જ્ઞાનના સ્થાનમાં અંધવિશ્વાસ વધતો ગયો ત્યારથી હિન્દુઓમાં સાંપ્રદાયિક સંગ્રામોનો કિંવા પરસ્પર ધાર્મિક વિષવાદનો પણ આરંભ થઇ ગયો કે જે ધાર્મિક વિષવાદ અત્યાર સુધી પણ પતિતપાવની સુરસરિતાના મહાનિર્મલ જલને જ હિન્દુજાતિના રક્તથી રંજિત કરી રહ્યો છે. ધર્મ તથા સંપ્રદાય અથવા મજ્હબના ભેદનો આટલા દીર્ઘ વિવેચન દ્વારા મેં તમારા સમક્ષ એટલામાટે પ્રકાશ કર્યો છે કે જો બની શકે તો સાંપ્રદાયિકતાને તિલાંજલિ સમર્પીને જ્ઞાનમૂલક તથા એકેશ્વરવાદી સનાતન વૈદિક હિન્દુધર્મના જ તમો અનુયાયી થઇ જાઓ અને કદાચિત્ અત્યારે એટલી સીમાપર્યન્ત તમારાથી નૈતિક બળ ન દર્શાવી શકાય, તો પણ, અન્ય કોઈ પર ઉપકાર કરવામાટે નહિ, કિંતુ ભિન્ન ભિન્ન સંપ્રદાયોના માનનારા હોવા છતાં પણ તમો પોતાને હિન્દુ નામથી ઓળખાવતા હોવાથી

અને તમારા સમ્પ્રદાયો હિન્દુધાર્મિક સમ્પ્રદાયો હોવાથી તમારા પોતાના સમ્પ્રદાયો, તમારાં દેવમંદિરો, તમારી દેવમૂર્તિઓ, તમારી હિન્દુ સંસ્કૃતિ અને સંક્ષેપમાં તમારા પોતાના હિન્દુત્વની રક્ષામાટે પણ આ પારસ્પરિક વિઘાતક વિરોધને તજી દઈને એકતાના સૂત્રથી બંધાઇ જાઓ, નહિ તો 'એક હાથમાં તલ્વાર અને એક હાથમાં કુરાન'ના સિદ્ધાન્તથી જ લોકોમાં ઇસ્લામને પ્રચારનારા ઇસ્લામના ધર્માંધ તથા ધર્મોન્મત્ત મુસ્લિમ પ્રચારકોના ભયંકર તથા વિષમ આઘાતોથી તમારા આ સમ્પ્રદાયો તથા તમારા હિન્દુત્વનો વિનાશ અવશ્યભાવી છે. વિધર્મીઓના હસ્તથી રામાનંદી સમ્પ્રદાયના મંદિરનો ધ્વંસ થતો હોય અને સાંપ્રદાયિક વિરોધના યોગે રામાનુજી અથવા ચૈતન્યમતવાદી હિંદુઓ એમ માની લે કે 'એ તો રામાનંદીના મંદિરનો ધ્વંસ થાય છે એટલે એમાં આપણે શું?' તો જ્યારે રામાનુજી અથવા ચૈતન્યમતવાદીના દેવમંદિરનો વિધર્મીઓના હસ્તથી ધ્વંસ થશે ત્યારે રામાનંદીઓ પણ એમ જ માની લઈને એ ધ્વંસકાર્યને ટમટમ જોયા કરશે અને એવી રીતે હિન્દુઓના સર્વ ધાર્મિક સમ્પ્રદાયોનાં દેવમંદિરોનો નાશ થઈ જશે, તોય તમારાથી તો કાંઈ જ નહિ થાય અને એ વિભક્તતાના યોગે અંતે તમારા પોતામાટે પણ કાં તો મુસલમાન અથવા ધર્મભ્રષ્ટ થવાનો અને કાં તો વિધર્મીઓના કૃપાણથી અકાળે મૃત્યુના ભક્ષ્ય થવાનો જ પ્રસંગ આવી લાગશે અર્થાત્ આપણો પરસ્પર ભલે સંઘર્ષ અને ગમે તેવો મતભેદ હોય, તો પણ જ્યારે હિન્દુત્વની રક્ષા માટે વિધર્મીઓ સાથે ઝગડવાનો પ્રસંગ આવી લાગે તે વેળાએ તો જેવી રીતે મસ્તક તથા હસ્ત એક જ શરીરના અવયવ હોવાથી કો૰ શત્રુ મસ્તકપર દંડપ્રહાર કરવા આવે તો હસ્ત પોતાની હાનિનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં મસ્તકની રક્ષામાટે તે દંડપ્રહારનો પ્રતિકાર કરવાને અથવા તો અંતે તેને પોતાની ઉપર ઝીલી લેવાને કટિબદ્ધ થઈ જાય છે તેવી જ રીતે સનાતન વૈદિક હિન્દુધર્મના ભિન્ન ભિન્ન અવયવરૂપ સર્વ હિન્દુસમ્પ્રદાયો અને તે સમ્પ્રદાયોના ધર્માધ્યક્ષો તથા અનુયાયીઓએ એક બીજાને સહાયતા આપીને એક

બીજાની રક્ષા કરવી જોઈએ તો જ આપણાથી આપણા હિન્દુત્વને કાયમ રાખી શકાય તેમ છે."

"અમો હિન્દુત્વની રક્ષામાટે સાંપ્રદાયિક ભેદોને લાત દઈને સંગઠિત થવામાટે તૈયાર છીએ" હિન્દુઓના એક વિશાળ સમુદાયે વચ્ચે જ આ ઉદ્‌ગારો કાઢ્યા

એટલામાં એક શ્યામવર્ણ, ચાળીસેક વર્ષના વયનો અને જેના શરીરપર ધોતિયુ તથા પેરણ એ બે વસ્ત્રો જ જોવામા આવતાં હતાં તેવો હિન્દુ લોકસમુદાયમાં અચાનક ઊઠીને ઊભો થઇ ગયો અને વીરવૈરાગીને સમોધીને કહેવા લાગ્યો કે "જો શ્રીમાનની આજ્ઞા મળે તો અમારા દક્ષિણભારતના ગોવા નામક પ્રાતમા યુરોપના પોર્તુ-ગાલ નામક એક દેશમાથી આવેલા પોર્તુગીજ નામથી ઓળખાતા રોમન કૅથૉલિક ક્રિશ્ચિયનોએ જે ભયાનક ધાર્મિક અત્યાચારો ત્યાના હિન્દુ તથા મુસલ્માનોપર કરવા માંડ્યા છે તેનો હૃદયદ્રાવક સક્ષિપ્ત વૃત્તાત કહી સભળાવવાની મારી ઇચ્છા છે, કારણ કે, હુ ત્યાંનો જ નિવાસી છુ અને તેમના ધાર્મિક અત્યાચારનો ભોગ થઇને જ અત્યારે અહીં આવ્યો છુ"

"ભલે, તમો હિન્દુધર્મ તથા હિન્દુજાતિની દુર્દશાના ઉત્પન્ન થયેલા એ નવીન સાધનની કથા કહી સભળાવો અને તમારી ઇચ્છાને પૂર્ણ કરો" વીર વૈરાગીએ આવી રીતે વિનયપૂર્વક તેને બોલવાની અનુમતિ આપી દીધી

તે ગોવાનિવાસી પ્રૌઢવયસ્ક હિન્દુ વીર પોતાના ખચિત કંઠથી કહેવા લાગ્યો કેઃ "બધુજનો તથા ભગિનીજનો, પૂજ્ય ગુરુ ગોવિન્દ સિંહજીના દર્શનનો લાભ આ દાસને જ્યારે તેઓ નાંદેડમાં વિરાજતા હતા ત્યારે મળ્યો હતો અને તેઓ શ્રીમાન્‌ના મુખમાથી મારી સાથેના વાર્તાલાપના પ્રસગમાં એવા જ ઉદ્‌ગારો નીકળ્યા હતા કે 'જો બાબર, હુમાયૂન તથા શાહજહાન પ્રમાણે ત્યાર પછીના મુસ્લિમ બાદશાહો હિન્દુધર્મપ્રતિ ઉદારતા તથા સહિષ્ણુતા જ દર્શાવતા રહ્યા હોત, તેમણે ઇસ્લામના પ્રચારમાટે હિન્દુઓપર ધાર્મિક અત્યાચારોની

વૃષ્ટિ ન વર્ષાવી હોત અને હિન્દુધર્મના વિનાશના પ્રયત્નો ન કર્યા હોત, તો અહિંસાવાદી તથા પરધર્મસહિષ્ણુ હિન્દુઓ કૃપાળુ તથા ગોબ્રાહ્મણના ધર્મને સ્વીકારીને તેમના રક્તપિપાસુ શત્રુ કદાપિ ન થયા હોત મુસ્લિમ શાસકોના ભયંકર ધાર્મિક અત્યાચારોને જોઈને જ્યારે એવા પ્રકારનો નિશ્ચય થઈ ગયો કે: 'હવે અહિંસાવાદને વળગી રહીને શાંત થઈ બેસી રહેવાથી હિન્દુજાતિ પોતાના ધર્મ તથા હિન્દુત્વને કદાપિ સુરક્ષિત રાખી શકવાની નથી' ત્યારે પછી નિરુપાય થઈને જ આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપીને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે મારે 'ગામ લેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ' એ સિદ્ધાન્ત અનુસાર અત્યાચારી મુસ્લિમ શાસકોના વિનાશમાટે વીરતામૂલક નવીન ખાલસા સમ્પ્રદાયની સ્થાપના કરીને પ્રતિહિંસાના વ્યાપારને આરમ્ભ કર્યો છે ' મેં પોર્ટુગાલનિવાસી રોમન કૅથોલિક ક્રિશ્ચિયનોના મહાભયાનક ધાર્મિક અત્યાચારોથી કંટાળીને પોતાના હિન્દુત્વની રક્ષામાટે ગોવાને છોડ્યા પછી બહુધા સમસ્ત ભારતવર્ષમાં પ્રવાસ કર્યો છે અને જે જે પ્રદેશમાં મુસ્લિમ રાજસત્તા વિદ્યમાન છે તે તે પ્રદેશોમાં મુસ્લિમ રાજકર્મચારીઓ, મુલ્લાઓ તથા મૌલવીઓના હસ્તથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિ ઉપર થતા નાનાવિધ ધાર્મિક, નૈતિક તથા સામાજિક અત્યાચારોને મારાં પોતાનાં નેત્રોથી જોયા છે. મુસ્લિમ શાસકોની આ દુર્બુદ્ધિને જોઈને મારો નિશ્ચય થઈ ગયો છે કે ભારતવર્ષના શાસનગગનમાં અત્યારે પ્રકાશી રહેલા મુસ્લિમ સત્તાસૂર્યનો સદાને માટે અસ્તગત થઈ જવાનો સમય હવે વેગપૂર્વક અધિકાધિક નિકટમાં આવતો જાય છે છતાં અત્યારના વર્તમાન સમયમાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિ મહાસંકટના સમયમાંથી પસાર થઈ રહ્યા છે એટલી વાર્તા તો સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, મુસ્લિમભારતમાં મુસ્લિમોના હસ્તથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિ ઉપર ભયાનક પૈશાચિક અત્યાચારો થઈ રહ્યા છે અને દક્ષિણ-ભારતના એક ગોવાપ્રાંત નામક વિભાગમાં તેમ જ સમુદ્રતીરવર્તી મલબાર આદિ પ્રદેશમાં પોર્ટુગાલનિવાસી રોમન કૅથોલિક ક્રિશ્ચિયનો

હિન્દુ તથા મુસલમાન બન્ને જાતિયો ઉપર પોતાના ધર્મના પ્રચારમાટે જેની તમારાથી કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ નથી તેવા પ્રકારના ઘોરતમ રાક્ષસી અત્યાચારો કરી રહ્યા છે. એ પોર્ટુગીઝો આજથી લગભગ બસેં વર્ષ પૂર્વે વ્યાપારના નિમિત્તથી ભારતવર્ષમાં આવ્યા હતા; પરંતુ તેમનો વાસ્તવિક ઉદ્દેશ તો ભારતવર્ષમાં પોતાની રાજસત્તાને સ્થાપવાનો અને ગમે તેવા ભયાનક અત્યાચારો કરીને પણ પોતાના રોમન કૅથૉલિક ક્રિશ્ચિયન્ સંપ્રદાયને પ્રચારવાનો જ હતો. ભારતવર્ષમાં આવ્યા પછીની પોર્ટુગીઝોની કાર્યકીર્તિમાં કેવળ લૂટફાટ, હિન્દુ મુસલ્માનોની હત્યા અને ભયાનક રક્તપાત વિના અન્ય કાંઇ પણ મળી શકે તેમ છે જ નહિ. મિત્રતાનો બદલો વિશ્વાસઘાતથી અને સ્નેહનો બદલો છળ પ્રપંચથી વાળવો એ તો તેમનો જન્મજાત સ્વભાવ છે; હિન્દુઓનાં દેવમંદિરોને લૂટવાં તથા તોડી નાખવાં; મુસલ્માનોની મસ્જિદોને ધરાશાયી કરી દેવી અને હિન્દુ તથા મુસલ્માનોને કાં તો રોમન કૅથોલિક ક્રિશ્ચિયન્ બનાવવા અને કાં તો ત્યાં જે પાખંડી લોકોની ધાર્મિક માન્યતાઓનો વિચાર કરનારી 'પવિત્ર ધર્મવિચારિણી સભા'–Holy Inquisition*–ની સ્થાપના કર-

* 'ઇમ્પીરિયલ્ ગેઝેટીયર'માં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે પોર્ટુગીઝો હિન્દુસ્તાનમાં વ્યાપારી તરીકે ન હોતા આવ્યા, કિન્તુ રોમન કૅથૉલિક ક્રિશ્ચિયન્ સંપ્રદાયના સંરક્ષક, પ્રચારક તથા યોદ્ધા તરીકે જ આવ્યા હતા. ઈ. સ. ૧૫૬૦ માં યૂરોપ પ્રમાણે ગોવામાં પણ, જેને 'પવિત્ર ધર્મવિચારિણી સભા'–'Holy Inqu s tion'ના નામથી ઓળખવામાં આવતી હતી તે, અન્યધર્મીઓને નાનાવિધ યંત્રણાઓ આપીને અંતે ભભૂકતા અગ્નિમાં જીવતા ને જીવતા જ સળગાવી દેનારી, માનવઘાતિની તથા ઘોર અત્યાચારિણી અપવિત્ર સંસ્થાને અન્યધર્મીઓને રૉમન કૅથૉલિક ક્રિશ્ચિયન્સ્ બનાવવાના એક યંત્ર તરીકે સ્થાપી દેવામાં આવી હતી પ્રારંભમાં તો એ સંસ્થાએ અત્યાચારની માત્રા કાંઇક ઓછી રાખી હતી, પરંતુ ત્યાર પછી ઇ. સ. ની સત્તરમી સદીથી તેણે પોતાની પૈશાચિક ભયંકરતાનો પરિચય કરાવવા માંડ્યો હતો અને તેના પરિણામે પોર્ટુગીઝોના તાબાના પ્રદેશમાં હિન્દુ તથા મુસલ્માનોની સહસ્રાવધિ મનુષ્યોની આખી જાતિયોની જાતિયોએ ન છૂટકે અથવા બળાત્કારે રોમન કૅથૉલિક ધર્મને સ્વીકારી લીધો હતો. અત્યારે ગોવાનીસ ક્રિશ્ચિયનોની જે

વામાં આવી છે તે 'ધર્મન્યાયાધિશોની સભા' દ્વારા તેમની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિને લૂંટી લઇને જીવતા ને જીવતા બાળી અથવા સળગાવી દેવા એ તો ધર્માંધ પોર્ટુગીઝોનો નિત્યનો એક સામાન્ય કાર્યક્રમ છે. અહીં એ વાતોને પણ લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે એ પોર્ટુગીઝો કેવળ ભારતવાસી હિન્દુ તથા મુસલમાનો ઉપર જ આવા ધાર્મિક અત્યાચારો કરે છે તેમ નથી, કિન્તુ જેઓ રોમન કેથોલિક ન હોય તેવા પ્રોટેસ્ટંટ આદિક અન્ય ક્રિશ્ચિયન સંપ્રદાયના અનુયાયી અને પોતાના ક્રિશ્ચિયન બંધુઓ ઉપર પણ એવા જ પ્રકારના અત્યાચારો નિર્દયતાથી કરતા રહે છે પોર્ટુગીઝોના આ ધાર્મિક અત્યાચારોનું પરિણામ એ થયું છે કે સહસ્રાવધિ હિન્દુ તથા મુસલમાનોને પોતાના પૈતૃક ધર્મને ત્યજી દઇને બળાત્કારે જીવન તથા ધનની રક્ષામાટે રોમન કેથોલિક ક્રિશ્ચિયન્ સંપ્રદાયને પોતાના ધર્મ તરીકે સ્વીકારવો પડ્યો છે અને જેમની પોતાના પૈતૃક ધર્મને ત્યજી દેવાની ઇચ્છા ન હોતી તેમને પોતાની જન્મભૂમિનો, સ્વધર્મની રક્ષામાટે, મારી પેઠે સદાને માટે ત્યાગ કરી દેવો પડ્યો છે ગોવામાં મારા કુટુમ્બનાં પાંચ માણસોને બાળી મૂકવામાં આવ્યાં હતાં અને હું તે વેળાએ ગોવાથી પચીસ ગાઉ દૂરના એક બીજા ગામમાં કોઇ કાર્યપ્રસંગે ગયો હતો ત્યાં મને એ હૃદયવિદારક સમાચાર મળતાં ત્યાંથી જ બારોબાર ધર્મરક્ષા તથા જીવનરક્ષામાટે નાસી છૂટ્યો હતો એ નવીનતાથી દર્શા

---

વિશાળ સંખ્યા જોવામાં આવે છે તે પોર્ટુગીઝોના એ ધાર્મિક અત્યાચારો તથા ઇન્ક્વિઝિશન્‌નું જ પરિણામ છે એ 'હોલી ઇન્ક્વિઝિશન્'ની અપવિત્ર પદ્ધતિઓનો સંપૂર્ણ ઇતિહાસ 'The History of the Inquisition, Including the Secret Transactions of That Horrible Tribunal" નામક—લંડનની મિન્નર એન્ડ કંપનીએ છપાવીને પ્રકટ કરેલા—ગ્રન્થમાં આપવામાં આવ્યો છે અને તેનું આખું સાતમું પ્રકરણ (Book VII) ગોવાની એ હોલી ઇન્ક્વિઝિશન્' નામક સંસ્થાની પૈશાચિક વર્તણુકના સમાચાર તથા હૃદયવિદારક વર્ણનોને જ સમર્પિત છે અંગ્રેજી ભાષા જાણનારા હિન્દુ તથા મુસલમાનોએ જો બની શકે તો એ ગ્રન્થ અવશ્ય એક વાર વાંચી જવો જો. એ

વવાની આવશ્યકતા નથી કે અમારી સમસ્ત સંપત્તિને પણ પોર્ટુગીઝ પાદરીઓની આજ્ઞાનુસાર લૂટી લેવામાં આવી હતી. હવે હિન્દુત્વરક્ષાના કાર્યમાં જ મારા અવશિષ્ટ આયુષ્યને સમર્પી દેવાનો મારો મનોભાવ હોવાથી હિન્દુત્વના તારણહાર વીર વૈરાગી મહાશયને મારી એ જ નમ્રતાયુક્ત પ્રાર્થના છે કે મને સિખ્ખધર્મની દીક્ષા આપો અને હિન્દુત્વરક્ષક સિખ્ખ સૈન્યમાં મને એક સૈનિક તરીકે સ્વીકારી લ્યો; કારણ કે, હું ક્ષત્રિય હોવાથી યુદ્ધવિદ્યાનો મેં પર્યાપ્ત અભ્યાસ કરેલો છે અને મારી એ યુદ્ધવિદ્યાનો હિન્દુત્વરક્ષાના યુદ્ધમાં સદુપયોગ થાય એ જ મારી એકમાત્ર પરમ આકાંક્ષા છે."

"ધન્ય છે, પોતાનાં ધન તથા પોતાનાં જીવનની આહુતિ આપી દેવા છતાં ધર્મભ્રષ્ટ ન થનારાં તમારાં આદર્શ હિન્દુ કૌટુંબિક જનોને અને ધન્ય છે, પોતાના ધર્મને સુરક્ષિત રાખીને હિન્દુત્વરક્ષાના મહાપવિત્ર કાર્યની સિદ્ધિમાટે મહાવીર હિન્દુ હુતાત્મા ગુરુ ગોવિન્દસિંહજીના સિખ્ખ ધર્મ નામક હિન્દુ વીરધર્મના સ્વીકારનાર તમારા જેવા આદર્શ હિન્દુ આત્માને ! ! ! મારાં ધન્ય ભાગ્ય કે આજે તમારા જેવા એક આદર્શ હિન્દુ વીરને સિખ્ખધર્મની દીક્ષા આપવાનો અલભ્ય અવસર મને પ્રાપ્ત થાય છે"

આવી રીતે તે દાક્ષિણાત્ય હિન્દુ વીરને અંતઃકરણપૂર્વક ધન્યવાદ સમર્પીને વીર વૈરાગીએ નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતાં એ હિન્દુમહાસભામાં જ તે ગોવાનિવાસી અત્યાચારપીડિત હિન્દુ વીરને સિખ્ખધર્મની યથાવિધિ દીક્ષા આપીને ખાલસા બનાવી દીધો અને તેનું નામ માધવરાવ હોવાથી 'માધવસિંહ'ના નામથી તેને સંબોધ્યો. ત્યાં અને તે ક્ષણે જ લગભગ બીજાં બે હજાર હિન્દુ સ્ત્રીપુરુષોએ વીર વૈરાગીના વરદ હસ્તથી સિખ્ખધર્મની દીક્ષા લઇ લીધી અને 'વાહ ગુરુકી ફતહ' તથા 'વાહ ગુરુકા ખાલસા' એ જયનાદથી ત્યાંના વાતાવરણને નિનાદિત કરી દીધું.

વીર વૈરાગીએ નૂતન દીક્ષિત માધવસિંહને સંબોધીને કહ્યું કે: "જો અકાલ પુરુષની કૃપા તથા પ્રાતઃસ્મરણીય ગુરુ ગોવિન્દસિંહ-

જીના અમર આત્માના આશીર્વાદથી પંજાબમાં હિન્દુરાજ્યને સ્થાપવાનો ગુરુ ગોવિન્દસિંહજીનો પવિત્ર ઉદ્દેશ તમારા હસ્તથી સિદ્ધ થઈ જશે તો પાર પછી સમસ્ત ભારતવર્ષમાં હિન્દુસામ્રાજ્યને સ્થાપવાના અને દક્ષિણભારતમાંથી ઘોર ધર્માંધ તથા મદાન્ધ પાપાચારી પોર્તુગીઝોને મારી તથા હાંકી કાઢીને હિન્દુઓ તથા મુસલમાનોને પોર્તુગીઝોના પૈશાચિક ધાર્મિક અત્યાચારોથી મુક્ત કરીને સર્વેને સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા સમર્પી દેવાના પ્રકટ પ્રયત્નોને આપણે આદરી દઈશું, કારણ કે, ઇસ્લામ તથા મુસ્લિમો પ્રતિ હિન્દુઓનો કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ તથા શત્રુભાવ છે જ નહિ. હિન્દુઓનો પ્રધાન વિરોધ અથવા શત્રુભાવ છે ધર્માંધ તથા ધર્મોન્મત્ત મુસ્લિમ શાસકો તથા તેમના મદદગાર મુલ્લાંઓ, મૌલવીઓ તેમજ અમલદારોના હસ્તથી હિન્દુધર્મ, હિન્દુસમ્પ્રદાયો તથા હિન્દુમન્દિર પર થતા ભયાનક અત્યાચારો તથા બળાત્કારો સાથે. એટલે તેમના એ અત્યાચારો તથા બળાત્કારોનો અંત તો આપણે હિન્દુઓએ કોઈ પણ ઉપાયે લાવવો જ જોઈએ અને નહિ તો આત્મહત્યા કરીને મરી જવું જોઈએ.'

"આપણે પ્રાણોનાં બલિદાન આપીને પણ હિન્દુત્વની રક્ષા તો કરવી જ જોઈએ" સર્વે વીર હિન્દુઓએ એકસ્વરથી ઉદ્ગાર કાઢ્યો.

'જો તમો હિન્દુઓની પોતાના હિન્દુત્વને નિરન્તર નિષ્કંટક તથા સુરક્ષિત રાખવાની જ પ્રબળ આકાંક્ષા હોય, જો પોતાનો હિન્દુધર્મ તમોને પોતાના પ્રાણ સમાન પ્રિય હોય અને પોતાની તથા પોતાના પૂર્વજોની પ્રતિષ્ઠાનું તમો કંઈ પણ વિશેષ મૂલ્ય આંકતા હો તો મારો તમોને વારંવાર એ જ આગ્રહ છે કે આપણી મહા પરાક્રમિની તથા અત્યંત ગૌરવશાલિની હિન્દુજાતિના હિન્દુત્વાભિમાની તથા હિન્દુત્વરક્ષક મહાવીર પૂર્વજોના વીરત્વની ઝગઝગતી જ્યોતિના ઇતિહાસનું સિંહાવલોકન કરો, જે અગ્રણી હિન્દુ વીરરાજાએ શાહબુદ્દીન ગોરી જેવા વિધર્મી તથા વિશ્વાસઘાતક સુલ્તાનને રણભૂમિમાં સાત સાત વાર પરાજિત કરીને છોડી દીધો હતો અને તેને એ

અયોગ્ય ઉદારતાના યોગે જ જેના જીવનદીપના નિર્વાણ સાથે ભારતીય હિન્દુસામ્રાજ્યદીપનું પણ નિર્વાણ થઈ ગયું હતું, તે મહાવીર પૃથ્વીરાજ જેવી વીરતાને ધારણ કરો; પરંતુ તેના જેવી ધર્મઘાતક, જાતિઘાતક, તથા દેશઘાતક અયોગ્ય તથા અપ્રાસંગિક ઉદારતાને દર્શાવવાના પ્રમાદ અથવા પાપથી તો નિરંતર અલિપ્ત અને અલિપ્ત જ રહો. અત્યારના મુસ્લિમો તથા પોર્ટુગીઝોના પૈશાચિક ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અત્યાચારોના સમયમાં જેમના આદર્શના સ્વીકાર તથા જેમનાં આચરણોના અનુકરણ તથા અનુસરણથી હિન્દુધર્મના ઉદ્ધાર તથા હિન્દુજાતિના પરમ કલ્યાણની સંભાવના છે તે આદર્શ છે પ્રાતઃસ્મરણીય મેવાડપતિ મહારાણા પ્રતાપસિંહ કે જેણે વિધર્મી તથા કૂટનીતિપરાયણ અકબર જેવા શહનશાહ સાથેના ધર્મયુદ્ધમાં ઝંપલાવી; હરહર મહાદેવ તથા એકલિંગજીના જયનાદથી રણભૂમિને નિનાદિત કરી; મહાભયાનક સંકટોના સમયમાં પણ પોતાના ધૈર્યને સર્વથા અવિચલ રાખી અને આત્મવિશ્વાસને લેશમાત્ર પણ ન ચળવા દઈને અંતે જન્મભૂમિને યવનરાજના બંધનથી મુક્ત કરી હિન્દુ ક્ષત્રિયજાતિના સામર્થ્યનો વિશ્વને સંપૂર્ણ પરિચય કરાવી દીધો હતો અને હિન્દુધર્મની રક્ષા કરીને હિન્દુજાતિના ગૌરવની સ્થાપના સાથે હિન્દુત્વના તારણહારની મહાગૌરવાન્વિત પદવીને પ્રાપ્ત કરી લીધી હતી. આપણો દ્વિતીય આદર્શ હોવો જોઇએ દક્ષિણનો તે શિવાવતાર મહાશૂરવીર મરાઠા નરપુંગવ શૂરવીર શિવાજી કે જે અલૌકિક હિન્દુ નરસિંહે વિધર્મી નરશૃગાલો તથા તે શૃગાલોના અધિનાયકનાં હૃદયોને પોતાના સિંહનાદથી કંપાયમાન તથા ગર્ભગલિત કરી દીધાં હતાં; પોતાની જન્મભૂમિ દક્ષિણદેશમાંથી વિધર્મી રાજસત્તાનાં મૂળને ઊખેડી નાખવાના કાર્યને વેગપૂર્વક આરંભી દીધું હતું અને મહાધર્માંધ તથા હિન્દુધર્મઘાતક ઔરંગજેબના મદનું મર્દન કરીને હિન્દુ પદપાદશાહીનાં મંડાણને માંડી દીધાં હતાં. એ જ પ્રમાણે આપણો તૃતીય આદર્શ છે તે જ મહાદેદીપ્યમાન હિન્દુદિવાકર વીરશિરોમણિ પૂજ્યપાદ ગુરુ ગોવિન્દસિંહજી કે જેમણે ધર્માધ્યક્ષ હોવા છતાં હિન્દુ-

ધર્મ તથા હિન્દુજાતિના રક્ષણમાટે યુગધર્મ અનુસાર શાસ્ત્રને બદલે પોતાના બલાઢ્ય હસ્તમાં શસ્ત્ર તથા અસ્ત્રને ધારણ કરીને જે હિન્દુ વીર ધર્મની રક્ષા કરી શકે છે તેનાથી જ ધર્મની અખ્યદાની પવિત્ર પદવી ભોગવી શકાય છે એ સત્યને પોતાના વર્તનથી સિદ્ધ કરી બતાવ્યુ હતુ, ઔરંગઝેબ જેવા ધર્માંધ તથા મદાંધબાદશાહ બાદશાહ જો તેઓ મુસ્લિમ રાજસત્તા સાથેના પોતાના વિરોધને ત્યજી દે તો તેમને સર્વે પ્રકારનાં માન, ઉચ્ચપદ તથા ધન આદિકથી નવાજવાને તૈયાર હોવા છતાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિના રક્ષણમાટે જેમણે પોતાના એ વૈયક્તિક લાભોને લત્તાપ્રહાર કરી દીધો હતો, પોતાના પ્રાણપ્રિય પુત્રોની વિધર્મીઓના હસ્તથી થયેલી નિર્ઘૃણ હત્યાના સમાચાર સાંભળવા છતાં જેમનો આત્મા લેશમાત્ર પણ શોકાતુર થયો ન હોતો અને અંતે વિશ્વાસઘાતક વિધર્મી પઠાણોના છરાના ભોગ થઈને મૃત્યુ શય્યામાં પડ્યા પછી પણ જેમણે હિન્દુઓને હિન્દુધર્મની રક્ષામાટે હિન્દુધર્મના વિરોધીઓ સાથે ધર્મયુદ્ધને ચાલુ રાખવાનો જ વીરોચિત ઉપદેશ આપ્યો હતો એ સર્વે હિન્દુ મહાવીર પુરૂષોના જીવનના પ્રતિહાસનાં ઉજ્જ્વલ પૃષ્ઠોને ઉઘાડો, જે માર્ગમાં એ મહાપુરુષોએ પદાર્પણ કરેલું છે તેજ માર્ગમાં પદાર્પણ કરો અને પૂજ્યપાદ ગુરુ ગોવિન્દસિંહજીના ઉપદેશ અનુસાર કુસંપની દીવાલોને તોડી પાડો, સંપ અથવા હિન્દુસંગઠનની દુર્ભેદ્ય શક્તિનો સંગ્રહ કરો અને હિન્દુઓનાં હૃદયમાં ઈર્ષા તથા દ્વેષના અહર્નિશ ધૂંધવાતા પ્રચંડ અગ્નિને બંધુભાવરૂપ ગંગાજલના સિંચનથી શાંત કરી દો જે પોતાના હિન્દુત્વને અવિચલ રાખવાની, હિન્દુ તરીકે જ જીવવાની, હિન્દુધર્મ તથા હિન્દુજાતિને નિષ્કલંક રાખવાની, પોતાની માતા, સહોદરા, પત્ની, પુત્રી તથા સમસ્ત હિન્દુ નારીજાતિની પ્રતિષ્ઠા તથા પવિત્રતાનો વિધર્મી ગુંડાશાહીના પૈશાચિક તથા નીચાતિનીચ અત્યાચારો દ્વારા વિનાશ ન થવા દેવાની, હિન્દુજાતિમાં જેના વ્યાપવાની બહુ સંભાવના છે તે વર્ણસંકરતાને વ્યાપતી અટકાવવાની, હિન્દુજાતિના સંખ્યાબળને ન ઘટવા દેવાની અને ભારતવર્ષના 'હિન્દુસ્થાન' નામમાં

કોઇ પણ પ્રકારનું અનિષ્ટ પરિવર્તન ન થવા દેવાની જ તમો હિન્દુઓની ઇચ્છા અથવા આકાંક્ષા હોય, તો આ સાંપ્રદાયિક ભેદોનાં દુર્ગને ધરાશાયી કરી દઇને એકત્વવર્ધક એક જ સર્વસાધારણ વૈદિક હિન્દુધર્મને સ્વીકારી લ્યો અથવા તો ગુરુ ગોવિન્દસિંહજીના સિખ્ખધર્મ નામક હિન્દુ વીરધર્મની દીક્ષા લઇને હિન્દુજાતિના પુરાતન શૌર્ય, સનાતન બળ, અસીમ સાહસ તથા સંપૂર્ણ સંગઠનની જ્વાળાને હિન્દુ સ્ત્રીઓ તથા હિન્દુ પુરુષોનાં હૃદયોમાં દાવાનળ પ્રમાણે એટલામાટે પ્રકટાવી દો કે જેવી રીતે દાવાનળ ભયાનક અરણ્યોને જોતજોતાંમાં બાળીને ભસ્મીભૂત કરી નાખે છે તેવી જ રીતે હિન્દુજાતિના એ પુરાતન શૌર્ય, સનાતન બળ, અસીમ સાહસ તથા સંપૂર્ણ સંગઠનની જ્વાળા વિધર્મીઓનાં અત્યાચારરૂપ અરણ્યોને બાળીને ભસ્મીભૂત કરી નાખે અને હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુસ્થાન એ વિધર્મીઓના ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અત્યાચારોના આઘાતોથી સર્વથા મુક્ત થઇ જાય. જે સમયમાં આપણા હિન્દુધર્મની ભિત્તિઓની એક એક ઇંટ, એક એક શિલા અથવા એક એક કાંકરી ધ્રૂજી રહી છે; આપણાં ધર્મસ્થાનો તથા તીર્થસ્થાનોની ભયંકર અવહેલના થઇ રહી છે; વિધર્મીઓના હસ્તથી દેવમૂર્તિઓના ભાંગીને ભૂકા થઇ રહ્યા છે; હિન્દુ સ્ત્રીપુરુષો બળાત્કારે ધર્મભ્રષ્ટતાના માર્ગમાં પદાર્પણ કરી રહ્યાં છે; અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિ જ્યારે મહાપૂજ્ય જગદ્‌ગુરુ આદિશંકરાચાર્ય, સમર્થ સ્વામી રામદાસ તથા ગુરુ ગોવિન્દસિંહજી જેવા હિન્દુત્વના તારણહાર ધર્માધ્યક્ષોની માગણી કરી રહ્યાં છે તે સમયમાં તમો ધર્માધ્યક્ષો શ્રીમદ્ ભગવદ્‌ગીતાના કર્મયોગને પોતાના જીવન તથા વર્તનમાં ઊતારવાને બદલે સાંપ્રદાયિક વિગ્રહમાં પોતાની શક્તિઓને વેડરી રહ્યા છો અને પોતાના ધનનો વિલાસના ઉપભોગમાં દુર્વ્યય કરીને ધર્માધ્યક્ષના નામને કલંકિત કરી રહ્યા છો એ તમોને શાભે છે ખરું કે? અમારો તમોને આગ્રહપૂર્વક એ જ ઉપદેશ છે કે સમર્થ સ્વામી રામદાસ તથા પૂજ્ય ગુરુ ગોવિન્દસિંહજી પ્રમાણે

શિવાજી જેવા હિન્દુ વીરોને તૈયાર કરીને પોતે હસ્તમાં શસ્ત્રોને ધારણ કરીને તથા પોતાના શિષ્યોને પણ શસ્ત્રોપાસક બનાવીને હિન્દુધર્મનો વીરધર્મ તરીકે પ્રચાર કરો, હિન્દુધર્મને રસાતળમાં જતો અટકાવવામાટે તમારા અંત્યજ તથા અસ્પૃશ્ય બંધુઓને પ્રેમના ઊમળકાથી છાતી સરસા ચાંપી તેમના પરધર્મમાં સદાને માટે ચાલ્યા જતા સમ્પ્રવાહનો હિન્દુધર્મની રક્ષાના કાર્યમાં સદુપયોગ કરી લ્યો, તમો પોતે બ્રહ્મચર્યને અખંડ પાળો તથા પોતાનાં અનુયાયી સ્ત્રીપુરુષોને પણ અનુક્રમે સોળ તથા ચોવીસ વર્ષના વય પર્યન્ત બ્રહ્મચર્યના અખંડ પાલન પછી જ ગૃહસ્થાશ્રમના સ્વીકારનો કઠિન ઉપદેશ આપો, તમારા પોતાના જ્ઞાનતેજ તથા ચારિત્ર્યને સંપૂર્ણ પરિમાણમાં કેળવો, નાનામાં નાનાં ગામડાં તથા મોટામાં મોટાં નગરોમાં સર્વત્ર વ્યાયામશાળાઓ, યુદ્ધનું શિક્ષણ આપનારાં ધનુર્વિદ્યાલયો તથા હિન્દુયુવકમંડળોની સ્થાપનામાં જ તમારા ધનનો સદુપયોગ કરો અને વીરગર્જના કરીને હિન્દુધર્મ તથા હિન્દુજાતિના વિધર્મી વિરોધીઓને છાતી ઠોકીને એ શબ્દો સંભળાવી દો કે અમો અમારા હિન્દુધર્મ અમારી હિન્દુજાતિ તથા અમારી હિન્દુ કુલકામિનીઓની અવહેલના કરનારને આગમાં ભેળવી દેવાને એમની સામે ઊંચી આંખ કરનારની આંખને ફોડી નાખવાને અને એમનો ઉપહાસ કરનારની બત્રીસીને એક જ મુષ્ટિના પ્રહારથી સ્થાનભ્રષ્ટ કરી નાખવાને અષ્ટોપ્રહર તૈયાર છીએ, કટિબદ્ધ છીએ અને તત્પર છીએ! માત્ર એટલું જ નહિ પણ તમારી ધાર્મિક અસાધ્યતાની રાજસત્તાનું ઉચ્છેદન તથા હિન્દુસામ્રાજ્યનું સંસ્થાપન પણ અમો હિન્દુઓના હસ્તથી જ થવાનું છે, તો સાવધાન! હિન્દુ સમાજ, અથવા હિન્દુમહાસભાનાં સભ્યો તથા સંસ્થાઓ! અત્યારની વિષમ પરિસ્થિતિમાં જો કોઇ પણ તમારું સર્વથી પ્રથમ કર્તવ્ય હોય તો તે આ છે, આ કર્તવ્યના પાલનમાં જ તમારા કલ્યાણનો ભેદ સમાયેલો છે અને આ કર્તવ્યના પાલનથી જ તમો હિન્દુ જાતિના અસ્તિત્વને અવિચલ રાખી શકવાના છો એ તત્ત્વને નિરંતર



" જો તમો એ પ્રતિજ્ઞાને પાળશો તો જ હિન્દુજાતિરૂપ દ્રૌપદીનું તમારાથી વેણીબંધન કરી શકાશે."

( પૃ: ૧૭૫ મું )

સ્મરણમાં રાખી લ્યો અને આ કર્તવ્યના પાલનની પ્રતિજ્ઞા કરો; સામાન્ય નહિ પણ આદર્શ હિન્દુવીર ભીમસેનની દુઃશાસનરુધિરપાન વિષયક પ્રચંડ પ્રતિજ્ઞા સમાન ભીષણ પ્રતિજ્ઞા કરો અને જો તમો એ પ્રતિજ્ઞાને પાળશો તો જ હિન્દુજાતિરૂપ દ્રૌપદીનું તમારાથી વેણીબંધન કરી શકાશે ........."

વીરજાયા વીરમતી હજી તો આવી રીતે પોતાની ઓજસ્વિની તથા ઉત્સાહવર્ધિની વાણીના ગંગાના પ્રવાહતુલ્ય પ્રચંડ પ્રવાહને વહેવડાવી રહી હતી એટલામાં અચાનક એક સિખ્ખ વીર એક હાથમાં લોહીથી ખરડાયલી તલ્વાર અને બીજા હાથમાં એક માનવ મસ્તકને લઇને આવી લાગ્યો એટલે તેના નિરીક્ષણમાં વીરમતીના નેત્રો તલ્લીન થઇ જતાં વીરમતીનો વાણીપ્રવાહ અહીં જ અટકી ગયો. જનસમુદાયને ઉલ્લંઘીને તે સર્દાર જ્યારે વીર વૈરાગીના આસન સમક્ષ આવી લાગ્યો ત્યારે વીર વૈરાગીએ તેને તે ક્ષણે જ ઓળખી લીધો અને આશ્ચર્યદર્શક ભાવથી જિજ્ઞાસા દર્શાવી કેઃ-

"સર્દાર વિનોદસિંહ, તમો, અત્યારે અચાનક અહીં ક્યાંથી ? અને આ મસ્તક કોનું કાપી લાવ્યા છો ?"

"મારા અચાનક અહીં આવવાનુ કારણ હું પછી જણાવીશ, અને પ્રથમ આ મસ્તક કોનું છે અને આ મસ્તકને શામાટે ધડથી જૂદું કરવામાં આવ્યું છે તે કથા આપને સમ્બળાવીશ." આ પ્રમાણે અત્યંત સંક્ષિપ્ત પ્રસ્તાવના કરીને વિનોદસિંહ લોહીઝરતાં નેત્રો તથા આરક્ત મુખમંડળથી કહેવા લાગ્યો કેઃ "આ એક અફઘાન અથવા પઠાણનું મસ્તક છે. આ અફગાન બહાદુર (?) પોતાના એક સાથીની મદદથી એક શૂદ્ર હિન્દુ કુમારિકાને તેની અસહાય અવસ્થાનો લાભ લઇને અહીંથી એક ગાઉ ઉપરના એક નિર્જન જંગલમાં લઈ ગયો હતો અને ત્યાં તે કુમારિકાપર બળાત્કાર કરવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં અચાનક, નદીનો પ્રવાહ ત્યાંથી નિકટ હોવાથી અને હું તથા મારો અશ્વ બન્ને તરસ્યા થયેલા હોવાથી, મેં રાજમાર્ગમાંથી મારા અશ્વને તે સ્થાન

પ્રતિ વાળ્યો અને ત્યાં એ તિરસ્કરણીય દૃશ્યને જોઇને મારા ક્રોધનો અવધિ થઇ જતાં મારી તલવારના એક જ પ્રહારથી મેં તે પાપાત્મા પુરુષપિશાચના મસ્તકને ધડથી જુદું કરી નાખ્યું, એ ક્ષણે જ તે શૂર હિન્દુ કુમારિકાએ પોતાના ખંજરથી એ નરપિશાચના સહાયકને જહન્નમવાસિન કરી દીધો અને ત્યાર પછી તે કુમારિકાને તેનાં વાલીઓના હાથમાં સોંપી, આપ શ્રીમાન્‌ના અહીં હોવાના સમાચાર સાંભળી, આપ શ્રીમાન્‌ની સેવામાં ઉપસ્થિત થવામાટે આ હરિદ્વારની હિન્દુમહાસભામા હું ચાલ્યો આવ્યો ”

'તમોએ હરિદ્વારમા આવતાંની સાથે જ એક એવા અલભ્ય પુણ્યને પ્રાપ્ત કરી લીધુ છે કે જે પુણ્યને કોઇ મહાભાગ્યશાલિની વ્યક્તિથી અને તે પણ ક્વચિત્‌જ પ્રાપ્ત કરી શકાય છે ” વીરમતીએ કહ્યુ

"મારી પણ એ જ માન્યતા છે ધન્ય છે તે કુમારિકાને કે જેણે પોતાના ખંજરથી પોતાની પવિત્રતાના વિદારકના સહાયકનો સંહાર કરી નાખ્યો છે અને પોતાની પવિત્રતામાં કલંક લાગવા નથી દીધો હિન્દુજાતિને અત્યારે આવી ખડ્ગધારિણી અને દેવીસ્વરૂપિણી વીરમહિલાઓની જ આવશ્યકતા છે ” વીર વૈરાગીએ તે શૂર કુમારિકાના ગૌરવને વધારનારા આ શબ્દો ઉચ્ચાર્યા

આ વેગાથે સૂર્યદેવ અસ્તાચલગામી થઈ ગયેલા હોવાથી વીર વૈરાગીએ અભિનવદીક્ષિત સિખ્ખો તથા હિન્દુધર્માભિલાષીના મુખથી હિન્દુત્વરક્ષાની પ્રચંડ પ્રતિજ્ઞા કરાવીને તે દિવસની હિન્દુમહાસભાનું વિસર્જન કરી દીધુ અને ત્યાર પછી તે પોતાની પત્ની, સર્દાર વિનોદસિંહ તથા પોતાના અંગરક્ષકો સહિત પોતાના ઉતારામા આવી લાગ્યો ત્યાં આવ્યા પછી વીર વૈરાગીને વિનોદસિંહ એક એકાંતિક સ્થાનમાં લઇ ગયો અને ત્યાં તેમની વચ્ચે પરસ્પર જે વાર્તાલાપ તથા પરામર્શ થયો તે હવે પછીના પ્રકરણમા પાઠકો તથા પાઠિકાઓ જાણી શકશે

## પ્રકરણ ૧૩ મું
## પ્રત્યાઘાત અને પ્રતિહિંસા



" ......What though the field be lost ?
All is not lost; th' unconquerable will,
And study of revenge, immortal hate,
And courage never to submit or yield."

Milton's *Paradise Lost, Bk. I, line 105.*

"Vengeance is mine; I will repay, saith the Lord."

*Romans XII. 19.*

શાહી ફોજના હાથે તારાવડીના યુદ્ધમાં સિખ્ખ સૈન્યના થયેલા પરાજય તથા સિખ્ખોએ રણભૂમિમાંથી કરેલા પલાયનની સમસ્ત કથા સર્દાર વિનોદસિંહે વીર વૈરાગી બન્દા બહાદુરને નિરાશાદર્શક ભાવથી કહી સંભળાવી અને સિખ્ખોના તે પારિપલ્ય તથા પલાયનના કારણને દર્શાવતાં તેના મુખમાંથી એ ઉદ્ગાર નીકળી ગયો કે: "જો તે વેળાયે રણભૂમિમાં આપની અવિદ્યમાનતા ન હોત, તો વીર સિખ્ખ સૈનિકો આવી રીતે રણક્ષેત્રમાંથી કદાપિ પલાયન કરી જાત નહિ અને અંત પર્યન્ત રણભૂમિમાં અચલ થઇને શત્રુઓને સંહારતા ઊભા રહ્યા હોત."

વિનોદસિંહના મુખથી સિખ્ખ સૈન્યના પરાજય તથા પલાયનના વૃત્તાન્તને શાંતિપૂર્વક સાંભળી લીધા પછી વીર વૈરાગી ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "આપણા પરાજયનો આ વૃત્તાન્ત સાંભળીને મારા હૃદયમાં લેશમાત્ર પણ ચિંતા કિંવા નિરાશાનો આઘાત થતો પણ નથી અને થવાનો પણ નથી. પરંતુ આપણા સિખ્ખ સર્દારોની આપણી કાર્યપદ્ધતિ વિષયક અદક્ષતા તથા અજ્ઞતાનો શોક તો મારા હૃદયમાં અવશ્ય થાય છે અને તે થવો જ જોઇએ. મારી અલ્પકાલિક અવિદ્યમાનતાના યોગે શત્રુઓથી તમો આટલી સીમાપર્યન્ત ભયભીત થઇ ગયા અને રણભૂમિમાં આપણા મરવા કે મારવાના સિદ્ધાન્તને દૃઢતાથી

પાણી બતાવવાને બદલે સિખ્ખો રણભૂમિમાંથી પલાયન કરી ગયા એ મારા તથા સિખ્ખોના નામને શોભાવનારૂં કૃત્ય તો ન જ કહી શકાય. જે વીર વૈરાગીના નામને સાંભળતાંની સાથે જ બાદશાહનો પ્રતિનિધિ શાસક નિઝામુલ્મુલ્ક રાજધાનીમાંથી પલાયન કરી ગયો હતો તે વીર વૈરાગીના સિખ્ખ સૈનિકો રણભૂમિમાંથી પલાયન કરી જાય, એ ખરેખર સિખ્ખોની વીરતાને કલંકિત કરનારી ઘટના છે. પરંતુ ચિન્તા નહિ, યુદ્ધમાં શાહી સૈન્યનો વિજય થયેલો હોવા છતાં પણ બાદશાહના હૃદયમાં વીર વૈરાગી તથા સિખ્ખોની ભીષણતાનો ભય અદ્યાપિ અવિચલ છે એમ મારી મનોદેવતા મને વારંવાર કહી રહી છે અને જો આ વાર્તા સત્ય હોય, તો શત્રુના હૃદયમાં વ્યાપેલી એ ભીતિમાં જ સિખ્ખોના વિજયનો ભેદ સમાયલો છે એમ જ તમારે માની લેવાનું છે. અસ્તુઃ અત્યારે બાદશાહ બહાદુરશાહનો પોતાનો મુકામ ક્યાં છે વારૂ ?"

"એવા સમાચાર સાંભળવામાં આવ્યા હતા કે તે સરહિન્દ તરફ થઇને લાહોર જવાનો હતો." સર્દાર વિનોદસિંહે ઉત્તર આપ્યું.

"બહુ સારૂં; બાદશાહ ભલે લાહોરમાં બેઠો બેઠો ખાંડ ખાધા કરે. આપણે અહીંથી પ્રયાણ કરી મઢીમાં જે સિખ્ખ સૈનિકો આનંદમંગળ કરી રહ્યા છે તેમને બોલાવીને અને અહીંથી નાગાઓ તથા સંન્યાસીઓના સૈન્યને સાથે લઇને પ્રથમ આપણા હસ્તમાંથી નીકળી ગયેલા પ્રદેશોને પાછા હસ્તગત કરી લઇશું અને ત્યાર પછી બાદશાહ પાછો રણભૂમિમાં આવશે, તો તેને પણ સિખ્ખોના કૃપાણોની તીવ્રતાનો પર્યાપ્ત પરિચય કરાવી દઇશુ. મારો દૃઢ વિશ્વાસ છે કે મને પાછો રણભૂમિમાં અવતીર્ણ થયેલો જોઇને સિખ્ખોનાં હૃદયોમાં પુનરપિ નવીન ઉત્સાહ આવી જશે અને તેઓ અપરિમિત સંખ્યામાં ગુરુ ગોવિન્દસિંહની હિન્દુધર્મવિજયપતાકા તળે આવીને વિધર્મીઓના સંહારમાટે એકત્ર થઇ જશે." વીર વૈરાગીએ પોતાની હવે પછીની યુદ્ધવિષયક યોજનાનો સર્દાર વિનોદસિંહને સાક્ષાત્કાર કરાવ્યો.

"શ્રીમાનની આ યોજના અતિશય પ્રશસનીય છે" સર્દાર વિનોદસિંહે વીર વૈરાગીની વિચારસરણીને અનુમોદન આપતા આ શબ્દો ઉચ્ચાર્યા

* * * * *

દ્વિતીય દિવસના પ્રભાતમાં જ વીર વૈરાગીએ નાગા, સન્યાસી તથા ઉદાસીઓના નાયક મહતોને પોતાની પાસે બોલાવ્યા અને પજાબની પરિસ્થિતિનો પરિચય કરાવીને તેમની સહાયતાની યાચના કરી તેઓ પોતાના પ્રચડ પથકોસહિત વીર વૈરાગી સાથે તેના સહાયક તરીકે જવાને તૈયાર થઈ ગયા એટલે તે જ દિવસે વીર વૈરાગી પોતાની ધર્મપત્ની, પોતાના સિખ્ખ અગરક્ષકો અને નાગા, સન્યાસી તથા ઉદાસીઓના લગભગ દશ હજાર જેટલી સખ્યાના સહાયક હિન્દુ સૈન્ય સહિત હરિદ્વારમાંથી પજાબની દિશામાં પ્રયાણ કરી ગયો પ્રયાણ કર્યા પૂર્વે તેણે પોતાના પાચ વિશ્વાસપાત્ર સૈનિક સદેશ વાહકોને એવી આજ્ઞા આપીને રવાના કરી દીધા કે "તમો દ્રુત ગામી અશ્વોપર આરોહણ કરીને માર્ગમા ક્યાંય વિશ્રાંતિ લીધા વિના મડી પહોંચી જાઓ, સર્વના સિખ્ખ સૈનિકોને લુધિયાણા તર્ફ આવવાનું કહો અને જ્યાં જ્યાં સિખ્ખ સૈનિકો તમારા જોવામાં આવે ત્યાં ત્યાંથી તેમને એકત્ર કરીને લઈ આવો" જ્યાં સુધી અરણ્યમાં મૃગરાજ સિંહનો અભાવ હોય છે ત્યાં સુધી અરણ્યમાં નાનાવિધ ઉત્પાત મચાવી દેનારા શૃગાલ તથા હરિણ આદિ પશુઓ સિંહની ગર્જનાને સાંભળતાંની સાથે જ જેવી રીતે દુમ દબાવીને પલાયન કરી જાય છે અને પોતાના આશ્રયસ્થાનોમાં ભરાઈ બેસે છે તેવી રીતે વીર વૈરાગીની અવિદ્યમાનતાના સમયમાં જે મુસ્લિમ સૈનિકો તથા સર્દારોએ પજાબમાં અનેક પ્રકારના ઉત્પાતોને ઊભા કરી દીધા હતા તે મુસ્લિમ સૈનિકો તથા તેમના સર્દારો વીર વૈરાગીના આગમનના સમાચાર સાંભળતાંની સાથે જ, હજી તો તે પચીસ કે પચાસ ગાઉ છેટો હોય તોય, જીવનરક્ષામાટે પોતપોતાનાં ગ્રામો તથા નગરોને ખાલી કરીને પલાયન કરવા મડી ગયા અને મુસ્લિમ

નાગરિકો પણ તેમનું અનુસરણ કરીને પલાયનનો આશ્રય લેવા લાગ્યા. સિખ્ખ સૈન્યની દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિ થવા લાગી અને સિખ્ખો તથા અન્યાન્ય હિન્દુઓનાં મુખમંડળોમાં, વીર વૈરાગીની વિદ્યમાનતાના પરિણામે, અવર્ણનીય આનંદ તથા અદમ્ય ઉત્સાહનાં ચિહ્નો સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યાં. હિન્દુજાતિની કુમારિકા, સૌભાગ્યવતી તથા વિધવા મહિલાઓ પોતાનાં ગૃહોમાં તેમ જ દેવમંદિરોમાં ઈશ્વરનાં ચરણોમાં મસ્તક નમાવીને વીર વૈરાગીના વિજયની યાચના કરવા લાગી અને મુસ્લિમ મહિલાઓ પ્રચંડ વાયુના આઘાતથી કંપતી કોમળ વલ્લરીઓ પ્રમાણે પોતાના ખુદા પાસેથી કાફિર વીર વૈરાગીના પરાજય તથા મૃત્યુની યાચના કરવા લાગી.

વીર વૈરાગીએ રણભૂમિમાં પદાર્પણ કરતાંની સાથે સમસ્ત પ્રદેશ વિરોધ રક્તપાત વિના જ તેના અધિકારમાં આવતો ગયો અને જેમ જેમ પંજાબના ભિન્ન ભિન્ન પ્રાંતો તેના અધિકારમાં આવતા ગયા તેમ તેમ પ્રથમ પ્રમાણે જ તે પ્રાંતોને તે શાસનમાટે પોતાના સિખ્ખ સરદારોને સોંપતો ગયો. આ નવીન વ્યવસ્થા અનુસાર રામસિંહને લુધિયાણા પ્રાંતનો શાસક ઠરાવવામાં આવ્યો, માલવા તથા મઝલિયા પ્રાંતો અનુક્રમે કુલકિયા તથા મઝલિયાને સોંપાયા, પુરુદનો ઇલાકો રૂપચંદને સોંપાયો અને લોહનગર નામક સ્થાનમાં અલ્પ સમયમાં જ એક ભ ય દુર્ગ બંધાવીને તે દુર્ગને વીર વૈરાગીએ 'લોહદુર્ગ' અથવા 'લોહગઢ' નામ આપ્યું અને એ દુર્ગને પોતાની રાજધાનીની પદવીથી વિભૂષિત કરી દીધો.* પંજાબની હિન્દુ જનતાએ પુન એક વાર

* આ દુર્ગનું 'લોહગઢ' નામ 'મુખલિસપુરકા સિખ્ખનાના' નામ‘ ગ્રંથમા આપવામા આ યુ છે અને ઇરાકતખાં, લતીફ તથા અન્ય ઇતિહાસ-કારો એને 'ડબેરનો કિલ્લો' નામથી ઓળખાવે છે. મન્આસિરુલ ઉમા નામક ફારસી ગ્રંથના દ્વિતીય ભાગના ૫૭૫ મા પૃષ્ઠમા એ દુર્ગનુ નામ લોહગઢ' જ આપ યુ છે. અત્યારે આ દુર્ગનો ક્યાય પત્તો મળી શ તો નથી. પરંતુ એ દુર્ગના સ્થાનમા પર્વત ઉપર એક ઊંચા નવાગો ભાગ અથવા ટેકરો જોવામાં આવે છે કે જેની ચારે દિશામા બે મોટા પાર્વત્ય નિર્ઝ'૨ (નાળા અથવા ઝરણા) વહન કરી રહ્યા છે. એ ઉપરાન્ત એ દુ ગનુ જે એ

શાંતિનો શ્વાસ લીધો અને વીર વૈરાગીના પ્રચંડ પ્રત્યાઘાતથી પુન એક વાર મુસ્લિમ બાદશાહ તથા તેના મુસ્લિમ સરદારોના ગર્વનુ ખંડન થઈ ગયુ આ ધર્મરક્ષા તથા હિન્દુસ્વાધીનતાપ્રાપ્તિના સંગ્રામ માં નાગા, સન્યાસી તથા ઉદાસી આદિ હિન્દુ સાધુ વીરોએ પણ અલૌકિક પરાક્રમો કરી બતાવેલા હોવાથી વીર વૈરાગીએ એક પ્રચંડ સભા ભરીને તેમનુ અપૂર્વ ગૌરવ કર્યું અને કહ્યુ કે "હવે જ તમોએ પોતાના ધર્માધ્યક્ષ તથા હિન્દુ સાધુ તરીકેના કર્તવ્યનુ યથાર્થ પાલન કરી બતાવ્યુ છે અને મારો દૃઢ વિશ્વાસ છે કે તમો નિરંતર આવી જ રીતે પોતાના કર્તવ્યના પાલનથી ધર્માધ્યક્ષના પદને દીપાવતા રહેશો" એ પછી તેમને યોગ્ય પારિતોષિકો આપીને વીર વૈરાગીએ જો તેમની પોતપોતાનાં સ્થાનોમા જવાની ઇચ્છા હોય તો તે ઇચ્છાને પૂર્ણ કરવાની આજ્ઞા આપી દીધી

આવશ્યકતા જેટલા હિન્દુ સૈનિકોને લોહગઢમાં ગોઠવી દીધા પછી ત્યાં વીર વૈરાગીની આજ્ઞાથી દારૂગોળા આદિ અપરિમિત યુદ્ધ સામગ્રીને એકત્ર કરવાના કાર્યનો આરંભ કરી દેવાયો જો કોઈ વાર એવો જ આપત્કાલ આવી જાય તો એક અથવા બે માસ જેટલો સમય લોહગઢમા સૈન્યસહિત નિશ્ચિતતાપૂર્વક વીતાડી શકાય એટલી ખાદ્યસામગ્રી પણ ત્યા ભરી દેવામાં આવી આ કાર્યો ચાલી રહ્યાં હતા તે વેળાયે વીર વૈરાગી પ્રથમ ગુરુ ગોવિન્દસિંહજીના પુત્રોને વિશ્વાસઘાતથી વિધર્મી શત્રુઓના હસ્તમા સમર્પી દેનાર વિપ્રકુલ કલંક ગંગારામને તેના એ ઘોરતમ તથા અક્ષમ્ય પાતકનો ઉચિત

---

અન્ય ચિહ્ન અવશિષ્ટ છે તે એ કે શાપરનું એ નાનકડુ તળાવ છે આ ચિહ્નોથી એવી કલ્પના કરી શકાય છે કે લોહદુર્ગના અસ્તિત્વના સમયમાં આ જળાશય આનાથી વિશાળ હોવો જોઇએ અને તેમાના જળનો દુર્ગમા વસતા સૈનિકો ઉપયોગ કરતા હોવા જોઇએ ઝરણા કદાચિત્ દુર્ગની આસપાસ દુરક્ષક ખાઇની આવશ્યકતાને પૂરી પાડતા હોય તો તે પણ સ્વાભાવિક છે આ સિક્ખોના પ્રબળ આત્મરક્ષણ સાધનરૂપ દુર્ગને મુસલમાનોએ ધરાશાયી કરી નાખેલો હોવો જોઇએ એવી કલ્પના ઇતિહાસ વેત્તાઓની માન્યતા છે, પરતુ નિશ્ચિત પ્રમાણ તો નથી જ મળતું

દંડ આપવાના અને ત્યાર પછી અદ્યાપિ પજાબનાં જે નગરો મુસ્લિમોના અધિકારમાં હતાં તે મુસ્લિમ નગરોને જીતી લેવાના વિચારો કરી રહ્યો હતો. સરહિન્દના મહૂમ સૂબેદારે વિશ્વાસઘાતક ગગારામને કેટલાંક રાજનૈતિક કારણોના યોગે જીવતો જ છોડી દીધેલો હોવાથી* તે પાપાત્મા પોતે જે ગ્રામનો નિવાસી હતો તે ખેડી નામક ગ્રામ માંજ વસતો હતો એટલે વીર વૈરાગીએ પ્રથમ ખેડી ગ્રામમાં જઈ પિશાચશિરોમણિ ગગારામને તેના પરિવાર સહિત પકડી લીધો, અને તે ગ્રામના મુસ્લિમ ચાણુદારના વધની આજ્ઞા આપી દીધા પછી પાપાવતાર ગગારામને પોતા સમક્ષ બોલાવીને વીર વૈરાગી તિરસ્કારદર્શક તથા અધિકારદર્શક વાણીથી કહેવા લાગ્યો કે.—

"નીચાતિનીચ નરપિશાચ, તારા અપવિત્ર દેહને સંબોધીને પવિત્ર ગંગા તથા ભગવાન્ રામચદ્રનાં નામોનો ઉચ્ચાર કરતાં આરું અત:કરણ અતિશય ખિન્ન થાય છે અને બ્રાહ્મણજાતિમાં તારા જેવા પિશાચને ઉત્પન્ન થયેલો જોઈને મારા શોકનો અવધિ થઇ જાય છે પૂજ્યપાદ ગુરુવર્યે તારામાં જે વિશ્વાસ રાખ્યો હતો તે વિશ્વાસનો ઘાત કરીને તેં સમસ્ત બ્રાહ્મણજાતિને કલકિતા કરી દીધી છે અને પોતાના મૃત્યુ તથા રૌરવનરકવાસને પોતાના હસ્તથી જ ખરીદી લીધા છે. હું તને તારા એ અક્ષમ્ય પાપનો દડ દેવામાટે જ અત્યારે આ સ્થાનમાં આવ્યો છુ અને તારો તથા તારા સમસ્ત પરિવારનો સદાને માટે અત કરી નાખવાનો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે કાલાધીન થવા પૂર્વે જો તારે કાંઈ પણ કહેવુ હોય તો તે કહેવાની હું તને સ્વતત્રતા સમર્પું છુ."

"મારા હાથે જે મહત્ પાપ થયુ છે તેમાટે હું હૃદયપૂર્વક પશ્ચાત્તાપ કરું છુ, અને પોતાના ઘાતકોને પણ ગુરુવર્ય ગોવિન્દસિંહજીએ ક્ષમા કરી દીધી હતી તેવી રીતે આપ શ્રીમાન્ પણ આ ગરીબ બ્રાહ્મણના અપરાધની ક્ષમા કરી દો એવી શ્રીમાનનાં ચરણોમાં મારી

* જુઓ 'ગુરુ ગોવિન્દસિંહ'નુ 'દુરાત્મા ગુરુપુત્રો' શીર્ષક પ્રકરણ ૧૫ મુ, પૃષ્ઠ ૧૯૬.

પ્રાર્થના છે." ગંગારામે ક્ષમાની યાચના કરી, અને મૃત્યુના ભયથી તે થરથર કંપવા લાગ્યો.

"તારા આ દંભ નાટકને હું બરાબર સમજું છું. જો તારા હૃદયમાં પોતાના દુષ્કર્મનો પશ્ચાત્તાપ જ થતો હોત, તો જે વેળાયે મેં સરહિન્દના સુબેદારને સમરભૂમિમાં બાણથી વીંધી નાખ્યો હતો તે વેળાયે જ તારે મારી પાસે આવી જવું જોઈતું હતું જો કે તે વેળાયે પણ હું તને ક્ષમા કરત કે નહિ એ તો શંકાયુક્ત જ છે, કારણ કે, આતતાયીઓને ક્ષમા આપવાનું વૈરાગી શીખ્યો જ નથી. સુકુમાર તથા નિર્દોષ ગુરુપુત્રોને જલ્લાદોના હાથમાં સોંપનાર નરપિશાચને તો હું મારા હાથે જ યમપુરીમાં પહોંચાડવા ઇચ્છું છું તો હવે વધારે ચાલાકી ન દેખાડતાં પોતાના ઇષ્ટદેવનું, જો તેનું કાંઈ હોય તો, સ્મરણ કરી લે અને મરણને ભેટવા તૈયાર થઈ જા." વૈરાગીએ પોતાનો અંતિમ નિશ્ચય જણાવી દીધો

પાપાત્મા ગંગારામ કાંઈ પણ બોલી શકયો નહિ વૈરાગીએ સિંહની પેઠે છલાંગ મારીને તલવારના એક જ પ્રહારથી તેના મસ્તકને ધડથી જૂદું કરી દીધું. એ જ વેળાયે તેણે ગંગારામનાં સ્ત્રીપુત્રોને પણ મારી નાખવાનો પોતાના સિપાહીઓને હુકમ ફર્માવી દીધો. આ પ્રમાણે કેટલાંય વર્ષો પછી ગુરુપુત્રોના વિશ્વાસઘાતક અનુચરનો તેના પરિવાર સહિત વૈરાગીએ નાશ કરી નાખ્યો. આ ઘટનાના સમાચાર દેશના ચારે ભાગોમાં પ્રસરી ગયા અને તે સાંભળીને મુસ્લિમો પોતાના ઘરમાં બેઠા બેઠા પણ ભયથી ધ્રૂજવા લાગ્યા. ભૂલથી પણ કોઈ માણસ 'વૈરાગી' અથવા 'બન્દા' શબ્દનો ઉચ્ચાર કરતો, તો તે સાંભળીને પણ તેઓ સાશંક દૃષ્ટિથી આસપાસ જોવા લાગી જતા હતા !

ઉપર્યુક્ત કાર્યથી નિવૃત્ત થયા પછી વૈરાગીએ સહારનપુર પર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાંના મુસલ્માન શાસકનું નામ અલીમહમ્મદ હતું. તેણે વૈરાગીના ચઢી આવવાના સમાચાર સાંભળીને 'દીન'ની લડાઇ જાહેર કરી દીધી. કાફિરોને મારવાથી જન્નતની

હૂરો મળે છે તથા દીર્ઘકાળ સુધી બિહિસ્તમાં રહેવાનો લાભ પ્રાપ્ત થાય છે, એવી અંધશ્રદ્ધાથી પ્રેરાઇને અસંખ્ય મુસલમાનો સહારનપુરમાં એકઠા થઈ ગયા અને વૈરાગીના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા પરંતુ જે વેળાયે શિખ્ખોના તે નગરની સમીપ પહોંચી તે વેળાયે અલીમહમ્મદ ગુપ્ત દ્વારમાંથી નીકળીને પલાયન કરી ગયો! કિંતુ ઝનુની મુસલમાનો તેના પલાયન કરી જવા છતાં વૈરાગીના સૈન્ય સાથે લડવા લાગ્યા આખરે તેમનો અગ્રણી ગાલિબખાઁ માર્યો ગયો. ત્યારે મુસલમાન સિપાઈઓ પણ જ્યાં માર્ગ મળ્યો ત્યાં ભાગવા લાગ્યા! અને વૈરાગીએ પોતાના શિખ્ખ સૈનિકોને સહારનપુરને લૂટવાનો તથા સામા થનારા મુસ્લિમોને કત્લ કરી નાખવાનો હુકમ આપી દીધો.

ત્યાર પછી વૈરાગીએ નજીબાબાદ અને જલાલાબાદના પઠાણ રઇસોને એવા પ્રકારનો સંદેશ પાઠવ્યો કે "તમને બધાને સીધા કરવામાટે હું તરત જ આવુ છુ, તો જે કાંઇ તૈયારીઓ કરવી હોય તે કરી લેશો તમારાં નગરોને પણ સહારનપુરની પેઠે જ લૂંટી લેવામાં આવશે જો તમારી તથા તમારાં નગરોની દુર્દશાને અટકાવવાની જ તમારી ઇચ્છા હોય, તો બે લાખ રૂપિયા લઈ માર્ગમાં મને આવી મળશો જો આનો અનુકૂલ જવાબ વખતસર નહિ મળે, તો હું મારા સૈન્યને તમારી દરેક રીતે પાયમાલી કરવાનો સખ્ત હુકમ આપી દઇશ"

આનો જવાબ વખતસર ન મળવાથી વૈરાગીએ નજીબાબાદ પર ચઢાઈ કરી દીધી. ત્યાંનો શાસક શાહનવાજખાઁ ખૂબ લડવા છતાં વૈરાગીના વીર શિખ્ખો સામે ટકી શક્યો નહિ રણભૂમિમાંથી તે પલાયન કરી ગયો! વૈરાગીએ તેના નગરને લૂંટવાનો શિખ્ખોને હુકમ કરી દીધો અને એ જ પ્રમાણે ગંગાની આસપાસનાં કેટલાંય નગરોને જીતી લીધાં ત્યાર પછી વૈરાગીએ અમ્રોહા તથા નનોતાપર ચઢાઈ કરીને તે નગરોને લૂંટ્યાં નનોતા નગરના એક ભાગમાં શેખજાદાઓનો વધ કરવામાં આવ્યો અને વીર નરા

ગીએ જ્વાલાપુર તથા સદવરાના રાજાઓ પાસેથી કેટલીક સારી રકમો ભેટ તરીકે લીધી મુરાદાબાદના ઇલાકાને લૂટતો વીર વૈરાગી હવે જલાલાબાદ જઇ પહોંચ્યો અને ત્યાંના સર્દાર જલાલખાઁએ તેનો એટલો બધો મજબૂત મુકાબલો કર્યો કે પ્રથમ તો સિખ્ખો ગભરાઈ ગયા, કારણ કે, સિખ્ખ સૈનિકો દુર્ગની દીવાલોપર સીડીઓ લગાવીને ચઢી જવાની કોશિશ કરતા હતા અને દીવાલપર ઊભેલા પઠાણો તેમને ઉપરથી નીચે ધકેલી દેતા હતા. આવી સ્થિતિને જોઇને વીર વૈરાગીએ દીવાલપરના પઠાણોપર પોતાના અમોઘ બાણોની વૃષ્ટિ વર્ષાવવા માંડી અને તે બાણો પઠાણોને દીવાલપરથી નીચે જમીનપર પાડવાના કાર્યને સિદ્ધ કરવા લાગ્યા. આવી રીતે બે દિવસ વીત્યા બીજે દિવસે રાત્રિના સમયમાં વૈરાગીના એક ગુપ્તચરે કિલ્લામાં જવાના એક ગુપ્ત માર્ગને જોઇ લીધો અને તે માર્ગ વૈરાગીને બતાવી દીધો એટલે વૈરાગીએ પોતાના સૈન્યને કિલ્લામાં પ્રવેશ કરવાનો અને જે શત્રુઓ સીધી રીતે આધીન ન થાય તેમને કત્લ કરી નાખવાનો અથવા તો કિલ્લાની દીવાલપરથી બહાર ફેંકી દેવાનો આદેશ સમજાવી દીધો આ ઉપાયના યોગે કિલ્લો જોત જોતાંમાં સર થઈ ગયો અને વીર વૈરાગીનો સંપૂર્ણ વિજય થયો.

બીજે દિવસે વીર વૈરાગીને એવા સમાચાર મળ્યા કે "શાહજાદો જહાંગીરશાહ વિશાળ શાહી ફોજને લઇને અત્યંત વેગપૂર્વક આપને પકડવામાટે આ દિશામા ચાલ્યો આવે છે" આવાપ્રકારની આપત્તિની વૈરાગીના મનમાં પ્રથમથી જ શંકા આવેલી હોવાથી તેણે લોહ-દુર્ગમા સર્વ પ્રકારની આત્મરક્ષિકા વ્યવસ્થા કરી રાખી હતી એ તો આપણે જાણી ચૂક્યા છીએ; એટલે આ સમાચાર મળવાની સાથે જ તેણે પોતાના સિખ્ખ સૈન્યને વેગપૂર્વક લોહ દુર્ગની દિશામાં અગ્રેસર થવાની આજ્ઞા આપી દીધી. અર્થાત્ જે વેળાયે શાહી ફોજ જલાલાબાદની દિશામાં વેગપૂર્વક આગળ વધી રહી હતી તે જ વેળાયે સિખ્ખ સેના એક જૂદા જ માર્ગમાં ચાલતી લોહગઢને રક્ષવાનો ઉદ્યોગ કરી રહી હતી આ સાવધાનતાના પરિણામે બાદ

શાહની ફોજને જલાલાબાદમાં વૈરાગીને ઘેરી લેવાનો અવસર મળી શકે તે પૂર્વે તો વીર વૈરાગી પોતાના હિન્દુ સૈન્ય સહિત નિર્વિઘ્ન તથા ક્ષેમકુશળ લોહદુર્ગમાં પહોંચી ગયો પછી શું થયું ? એ પ્રશ્નનું ઉત્તર હવે પછીનું પ્રકરણ આપશે

## પ્રકરણ ૧૪ મું

## લોહદુર્ગનો ઘેરો અને વેશધારી વૈરાગી

'Death has no terrors for me, it is an event I always look to with cheerfulness if not with pleasure and be assured the subject is more grateful to me than any other"

*John Howard*

વીર વૈરાગીએ લોહદુર્ગમાં જઇને આશ્રય લીધો કે જ્યાં તે બહુ અંશે સુરક્ષિત હતો જલાલાબાદ પહોંચેલા શાહી સૈન્યને નિરાશા પૂર્વક પાછું ફરવું પડ્યું, એ સમાચાર લાહોરમાં મુકામ કરી રહેલા મુગલ બાદશાહ બહાદુરશાહને મળતાંજ તેણે પોતાના ત્રણે પુત્રોને લઇને શાહી સૈન્યની કુમકે જવાનો નિશ્ચય કરી લીધો માર્ગમાં કેટલાક જાતિદ્રોહી તથા દેશદ્રોહી રાજપૂતોએ બાદશાહને સૈન્ય સબંધી સહાયતા કરીને પોતાની સામ્રાજ્યભક્તિ (!) દર્શાવી દીધી હતી લોહગઢ કિંવા લોહદુર્ગ સાઢોરાથી કેટલાક ગાઉના અંતરે એક ઢોળાવવાળા પર્વતપર આવેલો હતો શાહી સેનાએ તેને ચારે તરફથી ઘેરી લીધો, પરન્તુ તેમાં પ્રવેશ કરવાનું તથા તેને અધિકૃત કરી લેવાનું કાર્ય અત્યન્ત કઠિન હતું લગભગ એક માસ પર્યન્ત એ પરિવેષ્ટન (ઘેરો) રાખીને બાદશાહને* પોતાને પણ ત્યાં જ રહેવું

---

* "આ કાર્યમાં બાદશાહ બહાદુરશાહે બાદશાહ ઔરંગઝેબનું અનુસરણ કર્યું હતું કે જે પોતાના શાસનના છેલ્લા દિવસોમાં કાફિરોના પ્રત્યેક દુર્ગના પરિવેષ્ટન વખતે સ્વયં ઉપસ્થિત રહેતો હતો આમાં તેની માન્યતા એવી હતી કે કાફિરો પરના આક્રમણ વખતે હાજર રહેવાથી ધર્મયુદ્ધ—જિહાદ—માં ભાગ લેવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે બહાદુરશાહ પણ આવી જ માન્યતાથી પ્રેરાઇને સૈન્યની પાછળ લોહદુર્ગ પહોંચ્યો હતો" ઇરાદતખાં

પડ્યું. ઇરાદતખાઁ નામક એક પ્રત્યક્ષદર્શીએ લોહદુર્ગના આ પરિવેષ્ટનનો જે મનોરંજક વૃત્તાન્ત આપેલો છે તે આ પ્રમાણે છેઃ—

"બાદશાહે પોતાના સૈન્યાધિકારીઓને સ્પષ્ટ આજ્ઞા આપી હતી કે સિખ્ખોપર તેમના દુર્ગોમાં જઇને કોઇ પણ સંયોગોમાં આક્રમણ કરવું નહિ; પરંતુ બની શકે તેટલા એવા ઉપાયો અવશ્ય કરવા કે જેથી તેઓ પોતાના દુર્ગોમાંથી બહાર મેદાનમાં નીકળી આવે. કેટલાય દિવસો સુધી બન્ને પક્ષની સેનાઓ નિષ્ક્રિય પડી રહી. આખરે કંટાળીને ખાનખાનાં પોતાના થોડાક સૈન્યને લઇને શત્રુની શક્તિ તથા સ્થિતિની તપાસમાટે આગળ વધ્યો, પરંતુ જ્યારે તે દૃષ્ટિગોચર થવા લાગ્યો ત્યારે શત્રુઓ (સિખ્ખો)એ તેના પર તોપોના ગોળા વર્ષાવવા માંડ્યા. સિખ્ખ બર્કન્દાજો તથા તીરન્દાજો કે જેઓ આમ તેમના પહાડોપર પડેલા હતા તેમણે તત્કાળ પોતાના પ્રાણનાશક સંદેશને મોકલવાના કાર્યને ભીષણતાથી આરંભી દીધું.

સિખ્ખોના આ આક્રમણને જોઇને શાહી સેના અત્યંત ઉશ્કેરાઇ ગઈ. હવે તે આઘાતનો બદલો પ્રત્યાઘાતથી વાળવામાટે તૈયાર થઈ ગઈ. બાદશાહે પણ તેને આગળ વધવાની આજ્ઞા આપી દીધી. ખાનખાનાં પોતે પોતાના ઘોડાપરથી ઊતરી પગે ચાલતો પોતાની સેના સાથે અત્યંત દુરારોહ પર્વતોપર ચઢવા લાગ્યો. ઉપર પહોંચ્યા પછી તેણે શત્રુઓને નસાડી મૂક્યા. શાહી તંબૂઓમાંથી એ દૃશ્ય જોઇ શકાતું હતું. એ દૃશ્યને જોઇને સર્દારો તથા સિપાહીઓ યશ મેળવવામાટે એક બીજા સાથે સ્પર્ધા કરવા લાગ્યા. પોતાના અફસરોની આજ્ઞાની પણ વાટ ન જોતાં સિખ્ખોના આક્રમણનો જવાબ વાળવામાટે તેમણે સમૂહબદ્ધ થઇને પર્વતપર ચઢવા માંડ્યું. બાદશાહ તથા તેના ચારે શાહજાદાઓ અત્યન્ત ઉત્સુકતાથી આ સર્વે દૃશ્યને જોઇ રહ્યા હતા. સિખ્ખો પણ દુર્ગમાં રહીને વર્ષા ઋતુની પેઠે પ્રાણહારક બાણો, ગોળીઓ, ગોફણો તથા પાષાણોની વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા. એ મારો પણ અસહ્ય હતો. તે છતાં પણ સિખ્ખોને વચમાંના દુર્ગમાં આશ્રય લેવો પડ્યો. ત્યાંનો માર્ગ અત્યન્ત સંકુચિત હોવાથી દુર્ગના

મધ્યભાગમાં પહોંચતા પણ બહુ મુશ્કેલી નડી. શાહી આક્રમણકારી-ઓને પાછા હઠાવનારાં સાધનો મધ્યદુર્ગમાં જ હતાં, પરંતુ એ સાધનો એટલાં ન હોતાં કે જેમના આધારે લાંબા સમય સુધી શાહી સૈન્યના આક્રમણથી દુર્ગનું રક્ષણ કરી શકાય. ઘેરો પણ ધારણા કરતાં વિશેષ લંબાયો અને તેનું પરિણામ એ આવ્યું કે દુર્ગના ખાદ્ય પદાર્થો ખૂટી જવાની અણીપર આવી રહ્યા. એક દિવસ રાત્રિના સમયમાં અન્નસામગ્રીના અધ્યક્ષે આવીને વૈરાગીને કહ્યું કે "શ્રીમન્, કોઠારમાંની સર્વ સામગ્રી પૂરી થવા આવી છે. જો એક બે દિવસમાં જ યોગ્ય વ્યવસ્થા નહિ થાય, તો સૈન્યને તેમજ આપણને ભૂખે મરવાનો વખત આવી લાગશે."

"ઓછામાં ઓછા કેટલા દિવસ ચાલે તેટલી સામગ્રી બાકી રહી છે વારુ ?" વૈરાગીએ પૂછ્યું.

"સાર્વજનિક ભંડારમાંની તમામ સામગ્રી ગઈ કાલે ખલાસ થઈ ગઈ છે. આપત્તિના સમયને માટે જે પદાર્થો રાખેલા છે તેમાંથી આજે ઉપયોગ કરવાનો વિચાર રાખ્યો છે." કોઠારીએ જવાબ આપ્યો.

"જ્યાં સુધી આપણી પાસે થોડી ઘણી પણ સામગ્રી છે, ત્યાં સુધી તો ઉદારતાપૂર્વક તેનો ઉપયોગ કરો અને આપણું કામ ચલાવો, તેટલામાં હું બીજી વ્યવસ્થા કરું છું. આ પ્રતિકૂળતાના સમયમાં પણ ભોજનના સંબંધમાં કોઈ પણ પ્રકારનો પક્ષપાત કિંવા ભેદ ભાવ રાખશો નહિ. જેટલો વિભાગ એક સાધારણ સૈનિકને આપતા હો, તેટલો જ મને પણ આપજો." વૈરાગીએ બીજી વ્યવસ્થા કરવાનું કહીને ભોજનના સંબંધમાં કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન રાખવાની ખાસ સૂચના આપી.

"આ વ્યવસ્થા શ્રીમાનની ઇચ્છા તથા આજ્ઞાનુસાર જ થશે. ત્યારે હવે હું શ્રીમાન્‌ની આજ્ઞા માગું છું, કારણ કે, લોકો મારી વાટ જોઈને બેઠા હશે." કોઠારીએ કહ્યું.

"ભલે, તમો ખુશીથી જાઓ. હું હમણાં જ સ્વસ્થાનેથી પ્રયાણનો પ્રબંધ કરું છું." વૈરાગીએ ગંભીરતાથી કહ્યું.

અન્નકોપના અધ્યક્ષના ગયા પછી બન્દાએ પોતાના સેનાનાયકો તથા સર્દારોને બોલાવીને ખાદ્ય પદાર્થો મેળવવાના સબંધમાં મધ્ય રાત્રિ પર્યન્ત તેમની સાથે મંત્રણા કરી અને મંત્રણાના અંતે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે સિખ્ખ સૈનિકોએ મુસ્લિમવેશ ધારણ કરી દુર્ગના ગુપ્ત માર્ગમાંથી બહાર નીકળવું અને શાહી ભંડારમાંથી જેટલું અન્ન મળે તેટલું લઈ આવવું આ નિશ્ચય અનુસાર સાહસિક સિખ્ખો શાહી છાવણીમાં જઈને હાથ લાગ્યા તેટલા ખાદ્ય પદાર્થો લઈને સહીસલામત દુર્ગમાં પાછા આવી ગયા પરંતુ આવી રીતે આણેલું અન્ન પણ ઘણા દિવસો સુધી ચાલ્યું નહિ છેવટે ક્ષુધાની વેદનાથી વ્યાકુળ થયેલા સિખ્ખ સિપાહીએ વૈરાગીને અનેક પ્રકારના મર્મવચનો સંભળાવી અન્નની માગણી કરવા લાગ્યા વૈરાગીને એટલો બધો ક્રોધ વ્યાપ્યો કે તેણે બરાબર મધ્યરાત્રિયે ઊઠીને શાહી સેનાપર છાપો માર્યો બન્દાના આવા આક્રમણમાટે મુગલ સૈનિકો બિલકુલ તૈયાર ન હોતા તેઓ નીરાંતે ઊંઘી રહ્યા હતા બન્દાએ તેમની એ અસાવધાનતાનો લાભ લઈને સેંકડોને પરલોકમાર્ગના પ્રવાસી કરી દીધા તેણે રાત્રિના શાંત સમયમાં સિખ્ખ સિપાહીઓને એટલી સીમા પર્યન્ત ઉશ્કેરી દીધા હતા કે તેઓ ગુરુપુત્રોના અપૂર્વ આત્મબલિદાનનું સ્મરણ કરી પ્રાણોપર ઉદાર થઈને લડી રહ્યા હતા થોડીજ વારને માટે તો શાહી સૈન્યમાં એવો હાહાકાર ફેલાઈ ગયો કે મુગલ સેનાપતિઓને શું કરવું અને શું ન કરવું તેની પણ સમજણ પડી નહિ બાદશાહને જ્યારે આ ભયંકર સમાચાર મળ્યા ત્યારે તે એકાએક પોતાની શય્યામાંથી ઊઠ્યો, અને મનમાં પોતાની જીવનરક્ષાના સંબંધમાં સંદેહ હોવા છતાં, બહારથી તેણે નિર્ભીકતાનું દર્શન કરાવ્યું, માત્ર એટલું જ નહિ, કિન્તુ વૈરાગીને પોતાના શિબિર તરફ આગળ વધતો અટકાવવાના હેતુથી મુગલ સિપાહીઓને તત્કાળ હથિયાર ઉપાડવાનો હુકમ કરી દીધો બહાદુરશાહે મુગલ સેનાપતિને બોલાવીને સિખ્ખોપર તોપોનો મારો ચલાવવાનો અને લાગ ફાવે તો વૈરાગીને પણ ઉડાવી દેવાનો ગુપ્ત આદેશ સંભળાવી દીધો 'અલ્લાહો અકબર' તથા 'દીન, દીન'ની ગર્જના કરતા મુગલ સિપાહીઓ સિખ્ખોપર તૂટી પડ્યા

વૈરાગીએ જોયું કે મુગલ ગોલંદાજોએ તોપોમાં જોઈતો દારૂગોળો ભરીને તોપો તૈયાર કરી લીધી હતી અને તેમની એ પ્રવૃત્તિને જોઈને શિષ્યો સાહસરહિત પાછા હટી રહ્યા હતા. પોતાની ઉત્સાહવર્ધિની વાણીનું નિત્ય પ્રમાણે આજે ઇષ્ટ પરિણામ ન આવ્યું જોઈને વૈરાગીએ વિચાર કર્યો કે 'આવા વિપરીત સંજોગોમાં ખુલ્લા મેદાનમાં રહીને લડવા કરતાં પુનઃ દુર્ગનો આશ્રય લેવો એ જ હિતાવહ છે.' આ વિચાર કરીને તે ધીરે ધીરે યુક્તિપૂર્વક દુર્ગના માર્ગમાં આગેસર થવા લાગ્યો. દુર્ગમાં પાછા પડી શિષ્યો બહાદુરીથી લડવા લાગ્યા પરંતુ એક તો દુર્ગમાંની ખાદ્યસામગ્રી ક્યારની ખૂટી ગઈ હતી અને બીજું તેમને બહારથી કોઈ પણ પ્રકારની સહાયતા મળતી ન હોતી. એથી વિરુદ્ધ, શાહી સૈન્યની સંખ્યામાં પ્રતિદિન વધારો થઈ રહ્યો હતો. અર્થાત્ સફળતાના સર્વ પ્રયત્નોને નિષ્ફળ થતા જોઈને વૈરાગીએ એક રાત્રે સર્વ શિષ્યોની સાથે મુગલોના આક્રમણનું કેવી રીતે ઉત્તર વાળવું ઇત્યાદિ આગામી કાર્યક્રમના સંબંધમાં મંત્રણા કરવા માટે લોહગઢના વિશાલ સભાભવનમાં મોટી સભા ભરી. પ્રારંભમાં વૈરાગીએ પોતાની ઓજસ્વિની વાણીથી ઉપસ્થિત થયેલી ગંભીર પરિસ્થિતિનું શ્રોતાઓને વર્ણન કરી સમજાવ્યું. ત્યાર પછી ગુરુવર્ય ગોવિંદસિંહજીના ભવ્ય જીવનાદર્શનો પરિચય કરાવીને વૈરાગીએ પોતાના વક્તવ્યનો ઉપસંહાર કરતાં જણાવ્યું કે–

'ધર્મવીર તથા કર્મવીર શિષ્યો! આપણું કાર્ય હવે ઘણું ભારે છે. અત્યારની પરિસ્થિતિમાં શત્રુઓની સામે ટકી રહેવાનું પરિણામ એ જ આવશે કે, આપણી અવશિષ્ટ રહેલી શક્તિનો તથા સંખ્યાનો પણ નાશ થઈ જશે. તો હવે અહીં રહીને લડવા કરતાં શત્રુઓની આંખોમાં ધૂળ નાખીને અહીંથી સરકી જવામાં તથા આત્મરક્ષા કરવામાં જ આપણું કલ્યાણ છે. અત્યારે તો આપણે 'जीवन्नरो भद्रशतानि पश्यति' એ સિદ્ધાન્તનું જ અનુસરણ કરવાનું છે. પરંતુ મને ભય માત્ર એટલો જ છે કે ભારી પ્રાણહાનિ કરવાને તત્પર રહેલા શત્રુઓ જ્યારે મને અહીંથી પલાયન કરી ગયેલો જાણશે,

ત્યારે અવશ્ય મારી પૂંઠ પકડશે. જો કે હું તેમને મારી પાછળ આવવામાં ફાવવા તો નહિજ દઉં; પરંતુ કોઇ દેશદ્રોહી હિન્દુ માર્ગમાં જ મને અટકાવી દે, તો પલાયનનો પ્રયત્ન પણ વ્યર્થ થાય અને જો શત્રુઓને એવી ખબર પડે કે, વૈરાગી આ દુર્ગમાં જ છે, તો તેઓ મારી પૂંઠ પકડે નહિ, એ પણ સંભવનીય હોવાથી આ સંબંધમાં હું મારા સર્દારો, હિતૈષી મિત્રો તથા વીર સિખ્ખોનો સત્ય અને સ્પષ્ટ પરામર્શ ઇચ્છું છું."

"મારા નમ્ર અભિપ્રાય અનુસાર તો શ્રીમાને જે કાંઇ વિચાર કર્યો છે તે જ યોગ્ય તથા હિતાવહ છે. જ્યાં પ્રયત્નની નિષ્ફળતા દીવા જેવી સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હોય, ત્યાં શક્તિનો નિરર્થક વ્યય કરવો કિંવા જીવનની આહુતિ આપવી એ વિચારશીલ દેશોદ્ધારકનું કર્તવ્ય નથી. અકાલ પુરુષની ઇચ્છા આ પ્રસંગે આપણને સફળતા આપવાની નહિ હોય, એમ માનીને અત્યારે તો પોતાના જીવનની રક્ષા કરવી એ જ શ્રીમાનનું પરમ કર્તવ્ય છે." વૃદ્ધ વિનોદસિંહે વૈરાગીના વિચારોને અનુમોદન આપ્યું.

"બંધુ બાજસિંહ તથા ફતહસિંહ, તમો કેમ કાંઇ બોલતા નથી ? તમો પણ અનુભવી તથા પ્રૌઢ વિચારક છો. આજના વિકટ પ્રસંગે હું તમારા જેવા કર્તવ્યનિષ્ઠ વીરનરોના અભિપ્રાયને સાંભળવામાટે અત્યંત આતુર છું. કદાચિત્ તમારો અભિપ્રાય મારા અભિપ્રાયથી જૂદો પડતો હશે; તો પણ તેથી હું અપ્રસન્ન થવાનો નથી. આવી રીતે પ્રત્યેકના અભિપ્રાયને યાચવાનું કારણ એ જ છે કે ભવિષ્યમાં આપણાપર કોઇ એવો આક્ષેપ કિંવા કલંક ન મૂકે કે: 'જીવનરક્ષાના લોભને વશીભૂત થઇને વૈરાગી તથા તેના સાથીઓ લોહદુર્ગમાંથી પલાયન કરી ગયા હતા.'" બન્દા બહાદૂરે કોષાધ્યક્ષ બાજસિંહ તથા સેનાધ્યક્ષ ફતહસિંહને સંબોધીને આ વાક્યો ઉચ્ચાર્યાં.

"અમારો અભિપ્રાય પણ શ્રીમાન્‌ના અભિપ્રાયને મળતો જ છે. અમોને શોક કેવળ એટલો જ થાય છે કે દેશના સ્વાતંત્ર્યની

રક્ષામાટે કરેલા આટઆટલા ભગીરથ પ્રયત્નો પછી પણ આજે આપણામાટે નિષ્ફળતાને અનુભવવાનો અવસર આવી લાગ્યો છે આ વિકટ પ્રસંગે પંજાબના સર્વ હિન્દુઓએ સામાન્ય રીતે અને સિખ્ખોએ ખાસ કરીને તન, મન, ધન સહિત શ્રીમાનની કુમકે આવીને પોતાની દેશપ્રિયતા કિંવા સ્વાતંત્ર્ય પ્રિયતાનું દર્શન કરાવવું જોઈતું હતું” કોષાધ્યક્ષ બાજસિંહે પોતાના તથા ફતહસિંહના અભિપ્રાયને વ્યક્ત કરવા સાથે હિન્દુઓની કર્તવ્યવિમુખતાનો ઉલ્લેખ પણ કરી બતાવ્યો.

"આપણે આપણા કર્તવ્યનો જ વિચાર કરવાનો છે હિન્દુઓએ તથા સિખ્ખોએ આટલી પણ સહાયતા કરી છે તેનું સ્મરણ કરીને આપણે અકાલ પુરુષનો ઉપકાર માનવાનો છે આ પ્રસંગે જો કે આપણને પલાયનનો આશ્રય લેવાનો વિચાર કરવો પડે છે તો પણ તેથી નિરાશ થવાનું નથી ઘણી વાર એવું બને છે કે દેખીતી નિષ્ફળતામાંજ ભાવિ સફળતા રહેલી હોય છે મુદ્દાનો પ્રશ્ન તો એટલો જ છે કે શત્રુઓ એવા જ ભ્રમમાં રહે કે વૈરાગી કિલ્લામાં જ છે અને આપણે અહીંથી સહીસલામત રીતે છટકી જઈએ એવો કોઈ ઉપાય શોધી કાઢવો જોઈએ" વૈરાગીએ આશાવાદનું અવલમ્બન કરીને આ પ્રકારના શબ્દો ઉચ્ચાર્યા

"આ સંબંધમાં અમારો બે ત્રણ જણનો અભિપ્રાય એવો થાય છે કે, શ્રીમાને વેશપરિવર્તન કરીને કેટલાક સરદારો તથા વિશ્વસ્ત મનુષ્યોસહિત પ્રાતઃકાલ થવા પૂર્વે જ અહીંથી પ્રયાણ કરી જવું અને દુર્ગમાં રહેનાર વ્યક્તિઓએ છેવટ સુધી યુદ્ધને ચાલુ રાખવું. કદાચિત યુદ્ધમાં સફળતા ન મળે તો પણ તેટલા સમયમાં આપ શ્રીમાન્ કોઈ સુરક્ષિત સ્થાનમાં અવશ્ય પહોંચી જશો, એમાં સંદેહ નથી" વીરસિંહે કહ્યું

"તમારી સલાહ સ્વીકારવા યોગ્ય છે હવે પ્રશ્ન કેવળ એટલો જ રહે છે કે ન કરે નારાયણ અને અલ્પ સમયના યુદ્ધમાં જ આપણો પરાજય થઈ જાય અને દુર્ગપર યવનોનો અધિકાર થઈ

જાય, તો મને પકડવાનો અવશ્ય પ્રયત્ન થાય, અને જો એ વેળાયે 'વૈરાગી દુર્ગમા નથી કિન્તુ તે પનાયન કરી ગયો છે,' એવુ તેમના જાણવામા આવે તો અવશ્ય તેઓ મારી પાછળ પડે અર્થાત્ આ સભવનીય ભાવી પ્રસગને અસભવનીય કરી બતાવવાનો કોઇ ઉત્તમ ઉપાય અત્યારે ને અત્યારે જ આપણુને મળી આવે, તો મારી સર્વ શંકાઓનુ નિવારણ થઈ જાય " વૈરાગીએ પોતાની અંતિમ મહતી શકાનુ દર્શન કરાવ્યુ

થોડીક વારને માટે સભાભવનમા ગભીર શાતિ પ્રસરી ગઈ સર્વ સભાજનો એક બીજાના મુખમડળનુ અવલોકન કરવા લાગ્યા વૈરાગી સભાજનોની પરિસ્થિતિનુ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરવા લાગ્યો અતે સભાના એક છેડા પરથી વૈરાગીની આકૃતિ સાથે જેની આકૃતિ સર્વાંશે મળતી આવતી હતી તેવો એક સિપ્પખ ઊભો થયો, અને તેણે બન્દાનું અભિવાદન કરીને બે શબ્દો બોલવાની આજ્ઞા માગી તેના જવાબમા વૈરાગીએ તેના પ્રતિ મહાનુભૂતિસૂચક દૃષ્ટિથી જોઇને જણાવ્યુ કે "મારા બહાદુર સિપ્પખ, એ તો હુ આરભમા જ ખુલાસો કરી ચૂક્યો છુ કે આજની સભામા પ્રત્યેક વ્યક્તિને પોત-પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાની સપૂર્ણ છૂટ છે, એટલે તારે જે કાઈ કહેવુ હોય તે નિસકોચ કહે '

"મારા જેવા એક સામાન્ય સેવકની શ્રીમાન્ જે કદ્ર કરે છે તેમાટે હુ મને પોતાને ભાગ્યશાળી માનુ છુ આજના જેવા વિકટ પ્રસગે શ્રીમાનને સલાહ આપવા જેટલી યોગ્યતા તો મારામા નથી, પરંતુ આટલા સમય સુધી માલિકની સેવામા રહીને હુ જે કાઈ શીખ્યો છુ તેને આજે આચરણમા મકવાની ઇચ્છા ધરાવુ છુ ' ઊભા થયેલા સિપ્પખે આ પ્રમાણે પ્રસ્તાવના કરી

" અહો, કોણ ગુલાબૂ ! છેક ત્યા ખૂણામા જઈને બેઠો છે? કહે, તુ મારી સેવામા રહીને એવુ શુ શીખ્યો છે જેને આજે

આપ લૂમા મરવાની અભિ ।।। ધરાવે છે?" વૈરાગીએ તેને પોતાના સેવક તરીકે ઓળખી લીધા પછી આ પ્રમરના વાકો ઉચ્ચાર્યા

મારા માનિમ્ની સેવામા રહીને ‘હિન્દુહિતાર્થ જીવન બલિદાન નો સિદ્ધાન્ત શીખ્યો છુ અને તેને જ આ પ્રમગે આપ ણુમા મમ્વા ઈન્છુ છુ' એમ મ્હીને ગુલાન્ ઉર્ફ ગુનાબસિંહે થોડીક વાર વિશ્રાન્તિ લીધી અને ત્યાર પછી પુન કહેવા માડયુ કે ‘મારી મુખાકૃતિ તથા શરીરના રૂપરગ શ્રીમાનની મુખાકૃતિ તથા રૂપરગ સાથે એટલા બધા તંતોતત મળતા આવે છે કે જો ! શ્રીમાનનો વેશ ધારણ કરી લઉ તો ગમે તે મનુષ્ય ભૂલાવામા પડી જાય સમાનાકૃતિનુ આવુ અવસ્યભાવિ પરિણામ મે અનેક પ્રમગો એ અનુભવેનુ છે અને ઘણી વાર શત્રુઓના હાથમા સપડાઈને મૃત્યુના મુખમા જતો જતો અત્યત કઠિનતાથી બચેલો છુ પરતુ આજે હિન્દુજાતિના કલ્યાણમાટે આપ શ્રીમાનને બચાવીને માગ પોતાના જીવનનુ સમર્પણ મરી દેવાની ઈચ્છા છે મારી એવી તીવ્ર ઈચ્છા હોવાથી મારી એવી આગ્રહયુક્ત પ્રાર્થના છે કે શ્રીમાન્ પોતાનો ગજરી વેશ મને આપી દે અને પોતે ગમે તેવો અન્ય વેશ ધારણ કરીને અહીથી પ્રયાણ મરી જાય દુર્ગના રક્ષણાર્થે જે થોડી ઘણી વ્યક્તિઓ અહીં રહેશે, તેમની સાથે હુ પણ રહીશ અને પ્રાત મા૦ થતા અમો જ યુદ્ધનો પુન આરભ મરી દઈશુ '

શુ તુ મારો વેશ ધારણ કરીને તથા પોતાને બન્દાના નામથી ઓળખાવીને શત્રુઓના હાથે મરણને ભેગવા ઈચ્છે છે? મારો પાશાક તને આપીને હુ મારા હાથેજ તને પિશાચપ્રકૃતિ શત્રુઓના હાથમા આપતો જઉ, એવી તારી અભિલાષા છે ? ' વૈરાગીએ તેના આશયને સમજી લીધા પછી વિ।। ખાત્રી મ્રી લેવા માટે આ પ્ર।ગના પ્રશ્નાત્મક વાકો ઉચ્ચાર્યા

યોગી જીવનનો ઉત્સર્ગ કરી દેવા ઇચ્છુ છુ મારી આ ઇચ્છા કેવળ આજની સભામાના સ્મશાનવૈરાગ્ય સમાન અલ્પકાલિક તથા અસ્થાયી દેશપ્રેમનુ પરિણામ નથી; કિંતુ શ્રીમાન્ જેવા પરમ દેશભક્તોના પ્રયત્નોને યત્કિંચિત્ પણ પુષ્ટિરૂપ થઈ શકુ તેવી રીતે મારા તુચ્છ દેહને માતૃભૂમિની સેવાના પ્રચણ્ડ યજ્ઞમા આહુતિ તરીકે સમર્પી દેવાના દીર્ઘકાળના દૃઢ નિર્ધારનું જ પરિણામ છે. જો શ્રીમાન્ મને મરણનો આવો અવશ્ય અવસર નહિ આપે, તો હું શ્રીમાનની સાથે આવીશ અને જ્યારે કોઇ અણધાર્યો પ્રસગ આવીને ઉપસ્થિત થશે ત્યારે હુ મારા તુચ્છ શરીરને વીરવૈરાગી કિંવા મન્દા બહાદુરના નામથી ઓળખાવીને શ્રીમાન્ પર આવનારી આપત્તિને મારા પોતાના શિર પર વહોરી લઈશ " ગુલાબસિંહે પોતાની દૃઢતાનો પરિચય કરાવ્યો

"ધન્ય છે ! વીર, તારા અનુપમ દેશપ્રેમને ધન્ય છે ! જો તારી એવી જ ઇચ્છા હશે, તો હું અવશ્ય તેને પરિપૂર્ણ કરવાની વ્યવસ્થા કરી આપીશ. હુ તો માત્ર તારી દૃઢતાની પરીક્ષા જ કરી રહ્યો હતો ખરી રીતે આ સમયે મને તારા જેવા જ દેશપ્રેમી વીર સિક્ખોની વિશેષ આવશ્યકતા છે રાજસ્થાનના ઇતિહાસમા પ્રસિદ્ધ થયેલી વીરધાત્રી પન્ના તથા ઝાલાપતિ માનસિંહની અપૂર્વ સ્વામિભક્તિની તુ ભલે પુનરાવૃત્તિ કરી બતાવ,* અને પંજાબના ભાવિ ઇતિહાસમા પોતાના નામને સુવર્ણાક્ષરોથી લખાવી દે." આવી રીતે ગુલાબસિંહને ધન્યવાદ આપ્યા પછી વીર મન્દાએ આગળ વધીને કહેવા માડ્યુ કે "હવે આ વાર્તાલાપને વિશેષ લંબાવવાની આવ-

---

* આ પ્રકારની અનુપમ સ્વામિભક્તિના અન્ય ઉદાહરણો કેવળ રાજપૂતાનાના ઇતિહાસમાથી જ મળી આવે છે રાજધાત્રી પન્નાએ પોતાના પુત્રને ઘાતકોના હાથમા સોપીને રાજકુમાર ઉદયસિંહના અને હલ્દીઘાટના યુદ્ધમા ઝાલાવાડના રાજાના માનસિંહે પોતાના મસ્તક પર મેવાડપતિના મુકુટને ધારણ કરીને તથા પોતાને પ્રતાપસિંહ તરીકે ઓળખાવીને મહારાણા પ્રતાપના જીવનની રક્ષા કરી હતી

સ્યકતા નથી. રાત્રિનો અવસાન કાળ નિકટમાં આવેલો હોવાથી હું સભાને વિસર્જિત કરવાની આજ્ઞા કરું છુ, અને ગુલાબસિંહ અથવા થોડા સમય પછીના વીર વૈરાગી, તું મારી પાસે આવ અને મને ભેટ; ત્યાર પછી હું મારો વેશ ઊતારી આપુ તે પહેરી લે અને અહીંથી પ્રયાણ કરી જવા પૂર્વે મારા પોશાકમાં તું કેવો દેખાય છે તે એક વાર મને શાંતિથી જોઇ લેવા દે. "

"શ્રીમાનની આજ્ઞા હું શિરમાવદ્ય કરું છુ." એમ કહીને ગુલાબસિંહ હાસ્યપ્રફુલ્લિત વદને વૈરાગી પાસે આવ્યો, એટલે વૈરાગીએ અત્યંત પ્રેમપૂર્વક તેને પોતાના હૃદય સાથે લગાડ્યો. પ્રત્યુત્તરમાં ગુલાબસિંહે બન્દાના બાહુપાશમાંથી છૂટીને નમ્રતા પૂર્વક તેને પ્રણામ કર્યા એ જ વેળાએ વૈરાગીની આજ્ઞાનુસાર સભા વિસર્જિત થઈ અને સર્વ સિખ્ખોએ ધીરે ધીરે સભાભવનમાંથી પોતપોતાના નિવાસ સ્થાન કિંવા વિશ્રામસ્થાન પ્રતિ પ્રયાણ કરવા માંડ્યુ. જે સર્દારો તથા સૈનિકોને વૈરાગીની સાથે પ્રાતઃકાળ થતા પૂર્વે જ દુર્ગમાંથી પ્રયાણ કરી જવાનુ હતું, તેઓ નિદ્રા લેવાનો વિચાર ન કરતા પ્રવાસની તૈયારીઓ કરવા લાગી ગયા વૈરાગીએ પોતાનો બહુમૂલ્ય રાજમ પોશાક ઊતારીને પોતાના સેવક ગુલાબ કિંવા ગુલાબસિંહને સ્વાધીન કરી દીધો ગુલાબસિંહ પાસેના આગારમાં જઈને વૈરાગીએ આપેલો પોશાક પહેરી આવ્યો, અને તેટલા સમયમા વૈરાગીએ ખરેખર વૈરાગી કિંવા સાધુનો વેશ ધારણ કરી લીધો. આ પરિવર્તનના પરિણામે ગુલાબસિંહ વીર વૈરાગી બની ગયો, અને વૈરાગી ન ઓળખી શકાય તેવો એક સામાન્ય સાધુ દેખાવા લાગ્યો. વેશપરિવર્તનની આ કળામાં વૈરાગીએ દીર્ઘ સમયથી નિપુણતા પ્રાપ્ત કરી લીધી હતી, એમ તે સમયના ઇતિહાસકારો કહે છે. *

\+ \+ \+ \+ \+

---

* ઈશાદતખા નામક એક મુસલમ ઇતિહાસલેખક લખે છે કે "ગુરુ (બન્દા) વેશપરિવર્તનની કળા બરાબર જાણતા હતા. આ કળામા તે એવા દક્ષ હતા કે જ્યારે તેઓ ઇચ્છા કરતા હતા ત્યારે તેમના નિકટમા-

મધ્યરાત્રિના પરામર્શને અનુસરીને સાધુવેશધારી બન્દા પોતાના વિશ્વસ્ત સર્દારો તથા સેવકોને લઇને રાત્રિના અવસાન પૂર્વે જ લોહદુર્ગમાંથી પ્રયાણ કરી ગયો. દુર્ગમાં રહેલા સિખ્ખ સૈનિકોની સર્દારી તેણે વેશધારી વૈરાગી ઉર્ફે ગુલાબસિંહને સોંપી હતી. ગુલાબસિંહ શત્રુસેના પર આક્રમણ કરવામાટે એટલો બધો અધીર થઈ રહ્યો હતો કે તે પ્રાતઃકાળ થવાની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યો. વૈરાગી તથા સિખ્ખ સર્દારોના દુર્ગમાંથી પ્રયાણ કરી ગયા પછી અન્ય સૈનિકોની પેઠે ગુલાબસિંહ પણ શય્યામાં પડયો; પરંતુ તેને નિદ્રા આવી નહિ. પ્રાતઃકાળ થતા જ શૌચાદિથી નિવૃત્ત થઇને પ્રથમ તેણે અકાલ પુરુષનું માનસિક સ્મરણ કર્યું, અને ત્યાર પછી ગુરુવર્ય ગોવિન્દસિંહ તથા વીર વૈરાગીને મનોમય પ્રણામ કરીને દુર્ગમાંના સિખ્ખ સૈનિકોને દુર્ગમાંથી જ શત્રુઓ પર આક્રમણ કરી દેવાનો આદેશ આપી દીધો. દુર્ગમાંથી તીરો, ગોફણો, તથા બન્દૂકોનો મારો ચાલુ થયેલો જોઇને મુગલ સેનાપતિએ પણ પોતાના મુસ્લિમ જંગીઓને આવેશપૂર્ણ વાણીમાં સિખ્ખો પર આક્રમણ કરવાનો હુકમ સંભળાવી દીધો. સૂર્યોદયથી આરંભીને મધ્યાહ્ન પર્યન્ત દુર્ગમાંના અલ્પસંખ્ય તથા અલ્પસાધનવાળા સિખ્ખોએ લક્ષાવધિ મુગલ સૈનિકો સામે સારી રીતે ટકાવ કર્યો. પરંતુ શાહી તોપચીઓએ પુનઃ તોપોનો મારો ચલાવીને સિખ્ખોને પરાસ્ત કરી દીધા વિજયોન્મત્ત મુગલ સૈનિકોએ 'અલ્લાહો અકબર'ના દુર્ગભેદક જયધ્વનિ સાથે દુર્ગમા પ્રવેશ કર્યો. મુગલ સૈન્યનો અધિનાયક વૈરાગીને એકદમ બન્દિવાન કરી લેવાની આશામાને આશામાં ઉલ્લાસપૂર્વક દુર્ગમાં પ્રવેશ્યો. માર્ગમાં તેની સામે થનારૂં અથવા તેને અટકાવનારૂં કોઈ પણ મળ્યું નહિ, દુર્ગના મધ્યભાગમાં પહોચતા જ તેણે વૈરાગીને

ના નિકટ મિત્રો પણ તેમને ઓળખી શકતા ન હોતા.'' આ કળામાં 'તે શિવાજી જેટલો બલ્કે તેથી પણ વિશેષ નિપુણ હતો,' એમ ડા. ગોકુલચંદ નારંગ 'સિખ્ખોકા પરિવર્તન' નામક ગ્રંથમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે

એક વિસ્મયમગ્ન પણ વિચારમગ્ન દશામાં બેઠેલો જોયો ખાનખાનાંના હર્ષનો પાર રહ્યા નહિ તેણે થોડીક વાર ઓરડાના દરવાજા આગળ જ ઊભા રહીને આ પ્રબળ શત્રુને બન્દિવાન કરી લેવાના મહાલાભણુ કાયના બદલામાં બાદશાહ તરફથી થનારી કદરદાનીની કેટલીક મધુર કલ્પના કરી લીધી ત્યાર પછી પોતાની પાછળ પાછળ આવી રહેલા સશસ્ત્ર સૈનિકોને તેણે સાંકેતિક ભાષામાં વૈરાગીના આગારને ચારે તર્ફ ઘેરી લેવાનો તથા તેને પોતાને બન્દિવાન કરી લેવાનો હુકમ ફર્માવી દીધો થોડીક વાર સુધી તો ખાનખાનાંએ વૈરાગી શુ કરી રહ્યો છે તેનુ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કર્યું મુગલ સૈનિકોએ તેના આગારને તો અવશ્ય ઘેરી લીધો પરન્તુ તેમા પ્રવેશ કરવાનું સાહસ કોઈ પણ કરી શક્યુ નહિ તો પછી તેને બન્દિવાન કરી લેવાની તો વાત જ ક્યા હોય વારૂ?

"જોઈ શુ રહ્યા છો મારા જવાંમર્દ દોસ્તો! પરવરદિગારનો શુક્ર કરો કે મુગલિયા સલ્તનતનો કટ્ટો શત્રુ કાફિર બન્દા આજે આપણા હાથમા સપડાયો છે. હવે જરા પણ વખત ન ગુમાવતા એને ફક્ડકી લો જ્યારે આપણા આ કટ્ટા શત્રુને બાદશાહ સલામતની હુજૂરમાં આપણે પેશ કરીશુ ત્યારે માલિકે હિન્દોસ્તાં આપણા પર ખુશ થઈ આપણને દિલોજાનથી શાબાશી આપશે એટલુ જ નહિ, પણ મોટી જેવી જાગીર પણ આપી દેશે. ચાલો, તમારા કામમાં સાવધાન બનો" ખાનખાનાંએ વૈરાગીને પકડવામાટે આવી રીતે પોતાના સિપાહીઓને ઉશ્કેર્યા

પરન્તુ વૈરાગીને કયદ કરવાનુ કાર્ય એટલુ બધુ સહેલુ ન હોવાથી ખાન સાહેબના હુકમનો અમલ કરવાનુ સાહસ કોઈથી પણ કરી શકાયુ નહિ તેમના આવા ડરપોકપણાને જોઈને તે મનમાં ને મનમા તેમના પર ગુસ્સે થયો આ બાબતમા તેણે સિપાહીઓને વધારે દબાણ એટલામાટે ન કર્યું કે વખતે ગુસ્સામા ને ગુસ્સામાં આસન પરથી ઉઠીને વૈરાગી તેનો પ્રાણ ન લઈ લે! માત્ર એક કૃપાણ

સહિત બેઠેલા બન્દાને ઓરડામાં જઈને પકડી લેવાનું સાહસ મુગલ સિપાહીઓ તો ઠીક પરંતુ ખાન સાહબ પોતે પણ કરી શક્યા નહિ! વિચારમગ્ન બન્દાએ કેટલીક વાર સુધી મૌનપૂર્વક વૈરાગીના અદ્વિતીય વીરત્વના પ્રભાવને જોયા કર્યો

"વીરતા નામને લજ્જિત કરનાર નામવર ખાન સાહબ! આટલા બધા ભયભીત કેમ થઈ ગયા છો? મુગલિયા સલ્તનતનો કટ્ટો દુશ્મન, કાફિર વૈરાગી નિઃશસ્ત્ર સ્થિતિમાં તમારી નજર આગળ ઊભેલો છે, છતાં તેને કેમ કયદ નથી કરતા? મને પકડીને તમારા બાદશાહ આગળ લઈ જઈ કોઈ મોટી જાગીરનું ઈનામ કેમ મેળવી લેતા નથી આજે મને એટલી તો ખાત્રી થઈ ગઈ છે કે મુગલિયા બાદશાહના સત્તાધીશ તથા બહાદુર સિપહસાલારોને પણ પોતાના નામ તથા દર્શનમાત્રથી ડરાવી દેનાર જો કોઈ પણ વીર નર હોય, તો તે તમારી સામે ઊભેલો પરાજિત છતાં વિજેતાના સંપૂર્ણ સન્માનને પાત્ર એક વૈરાગી જ છે!" પોતાના આસન આગળથી જરાક આગળ વધીને વૈરાગી પુનઃ કહેવા લાગ્યો કે "જ્યારે તમોને મારાથી આટલો બધો ભય લાગે છે ત્યારે શું જોઈને મને પકડવા આવ્યા છો? આવો, નિશ્ચિન્તતાથી આગળ આવો. હું મારી મેળે જ તમારે આધીન થાઉં છું મને પકડવાનું માન બીજો કોઈ ખાટી જાય એ વાત મારાથી સહન થઈ શકે તેવી નથી. સ્તબ્ધ થઈને નિર્જીવ પૂતળાની પેઠે કેમ ઊભા છો? શું મારા હાથમાના કૃપાણનો ભય લાગે છે? જો એમ જ હોય તો હું કૃપાણને પણ દૂર રાખી દઉં છું આવો, હિંમતથી આગળ આવો અને પોતાની મરજીથી તમારે તાબે થતા તમારા મર્દ દુશ્મનને કયદ કરી લ્યો' આમ કહીને તથા હાથમાના કૃપાણને પાછળના આસન ઉપર રાખી દઈને વેશધારી વૈરાગી ધીમે ધીમે દરવાજા તરફ આગળ વધવા લાગ્યો જેમ જેમ તે નજીક આવવા લાગ્યો તેમ તેમ ખાનખાના ભયથી ધ્રૂજવા લાગ્યો, અને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે "જો

હવે પણ આને પકડી લેવામાં નહિ આવે, તો મારા હાથમાની તલ્વાર વડે જ મારી દુન્યવી સફરને એ ખતમ કરી નાખશે!"
મનમાં તેની આ સ્થિતિ હોવા છતાં બહારથી કૃત્રિમ હિંમત દેખાડીને તેણે પોતાના દશ શસ્ત્રધારી પહાડોની મદદથી વૈરાગીને પકડી લીધો. એ વેળાએ તેનું આખું શરીર ધ્રુજાયમાન થઇ રહ્યું હતું
'લઇ ચાલો," તે સિપાહીઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો "બાદશાહ સલામતની હુઝૂરમાં એને લઇ ચાલો આજનો આપણો દિવસ ખુદાતાલાની મેહરબાનીથી ઘણો જ ખુશનુમા નીવડયો છે મને ઉમ્મીદ જ નહિ બલ્કે યકીન છે કે, આ તવારીખી કૃતનો બદલો આપણને બાદશાહ સલામત તરફથી બહુજ સારો મળશે પણ ખબરદાર પહાડ પરથી નીચે ઉતરતાં ગફલત રાખશો નહિ!"

* * * * *

"પોતાને વૈરાગી તથા ગુરૂના નામથી ઓળખાવનાર બાગી લૂટેરા! આજે તારી તમામ ઉમ્મીદો પર પાણી ફરી વળ્યું છે હવે જો તું પાક ઇસ્લામને કબૂલ કરીને મારી માફી નહિ માગે, તો હું તને જીવતો છોડવાનો નથી તારા તમામ લૂટેરા સાથીઓ સહિત તું શાહી ફર્માનને માથે ચઢાવવા તૈયાર હોય અને આજથી તારી શરારતો તથા કાફિરોના નાપાક ખયાલોને હમેશને માટે છોડી દેતો હોય, તો હું તને મોટી જાગીર આપીને મારી ફોજનો સિપાહસાલાર બનાવવા ઇચ્છું છું બોલ, તારી શી ખાહિશ છે?" વૈરાગીનો ઇન્સાફ કરવામાટે શમશનાક ન્યાયાસન પર બેઠેલા ભારતસમ્રાટ બહાદુરશાહે બન્દિવાન બન્દાને ઉદ્દેશીને કહ્યું.

"નામવર શહનશાહ, મને એવી ઉમ્મીદ હતી કે બાદશાહ સલામત પોતાના સમોવડિયા વીરપુરૂષો સાથે કેવી રીતે વર્તવું એ બરાબર જાણતા હશે, પરંતુ આજે મારા જાણવામાં આવ્યું કે પોતાને મહાન્ મુગલ બાદશાહના નામથી ઓળખાવનાર વ્યક્તિમાં જે સજ્જનના જેવા વિવેકની હોવી જોઇએ તેનો સર્વથા અભાવ છે" આ પ્રમાણે પ્રસ્તાવના કરીને વૈરાગીએ કહેવા માંડ્યું, "જો હવેથી હું પણ તને એક

વચનના તુચ્છકારથી બોલાવુ, તો તેથી તું માઠું લગાડીશ નહિ. તે શું કહ્યુ ? મારી તમામ ઉમ્મીદો પર પાણી ફરી વળ્યુ છે ? એ તો જ્યારે તું ખરૂ રહસ્ય જાણીશ ત્યારે જ તને જણાશે કે પાણી મારી ઉમ્મીદો પર ફર્યું છે કે તારી ઉમ્મીદોપર ? તુ અને તારો સિપહસાલાર જેને વીરવૈરાગી સમજીને ખુશીને લીધે ગજગજ ફૂલાઈ રહ્યા છો, તે ખરો વૈરાગી જ નથી ! અકાલ પુરુષની અપાર કરુણાથી વૈરાગી તો ક્યારના દુર્ગમાંથી તારા સૈનિકોની આખોમા ધૂળ નાખીને અન્ય સુરક્ષિત સ્થળે ચાલ્યા ગયા છે, અને અત્યારે તો નિર્ધારિત સ્થાનમાં પહોચીને આનદમંગલ કરતા હશે ! અથવા તો માર્ગમાં જ કોઈ મુસ્લિમ નગરને લૂટી રહ્યા હશે. વૈરાગીને પકડવાના તારા સર્વ પ્રયત્નો અત્યારે ધૂળમાં મળી ગયા છે."

"શાહે હિન્દોસ્તાનને તુકારેથી બોલાવનાર નાપાક કાફિર ! જો તું પોતે વૈરાગી નથી તો વૈરાગીના દેખાવ સાથે હૂબહૂ મળતો આવનાર બીજો કોણ છે ? ખરો વૈરાગી ક્યાં છે અને વૈરાગીનો પોશાક પહેરી તેના પર આવનારી આફતને તે શા કારણથી પોતાના માથા પર વહોરી લીધી છે ?" ખાનાખાનાંએ આશ્ચર્ય તથા ક્રોધથી ઉપરાઉપરી સવાલો પૂછ્યા.

"હું વૈરાગીનો સ્વામિભક્ત સેવક ગુલાબસિંહ છુ મારા માલિકને આવેલા સંકટમાથી બચાવવા માટે મેં તેમનો વેશ ધારણ કર્યો છે, અને તેમને તમારા જેવા દેશ, જાતિ તથા ધર્મના પરમ શત્રુઓની ભવિષ્યમાં સારી રીતે ખબર લેવા માટે રાત્રિના સમયમાં જ દુર્ગમાંથી ક્ષેમકુશલ વિદાય કરી દીધા છે. જે વ્યક્તિ વૈરાગીને તુંકારેથી બોલાવે છે તેને હુ પણ તુકારેથી બોલાવુ છુ. પછી તે કોઇ સિપહસાલાર હોય કે મોટો બાદશાહ હોય તો પણ મને તેનો જરાય ડર નથી !" ગુલાબસિંહે ગર્વયુક્ત વચનો ઉચ્ચાર્યા.

"જલ્લાદો !" બાદશાહે ગર્જના કરીને કહેવા માંડ્યુ: "આ દગાબાજ કાફિરને એની ગુસ્તાખીનો નતીજો બરાબર દેખાડો; અને

એની વૈરાગી તરફની વફાદારીનું ફળ ચખાડો જો એ મુસલમાન થઈને વૈરાગીનો પત્તો બતાવે તો એને જીવતો રહેવા દઈ મારી પાસે લાવજો, નહિ તો ત્યાંજ તમારી તલવારથી એની નાપાક ગરદનને ઉડાવી દેજો. જાઓ, એને લઈ જાઓ અહીંથી!"

જ્યારે ગુલાબસિંહને લઈ ગયા એટલે બાદશાહે ખાનખાનને ઉદ્દેશીને કહ્યું કે. "બેવકૂફ બુઢા! શું તું વૈરાગીને પકડી લાવ્યો હતો? આ અમીરી પણ તું મારી પાસેથી મેળવી જાગીર તથા ઓહદો મેળવવાની ખાહિશ રાખતો હતો? આજથી હું તને સિપાહસાલારીમાંથી પણ મોકૂફ કરૂં છું. મારા બોલાવ્યા વગર જો તારૂં કાળું મોઢું મને બતાવીશ, તો મારે લાચારીએ તને તોપની સજા ફરમાવવી પડશે. તારા જેવા બેવકૂફના ભરોસા પર આજે હું પણ બેવકૂફ બન્યો છું જ, મારી નજર આગળથી ચાલતો થા."

ખાનખાના નીચું મોઢું કરીને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી ચાલ્યો ગયો. બાદશાહે પોતાના બીજા અનુચરને હુકમ કરીને કહ્યું કે "કિલ્લામથી જે પકડાયલા સર્વ કાફિર કેદીઓની સાથે પેલા નકલી વૈરાગીને પણ જાનથી મારી નાખવાનું જલ્લાદોને કહી આવ. કદાચિત તે સાચો વૈરાગી હશે તો તેને જીવતો રાખવો નુકસાન કારક થઈ પડશે."

"જેવો હુકમ" કહીને તથા કોર્નિશ કરીને અનુચર બહાર નીકળી ગયો.

---

## પ્રકરણ ૧૫ મું

## વૈરાગીના ગૃહમાં કુલદીપકનો પ્રકાશ

"परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् " ॥

सुभाषितम् ॥

ખોડદુર્ગ કિંવા દેહગડમાંથી બાદશાહની અજાણ પ.

નાખીને પલાયન કરી ગયેલો વૈરાગી નાહનમાં જઇને રહ્યો. તેને પકડવાના બાદશાહના સર્વ પ્રયત્નો વ્યર્થ સિદ્ધ થયા. લોહદુર્ગના પરાજયતુલ્ય વિજય પછી બાદશાહે કેટલાક સમય સુધી સાઢૌરામાં મુકામ કર્યો, અને ત્યાંની નીચાણવાળી પર્વતશ્રેણીઓમાં મૃગયાની પ્રવૃત્તિને આદરી દીધી. એ વેળાયે બાદશાહના મનમાં એવા વિચારો ચાલતા હતા કે: " વૈરાગી પકડાયો નથી; પરંતુ શાહી ફૌજથી ડરીને તે પહાડોમાં ચાલ્યો તો ગયો છે. તેનું સૈન્ય વિખરાઇ ગયું છે, તેથી હવે તે મારી સામે ફરીથી માથું ઉપાડવાની હિંમત કરે એ બનવા જોગ નથી. " આવા વિચારોના પરિણામે વૈરાગીના આક્રમણના સંબંધમાં સર્વથા નિશ્ચિન્ત થઇને સમ્રાટ્ બહાદુરશાહ મૃગયાદિ પ્રવૃત્તિઓમાં નિમગ્ન થયેલો હતો. એટલામાં એક ગુપ્તચરે આવીને તેને આ પ્રકારના ચિન્તાકારક સમાચાર આપ્યા: "બન્દાએ પઠાનકોટમાં પાછું માથું ઉપાડ્યું છે. જમ્મૂના હાકિમ બયાજિદખાં તથા તેનો ભત્રીજો શમ્મસખાં બન્દાની સામે થવામાટે સૈન્ય સહિત આગળ વધ્યા હતા; પરંતુ તેની પાસે પૂરતા પ્રમાણમાં સૈન્ય ન હોવાથી પરાજિત થઇને બન્ને માર્યા ગયા છે.*"

આ સમાચાર સાંભળતાં જ બહાદુરશાહના કાન ઊભા થઇ ગયા. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે ".મારી ધારણા કેટલી ભૂલભરેલી હતી એનો પૂરાવો જલ્દી મળી ગયો, એ પણ સારૂં જ થયું છે. મને લાગે છે કે એ કાફિર બન્દો મારી સાથેની દુશ્મનીને આ જિન્દગીમાં તો ભૂલશે નહિ. એ એક એવો ખૌફનાક દુશ્મન પેદા થયો છે કે જેનાથી મારે મારી જિન્દગીની સલામતી માટે હર-

* આ યુદ્ધ લોહગઢના ઘેરાની ઘટનાથી ૩-૪ માસ પછી ઈસ્વી સન્ ૧૭૧૧ ના વસંતમાં બુરહાનપુર ( જિલ્લા ગુરદાસપુર )ની નિકટમા થયુ હતું 'સયરુલ મુતાખરીન' મા લખ્યું છે કે બયાજિદ સરહિન્દનો મુસ્લિમ શાસક હતો અને એક દિવસ તે પોતાના તબૂમા નમાજ પઢી રહ્યો હતો એટલામા એક સિખ્ખે આવીને તેને મારી નાખ્યો હતો.

ઘડી ચૌકસા-સાવચેત રહેવું પડે છે. મૌકાપર પોતાના જાનની પણ પરવા ન કરનારો એ કાફિર ક્યારે અને કઇ ઘડીએ મારાપર નહિ ચઢી આવે એની શી ખાત્રી? માટે, કાં તો તેને દાબી દેવાની અને કાં તો તેની સાથે કાયમી સુલહ કરી નાખવાની સખ્ત જુરૂરત છે. માટે હવે અહીંથી લાહોર તરફ કૂચ કરવાની અને પહેલાં તેને પકડવાની કોશિશ કરવી જોઇએ. આ આખિરી કોશિશમાં જો હુ કામયાબ ન ન થાઉં, તો તેની સાથે સુલહ કરી નાખવામાં જ મારી જિન્દગીની સલામતી છે. બસ, એ જ મારો આખિરી ઇરાદો!"

ઉપર્યુક્ત વિચારોના પરિણામે સમ્રાટ્ બહાદુરશાહે માહોરાથી પોતાની છાવણી ઉપાવીને લાહોર તરફ પ્રયાણ કર્યું એ જ વેળાએ તેણે મોટું સૈન્ય આપીને મુહમ્મદ અમીનખાઁ તથા રુસ્તમદિલખાઁને વૈરાગીને પકડી લાવવામાટે અથવા લાગ ફાવે તો જંગના મયદાનમાં જ મારી નાખવામાટે મોકલ્યા. બે નવીન સેનાપતિઓની સર્દારી નીચે આવતા આ વિશાળ મુગલ સૈન્યના સમાચાર વૈરાગીને, તે દુશ્મનો માહોરામાથી પ્રસ્થાન કરે તેથી પૂર્વે જ, મળી ચૂક્યા હતા.* એ વેળાએ તેની પાસે પૂરતા પ્રમાણમાં સૈન્ય ન હોવાથી તેણે શાહી સૈન્યનો મુકાબલો કરવાનો વિચાર માંડી વાળ્યો, અને પોતાની સાથેના થોડા ઘણા સૈનિકોને પોતપોતાની ઇચ્છાનુસાર વિખરાઈ જવાની આજ્ઞા આપીને પોતે વેશપરિવર્તન કરી પુન પાર્વત્ય પ્રદેશ પ્રતિ પ્રયાણ કરી ગયો. જે વેળાએ શાહી સૈન્ય સુરહાનપુરની નિકટમાં પહોંચ્યું, તે વેળાએ ત્યા વૈરાગી કિંવા તેના સાથીઓમાંથી કોઈ પણ જોવામાં આવ્યુ નહિ! આસપાસનાં ગામોમા પૂછપરછ તથા તપાસ કરવા

---

* શત્રુપક્ષની પ્રત્યેક હીલચાલના સમાચાર બન્નેને પ્રત્યેક પ્રસંગે પ્રથમથી જ મળી જતા હતા, એના પરિણામે તે આકસ્મિક આપત્તિમાંથી બચી જવા સાથે શત્રુઓની બાજીને પણ દાબી વાળી દેતો હતો. આ પરથી તે કેટલો સાવધાન કિંવા જાગ્રત રહેતો હતો એનું સહજ અનુમાન કરી શકાય છે

છતા શાહી સેનાપતિઓને નિરાશા વિના બીજુ કાઈ પણ મળ્યુ નહિ તેમણે શાહી સૈન્યને બે ભાગોમા વિભક્ત કરીને, બે વિભિન્ન દિશાઓમા વૈરાગીની પાછળ મોકલ્યુ તે પણ રખડી રઝળીને ચાર પાચ દિવસમાં પાછુ આવ્યુ ! આવી રીતે પોતાના કાર્યમા બીજી વાર નિષ્ફળ નીવડેલા મુગલ સેનાપતિઓ હતાશ થઇને બાદશાહ સમક્ષ લાહોર મુકામે પહોચી ગયા આ વખતે પણ વૈરાગીના છટકી જવાના સમાચાર સાંભળીને બહાદુરશાહને અત્યત આઘાત લાગ્યો હવે તેને પોતાના જીવનને માટે ખરેખર ભય ઉત્પન્ન થયો એ ભયના પરિણામે તેણે પોતાના મત્રીઓ સાથે પરામર્શ કરીને નીચે મુજબનો એક સધિસદેશ વૈરાગીને પહોચાડવાની ભલામણ સહિત, મડી નરેશ પર મોકલાવી દીધો કારણ કે, વૈરાગીના નિવાસસ્થાનની બાદશાહને ખબર પડી શકે તેમ ન હોતુ એ સદેશ બીજા કોઇ પર ન મોકલાવતા મડીનરેશપરજ મોકલાવવાનું કારણ એ હતુ કે, એક તો મડીનો શાસક વૈરાગીનો શ્રદ્ધાળુ શિષ્ય હતો અને બીજુ તેણે પોતાની ભાણેજ વીરમતીનો શરીરસંબધ પણ વૈરાગી સાથે જ કરેલો હતો જે વેળાયે બહાદુરશાહ નીચે જણાવેલો સંધિવિષયક સદેશ મડીનરેશપર મોકલાવવાનો વિચાર કરી રહ્યો હતો, તે વેળાયે વૈરાગીની વીરપત્ની વીરમતી પણ મડીમાજ નિવાસ કરી રહી હતી અસ્તુ ભારતસમ્રાટ્નો એ સધિસંદેશ આ પ્રકારનો હતો —

"પજાબના શેરદિલ જવામર્દ વીર વૈરાગી અથવા બન્દા બહાદુર સિખ્ખગુરુની પવિત્ર સેવામા, દિલ્લીપતિ શહનશાહે હિન્દ બહાદુરશાહના માનસહિત પ્રણામ. લોહગઢમાં શાહી સિપાહસાલારોને ભૂલથાપ આપીને તથા કિલ્લામા તમારા હમશકલ સિખ્ખને રાખી જઇને તમોએ જે ચાલાકી દેખાડી છે, તે જોઇને હું તમારી અક્કલમદી પર ખુશ થયો છુ તમારી બહાદુરી તથા દિલેરીની તારીફ તો મેં ઘણા વખતથી સાભળી છે તે સાભળ્યા પછી મારા મન ઉપર એવી અસર થઇ છે કે જો તમો સમજી જાઓ, તો, મારે તમારી

સાથે કાયમને માટે સુલહ કરી નાખવી, એટલુ જ નહિ, પણ મારી ફોજના સૌથી મોટા સિપાહસાલારનો ઓહદો તમોને આપવો, ઉપરાન્ત પજાબના વડા હાકિમ તરીકે પણ તમારી જ નીમણૂક કરવી આમારી જે સાચા દિલની અને બાબા સમયની ખાહિશ છે, તેને પૂરી કરવાનો મોકો આપવો એ હવે તમારા જ હાથની વાત છે આ સુલહનો પયગામ મોકલાવવામા મારી કોઈ ખગબ મુરાદ છે અથવા તો તમોને મારી પાસે બોલાવીને તમારી સાથે દગાબાજી કરવાનો મારો ઇરાદો છે, એવો ખ્યાલ સરખો પણ મનમા લાવશો નહિ. હું હિન્દોસ્તાનનો બાદશાહ, પાક કુરાનના સોગદથી જણાવુ છુ કે આ બાબતમા કોઈ પણ જાતનો દગો થવાનો નથી. તમારી સાથે હવે કોઈ પણ જાતનો વિરોધ ન રાખતા હમેશના માટે સુલહ કરી નાખવી એમાં જ મારી સલ્તનતનો તથા મારો પોતાનો ફાયદો છે એવી મારી ખાત્રી થઇ ચૂકી છે આ બાબતમાં હું પોતે જ તમારી પાસે આવવા ઇચ્છતો હતો, પરતુ એક તો મારી નાદુરુસ્ત તબીયત અને બીજુ તમારા હાલના રહેઠાણનું અજાણપણુ મને તેમ કરતા અટકાવે છે તેથી તમારા શાગિર્દ તથા સગા મડીનરેશ પર આ પયગામ મોકલાવ્યો છે, અને તેને, તમો જ્યા હો ત્યા, પહોચાડવાની ભલામણ કરી છે મને ખાત્રી છે કે તે તમોને જલ્દી જ મળી જશે. પયગામ રવાના કર્યાના દિવસથી પદર દિવસ સુધી હું તમારા આવનાની અથવા સુલહ ભરેલા જવાબની લાહોર મુકામે રાહ જોઇશ ”

* * * *

બાદશાહનો ઉપર્યુક્ત સંધિસંદેશ મડી પહોચતા જ મંડીનરેશે તેનો સક્ષિપ્ત આશય વીર વૈરાગીને તેના પાર્વત્ય તથા ગુપ્ત નિવાસસ્થાનમા પહોચાડી દીધો, અને વિશેષમા પોતાના દૂત દ્વારા બન્દાને કહેવડાવ્યુ કે “આ પ્રસંગે જો આપ શ્રીમાન્ થોડા સમયને માટે મડી આવી જશો તો બહુ સારૂ થશે શહનશાહના આ પ્રેરણથી સિખ્ખોમાં એક પ્રકારનુ વાસ્તવિક આત્માભિમાન પ્રકટ્યું છે.

તેઓ આપ શ્રીમાનનુ આ પ્રસંગે ગૌરવ કરવા ઇચ્છે છે અહીંથી પ્રયાણ કરી ગયાને શ્રીમાનને વિશેષ સમય થયેલો હોવાથી શ્રીમાનનાં દર્શન તથા સેવાનો લાભ લેવાની મારી તેમ જ મારા આપ્ત જનોની ઇચ્છા થઇ છે, તો કૃપા કરીને આ દીન સેવકની પર્ણકુટીમાં પધારી તેને ચિર ઉપકૃત કરશો એવી આપ શ્રીમાનને મારી પ્રાર્થના છે.' મંડીનરેશની આ પ્રાર્થનાનો સ્વીકાર કરીને તથા બાદશાહના સંધિવિષયક સંદેશને ધ્યાનમા લઇને વૈરાગી પોતાના ગુપ્ત પાર્વત્ય નિવાસનો ત્યાગ કરી પુનઃ મંડી પહોચ્યો. આ વખતે પણ મંડીનરેશે વૈરાગીને અત્યંત સમારોહ સહિત નગરમા પ્રવેશ કરાવ્યો. મંડીની પ્રજાએ પણ તેટલા જ પ્રેમ તથા આદરથી તેનુ સ્વાગત કરી 'યથા રાજા તથા પ્રજા'ની કહેવતને સત્ય સિદ્ધ કરી દેખાડી. વૈરાગીએ પોતાના મંડીનિવાસના સમયમાં બહાદુરશાહના સંધિવિષયક સંદેશ સબંધી સાધક બાધક સર્વ દૃષ્ટિથી વિચાર કરી જોયો અને તેના પરિણામે તેણે બાદશાહના સંદેશાનું કાંઈ પણ ઉત્તર આપવાનું યોગ્ય ધાર્યું નહિ. એનું મુખ્ય કારણ તો એ જ હતુ કે તેમ કરવાથી કદાચિત્ ભવિષ્યમા વિરોધીઓને એમ કહેવાનો અવસર આવે કે વૈરાગીએ બાદશાહથી ડરી જઇને તેની સાથે સંધિ સંબંધી સંદેશ ચલાવ્યા હતા આ કારણથી બાદશાહના સંદેશનો જવાબ વાળવાના વિચારમા ને વિચારમા બન્નેએ લગભગ છ સાત માસ જેટલા સમયને વીતાડી દીધો.

વૈરાગીને ઉપર્યુક્ત સંદેશ પાઠવ્યા પછી તેના પ્રત્યુત્તરની પ્રતીક્ષામાં બહાદુરશાહે છથી સાત માસ જેટલા કાળને શાન્તિપૂર્વક લાહોરમાં વીતાડી દીધો. ત્યાર પછી તે અકસ્માત્ બીમાર પડયો, અને બીમારીએ તેને પાગલ કિવા દીવાનો બનાવી દીધો.* બાદશાહનુ એ દીવાનાપણુ તેના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત

---

* બાદશાહે લાહોરનાં સર્વ શ્વાનો તથા ગર્દભોનો સંહાર કરી નાખવાની અને નગરમાના સમસ્ત સાધુઓ અને ફકીરોને નગરમાથી કાઢી

કાયમ રહ્યું અર્થાત્ તે વિક્ષિપ્ત દશામાં જ લાહોર મુકામે પરલોક વાસી થઈ ગયો બહાદુરશાહના મૃત્યુની આ ઘટના ઈસ્વી સન્ ૧૭૧૧ ના ફેબ્રુઆરી માસમાં બની હતી બાદશાહનું મૃત્યુ થતાં જ, જેમ તે સમયે પ્રાય થયા કરતું હતું તેમ, રાજસિંહાસનના અભિયોગીઓ કિંવા ઉત્તરાધિકારીઓમાં સિંહાસનના અધિકારમાટે પરસ્પર વિગ્રહનો આરંભ થઈ ગયો રાજ્યશ્રીઓના આ આન્તર કલહના પરિણામે સિક્ખોને લાભ થયો એક રીતે તેમનો દિવસ જ પલટાઈ ગયો. સામ્રાજ્યના સર્વ સૂબેદારો તથા અધિકારીઓ સ્વતંત્ર થઈ બેઠા હતા ખરા પ્રદેશ સિક્ખોએ હસ્તગત કરી લીધો બે ત્રણ વર્ષ પર્યન્ત દેશમાં અરાજકતાનું સામ્રાજ્ય પ્રસરી ગયું લાગ જોઈને સિક્ખો ખડા થઈ જતા હતા અને આસપાસના પ્રદેશમાં ભયંકર અશાન્તિ ઉત્પન્ન કરી દેતા હતા વૈરાગીએ પુન આખા દેશમાં ઘોડા ફેરવવો શરૂ કરી દીધો થોડા થોડા અંતરે તેણે લશ્કરી ટુકડીઓને ગોઠવી દીધી અલ્પ સમયમાં જ હરિદ્વાર સુધીના પ્રદેશ પર તેણે પોતાની સત્તા સ્થાપી દીધી દેશના એક છેડાથી બીજા છેડા સુધી ફરીથી વૈરાગીની આણ વર્તવા લાગી થોડોક સમય આ પ્રમાણે વિજયયાત્રા કર્યા પછી વૈરાગીએ પુન પર્વતોનો આશ્રય લઈ લીધો અને શાસનતંત્ર, પ્રથમની પેઠે જ, પુન પોતાના સરદારોને સોંપી દીધું વૈરાગીની ગેરહાજરી થતા જ મુસલમાનોએ સિક્ખોને સતાવવાનું શરૂ કરી દીધું સેનાપતિ વગરના સિક્ખ સૈન્યે પુન પલાયનનો આશ્રય લેવા માંડ્યો કેટલેક સ્થળે તેમણે મુસલમાનોનો મુકાબલો પણ કર્યો પરંતુ તેમાં ઉલ્લેખ કરવા યોગ્ય સફળતા તેમને પ્રાપ્ત થઈ નહિ આ ઉભય અનિયંત્રિત શક્તિઓ–સિક્ખો તથા મુસલમાનો–નો આ પ્રકારનો સંઘર્ષ લગભગ એક વર્ષ સુધી ચાલ્યો

* * * *

---

મૂકવાની આજ્ઞા આપીને પોતાની વિક્ષિપ્તતા કિંવા ભ્રમિષ્ઠતાનો પરિચય કરાવ્યો હતો

બહાદુરશાહના ઉત્તરાધિકારીઓના પારસ્પરિક વિગ્રહ કિંવા સંક્ષોભમાં જહાંદારશાહ વિજયનો ભાગી થયો, અને તેણે જબરદસ્તખાંને લાહોરનો શાસક નિયુક્ત કર્યો. પરંતુ આ બન્ને વ્યક્તિઓ શાસન ચલાવવામાટે અયોગ્ય હતી. તેથી માત્ર થોડાક માસના કાલાવધિ પછી ફર્રુખસિયરે જહાંદારશાહને સિંહાસનપરથી ઉથડી મૂકયો, અને સલ્તનતની દોરી પોતાના હાથમાં લીધા પછી જબરદસ્તખાંને બર્તર્ફ કરી તેની જગ્યાએ અબ્દુલસમદ દિલેરજંગને લાહોરનો શાસક નિયુક્ત કર્યો.*

સંવત ૧૭૬૯ ના આષાઢ માસમાં કિંવા ઇસ્વી સન્ ૧૭૧૩ માં વીર બન્દાને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. એ વેળાયે તેની વીરજાયા દેવી વીરમતી પોતાના મામા મંડીનરેશને ત્યાં આવીને રહી હતી એટલે વૈરાગીએ પુત્રપ્રાપ્તિના આનંદમાં એક ભવ્ય સમારંભ કર્યો અને પોતાના સર્દારો તથા સેવકોને યોગ્ય પારિતોષિક આપ્યાં. મંડીના રાજપુરોહિતે બાળકનાં જન્મગ્રહ તથા નક્ષત્રોના આધારે વૈરાગી સાથે પરામર્શ કરીને તેનો નામકરણ સંસ્કાર કર્યો. અભિજાત પુત્રનું નામ વીરેન્દ્રસિંહ રાખવામાં આવ્યું. તેની જન્મકુંડળી તથા હસ્તરેખાઓ પરથી જ્યોતિષીઓએ તેની આયુષ્યમર્યાદા થોડી હોવાનું જણાવ્યું; તે સાથે તેનું એ અલ્પ જીવન તેજસ્વી નીવડવાના જન્મગ્રહો હોવાનું પણ તેમણે જાહેર કર્યું. પોતાના નવજાત પુત્રના સંબંધમાં જ્યોતિષીઓનુ આ પ્રકારનું ભવિષ્યકથન સાંભળીને દેવી વીરમતીને હર્ષ તથા વિષાદ બન્નેનો અનુભવ થયો. પુત્રના અલ્પાયુષ્યના યોગની વાત સાંભળીને માતા તરીકે તેને વિષાદ થયો; અને તેજસ્વી ગ્રહોની તથા પ્રભાવશાળી ઉજ્જવલ જીવનની ભાવિ ઘટનાને જ્યોતિર્વિદોના મુખથી

* 'સયર'મા લખ્યુ છે કે જે વેળાયે અબ્દુલસમદને વૈરાગી પર આક્રમણ કરવાની સમ્રાટ્ તરફથી આજ્ઞા મળી હતી, તે વેળાયે તે કાશ્મીરનો શાસક હતો. એ આજ્ઞાની સાથે તેના પુત્ર જકરિયાખાંને લાહોરનો શાસક નિયુક્ત કરવાની સનદ પણ મોકલાવવામાં આવી હતી. (પૃષ્ઠ ૪૦૨.)

માનગીને તેના હર્ષની અવધિ થઈ ગયો. વીરદુહિતા વીરમનીની વીરપત્ની તથા વીરજનની થવાની દીર્ઘ અભિલાષા આજે પરિપૂર્ણ થઇ હતી. વીરનેતાઓ જેમ બહુ નિર્બળ મતાનોની માતા થવા કરતા એક જ વીર પુત્રની માતા થવાનું વધારે પસંદ કરે છે તેમ તેજહીન દીર્ઘાયુ પુત્રની જનની થવા કરતા તેજસ્વી અને ટૂંક દ્વારા અલ્પાયુ પુત્રની જનની થવાનું વધારે પસંદ કરે છે. આ જ કારણથી વીરમતીએ પોતાના નવજાત પુત્ર વીરેન્દ્રસિંહના અલ્પાયુષ્ય હોવા છતાં તેજસ્વી ગ્રહયોગની કથા સાંભળીને એક પ્રકારના વાસ્તવિક આત્માભિમાનને અનુભવ્યું હતું. પુત્રના જન્મગ્રહો પરથી સૂચિત થતા તેના ઉજ્જ્વલ જીવનના ભાવિને શ્રવણ કરીને વૈરાગીને પણ એક પ્રકારનો હર્ષ તથા સંતોષ થયો હતો. આ પ્રમાણે વૈરાગીને ત્યાં પુત્રજન્મના કારણથી સર્વ સિખ્ખોમાં આનંદ અને આનંદ વર્તી રહ્યો હતો. એક બાજૂ આ આનંદ હતો અને બીજી બાજૂ તેમને અત્યાચારી મુસ્લિમોના આકસ્મિક આક્રમણોનો ત્રાસ પણ તેવો જ હતો. ઇતિહાસકારો લખે છે કે ઇસ્વી સન્ ૧૭૧૨ તથા ૧૭૧૩ ના બન્ને વર્ષ સિખ્ખોને માટે અત્યન્ત હાનિકારક સિદ્ધ થયા હતા. હજારો સિખ્ખોને મુસલમાનોએ પકડી લીધા તથા મેંડોને મારી નાખ્યા. ઇસ્વી સન્ ૧૭૧૪ માં એક ભયંકર દુષ્કાળ પડ્યો. એ જ વર્ષમાં વૈરાગી પર્વતો પરથી નીચે ઉતરી આવ્યો અને બગાલા તથા *કલાનૌરની આસપાસના પ્રદેશપર તેણે આક્રમણ કર્યું અને ગામના યુદ્ધમાં તેનો સંપૂર્ણ વિજય થયો.

લાહોરનો નવીન શાસક તથા મુહમ્મદ અમીનખાં વિશાળ સૈન્ય લઇને વૈરાગીને પકડવામાટે રવાના થયા. પરંતુ વૈરાગી પુનઃ પર્વતોમાં પલાયન કરી ગયો. નિરાશ થઇને શાહી પ્રતિનિધિઓએ આ ભયંકર નિરાશાનો પયગામ—સંદેશ—બાદશાહમાં પહોંચાડી દીધો.

---

* કલાનૌર ગુરુદાસપુર જિલ્લામાં આવેલું છે. જલાલુદ્દીન અકબર (મહાન્ અકબર)નો રાજ્યાભિષેક અહીં જ થયો હતો.

## પ્રકરણ ૧૬ મું
## અમૃતસરની ચિરસ્મરણીય સિખ્ખસભા

"This hand, at enmity with tyrants, seeks by the help of the sword peaceful repose under a rule of freedom." *Anon.*

"If you wish for peace prepare for war"(From the Latin).

"While I am master of my sword, I shall never think any man greater than myself"

*Sayings of Eumenes.*

વિક્રમ સવત્ ૧૭૭૦ કિંવા ઇસ્વી સન ૧૭૧૪માં વીર વૈરાગીએ પોતાના વિજયના ઉપલક્ષમા સમસ્ત પંજાબના સિખ્ખોની એક પ્રચંડ સભા ભરવાની યોજના કરેલી હોવાથી અને સભાના નિર્ધારિત દિવસથી એક માસ પૂર્વે સમસ્ત પંજાબમા એની ગોષણા કરી દેવાયલી હોવાથી નિર્ધારિત દિવસથી બે ચાર દિવસ પૂર્વે જ સિખ્ખ સરદારો, સિખ્ખ સૈનિકો, સિખ્ખ ગૃહસ્થો તથા તેમના સ્ત્રીપુત્ર આદિક પારિવારિક જનો પ્રચંડ સંખ્યામાં અમૃતસરમા આવી લાગ્યાં હતાં અને તેથી અમૃતસર નગરનુ લોકારણ્ય અથવા સિખ્ખારણ્યના રૂપમાં પરિવર્તન થઈ ગયુ હતું.

અમૃતસરના ગુરુદ્વારાના જે વિભાગ અથવા ખંડમા દર્બાર ભરાવાનો હતો તે ખંડને એવી તો ઉત્તમતાથી શૃંગારવામાં આવ્યો હતો કે તેના નિરીક્ષણથી નિરીક્ષકોને કોઈ એક મહાવૈભવશાળી સમ્રાટ્ના સભાભવનનો જ ભાસ થયા કરતો હતો, અને પંજાબના તે સમયના કુશળ શિલ્પીઓના હસ્તથી નિર્માયલુ વૈરાગીનું ભવ્ય સુવર્ણસિંહાસન મુગલ સમ્રાટ્ શાહજહાનના તખ્તે તાઉસ અથવા

મયૂરાસનનું સ્મરણ કરાવતું હતું અને સભા અથવા દર્બારનો નિર્ધારિત દિવસ આવી લાગ્યો ઓ નગરમા સર્વત્ર વિજયોત્સવદર્શક મંગલવાદ્યો વાગવા લાગ્યા દર્બારના નિયત સમયથી કેટલીક ઘટિકાઓ પૂર્વે વીર વૈરાગીની આજ્ઞા અનુસાર જે ઢોલ વૈરાગીને ગુરુ ગોવિન્દસિંહજી તરફથી મળ્યો હતો તેને ઢોલીએ સભાભવનની ઉચ્ચ અટ્ટાલિકાપર ચઢીને એટલામાટે વગાડવા માંડ્યો કે તેના ગભીર ઘોષને સાભળીને સર્વ સિખ્ખો યથાસમય સભાભવનમા ઉપસ્થિત થઇ જાય. એનું ઇષ્ટ પરિણામ થયુ અને સિખ્ખ સમુદાય યથાસમય સભાભવનમા આવીને ઉપસ્થિત થઈ ગયો જ્યારે સભાભવનમા સર્વ સિખ્ખોના એકત્ર થવાના સમાચાર વીર વૈરાગીને મળી ગયા એટલે વીર વૈરાગી પોતાના રાજવેશમા સભાભવનમા આવી લાગ્યો તેના વિશાલ તથા ભવ્યભાલમંડિત મસ્તકપર અત્યારે જે રાજમુકુટ વિરાજમાન હતો તેમા જડેલા અનેક રત્નોના મધ્યમા જે એક અમૂલ્ય તથા મહા તેજસ્વી હીરો હતો તે પોતાના તેજવડે વૈરાગીના વદનતેજ પ્રમાણે જ પ્રેક્ષકોના નેત્રોને આજી રહ્યો હતો વૈરાગીનો સિખ્ખોએ ઉત્થાનથી સત્કાર કર્યો અને જયજયકાર સહિત તે પોતાના સુવર્ણાસનપર વિરાજતાની સાથે જ સિખ્ખ ગાયકોના એક ગંભીર જાતિસંગીતથી સભાના મહામંગળમર્દનો આરંભ કરવામા આવ્યો ત્યાર પછી દશ વર્ષ કરતા પણ ન્યૂન વયના બે બાલમા કુમારોએ પોતાના મૃદુ મંજુલ કંઠથી ગુરુ ગોવિન્દસિંહજીના સમયમા જેનો પ્રથમ પ્રચાર થયો હતો તે અસિસ્તોત્ર અથવા કૃપાણસ્તોત્રને ગાઇ સંભળાવીને એકસમયાનન્દે સિખ્ખોના મનોરંજન તથા શૌર્યવર્ધનના કાર્યને સિદ્ધ કરી બતાવ્યુ તે કૃપાણસ્તોત્ર આ હતુ —

## મદિરા

" નારીના કોમળ કર કાચનના કંકણથી શોભે છે,
વીર પુરુષના કઠોર હસ્તો અસિધારાથી શોભે છે,
પુરુષ તે જ જે સદા વીરતાના કારણથી શોભે છે,
રિપુશોણિતનો તિલક કરીને રિપુમારણથી શોભે છે ૧

વીર ખરો તે જે વ્રત કેવળ અસિધારાને જાણે છે,
અસિધારાવ્રતના પાલનમા મોદ અનેરો માણે છે,
રણક્ષેત્રને તીર્થક્ષેત્ર સમાન મદૈવ વખાણે છે,
રક્તનદીને પાપમોચની ગંગા નદી પ્રમાણે છે. ૨

કૃપાણુચાલન કર્મ તમારૂ, ધર્મ તમારો, અસિધારા,
વીર નરો, છે સદા મોક્ષનો મર્મ તમારો, અસિધારા,
શાતિ તમારી અસિધારામા, હર્ષ તમારો અસિધારા,
વીર હિન્દુઓ, ભાગ્યોદય ઉત્કર્ષ તમારો અસિધારા. ૩

હિન્દુવિરોધી જનનું રણુમા કરે નિકંદન અસિધારા
સદા સુરક્ષિત રાખે હિન્દૂના ધન જીવન અસિધારા,
પુણ્યલાભ છે અસિધારા ને પાપવિમોચન અસિધારા,
વીર હિન્દુની એક જ વસ્તુ પૂજાભાજન અસિધારા. ૪

જેની સેવાથી હિન્દૂની પીડા ચૂર્ણ થવાની છે,
જેના આદરથી હિન્દૂની ઉન્નતિ પૂર્ણ થવાની છે,
જેના બળથી શક્તિ શત્રુની શીઘ્ર જ આથમવાની છે.
હિન્દુ વીરની દેવી કેવળ આ તલ્વાર ભવાની છે.'* ૫

સંગીતાદિકનુ કાર્ય થઇ ગયા પછી વૈરાગીએ પજાબના વિવિધ પ્રાન્તાધિકારી સર્દારો, સામન્તો તથા અન્યાન્ય શૌર્યમૂર્તિ સિખ્ખોને તેમની પદવીઓ તથા સેવાઓને યોગ્ય જાગીરો તથા પારિતોષિકો આપ્યા તથા ઘણાઓના કરો માફ કર્યા જે નગરમાં સ્વાધીનતાની ઘોષણાનો આ ભવ્ય મહોત્મવ ઊજવવામા આવ્યો હતો તથા જે સ્થળે સ્વાતંત્ર્યની સજીવન પ્રતિમા સમાન વિજયવૈજયન્તીને ફરકાવવામાં આવી હતી, તે અમૃતસરનગરને સપૂર્ણ સ્વતંત્રતા આપી દીધી. જીતાયલા મુસ્લિમ પ્રાન્તોપર ઠેકઠેકાણે સિખ્ખ તથા હિન્દુ અધિકારીઓને નિયુક્ત કરી દીધા આ સર્વ આવશ્યક કાર્યોને કરી લીધા પછી વૈરાગીએ પોતાના ભવ્ય સિંહાસનપરથી નીચે ઊતરીને ઉચ્ચ

* આ કાવ્ય રા. ઠક્કુર નારાયણનુ રચેલુ છે.

સ્વરથી પંજાબમાં સ્વતંત્ર હિન્દુરાજ્યની સ્થાપનાની નીચેના સમયો-ચિત સ્વરૂપ તથા સારયુક્ત વક્તવ્યથી જાહેર ઘોષણા કરી દીધી —

'માન્ય પ્રાણપ્રિય શિખ સરદારો, નિમંત્રિત મહાનુભાવો તથા અન્યાન્ય ઉપસ્થિત હિન્દુ તથા શિખ વીરો! અમર પુરુષની અપાર કરુણાથી ગુરુવર્યના આશીર્વાદથી અને તમો સર્વના ઉત્સાહવર્ધક તથા શૌર્યપ્રેરક સહકારથી આપણે આજે સ્વાતંત્ર્યની વૈજયન્તીને નિર્વિઘ્નતાથી ખડી કરવામાટે એકત્ર થઇ શક્યા છીએ. હું ઇચ્છુ છું કે આપણે આજે બધા મળીને આપણી વિજયવૈજયન્તીને ભવિષ્યમાં પણ નિરંતર પર્યંત ખડી રાખવાની પ્રતિજ્ઞા કરીએ. આજનો આપણો દરબાર ઐતિહાસિક દરબાર થાય અને આપણી સ્વાધીનતા ચિરસ્થાયિની થાય, એટલામાટે આપણા સંગઠનને ટકાવી રાખવાની તથા સૈન્યમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા રહેવાની અનિવાર્ય આવશ્યકતા છે. આજથી જ આપણે સૈન્યમાં નવી ભરતી કરવાનું કાર્ય આરંભી દેવું જોઇએ. એમ ન સમજશો કે આજનો દરબાર ભરીને આપણે કૃતકૃત્ય થઈ ગયા છીએ. કારણ કે અદ્યાપિ આપણા મહત્કાર્યનો મહત્ત્વપૂર્ણ ભાગ તો બાકી જ છે. અત્યાચારી તથા હિન્દુદ્રોહી મુસ્લીમોની રાજધાની દિલ્હી-પર જ્યાંસુધી આપણો અધિકાર થયો નથી, ત્યાંસુધી આપણી પ્રતિજ્ઞાને આપણે સર્વાંશે પૂર્ણ કરી શક્યા નથી એમ જ આપણે માનવાનું છે. જે જે પ્રાન્તો તથા નગરો પર આપણો અધિકાર થઈ ચૂક્યો છે તે તે પ્રાન્તો તથા નગરોની શાસન-વ્યવસ્થા તમારે જ કરવાની છે. હું તો મારા પાર્વત્ય નિવાસમાં જવાની ધારણા રાખુ છું. સરદારો તથા ગુરુના સર્વ શિષ્યોને મારી વારંવારની સૂચના એ જ છે કે તમો કોઈ પણ સમયે શત્રુઓથી અસાવધ રહેશો નહિ. આપણો ધર્મ વીરધર્મ કિંવા સિપાહીનો ધર્મ છે એ વાતનું તમારા મનમાંથી કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ. એક ગવિના આ વચનોને તમારા આત્ર્ય તગીર સ્વીકારીને સદાને માટે હૃદયપટપર લખી રાખશો કે —

"यह पञ्चभौतिक देह नरको है मिली जिस देशमें,
उस देशपर होना निछावर देहका कर्तव्य है ।
हैं विविध पूजायें बनीं, धर्मज्ञ भक्तोंके लिये,
रणमें मरण-मारण कथित है वीरपूजा वीरकी ।
जगमें अमित उत्सव बने हैं पामरों के योग्य जो,
पर है रणोत्सव एक ही बस धीरवीरोंके लिये ।
हैं यज्ञका फल स्वर्ग, पर अक्षय उसे मत मानना,
अक्षय त्रिदिव मिलता उसे, रणयज्ञका जो है व्रतो ।"*

વીર વૈરાગીના ઉપર્યુક્ત ઉત્સાહવર્ધક વક્તવ્યને શ્રવણ કર્યા પછી દર્બારમા એકત્ર થયેલા સર્વે સિખ્ખોએ એક સ્વરથી 'વીર વૈરાગીનો જય!' 'બન્દા બહાદુરની ફતેહ!' આદિ શબ્દો વડે જયઘોષ કરીને સમસ્ત સભાભવનને નિનાદિત કરી દીધુ. તેમનામાં એક પ્રકારના નવીન ઉત્સાહનો આવિર્ભાવ થયેલો જણાવા લાગ્યો. એ વેળાયે દર્બારમાં ઉપસ્થિત થયેલા સિખ્ખો તો એટલા બધા ઉત્સાહમાં આવી ગયા કે તેઓ તે જ દિવસે શત્રુઓ પર આક્રમણ કરવાની તત્પરતા દેખાડવા લાગ્યા.

× × × × ×

અમૃતસરના આ ઐતિહાસિક દર્બારને એક સપ્તાહ જેટલો કાળ પણ વીત્યો ન હોતો એટલામા તો વીર વૈરાગીએ પોતાના જૂના તેમ જ નવા સિખ્ખ સૈનિકોને લઇને શત્રુઓના અદ્યાપિ નહિ જીતાયલા પ્રદેશોપર આક્રમણ કરવાનુ કાર્ય આરભી દીધુ; અને એકાદ પખવાડિયા જેટલા સમયમાં તો તેણે પતિયાલા, ગુરુદાસપુર તથા પઠાનકોટના ઇલાકાઓ પર પોતાના અધિકારને સ્થાપી દીધો. અર્થાત્ ગુરુદાસપુર સિવાયના બીજા સર્વ પ્રાન્તો પર સિખ્ખ તથા હિન્દુ અધિકારીઓને ગોઠવી દીધા ગુરુદાસપુર પર તેણે એટલામાટે પોતાનો અધિકાર રાખ્યો કે એ પ્રદેશ તેને અન્ય પ્રદેશો કરતા વિશેષ સુર-

* પ. रामचरित उपाध्याय ।

ક્ષિન તથા અનુકૂલ લાગવાથી ત્યાં તેણે એક સુદૃઢ દુર્ગ બંધાવવાનો પોતાના મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો. નિશ્ચય કરીને બેસી ન રહેતા તેણે ત્યાં દુર્ગ બંધાવી પણ દીધો અને તેમાં વિપુલ પ્રમાણમાં યુદ્ધસામગ્રી તથા ખાદ્યસામગ્રી આદિ આવશ્યક સાધનો ભરી દીધાં. આ કાર્યને કરી લીધા પછી વૈરાગીએ પંજાબના અન્ય ભાગોમાં પણ પર્યટન આરંભી દીધું અને તે ભાગોને પોતાના નવીન હિન્દુરાજ્ય સાથે જોડી દીધા. આવી રીતે નાના મોટા સર્વ પ્રાન્તો પર અધિકાર કરી લીધા પછી બન્દા બહાદુરે આનંદપુર પ્રતિ પ્રયાણ કર્યું. ત્યાં જઈને તેણે હિન્દુ પર્વતેશ્વરોને સંગઠિત સ્વરૂપમાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે પ્રતિક્ષણ સાવધાન તથા તૈયાર રહેવાનો સંદેશ પાઠવી દીધો. આટલી પ્રવૃત્તિઓ કર્યા પછી તે પુનઃ પાર્વત્ય પ્રદેશ પ્રતિ પ્રયાણ કરી ગયો. ઇતિહાસકારોએ અહીંજ વૈરાગીની ગંભીર ભૂલ દર્શાવેલી છે. વૈરાગીનું જીવન એટલે અત્યાચારી વિધર્મી શત્રુઓ પર ઝંઝાવાતની પેઠે આક્રમણ, યુદ્ધ, વિજય, શાસન-વ્યવસ્થા અને એકાન્તવાસમાટે પાર્વત્ય પ્રદેશ પ્રતિ પ્રયાણ! તેની આ પદ્ધતિ હિન્દુરાજ્યને ચિરસ્થાયિની કરનારી ન હોતી. વૈરાગીની ગેરહાજરી થતા જ આસપાસના મુસલમાન હાકિમો માથું ઉપાડતા અને સિક્ખ સર્દારોના અધિકાર નીચેના પ્રદેશોમાં ઉત્પાત મચાવી દેતા હતા, માત્ર એટલું જ નહિ, પણ તેઓ પોતાના ગુમાવેલા પ્રદેશોને પુનઃ હસ્તગત કરી લેતા હતા. સિક્ખ સર્દારો વૈરાગીની પ્રત્યક્ષ હાજરી તથા સહાયતા વિના પોતાને સોંપાયલા પ્રદેશોનું રક્ષણ કરી શકતા ન હોતા. પરિસ્થિતિ આ પ્રકારની હોવા છતાં વૈરાગી તેમને જ શાસનાધિકાર સોંપીને વારંવાર પાર્વત્ય પ્રદેશમાં પ્રયાણ કરી જતો હતો.

એ વેળાએ જમ્મૂનો સૂબેદાર જબરદસ્તખાં બાદશાહને મળવામાટે દિલ્હી તરફ જઈ રહ્યો હતો ત્યાં ગુરુદાસપુર પર વૈરાગીનો અધિકાર થવાના સમાચાર તેના સાંભળવામાં આવ્યા અને તેથી તેણે ગુરુદાસપુર પર આક્રમણ કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો. એ

નિશ્ચય કરતી વેળાયે સૂમેદારે પોતાના મનમા વિચાર કર્યો કે ‘અસારે વૈરાગી ગુરુદાસપુરમા નથી તેથી થોડી જ મેહનતે તેના પર શાહી ઝણ્ડો ફરકાવી શકાશે માત્ર એટલુ જ નહિ, પણ તેમાની યુદ્ધસામગ્રી વગેરેને પણ કબ્જે કરી શકાશે ખુદાતાલાની મેહર બાનીથી જો એ કિલ્લો સર થઈ જાય, તો બાદશાહ સલામત તરફથી મોટી જાગીર તથા ઇજ્જતની ઉમ્મીદ રાખી શકાય મારા આ કામમા મને ફતહ મળવાની વાત એટલામાટે નામુમકિન નથી કે, વૈરાગી અત્યારે ગુરુદાસપુરમા નથી તે પહાડોમા ગયો છે તેથી તેની હાજરી વગર જે થોડા ઘણા સિખ્ખો ત્યા હશે તેઓ મારી મોટી ફોજની સામે થવાની હિમત કરી શકશે નહિ,” આ પ્રમારના વિચારો કરીને તેણે ગુરુદાસપુર પર આક્રમણ કરી દીધુ દૈવયોગે એ વેળાયે તેની પાસે એટલુ મોટુ સૈન્ય ન હોતુ કે જેથી વીરસિખ્ખો ભયભીત થઇને દુર્ગનો પરિત્યાગ કરી દે અર્થાત્ સિખ્ખો એટલી હિમત, દૃઢતા તથા શૌર્યથી લડયા કે આખરે સૂમેદારને સખ્ત હાર ખાઇને નિરાશાસહિત પાછા ફરવુ પડયુ યદ્યપિ વૈરાગીના સિખ્ખોનો વિજય થયો હતો, તથાપિ તેમને શત્રુઓના ભાવી આક્રમણનો એટલો બધો ભય લાગ્યો કે તેમણે વૈરાગીને દુર્ગની રક્ષામાટે વેળાસર આવી પહોચવાનો સદેશ પાઠવી દીધો

વૈરાગીને ઉપર્યુક્ત સમાચાર મળતા જ તે પર્વતો પરથી ઊતરી આવ્યો અને દુશ્મનોની પાછળ પડયો સૂમેદાર હમીદખાએ વિશાળ સૈન્યની સહાયતાથી તેની સામે ખૂબ ટક્કર લીધી તેની પાસે તોપો હતી તોપોનો માર ચાલતા જ સિખ્ખ સૈન્યમાં મોટી ખળભળાટ મચી ગયો. વૈરાગીએ લાગ જોઇને સૂમેદારને યમસદનમા મોકલી દેવાનો વિચાર કર્યો એટલામા કહરસિહ નામક એક સિખ્ખ નવયુવકે સૂમેદારને સૈન્યના પાછળના ભાગમા નમાજ અદા કરતો જોઈ લીધો તેણે તરત જ પોતાના તબૂમા જઇને સિખ્ખવેશને ઊતારી યવનવેશ ધારણ કરી લીધો વેશપરિવર્તન કરવાનુ કારણ એ હતુ કે તેને સૂમેદારની છાવણી તરફ જતા કોઇ અટકાવે નહિ.

પોતાના હાથમા એક તીક્ષ્ણધારવાળી તલવાર લઈને તે નિર્ભયતાથી સૂબેદાર પાસે પહોચી ગયો માર્ગમાં તેને કોઇએ અટકાવ્યો કિવા શકાની નજરે જોયો સુદ્ધા નહિ યુદ્ધ પૂર જોશથી ચાલી રહ્યું હતું નવયુવકે સૂબેદારને નમાજ પૂરી કરી લીધા પછી 'સાવધાન, નર૰ પિશાચ''નો પડકાર કર્યો, અને નિમેષમાત્રમા તેના મસ્તકને ધડથી જૂદુ કરી નાખ્યું! આ આકસ્મિક હત્યાથી સૂબેદારના અગરક્ષકો એટલા બધા ભયભીત થઇ ગયા કે તેઓ ત્યાથી પલાયન કરી ગયા। તેમણે મુસ્લિમ સૈન્યમા એવી જ વાત ઊડાડી કે 'ગુપ્તવેશધારી વૈરાગીએ સૂબેદારની હત્યા કરી નાખી છે।' વૈરાગીનું નામ સાભળ૰ તા જ મુસ્લિમ સૈન્યમા ન્હાસ ભાગ થવા માડી ઘટનાસ્થળ પર આવવાની કોઇએ હિંમત કરી નહિ પેલા નવયુવકે સૂબેદારના કપાયલા મસ્તકને તલવારની અણી પર રાખીને વૈરાગીના ચરણો આગળ ધરી દીધુ પોતાના મુસ્લિમવેશને જોઇને કોઈ પ્રકારની ગેરસમજ ઊભી ન થાય, એટલામાટે તેણે વૈરાગીને જણાવ્યું કે "અત્યાચારી સૂબેદારનું મારા હાથે જ કપાયલું આ મસ્તક હું શ્રીમાનના ચરણોમા ધરૂ છુ હું શ્રીમાનની સેનાનો એક તુચ્છ સૈનિક છુ અને મારૂ નામ કહરસિંહ છે"

"ધન્ય છે તારી વીરતાને! આજના વિજયનું સર્વ શ્રેય હું તને જ આપુ છુ ખરેખર તે તારા નામ પ્રમાણે શત્રુસૈન્યમાં કહર વર્તાવી દીધો છે તારા જેવા સાહસિક તથા હિંમતવાન સિખ્ખોની સહાયતાથી જ હું ભારતમા હિન્દુરાજ્યની સ્થાપના કરી શકીશ તારી આ અપૂર્વ વીરતાના પારિતોષિક તરીકે આજથી હું તને પાચસો સૈનિકોના નાયકની પદવી આપુ છુ।" વૈરાગીએ કહરસિંહને ધન્યવાદ આપવા સાથે તેની પદવીમા પણ વધારો કર્યો

"શ્રીમાનના આ અનુગ્રહમાટે હું મને પોતાને પરમભાગ્યશાળી માનું છુ પરંતુ મેં તો માત્ર મારા કર્તવ્યનું પાલન જ કર્યું છે મારી તો એટલે સુધીની ઇચ્છા છે કે જો મારો લાગ ફાવશે તો હું ખુદ બાદશાહનું મસ્તક પણ મારી ભવાનીને પ્રસાદ તરીકે આપી શ્રીમા

નનાં ચરણોમાં ધરી દઇશ !" રઘુર્સિહે વિવેક દર્શાવવા સાથે સમ્રાટ્‌ની હત્યા કરવાના પોતાના અભિલાષને શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવ્યો

"શાબાશ ! માહસિક જવાન ! મારો આશીર્વાદ છે કે અકાલ પુરુષ તારા એ અભિલાષને પણ પરિપૂર્ણ કરે અને દેશ, ધર્મ તથા જાતિના પરમ શત્રુનુ નિકંદન કાઢવાનુ મહત્ પુણ્ય તને પ્રાપ્ત થાય !" વૈરાગીએ ધન્યવાદ મહિત આશીર્વાદ આપ્યો

* * *

ઉપર્યુક્ત ઘટના પછી વૈરાગી થોડો સમય ગુરદાસપુરમા રહ્યો અને ત્યાથી મડી ચાલ્યો ગયો. તે મડી જાય કિંવા પર્વતોમા જાય પરતુ તેનું લક્ષ અકાલ પુરુષના ચિન્તનયુક્ત નિવૃત્તિનિવાસમા જ હતુ પ્રવૃત્તિમાર્ગનો સ્વીકાર કરવા છતા તથા ગૃહસ્થાશ્રમી થવા છતા પોતાના વૈરાગ્યશીલ અત કરણમાથી તે વૈરાગ્ય ભાવનાનો સપૂર્ણ બહિષ્કાર કરી શક્યો ન હોતો તેને રાજ્ય કિંવા સુખભોગનો લેશમાત્ર પણ અભિલાષ ન હોતો. એ જ કારણથી વારવાર વિજય પ્રાપ્ત કરવા છતા પણ તે જીતેલા પ્રાન્તોને વારવાર ઓછા બેસતો હતો. રાજ્યના શાસનને પોતાના અધિકારમા ન રાખતા તે એવા લોકોને સત્તા સોપી જતો હતો કે જેઓ શાસન ચલાવવામાટે તેના જેટલા યોગ્ય તથા શક્તિવાળા ન હોતા જો વૈરાગીએ નિવૃત્તિના મોહને ત્યજી દઇને જીતેલા પ્રદેશોમાના એકાદ સ્થાનમા પોતાની રાજધાની બનાવી ત્યા સ્થાયી નિવાસ કર્યો હોત અને સર્દારોને સોપેલા અન્ય પ્રાન્તો પર પોતાની સીધી દેખરેખ રાખી હોત, તો તેણે સ્થાપેલુ હિન્દુરાજ્ય અવશ્ય ચિરસ્થાયી થઇ શકત માત્ર એટલુ જ નહિ, પણ એક વાર જીતાયલા પ્રાન્તો વારવાર ગુમાવીને પાછા મેળવવા પાછળ પોતાની શક્તિનો જે નિરર્થક વ્યય તેને કરવો પડતો હતો તે કદાપિ કરવો પડત નહિ આવી રીતે પોતાના પરાક્રમથી વારવાર વિજય મેળવીને જીતાયલા પ્રદેશો બીજાઓને સોપી દેવામાં આત્મત્યાગની ઉચ્ચતમ ભાવના રહેલી છે, એની અમો ના પાડવા

ઇચ્છતા નથી. પરન્તુ એક રાજ્યસંસ્થાપક કિંવા રાજ્યકર્તાને માટે આવા પ્રકારનો ત્યાગ વિઘાતક જ નીવડે છે, અને વૈરાગીના સંબંધમાં પણ આવું જ પરિણામ આવ્યું હતું એ આપણે જોઇ આવ્યા છીએ. નૈતિક ધર્માનુસાર આવા પ્રકારનો ત્યાગ ભલે ઉચ્ચકોટિનો ગણાતો હોય, પરંતુ રાજનૈતિક દૃષ્ટિબિન્દુ તો તેને કદાપિ ન સુધારી શકાય તેવા એક ભયંકર પ્રમાદ તરીકે જ ઓળખે છે.

દેશમાં પ્રચલિત અત્યાચારી શાસન વિરુદ્ધ રાજદ્રોહ ફેલાવવો એ કાર્ય કદાચિત્ કોઇ પ્રભાવશાળી વ્યક્તિને માટે સરળ હોઇ શકે છે, પરંતુ રાજ્યક્રાન્તિની એ ભાવનાને સફળતાના શિખરે લઇ જવી અર્થાત્ તેને મૂર્તિમન્ત બનાવવી એ કાર્ય કઠિન છે; અને સફળતાના એ પરિણામને સુરક્ષિત કિંવા ચિરસ્થાયી કરી દેવું એ તેથી પણ વિશેષ કઠિન છે. ક્રાન્તિકારક, રાજદ્રોહને ફેલાવવાના સાધનોનો વિચાર કરે છે અને તે સાધનો મળી આવતાં તેને એક પ્રકારનો સંતોષ થાય છે. તે એમ માનવા લાગી જાય છે કે એ સાધનો વડે જ સર્વ મનોરથોને સિદ્ધ કરી શકાશે. વીર વૈરાગી જેવા ક્રાન્તિકારકો કેવળ પોતાના બાહુબળના યોગે વિજયલક્ષ્મીને વરે છે, માત્ર એટલું જ નહિ, કિન્તુ તેમની એવી દૃઢ માન્યતા હોય છે કે તેઓ એ જ બાહુબળના યોગે પોતાના વિજયને ચિરસ્થાયી બનાવી શકશે. પરન્તુ ભૂતકાળનો સાક્ષી ઇતિહાસ પોકારી પોકારીને કહે છે કે ક્રાન્તિકારકોની એવા પ્રકારની માન્યતા પ્રત્યેક યુગમાં આમક જ સિદ્ધ થઇ છે. વૈરાગીએ પોતાના મનમાં વિચાર કર્યો કે "સમસ્ત દેશ (પંજાબ) મારા અધિકારમાં આવી ગયો છે હવે અહીં બેસી રહેવાની શી આવશ્યકતા છે? મારા હૃદયમાં રાજ્યલોભ કિંવા સત્તાનો મોહ નથી એનું કારણ એટલું જ છે કે હું આ માયાની સૃષ્ટિથી નિર્લેપ રહું છું. દુર્ભાગ્યે મારા સરદારોને સત્તાનો પ્રેમ છે અને એટલામાટે જ હું તેમને જીતાયલા પ્રાન્તોનો શાસનાધિકાર પ્રસન્નતાથી સોંપું છું. એ વાત ખરી છે કે એ સરદારોમાંના કેટલાક મારી ગેરહાજરીમાં શત્રુઓ સામે ટકી શકવા નથી, બલ્કે કેટલાક તો સમ્રાટ તર્કના

આક્રમણના સમાચાર સાંભળીને પોતાને સોપાયલા પ્રદેશનો ત્યાગ કરી મારા શોધમાં નીકળી પડે છે ! પરતુ તેઓ વિચાર નથી કરતા કે આ પ્રમાણે નગરનો ત્યાગ કરી દેવાથી તેને લૂટવાનુ અને તેના પર અધિકાર કરી લેવાનુ કાર્ય શત્રુઓને માટે બહુ સરળ થઇ પડે છે. અકાલ પુરુષની કરણાથી અદ્યાપિ મારા બાહુઓમા બળ છે અને તેના જ પરિણામે શત્રુઓ મારૂ નામ સાભળતા જ સમરભૂમિમાથી પલાયન કરી જાય છે ! કદાચિત્ કોઇ સર્દાર પોતાને સોપાયલો પ્રાન્ત ગુમાવી બેસશે, તો હું પાછો આવીને મારા બાહુબળના યોગે તેને પાછો જીતી લઈશ.''

વૈરાગીના આ પ્રકારના વિચારો, જો તેને એક શક્તિશાલી સામ્રાજ્ય સાથે પ્રતિસ્પર્ધા કરવાની ન હોત, તો કાદાચિત્ ઠીક ગણી શકાત, પરતુ જે શક્તિને વિનષ્ટ કરવાની તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી હતી, તે શક્તિ સાધારણ પ્રકારની ન હોતી. વૈરાગીએ એવુ વ્યવસ્થિત રાજ્ય સ્થાપવુ જોઇતુ હતુ કે જેના અસ્તિત્વમાત્રથી મુગલ સામ્રાજ્યના સર્વ અધિકારીઓ તેનાથી દબાયલા રહી શકે. વૈરાગીનો વિજય અલ્પ આયાસથી થઇ જતો હતો તેનું કારણ એટલુ જ હતુ કે એ વેળાયે સામ્રાજ્યના સર્વ મુખ્ય મુખ્ય અગો વિસ્ખલિત થયેલા હતા અને સમ્રાટને પોતાને પણ પોતાના પ્રાણોની ચિન્તા થઇ રહી હતી. જે વેળાયે એ અગો યથાસ્થિત થઇ ગયા અને સમ્રાટની પોતાની ચિન્તાનુ નિવારણ થયુ, તે વેળાયે તેણે સામ, દામ, દડ તથા ભેદ આદિક ઉપાયો વડે વૈરાગીના દેશોદ્ધાર વિષયક પ્રયત્નોને કેવી રીતે નિષ્ફળ બનાવી દીધા હતા તેનો ઉલ્લેખ આ પછીનાં પ્રકરણોમાં કરવામાં આવશે.

દેશમાં જ્યારે કોઈ નવીન રાજ્યને સ્થાપવામાં આવે છે ત્યારે તેના સ્થાપકોને, લલચાવનારી તથા ફૂટ પડાવનારી શત્રુપક્ષીય યુક્તિઓથી સાવધાન રહી, આત્મરક્ષણ કરવાનો અર્થાત્ પોતાને જ બચાવવાનો પ્રબધ કરવો પડે છે. આવી યુક્તિઓ આચરનાર કોઈ વિરોધિકા શક્તિ ન હોય, તો નવુ શાસન સરળતાથી ચાલી શકે છે. દુર્ભાગ્યે શત્રુઓની કૂટનીતિનો ભોગ થઇ પરસ્પર ફૂટ કિંવા કુસંપના

શિકાર થઇ જવાની નિર્બળતા પરતંત્ર જાતિયોમા અવશ્ય કરીને હોય છે એવા નિર્મળાત્માઓની થોડીક અસાવધાનતાના પરિણામે વિજેતાના સર્વ પ્રયત્નો જોતજોતામા ધૂળમા મળી જાય છે. આનો કેવળ એક જ ઉપાય છે કે આ પ્રબળ સામરિક શક્તિ સ્થાયી સ્વરૂપમા કોઇ એક જ બળવાન વ્યક્તિના હાથમાં હોવી જોઇએ. રાજનીતિજ્ઞ પુરુષો એ જ શક્તિને રાજશક્તિ કહે છે પરતંત્ર દશામાથી સ્વતંત્ર સ્થિતિમા આવનાર પ્રજાની સ્વતંત્રતાને ચિરસ્થાયિની કરી દેવામાટે એવી કેન્દ્રસ્થ શક્તિની અનિવાર્ય આવશ્યકતા હોય છે. કેન્દ્રસ્થ શક્તિને બદલે વિશ્રૃંખલિત સમૂહો અથવા વ્યક્તિઓને રાજતંત્ર સોંપવામા આવે, તો તેનું પરિણામ એ જ થાય છે કે પ્રજા વળી પાછી ગુલામીની જ જંજીરોમા જકડાઇ જાય છે. જો વૈરાગીએ કેન્દ્રસ્થ સત્તાને પોતાના હાથમા રાખીને અર્થાત્ પોતે રાજા-શાસક-થઇને એક* સ્થાયી સૈન્યની ભરતી કરી હોત, તો તે સમયનો પંજાબનો કિંબહુના સમસ્ત ભારતવર્ષનો ઇતિહાસ જે રીતે લખાયલો આજે આપણા જોવામાં આવી શકે છે તેનાથી સર્વથા ભિન્ન પ્રકારે જ લખાયો હોત.

જે દેશના લોકો ભિન્ન ભિન્ન ધર્મ સંપ્રદાયો તથા ભિન્ન પ્રાન્તોના કારણથી એક જ દેશમાં વસવા છતા પોતાને પોતાના દેશબાંધવોથી ભિન્ન માને છે, જેઓ કપટમૂર્તિ શત્રુઓના સહજ પ્રલોભનને વશીભૂત થઇને પોતાના જાતિબાંધવો કિંવા દેશબાંધવોથી જુદા પડી શકે છે, તેમના માટે તો એક જ પ્રબળ વ્યક્તિનું શાસન હિતકારક નીવડે છે, કારણ કે, વિશ્રૃંખલિત થયેલી જાતિને સંગઠિત કરવાનું તથા તેનામા જાતીયતાની ઉચ્ચ ભાવનાને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય એક જ શક્તિશાલી વ્યક્તિમાં હોય છે. આપણે જોઈ ચૂક્યા છીએ કે કે ગુરુ ગોવિંદસિંહજીની પેઠે વૈરાગીમાં એવી શક્તિ હતી પરંતુ

---

* આ કાર્યને વૈરાગીના જીવન કાળ પછી ઘણા વર્ષે મહારાજા રણજિતસિંહે હાથ ધર્યું હતુ, પરંતુ દેશના દુર્ભાગ્યે તે કાર્ય અપૂર્ણ રહી ગયુ હતુ. જો વૈરાગીએ એજ કાર્ય આરંભ્યુ હોત અર્થાત્ તેણે પોતાના દૃષ્ટિકોણમા યત્કિંચિત્ પરિવર્તન કરીને પ્રવૃત્તિ ચલાવી હોત તો અવશ્ય તેણે દેશના ભાગ્યનું પરિવર્તન કરી દીધુ હોત એમ તાત્કાલિક ઇતિહાસકારો કહે છે.

દેશનું દુર્ભાગ્ય કેવળ એટલું જ હતું કે તે શકિતનો વ્યવસ્થિત તથા સ્થાયી ઉપયોગ કરવાની કલ્પના અદ્યાપિ તેના મસ્તિષ્કમાં આવી ન હોતી. ધાર્મિક સ્વતંત્રની પ્રાપ્તિમાટે યુદ્ધ કરનાર નેતા ધાર્મિક પદવી-ધારી અર્થાત્ વૈરાગ્યશીલ જ હોવો જોઇએ એવો કાંઈ નિયમ નથી. રામચંદ્ર તથા કૃષ્ણચંદ્રે ધાર્મિક યુદ્ધો નૃપતિ તરીકે જ કર્યાં હતાં. અત્યાચારી ઔરંગજેબની સાથે મહારાષ્ટ્રકેસરી નરવીર શિવાજી મહારાજે તેના પ્રતિસ્પર્ધી ભૂપાલ તરીકે જ યુદ્ધ કર્યું હતુ. ઇતિહાસ આ વિષયમાં આટલો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે છતાં વૈરાગીને રાજ-સત્તાને સ્વીકારવામાં ધાર્મિક કિંવા આધ્યાત્મિક બાધ જણાતો હતો. એને દેશનું તથા પ્રજાનું દુર્ભાગ્ય નહિ તો બીજું કયું નામ આપી શકાય તેમ છે વારુ? એ વાત ખરી હતી કે વૈરાગીના ઘણા ખરા સૈનિકોનું વલણ તેના આન્દોલનને ધાર્મિક આન્દોલન કહેવાની તર-ફેણમાં હતું. અમો તો એટલે સુધી કહીએ છીએ કે વૈરાગી પોતે પણ પોતાના વિચારતરંગોના જોશમાં એમ જ માનવા લાગી ગયો હોય; અર્થાત રાજસત્તાને લોભવૃત્તિનું કારણ સમજતો હોય, તો તેમાં અસં-ભવિત જેવું કાંઈ પણ નથી. કદાચિત્ તેને એમ પણ લાગ્યું હોય કે, રાજસત્તાને હાથમાં રાખવાથી સિખ્ખ સર્દારો તેનાપર સંકુચિત કિંવા વ્યક્તિગત સ્વાર્થવૃત્તિનો આરોપ મૂકશે. તાત્પર્ય કે ઉપર જણા-વેલાં કારણોમાંનું ગમે તે કારણ હોય; પરતુ વૈરાગીએ રાજસત્તા નિર્બળ સિખ્ખ સર્દારોને સોંપીને વારંવાર પાર્વત્ય પ્રદેશમાં ચાલ્યા જવાની વૃત્તિને અવિચલ રાખવામાં એક પ્રકારનો ગંભીર પ્રમાદ જ કર્યો હતો એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. એ પ્રમાદનુ ભયા-નક પરિણામ તેને પોતાને તેમ જ સમસ્ત પંજાબને કેવી રીતે ભોગ-વવું પડયું હતુ, તે અમૃતસરના ઐતિહાસિક દર્બારની ઘટના પછી ઉત્તરોત્તર ઘટેલી દારણ દુર્ઘટનાઓના વિવેચનથી સહજ સમજી શકાશે. હવે પછીનાં પ્રકરણો એ જ દુર્ઘટનાઓના વૃત્તાંતોવડે ભરેલાં હોવાથી અહીં તે દુર્ઘટનાઓના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

## પ્રકરણ ૬૭ મું

### ફર્રુખસિયર અથવા ભેદનીતિની મંત્રણા

"सत्याऽनृता च परुषा प्रियवादिनी च
हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।
नित्यव्यया प्रचुरनित्यधनागमा च
वेश्यांगनेव नृपनीतिरनेकरूपा" ॥

भर्तृहरि.

ફર્રુખસિયરે સિંહાસનારૂઢ થતાં જ વૈરાગીના સંબંધમાં અનેક પ્રકારની ફરિયાદો સાંભળી, અને તેના પરિણામે તેણે લાહોરના સૂબેદારને વૈરાગીના શિષ્યોને દાબી દેવાની આજ્ઞા મોકલી દીધી; બાદશાહની આજ્ઞાનુસાર સૂબેદારે સરહિન્દપર સૈન્ય લઈ જઈને ત્યાં એકત્ર થયેલા શિષ્યોને પરાજિત કરી દીધા; એટલામાં વૈરાગી આવી પહોંચ્યો અને નવાબી સેનાપર એવી તો તલવાર ચલાવી કે શાહીસેનાની રેવડી દાણાદાણ થઇ ગઇ; ત્યાંથી પાછા ફરતાં પણ વૈરાગીએ કેટલાંક મુસ્લિમ નગરો પર વિજય મેળવ્યો અને આ સર્વ સમાચારો ફર્રુખસિયરને મળતાં જ તેણે ભેદનીતિનો આશ્રય લેવાનો નિશ્ચય કરી દીધો, ઇત્યાદિ ઘટનાઓ આપણે અત્યાર પહેલાં જાણી ચૂક્યા છીએ.

આજે દિલ્લીના શાહી મહાલયના મંત્રણાગારના નામથી ઓળખાતા ભવ્ય આગારમાં ભારતસમ્રાટ્ ફર્રુખસિયર રાત્રિના સમયમાં પોતાના મંત્રીઓ સહિત પરામર્શ કરી રહ્યો હતો. સર્વનાં મુખમંડળો પર ઊંડી ચિન્તાનાં ચિહ્નો સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ રહ્યાં હતાં. બાદશાહ પોતાની ઊંચી મસ્નદપર મખમલના મોટા તકિયાને અઢેલીને પડ્યો હતો અને વચ્ચે વચ્ચે હુક્કાની નળિકાને પોતાના મોઢામાં મૂકીને હુક્કાનો આસ્વાદ લઇ રહ્યો હતો. હુક્કામાં ભરવામાં આવેલો તંબાકૂ એવો તો સુગંધયુક્ત હતો કે તેના પરિણામે સંપૂર્ણ આગાર સુગંધ-

પૂર્ણ થઈ રહ્યો હતો. આજના મંત્રણાનો વિષય એવો તો ગભીર તથા ગહન હતો કે તેના સબંધમા કોઈ પણ પોતાના અભિપ્રાયને દર્શાવવાની પહેલ કરતુ ન હોતું છેવટે કેટલાક સમયના મૌન પછી ફર્રુખસિયરે પોતે જ પોતાના અભિપ્રાયને દર્શાવતાં કહેવા માડ્યુ કે

“જ્યારે તમો કોઈ પણ નથી જ બોલતા ત્યારે મે જે કાંઈ વિચાર કરી રાખ્યો છે તે જણાવી દેવો હું ઉચિત સમજુ છુ. એ તો તમો બધા જાણતા જ હશો કે ગુરુ ગોવિન્દસિંહની પત્નીઓ આપણી રાજધાની દિલ્લીમાં જ રહે છે. તેમને ધૂર્તવિદ્યાના પ્રભાવથી હાથમા લઈએ તો કાંટાનો કાંટાથી જ નાશ કરી શકાય તેમ છે.”

“બાદશાહ સલામતનો આ ખયાલ દૂરદેશીભર્યો તથા કામયાબી અપાવનારો છે પરતુ એ કાફિર ઔરતોને સમજાવવાનુ કાર્ય કોણ કરશે? આપણામાથી તો કોઈનો તે એતબાર નહિ જ કરે એ વિશે ખાત્રી છે” વૃદ્ધ વજીરે બાદશાહના અભિપ્રાયને અનુમોદન આપીને પોતાની શકા દેખાડી.

“તમારી શંકા વ્યાજબી છે, પરંતુ તમો આપણા હિન્દુ મત્રી રામદયાળને કેમ ભૂલી જાઓ છો એ સમજાતુ નથી. આ કામ તેની મદદથી જ કરવાનો મેં વિચાર કરેલો હોવાથી અત્યારે તેને અહીં બોલાવ્યો નથી.” બાદશાહે ખુલાસો કર્યો

“નામવર શહનશાહને આ કુનેહમાટે હુ મુબારકબાદ આપુ છુ હવે તો આપણુ કાર્ય એકદમ સહેલુ થઈ ગયુ છે. રામદયાળને કુહાડાનો હાથો બનાવીને નજરાણા સહિત ગોવિંદસિંહની ઔરતો પાસે મોકલો અને વૈરાગીના સંબધમા એ ઔરતોના મનમા ખોટી શંકાઓ ઊભી કરી દ્યો એટલે આપણી ઘણી મેહનત ઓછી થઈ જાય.” બીજા વજીરે ઉદ્ગારો કાઢ્યા.

વજીરોનો આ પ્રકારનો અભિપ્રાય સાંભળીને બાદશાહ પોતાની કલ્પનાશક્તિ તથા બુદ્ધિમાટે એક પ્રકારના સંતોષજન્ય ગર્વને અનુભવવા લાગ્યો. તેણે એ જ વેળાએ પોતાના એક અનુચર કિંવા ગુલામને બોલાવીને હિન્દુ મંત્રી રામદયાળને બનતી તાકીદે મંત્રણા-

ભજનના લઈ આવવાનો હુકમ કરી દીધો બાદશાહનો હુકમ મળતાં જ ગુલામ 'જેવો ગરીબપરવર શહેનશાહનો હુકમ, હું હમણાં જ મહાશય રામદયાળને તેઓ જ્યાં હોય ત્યાંથી લઈને આવું છું.' એમ કહીને તથા અત્યંત નમ્રતાથી બાદશાહને સલામ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

ગુલામ થોડીક વારમાં રામદયાળને લઈને આવી પહોંચ્યો. બાદશાહે રામદયાળને માન આપીને પોતાની જમણી બાજુના આસનપર બેસવાનો સંકેત કર્યો આસનપર બેસી રહ્યા તથા સ્વસ્થ થયા પછી રામદયાળે કહ્યું 'આજે સેવકને તાકીદથી બોલાવવાનું શું કારણ છે વારુ? શું પંજાબ તરફના કંઈ નવીન સમાચાર છે?"

'નવીન સમાચાર તો હમેશાં આવતા જ રહે છે જ્યારથી વૈરાગીએ પંજાબમાં પ્રવેશ કર્યો છે અને શિખોના ઉદ્ધારના નામે મુસ્લિમોની કતલ કરવા મંડી છે, ત્યારથી દેશમાં નિત્ય નવીન તોફાનો થઈ રહ્યા છે" બાદશાહે પ્રસ્તાવના કરી

'બાદશાહ સલામતના કહેવાનો આશય બાદિમથી સમજી શકાતો નથી. મહેરબાની કરીને જે બાબત હોય તે સાફ શબ્દોમાં ફરમાવો" રામદયાળે કહ્યું.

"મારા કહેવાથી કોઈ રીતે માઠું લગાડશો નહિ. વૈરાગીની વીરતા તથા ઉચ્ચ પ્રકારના સ્વદેશપ્રેમની હું તારીફ કરું છું પરંતુ દેશ, જાતિ કે ધર્મના ઉદ્ધારને નામે આખા દેશના અશાન્તિનું સામ્રાજ્ય સ્થાપવું તથા ભયંકર ખૂના મરકી અને કત્લે આમ ચલાવવી એ કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. મારા કહેવાનો મતલબ એ છે કે વૈરાગી સાથે હવે આપણે સુલેહ કરી નાખીએ. તેને પોતાને તથા તેના મોટા મોટા સરદારોને સામ્રાજ્યમાં ભાગ ઓદ્દા તથા જાગીરો આપીને તેમની બહાદુરી તથા દિલેરીની કદર કરવાની મારી ખ્વાહિશ છે પરંતુ આ કામને કેવી રીતે પાર પાડવું એ બાબતમાં હું તમારી સલાહ લેવા માગું છું. વૈરાગીને પોતાને સંદેશો પયગામ મોકલવાનું તો હું એટલામાટે ઠીક નથી સમજતો કે કદા-

ચિત્ તે આપણા તર્ફના પયગામને સાચો ન પણ માને તમોને યાદ હશે કે મર્હૂમ બાદશાહ બહાદુરશાહે પોતાના આખિરી દિવસોમા વૈરાગીને સુલહનો પયગામ મોકલ્યો હતો, પરંતુ તેણે તે પર જરાય લક્ષ આપ્યુ ન હોતુ. તેથી આ વખતે મારી એવી ખાહિશ છે કે આપણો પયગામ એવા શખ્સ અથવા શખ્સો માર્ફત પહોંચાડવો જોઇએ કે જેમનું વૈરાગીપર વજન પડતું હોય '

"જો આપ નામવરની આ ખાહિશ ખરેખરી જ હોય, તો દેશના ઉદ્ધારના દિવસો નિકટમા છે એમ જ મારે કહેવુ જોઇએ વૈરાગી જેવા અદ્વિતીય વીર તથા તેના સિંહો સમાન સિખ્ખો જો સામ્રાજ્યના મિત્ર કિંવા શુભેચ્છક થઇ જાય, તો સામ્રાજ્યની સુર ક્ષિતતા તથા દૃઢતાના સબધમા લેશમાત્ર પણ શકા રહે નહિ" આટલુ કહીને રામદયાળ થોડીક વારને માટે વિચારમા પડી ગયો. બાદશાહ તથા તેના અન્ય મુસ્લિમ મત્રીઓ રામદયાળના મુખમંડળનુ અવલોકન કરવા લાગ્યા

"વીર વૈરાગીને મોકલાવવાનો સન્ધિસન્દેશ રાજધાનીમાં નિવાસ કરી રહેલા ગુરુવર્ય ગોવિન્દસિંહજીના ધર્મપત્નીઓ દ્વારા મોકલાવવામા આવે, તો શ્રીમાન્ સમ્રાટ્નો શુભાશય અવશ્ય ફળીભૂત થાય એવી મારી માન્યતા છે" રામદયાળે થોડી વાર પછી કહેવા માડ્યુ "જો શ્રીમાનની આજ્ઞા હોય તો હુ માતુશ્રી સાહબદેવી પાસે શ્રીમાનના પ્રતિનિધિ તરીકે જઇને વૈરાગીપર મોકલાવવાનો શ્રીમાનનો શુભ હેતુ પૂર્ણ સન્દેશ તેમને નિવેદિત કરી આવુ મને ખાત્રી છે કે આપ નામવરના ઉદાર અતઃકરણમા ઉદ્ભવેલા હિન્દુઓ તથા સિખ્ખો પ્રત્યેના સદ્ભાવનો મનોવાચ્છિત પ્રભાવ અવશ્ય ગુરુવર્યનાં વિચાર-શીલ પત્નીઓ પર પડશે અને એ પૂજ્યદેવીઓની આજ્ઞા સમાન હિતશિક્ષાને વૈરાગી પણ શિરસાવદ્ય કરશે"

"પાક પરવરદિગાર તમારી ભલી મુરાદો તથા નેક ખ્યાલોને બર લાવે એ જ મારી તમન્ના છે. મારી એવી ઇચ્છા છે કે તમો ગુરુની ધર્મશીલા તથા સાધ્વી વિધવાઓ પાસે યોગ્ય નજરાણા સહિત

જઈને મારો સાદર દિલનો પયગામ આ પ્રકારના શબ્દોમાં પહોંચાડી આવો. ગોવિન્દસિંહજીનાં ધર્મપત્નીઓને મારી તરફથી માનસહિત પ્રણામ કરીને કહેજો કે 'અમારો વંશ ગુરુના સેવકોનો છે. ગુરુવર્ય નાનકચંદ્રજીએ જ અમારા પૂર્વજોને બાદશાહીનું વરદાન આપ્યું હતું. વૈરાગી વિના કારણ મુસ્લિમો પર અત્યાચાર કરી રહ્યો છે. આખા દેશમાં તેણે ત્રાહિ ત્રાહિ પોકરાવી દીધી છે. વળી તે ગુરુના માર્ગથી ઉલટી રીતે જ ચાલે છે અને અન્ય સિક્ખોને મુસીબતમાં નાખે છે. તમો દેવીઓ તેને પત્ર લખો કે તે પોતાની અનુચિત પ્રવૃત્તિઓને આટલેથી જ અટકાવી દે. જો તે ખૂન ખરાબીના માર્ગને છોડીને સામ્રાજ્યનો મિત્ર થઈ જશે, તો તેને તથા તેના સાથીઓને સન્માન તથા સારા એ હોદ્દા તથા જાગીરો આપવા હું તૈયાર છું. વૈરાગીની પોતાની તથા અન્ય સિક્ખોની બહાદુરીની હું કદર કરૂં છું. જો વૈરાગી મારી આ ભલી સલાહને કબૂલ રાખશે, તો હું સિક્ખોનો દિવસ જ પલટાવી દેવા ઇચ્છું છું. મારી યુવાનીપણાના સમયમાં હું કુરાનના તે ગદ ખાતર તમો દેવીઓને ખાત્રી આપવા માગું છું. ગદ્દી-નશીન ગુરુ તરફના મારા પૂજ્ય ભાવને દર્શાવવા માટે મેં જે હાથ માનની ભેટ મોકલાવી છે, તેનો સ્વીકાર કરી મને આભારી કરશો તથા મારી આ નમ્રની પ્રાર્થનાનો આપ પૂજ્ય દેવીઓએ ઉદારતાથી સ્વીકાર કર્યો છે એવી મને ખાત્રી આપશો.' આ પ્રકારનો મારો સન્દેશ તેમને સમજાવીને નજરાણા વગેરે તેમને આપી દેજો." બાદશાહે ગુરુપત્નીઓને કહેવાનો સંદેશ કહી સંભળાવ્યો તથા બીજી બાબતો પણ રામદયાળને સમજાવી દીધી.

બાદશાહના શબ્દોમાં એટલી બધી તો નમ્રતા, નરમાશ તથા મધુરતા હતી કે રામદયાળના અંતઃકરણ ઉપર તેનો બાદશાહની ધારણા કરતાં પણ વધારે સારો પ્રભાવ પડ્યો. તેણે પોતાના મનમાં એમ જ વિચાર કર્યો કે: "ખરેખર સમ્રાટનું અંતઃકરણ બદલાઈ ગયેલું દેખાય છે. જો આ શુભ પરિવર્તનને ચિરકાળ સુધી અવિચળ રાખવું હોય, તો વૈરાગીએ પણ પોતાના હૃદયનો પલટો કરવો જ જોઈએ." આ

પ્રમાણે પોતાના મન સાથે જ વિચાર કર્યા પછી રામદયાળે બાદશાહને ઉદ્દેશીને કહ્યું કે ' ત્યારે હવે હું શ્રીમાન્ સમ્રાટે મને સોપેલા કાર્યને ફળીભૂત કરવામાટે જાઉં છુ મારાથી બનશે ત્યા લગી હુ ગુરુપત્નીઓને શ્રીમાન્ સમ્રાટ્નો શુભાશય સમજાવવાનો પ્રયત્ન કરીશ મારી મનોદેવતા તો મને કહી રહી છે કે મારો આ પ્રયત્ન અવશ્ય ફળીભૂત થઈ જશે "

"ભલે સિધાવો, અને ફતહ કરી વહેલા પાછા આવો." સમ્રાટે આનંદદર્શક સ્વરથી અનુમતિદર્શક ઉદ્ગાર કાઢ્યો.

* * * * *

' કેવો બેવકૂફ ! બધુ ખરેખર જ માની લીધુ ! " રામદયાળના ગયા પછી થોડીક વારે બાદશાહે ઉપહાસ કરીને આ પ્રકારના ઉદ્ગારો કાઢ્યા, અને પોતાની મનોદશાનો પોતાની મેળે જ પરિચય કરાવવા માડ્યો " આવી જ રીતે જો કાફિર ગોવિન્દસિંહની બેવાઓ પણ આપણા પ્રપચજાળમા ફસાઇ જાય, તો જુરૂર બેડો પાર થઇ જાય અને આજની આપણી કરેલી મસ્લહત પાર પડી જાય. એટલુ તો હુ ખાત્રીથી માનુ છુ કે ગોવિન્દસિંહની બેવાઓના પયગામની અસર તો સિખ્ખો પર જુરૂર થશે, તેનું બીજુ કાંઈ પરિણામ નહિ થાય તો પણ વૈરાગીના શાગિર્દોમા ફૂટ તો પડી જ જશે '

"નામવર શહનશાહનો ખ્યાલ રાસ્ત છે જેવો બેવકૂફ રામદયાળ બન્યો છે તેવી ગુરુની બેવાઓ પણ બની જાય, તો આપણી ઉમ્મીદો બરાબર પાર પડી જાય." વજીર સાહબ બોલ્યા.

"એ કાફિર ઔરતોનો સલાહકાર બદમાશ બન્દા જેવો જ કોઇ દુશ્મને ઇસ્લામ હશે, તો રામદયાળની કોશિશનો ધારણા પ્રમાણેનો નતીજો નહિ આવે મને એમ લાગે છે કે કોઇ પણ બહાનાથી આપણામાના એકાદ શખ્સે રામદયાળ સાથે જવુ જોઇએ, અને તેણે ત્યા કેવા પ્રકારની વાતો થાય છે તથા ક્યા ક્યા માણસો ચર્ચામા ભાગ લે છે વગેરે બાબતોને લક્ષમા રાખી લેવી જોઇએ." બીજા વજીરે પોતાની લાંબી બુદ્ધિનો પરિચય કરાવ્યો.

"એટલું જ નહિ; બલ્કે ત્યાં જઈને તેણે તે ઔરતોને સારી રીતે સમજાવવામાં રામદયાળને મદદ પણ કરવી જોઈએ. જો તેમની પાસે આપણો કોઈ કટ્ટર વિરોધી રહેતો હોય અને તે શાહી પયગામને સાચો ન માનવાની દલીલ કરતો જોવામાં આવે, તો તેની દલીલોને તોડવાની કોશિશ પણ કરવી જોઈએ. એ કાર્ય કરતાં દુશ્મને ઇસ્લામ વૈરાગી તથા તેના સાથીઓની પ્રસંગોપાત નિન્દા અથવા બુરાઈ તેમ જ તારીફ બન્ને કરવામાં જરા પણ કચાશ ન રાખવી જોઈએ. કહો, ત્યારે તમારામાંથી કોણ ત્યાં જવામાટે તૈયાર છે? કારણ કે, જેમ જલ્દી જવાય તેમ સારું છે. રામદયાળ પોતાને ઘેર જઈને ગુરુપત્નીઓ પાસે પહોંચે, એટલા વખતમાં તમો પણ ગુરદાગની ભેટ તરીકે સારી જેવી રકમ લઈને પહોંચી જાઓ તો બહુ સારું થાય." બાદશાહે વજીરના પ્રસ્તાવને અનુમોદન આપતાં આ વાક્યો ઉચ્ચાર્યાં; અને 'હું હમણાંજ જાઉં છું' એમ કહીને બુઢ્ઢો વજીર રામદયાળની પાછળ જવામાટે વિદાય થઈ ગયો.

## પ્રકરણ ૧૮ મું
## કૌટિલ્યવિજય

"And Policy regained what arms had lost."

Lord Byron, *Childe Herold, Can I., st.* 25.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બાદશાહનો હિન્દુ મંત્રી રામદયાળ ગુરુપત્નીઓને આપવા યોગ્ય ભેટ સૌગાદો તથા નજરાણાં સહિત દિલ્હીમાંના તેમના નિવાસસ્થાનમાં જઈ પહોંચ્યો, એટલામાં તો પાછળથી રવાના થયેલો વૃદ્ધ મુસ્લિમ વજીર પણ ત્યાં પહોંચી ગયો. તેણે રામદયાળને જોતાં જ કહ્યું કે: "હું તો દેવીતુલ્ય પવિત્ર ગુરુપત્નીઓના દર્શનથી મારી આંખોને પવિત્ર કરવામાટે તથા એ દેવીઓના આશીર્વાદને મેળવવામાટે આવ્યો છું; સાથે દેવીઓને આપવામાટે શાહી સાલિયાનાની રકમ પણ લાવ્યો છું."

"ભલે આવ્યા, તમારા આગમનથી મારા કાર્યને વધારે પુષ્ટિ કિંવા અનુમોદન મળશે તપાસ કરતા મારા જાણવામાં આવ્યુ છે કે ગુરુપત્નીઓના સલાહકાર તથા સરક્ષક તરીકે ભાઈ માનસિંહ તથા સદકીસિહ તેમની સાથે જ રહે છે. તેમને મેં મારા આવવાના તથા ગુરુપત્નીઓ સાથે મુલાકાત કરાવી આપવાના સમાચાર કહેવડાવ્યા છે હમણાજ દ્વારપાળ અંદર ગયો છે." રામદયાળે સમતિસૂચક શબ્દો ઉચ્ચારીને આ પ્રમાણે ખુલાસો કર્યો.

"પધારો મત્રીવર, પધારો આજે તો કાંઇ આ તર્ફ પગલાં કર્યા છે!" દ્વારપાળ સહિત માનસિંહે બહાર આવીને આ પ્રકારના આશ્ચર્યદર્શક ઉદ્ગારો કાઢયા.

"અકાલ પુરુષની દયાથી હુ શ્રીમાન્ સમ્રાટ્ તર્ફથી મૈત્રી ભાવનો સન્ધિસંદેશ લઇને પૂજ્ય માતાઓ પાસે આવ્યો છુ નામવર શહનશાહે મારી સાથે આ મુસ્લિમ મત્રીજીને પણ મોકલ્યા છે. અમારી ઇચ્છા માતાઓ સાથે આ સબધમાં વાર્તાલાપ કરવાની છે." રામદયાળે ખુલાસો કર્યો.

"ભલે, સમ્રાટ્ની એવી શુભેચ્છા થઈ છે અને તેમણે પોતાના બબ્બે મહામત્રીઓને અમારી પર્ણકુટી સુધી મોકલ્યા છે, તો પૂજ્ય માતાઓ તર્ફથી હુ તમારૂં હાર્દિક સ્વાગત કરૂ છુ. પધારો, આ અંદરના ભાગમાં આવીને બિછાવી રાખેલા આસન પર બિરાજો. હુ અંદર જઇને માતાઓને તમારા આગમનનો હેતુ કહી સભળાવું છુ" આ પ્રમાણે સમ્રાટ્ના મત્રીઓનુ સ્વાગત કરીને ભાઈ માનસિંહે તેમની આગળ આગળ અંદરના ભાગમાં ચાલવા માડયુ. રામદયાળ તથા તેની સાથેનો મુસ્લિમ વજીર તેની પાછળ પાછળ જઇને નિર્દિષ્ટ આસનપર બેસી ગયા. માનસિંહે અંદર જઇને દેવી માતા સુદરી તથા સાહબ્યા દેવીને સમ્રાટ્ની કહાવેલી બધી હકીકત જણાવી દીધી. માનસિંહની હકીકત સાભળ્યા પછી થોડી વાર વિચાર કરી સાહબ્યાં દેવીએ તેને કહ્યુ કે: "આમ જ છે તો તેમની બધી હકીકત આપણે સાભળવી જ જોઇએ અને તે સાભળ્યા પછી તેનો ઘટતો જવાબ

વાળવો જ જોઇએ પણ ભાઇ રામદયાળની સાથે બીજો મુસલમાન વઝીર પણ આવેલો હોવાથી પ્રુત્ને મોઢે તો અમારાથી તેમની સાથે વાતચીત કરી શકશે નહિ એટલામાટે જ્યાં આગળ તેઓ બન્ને બેઠા છે ત્યા એક પર્દો નખાવો એટલે અમો બન્ને બહાર આવીને પર્દાની આડમા બેસી સમ્રાટ્નો સદેશ સાભળીએ તથા તેમને યોગ્ય પ્રત્યુત્તર વાળીએ કેમ, મારૂ કહેવુ ઠીક છે ને ?

"આપનુ કહેવુ યથાર્થ છે હૂં હમણાજ પર્દો નખાવવાની વ્યવસ્થા કરૂ છુ એટલામા ભાઇ મદકીસિંહ બહાર ગયા છે તે પણ આવી પહોચશે" માનસિંહે જવાબ દીધો, અને ત્યાર પછી તરત જ તે પાછો બહારના ખડમા ચાલ્યો ગયો બહાર જતાજ તેણે સદકીસિંહને રામદયાળ સાથે વાર્તાલાપ કરતો જોયો તેમણે બન્નેએ મળીને મત્રીઓની બેઠકની સામે પર્દો નખાવી દીધો. પર્દો નખાતાજ માતાઓ બહાર આવીને પર્દાની પાસે વિરાજ્યા ભાઈ માનસિંહ તથા સદકી સિંહ પર્દાના છેડાપર મધ્યભાગમા બેસી ગયા

થોડીક વાર મૌનનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યા પછી માતાના કહેવાથી ભાઈ સદકીસિંહે જણાવ્યુ કે "શ્રીમાન્ સમ્રાટ્ના મત્રી યુગલનું હૂં માતાઓ તરફથી હાર્દિક સ્વાગત કરૂ છુ તમો શ્રીમાન્ સમ્રાટ તરફથી જે કંઇ સન્દેશ લાવ્યા હો, તે કોઇ પણ પ્રકારના સકોચ વગર કહી સમજાવો જ્યારે સમ્રાટે તમો બન્નેને પોતાની શુભ-નિષ્ઠાથી અમારી પર્ણકુટીમા મોકલ્યા છે ત્યારે અમો પણ જૂનમાજની સર્વ અનિષ્ટ ઘટનાઓને તથા શત્રુતાને ભૂલી જવાનુ ઉચિત ધારીએ છીએ કહો શ્રીમાન્ સમ્રાટ્ તરફથી તમો શો સન્દેશ લાવ્યા છો ?

એના જવાબમા સમ્રાટ્ના હિન્દુ મત્રી રામદયાળે પોતાના આસન પરથી ઉભા થઇને તથા પર્દા નજીક બેઠેલા ભાઇ સદકી સિંહ સમીપ જઇને સમ્રાટ્ તરફથી આણેલી નજરાણાની તમામ વસ્તુઓ ત્યા રાખી દીધી અને ત્યાર પછી પર્દામાં વિરાજેલા ગુરુ પત્નીને સાષ્ટાગ દડવત્ પ્રણામ કરીને કહેવા માડ્યુ કે "શ્રીમાન્ સમ્રાટ્ તરફથી આ તુચ્છ ભેટનો પ્રથમ સ્વીકાર કરવાની ઉદારતા

દર્શાવો અને ત્યાર પછી સમ્રાટ્‌નો શુભનિષ્ઠા પૂર્ણ સન્ધિસન્દેશ સાંભળી લઇને અમોને યોગ્ય પ્રત્યુત્તર આપવાની કૃપા કરો."

"વિશેષમાં નામવર શહનશાહે એમ પણ જાહેર કરવાનું મને ફર્માવ્યું છે કે હવેથી માતાઓના ખર્ચમાટે બે હજાર રૂપિયાનું વર્ષાશન શ્રીમાન્ સમ્રાટ્ તર્ફથી આ વર્ષથી જ ચાલૂ કરવામાં આવ્યું છે, અને તેનો પહેલા વર્ષનો હફતો મારી સાથે તેઓ શ્રીમાને મોકલાવ્યો છે જે હું માતાનાં પાક કદમોમાં પેશ કરૂં છું." આ પ્રમાણે કહીને સમ્રાટ્‌ના મુસ્લિમ વજીરે રૂપિયા બે હજારની કીમતની અશરફીઓની થેલી ગુરુપત્નીઓની બેઠક આગળના પર્દા પાસે રાખી દીધી અને તે પણ રામદયાળની પેઠે ગુરુપત્નીઓને પ્રણામ કરીને પાછો પોતાની જગ્યાએ બેસી ગયો.

સદકીસિંહે ઊઠીને પોતા પાસેની નજરાણાની વસ્તુઓ ગુરુપત્નીઓ સમક્ષ રાખી દીધી અને ત્યાર પછી તે પુનઃ પોતાની જગ્યાએ જઇને બેસી ગયો. સદકીસિંહના બેસી ગયા પછી રામદયાળે ગુરુપત્નીઓને સમ્રાટ્‌નો સન્દેશ અત્યંત વિનયપૂર્ણ તથા મધુર ભાષામાં કહી સંભળાવ્યો. તે સાંભળતાં જ ભાઈ માનસિંહ તથા સદકીસિંહ બાદશાહના આ ભેદનીતિયુક્ત કપટજાળને બરાબર સમજી ગયા. સંધિસન્દેશ સાંભળતાં સાંભળતાં જ તેમની આંખો લાલચોળ થઇ ગઈ. પરંતુ તેઓ પોતાના મનોભાવને વાણીદ્વારા વ્યક્ત ન કરતાં મૌનને ધારણ કરીને બેસી રહ્યા. તેમના એ બદલાયલા મનોભાવને તેમની મુખાકૃતિઓથી સમ્રાટ્‌ના મંત્રીઓએ બરાબર જાણી લીધો. માનસિંહ તથા સદકીસિંહના પરિવર્તિત મનોભાવને સ્પષ્ટ રૂપે સમજવા તથા જાણવા છતાં પણ સમ્રાટ્‌ના મંત્રીઓ કાંઈ પણ બોલ્યા નહિ. તેમણે પોતપોતાના મનમાં વિચાર કર્યો કે "સમ્રાટ્‌નો આ સંધિવિષયક પ્રસ્તાવ ગુરુપત્નીઓના ગૃહમંત્રીઓને બિલકુલ ગમ્યો નથી; છતાં જ્યાં સૂધી તેઓ આ પ્રસ્તાવનો પ્રત્યક્ષ વિરોધ ન કરે, ત્યાં સૂધી આ વાતને વિના કારણ ચોળવાની જરૂર નથી. ગુરુપત્નીઓ

સો જવાબ આપે છે તેને જાણ્યા સિવાય આ શિખ્ખોની વિરુદ્ધ એક અક્ષર પણ ઉચ્ચારવામાં લાભ નથી "

થોડીકવાર પુનઃ શાંતિ પ્રસરી ગઈ. સર્વે જનો પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં. કેટલાક સમય પર્યન્ત શાંતિપૂર્વક વિચાર કર્યા પછી તથા પરસ્પર પરામર્શ કરી લીધા પછી ગુરુપત્ની સાહબદેવીએ ભાઈ સદાસિંહને નેત્રસંકેતવડે પોતા પાસે બોલાવીને સમ્રાટ્ના મંત્રીઓને આ પ્રકારનો જવાબ સંભળાવવાની આજ્ઞા કરી કે "જો સમ્રાટ્ની એવી જ ઇચ્છા હોય અને તેઓ શિખ્ખો સાથેની અદાવતને ભૂલી જઈને તેમની સાથે દોસ્તી કરવા ઇચ્છતા હોય, તો અમો બન્દા બહાદુરને સમ્રાટ્ની ઇચ્છાનુસાર પત્ર લખવા તૈયાર છીએ. સમ્રાટે ભૂતકાળની શત્રુતાને સર્વથા વિસારી દઈને ગુરુના શિખ્ખોની વીરતાની જે કદર કરવાની ધારણા રાખી છે, તે માટે સમ્રાટ્ને અમારા તરફથી ધન્યવાદ આપજો, અને વિશેષમાં તેમને જણાવજો કે અત્યારે આપ શ્રીમાને જે સદ્ભાવ દેખાડ્યો છે તેને કાયમ રાખજો અને હૃદયમાં કોઇ પણ પ્રકારના કપટભાવને સ્થાન આપશો નહિ "

સદાસિંહે માતાઓની વાણીનો ઉપર્યુક્ત જવાબ સમ્રાટ્ના મંત્રીઓને કહી સંભળાવ્યો. તે સાંભળતા જ માનસિંહને અત્યંત સંક્ષોભ તથા ખેદ થયો. તેના મનમાં અનેક પ્રકારના વિચારતરંગો ઉદ્ભવવા તથા શમી જવા લાગ્યા. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે "દેશનું દુર્ભાગ્ય ફરીથી આવી લાગ્યુ હોય એમ દેખાય છે. સરલહૃદયા માતાઓ ફરેબીના ફન્દામાં ફસાઈ ગયા છે. જો સમ્રાટ્ના કહેવા પ્રમાણેનો આદેશ વૈરાગી પર મોકલવામાં આવશે, તો શિખ્ખદળમાં અવશ્ય ફાટફૂટ પડી જશે. હવે તો સમ્રાટ્ના આ નવીન કપટજાળને અહી અને અત્યારે જ, કપટીના દલાલોની હાજરીમાં જ, તોડી નાખવાની અનિવાર્ય આવશ્યકતા છે સંભવ છે કે આથી કદાચિત્ માતાઓને ખોટું લાગશે. પરંતુ એમને ખોટું લગાડ્યા સિવાય છૂટકો નથી. અત્યારે એઓ માત્ર થોડી વાર ખોટું

લગાડીને બેસી રહેશે, પરંતુ પાછળથી આખા પ્રજામતને જે માઠું પરિણામ ભોગવવાનો અવસર આવવાનો સંભવ દેખાય છે તે તો નહિ આવે ગુરુના સાચા સિખ્ખ તરીકે આ બાબતમાં મને જે કાંઇ સત્ય જણાય છે તેનો મારે માતુશ્રીઓ સમક્ષ સ્ફોટ કરવો જ જોઇએ જો હુ આમ ન કરૂ તો ગુરુદ્રોહના અપરાધનો ભાગી થાઉં એમાં લેશમાત્ર પણ સંદેહ નથી " આ પ્રમાણે વિચાર કરીને તેણે માતુશ્રીને ઉદ્દેશીને કહેવા માડયુ કે " પૂજ્ય માતાઓ, કપટી ઓના કપટજાળને યથાર્થ રીતે જાણ્યા સિવાય સાભળી લીધેલી સર્વ વાતોને પોતાના સરળ સ્વભાવને અનુસરીને સરળ તથા સત્ય માની લેવામા આપની આ પ્રસંગે કાંઈક ભૂલ થાય છે એવી મારી માન્યતા છે કદાચિત્ આપને આવો જ જવાબ આપવો હોય તો પણ એ ચાર દિવસનો વચ્ચે ગાળો નાખો અને હજી પણ આ બાબતમા એકાન્તમા બેસીને શાંતિથી તથા ગભીરતાથી વિચાર કરો ગુરુવર્યના જીવનકાળમા તેમની સાથે કરાયલા વિશ્વાસઘાતોની નાનાવિધ ઘટનાઓનુ સ્મરણ કરો ગુરુજીના અંતિમ સમયના ઉપ દેશનુ, અરે, તેઓશ્રીના શોચનીય અવસાનની ભીષણ દુર્ઘટનાનું સ્મરણ કરો અને ત્યાર પછી વિશ્વાસઘાતકોની વાણીમા વિશ્વાસ મૂકો અત્યારે ને અત્યારે જ આવો જવાબ ન આપો "

માનસિંહને આ પ્રમાણે સ્પષ્ટ રીતે સત્ય ભાષણ કરતો જોઇને સદાસિંહને પણ પોતાના અભિપ્રાયને વ્યક્ત કરી દેવાની તાલાવેલી થવા લાગી. માનસિંહનુ વક્તવ્ય સાભળી લીધા પછી સદાસિંહે ગભીર વાણીથી કહેવા માડયુ કે: " દેશપૂજ્યા દેવીઓ! ભાઈ માન સિંહનુ મન્તવ્ય અક્ષરશ સત્ય છે જે બાબતનો આખા દેશ સાથે સબંધ છે તેનો વિચાર જોઇએ તેટલી ગભીરતાથી કરવામા નથી આવતો એ જોઇને મને પારાવાર દુખ થાય છે સભવ છે કે અમારા આ અભિપ્રાયથી આપ માતાઓને માઠુ લાગશે સભવ છે કે સમ્રાટ્ના આ મંત્રીઓ અમોને સમ્રાટ્ તથા સામ્રાજ્યના શત્રુ તરીકે ઓળખશે, સભવ છે કે આ સત્ય કથનના પરિણામમા અમારે

રાજધાનીનો ત્યાગ કરવો પડે, જીવન પર્યન્ત કારાગૃહવાસ વેઠવો પડે અથવા જલ્લાદોની તલ્વારોના ભોગ પણ થવુ પડે પરતુ એમાની કોઇ પણ બાબતની પર્વા ન કરતાં અમો આવો વિરુદ્ધ અભિપ્રાય સ્પષ્ટ રીતે ઉચ્ચારીએ છીએ તેનું કારણ કેવળ એટલુ જ છે કે અમો ભૂતમલિક ઇતિહાસની હવે પછી થનારી મહાભીષણ પુનરાવૃત્તિને અહીંજ અટકાવી દેવા ઇચ્છીએ છીએ આપ માતાઓને અમારી એટલી જ પ્રાર્થના છે કે હાલ તરત સમ્રાટ્‌ના પ્રતિનિધિઓને કોઈ પણ પ્રકારનો નક્કી જવાબ ન આપતા વિદાય કરો, અને અમુક દિવસો પછી આવવાનું કહો તેટલા વખતમા આપણે આપણા વિચારોની સત્યાસત્યતાનો અતિમ નિર્ણય કરી લઇશુ '

"ભાઈ સદકીસિહ તથા માનસિહ," પર્દામા બેઠેલા માતા સાહબા દેવાએ કિચિત્ ઉચ્ચ તથા ગભીર સ્વરથી કહેવા માડ્યુ 'તમો બન્નેની ગુરુભક્તિ, વીરતા તથા વિચારશીલતાનો પ્રાજલતાથી સ્વીકાર કરીને પણ અમારે કહેવુ જોઇએ કે અત્યારની તમારી મત્રણા અમોને તો કલ્યાણકારક જણાતી નથી કેવળ આપણા હઠવાદના કારણથી જ દેશ પર વિપત્તિના વાદળોને ઘેરાયલા રાખવા અને હજારો બલ્કે લાખો નિર્દોષ મનુષ્યોની અમરણ નિર્ઘૃણ હત્યાના આપણે નિમિત્તભાગી થવુ એ અમોને તો ઉચિત જણાતુ નથી ભારતવર્ષના સર્વસત્તાધીશ સમ્રાટ્ જ્યારે આપણી સાથે સન્ધિ કરવાની તત્પરતા દેખાડે છે, ત્યારે આપણે આપણી વીરતાના ગર્વથી કે દેશોદ્ધારના મિથ્યા અભિમાનથી ફૂલાઈને તેમની આપેલી શત્રુતાને વધારવા તૈયાર થઇએ છીએ એ કેટલુ બધુ શોચનીય છે! અમારી તમોને ખાસ સલાહ છે કે આ પ્રસગે તમો તમારા વ્યક્તિગત અભિપ્રાયોને તમારી પાસે જ રહેવા દ્યો અને દેશમા શાતિનુ સામ્રાજ્ય સ્થપાતુ હોય તો તેમા સહાયભૂત થાઓ દેશોદ્ધાર કિવા દેશસેવાના નામે દેશબાધવો પર દીર્ઘકાળ પર્યન્ત આપત્તિના મેઘોને વર્ષાવવામા નિમિત્તભૂત થવુ, તેના કરતાં તેમને શાતિથી સૂકો રોટલો ખાવા દેવો એ વધારે વિચારશીલતા

તથા દયાશીનતાનુ કાર્ય છે, એની કોઇથી પણ ના પાડી શકાય તેમ છે ખરૂ કે ?"

માતા સાહબા દેવાના ઉપર્યુક્ત કથનના પ્રત્યુત્તરમા ભાઈ માનસિહે જણાવ્યુ કે "શૌર્યમૂર્તિ ગોવિન્દસિહજીના વીરાગના ધર્મપત્નીના શ્રીમુખથી આ પ્રકારની વાણી સાભળવાની અમોએ સ્વપ્નમા પણ કલ્પના કરી ન હોતી આપ દેવીઓ એ તો અમોને આગળ ની પેઠે એમ જ કહેવુ જોઇએ કે સગ્રામભૂમિમા એકે એક સિખ્ખે વીરગતિને પ્રાપ્ત થવુ સારૂ છે, પરતુ શત્રુઓની આધીનતા સ્વીકારવી યોગ્ય નથી કપટમૂર્તિ સમ્રાટની કપટબાજીને ઓળખવામા આપ દેવીઓની બુદ્ધિ કેમ સહાયક નથી થતી એ જોઇને મને આશ્ચર્ય થાય છે જો સમ્રાટના આ કપટવચનોને આપ સત્ય માની લેતા હો, તો અમારે એમ જ કહેવુ જોઇએ કે પજાબભૂમિનો તથા સિખ્ખોનો અવળો દિવસ આવી ચૂક્યો છે '

' પૂજનીય માતાજી, " સમ્રાટ્ના હિન્દુ મત્રી રામદયાળે કહેવા માડ્યુ " જો આપની આજ્ઞા હોય તો ભાઇ સદકીસિહ તથા માનસિહના અભિપ્રાયના ખુલાસામા હું મારા તરફથી બે શબ્દો કહું આ ખુલાસો હુ સમ્રાટના પ્રતિનિધિ કિવા મત્રી તરીકે નહિ, કિન્તુ સ્વતત્ર વ્યક્તિ તરીકે આપવા ઇચ્છુ છુ. મારા ખુલાસાનો સત્ય તરીકે સ્વીકાર કરવો કિવા નહિ એ આપની ઇચ્છાની વાત છે, પરતુ મને એક વાર મારા અભિપ્રાયને વ્યક્ત કરી દેવાનો અવસર તો આપો. સમ્રાટ્નો મત્રી હોવા છતા હુ ગુરુનો સિખ્ખ મટી ગયો નથી."

" ભલે આપને જે કાઇ કહેવુ હોય તે ખુશીથી કહો કદાચિત્ તમારી દલીલોથી પણ ભાઇ સદકીસિહ તથા માનસિહના મનનુ સમાધાન થાય અને એઓ આપણા વિચારો સાથે મળતા થઇ જાય, તો તેમા આશ્ચર્ય જેવુ કાઈ પણ નથી ' સાહબા દેવાએ રામદયાળને બોલવાની અનુમતિ આપતા આ પ્રકારના વાક્યો ઉચ્ચાર્યો.

" માતુશ્રીનો, આ અનુગ્રહમાટે, હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ભાઇ સદકીસિંહ તથા માનસિંહના વિચારોને જાણ્યા પછી હું તેમને નમ્રતાપૂર્વક પૂછવાની રજા લઉં છું કે શ્રીમાન્ સમ્રાટ્ની શુભ નિષ્ઠાની મે વારવાર ખાત્રી આપેલી હોવા છતા શ્રીમાનના આચરણને કપટાચરણ કહેવાનો તમો બધુઓ શામાટે હઠ કરી રહ્યા છો એ મારાથી સમજી શકાતુ નથી હું ગમે-દયાળ, ગુરુના એક સાચા સિખ્ખ તરીકે ગ્રંથ સાહબના સોગદ પૂર્વક જણાવુ છુ કે આ બાબતમાં શ્રીમાન્ સમ્રાટ્ના કે અમારા હૃદયમા કોઇ પણ પ્રકારનો કપટભાવ નથી ગુરુના સિખ્ખોની તથા વીરશિરોમણિ બન્દા બહાદુરની અદ્વિતીય વીરતાના શ્રીમાન્ સમ્રાટ્ નિત્ય યશોગાન ગાય છે અને સ્પષ્ટ શબ્દોમા જણાવે છે કે પજાબના અધિકારીઓમાથી કોઇ પણ અધિકારીમા એ સામર્થ્ય નથી કે તે વીર બન્દાની તથા તેના વીર સિખ્ખોની સામ્રાજ્યવિરોધિની પ્રવૃત્તિ-ઓને અટકાવી શકે. આવી વીરજાતિ સાથે ચિરકાળ પર્યન્ત શત્રુતાને જ ખેડતા રહેવામા કાઇ પણ સાર નથી આવા જ વિચારોના પરિણામે શ્રીમાન્ સમ્રાટ્ વીર સિખ્ખો સાથે સધિ કરવાના દૃઢ નિશ્ચય પર આવ્યા છે અને તે કાર્યમાટે તેઓ શ્રીમાને અમો બન્નેને સધિસન્દેશ લઇને માતુશ્રી પાસે મોકલ્યા છે. મને તો એમ ચોક્કસ લાગે છે કે જો આપણે આ સુવર્ણ સમાન અવસરને હાથમાથી છટકી જવા દઇશુ તો ભાવિ હિન્દુ પ્રજા અવશ્ય આજના આપણા આચરણને ભયકર ભૂલ તરીકે ઓળખાવશે. "

" ભાઈ રામદયાળસિંહનો ખુલાસો એવો તો સાફ તથા રાસ્ત છે કે તેમા મારે બીજુ કાઇ ઉમેરવાનુ નથી નામવર શહનશાહે આ બધી બાબતો પાક કુરાનના સોગદથી ખરેખરી જણાવી છે એમ જાહેર કરવાનુ મને ફર્માન કરેલું છે. શહનશાહ જેવા શહન-શાહે મજહબના આવા આકરા સોગદ સાથે જે પયગામ માતુશ્રીની હુઝૂરમા પાઠવ્યો છે, તેમા દગાની શકા રાખીને તેને નામંજૂર કરવો એ કાર્ય મને તો સુધરવાની અણીપર આવેલા પંજાબના અને તેની

સાથે સર્વે સિખ્ખોના નસીબને હમેશાને માટે બગાડવા બરાબર જણાય છે" સમ્રાટ્‌ના મુસ્લિમ વઝીરે રામદયાળના કથનને અનુમોદન આપનારા વાક્યો ઉચ્ચાર્યાં.

"મન્ત્રીજી," ભાઇ સદકીસિંહે ભ્રૂકુટી ચઢાવીને અધિકારદર્શક વાણીથી યવન મન્ત્રીને ઉદ્દેશીને કહેવા માડ્યું "મજહબની આવી ખોટી દોહાઇઓ આપીને દુનિયાના પ્રપંચોથી બિલ્કુલ બિનવાકિફ ઔરતજાતને તમારા ફન્દામા ફસાવવાનું આટલેથી જ માંડી વાળો તો સારૂં છે, નહિ તો અમારે લાચારીથી તમોને અહીંથી બહાર કાઢી મૂકવા પડશે યાદ રાખજો કે અમો તમારાથી અથવા તમારા શહનશાહથી જરાય ડરતા નથી, ભને અમારી આ હકીકત તમો બાદશાહને કહી દેજો અને અમોને રાજધાનીમાથી કાઢી મૂકાવજો અથવા કેદખાનામા પૂરાવી દેજો"

"ભાઇ સદકીસિંહ, આટલા બધા ઉતાવળા તથા આકળા થઇને સમ્રાટ્‌ના ભલા મન્ત્રીઓનું અપમાન શામાટે કરી રહ્યા છો? આ સીધી અને સરળ વાતમા આટલી સીમા પર્યન્ત તપી જવાનું શુ કારણ છે વારૂ? સમ્રાટ્‌ના કથન અનુસાર વૈરાગીને પત્ર લખવાથી શુ કોઇ પ્રકારની હાનિ થવાનો સભવ છે કે જેથી તમો અમારા મન્તવ્યનો આટલો બધો વિરોધ કરી રહ્યા છો? શુ વૈરાગી, ગુરુના એક સાચા સિખ્ખ તરીકે, અમારા આદેશને શિરોધાર્ય કરવાને નૈતિક દૃષ્ટિથી બધાયલો નથી? સખ્યાવધિ શૂરવીરોના રક્તને વિના કારણ વહેવડાવ્યા વિના જ જો આપણી ધારણા પાર પડી જતી હોય, તો દેશમાથવોપર શાહી સૈન્યની સતત આક્રમણરૂપિણી તલ્વારને લટકતી રાખવામા શો લાભ છે વારુ? કદાચિત્‌ તમો બન્નેનો અભિપ્રાય આ વિષયમા અમારા અભિપ્રાય સાથે મળતો ન આવતો હોય, તો પણ તેથી અત્યારે સમ્રાટ્‌ના પ્રતિનિધિઓનું વિના કારણ અપમાન તમારે શામાટે કરવુ જોઇએ? સામ્રાજ્ય સાથેના આપણા વિરોધ કિવા વિગ્રહનુ અતિમ ધ્યેય શુ છે? આપણા દેશ પરનો ગુમાવેલો અધિકાર આપણને પાછો મળે, સામ્રાજ્યમાં આપણી

જાતિના યોગ્ય પુરુષોને તેમની યોગ્યતાના પ્રમાણમાં સન્માન મળે. અને આપણે સ્વતંત્ર નાગરિકો તરીકે આપણા ધર્મપાલન સહિત શાંતિપૂર્વક જીવન વ્યતીત કરીએ એ જ આપણું ધ્યેય છે કે બીજું? એ ધ્યેય જો શ્રીમાન્ સમ્રાટ્ સાથે સંધિ કરવાથી એક પણ મનુષ્યના રક્તપાત વિના અનાયાસ સિદ્ધ થતું હોય; તો વિરોધ, વિગ્રહ, યુદ્ધ અને આક્રમણ આદિ ભિન્ન ભિન્ન શબ્દોથી સૂચિત થતી ભયંકર ભાવનાને આદર્શ તરીકે સ્વીકારી લેવાથી કાંઈ વધારે સારો લાભ થવાનો છે? માત્ર આ સર્વ પ્રશ્નોના શાંતિપૂર્વક જવાબ આપો અને ત્યાર પછી તમારે જે કાંઈ કહેવું હોય તે શાંત ભાવથી કહો. આવી રીતે મન પરના અધિકારને ગુમાવી દઇને વાત કરવી એ તમારા જેવા શૂરવીરોને શોભતું નથી." સાહબ્યાં દેવાંએ ઉપરા ઉપરી પ્રશ્નો પૂછ્યા.

એના જવાબમાં સદકાસિંહે કાંઇ પણ બોલવાનું ઉચિત ધાર્યું નહિ. પરંતુ માનસિંહથી વધારે વાર મૌનને ધારણ કરીને બેસી રહેવાયું નહિ. તેણે સદકાસિંહને સંબોધીને કહ્યું કે "ભાઇ સદકાસિંહ, માતુશ્રી સાહબ્યાં દેવાંના આ ઉદ્ગારોથી સ્પષ્ટ જાણી શકાય છે કે દેશના દુર્ભાગ્યનો દિવસ નિકટમાં આવી પહોંચ્યો છે. માતાઓની સેવામાં રહીને જીવનને વીતાડી દેવાનો આપણો અભિલાષ અપૂર્ણ રહી જવાનો યોગ નિર્માયલો હોય એમ અત્યારના પ્રયોગોથી સ્પષ્ટ અનુમાની શકાય છે. માટે તમોને એ જ પ્રાર્થના છે કે હવે તમો માતુશ્રીનો વિરોધ કરશો નહિ. એમને જેમ યોગ્ય લાગે તેમ કરવા દ્યો. આપણને એમની પ્રવૃત્તિ નહિ રુચે, તો આપણે અન્ય માર્ગનું અવલમ્બન કરીશું. પૂજ્ય ગુરુદેવ સાથેના આપણા પવિત્ર સંબંધનું સ્મરણ કરીને આપણે ગુરુપત્નીઓના વિચારખંડનમાટે અવિવેકયુક્ત વાણી ઉચ્ચારતાં અટકવું જોઇએ."

"તમારા ઉપદેશને હું માથે ચઢાવું છું, પૂજ્ય માતાઓની અવજ્ઞા કરવાનો મારો લેશમાત્ર પણ હેતુ નથી. હું તો માત્ર ભેદનીતિના આ ભયંકર કપટજાળને ભેદવાના આશયથી જ આટલો વિવાદ કરી રહ્યો છું. પરંતુ તમોએ હમણાં કહ્યું છે તેમ દેશના દુર્ભાગ્યની વેળા નિકટમાં

આવેશી હોવાથી મારો આ પ્રયત્ન કદાપિ ફળીભૂત થવાનો નથી માત્ર એટલું જ નહિ કિન્તુ મારા એ શુભનિષ્ઠાયુક્ત પ્રયત્નનું વિપરીત પરિણામ થવાનો જ સંભવ રહે છે તેથી હવે હું તમારા ઉપદેશને સ્વીકારીને મૌનનું અવલમ્બન કરૂં છું " સદકીસિંહે માનસિંહના ઉપદેશને સ્વીકારીને મુનિવ્રતને ધારણ કરી લીધું

"પૂજ્ય માતા!" રામદયાળે ગુરુપત્નીને સંબોધીને કહેવા માંડ્યું 'ભાઇ સદકીસિંહ તથા માનસિંહના આ ઉદ્ગારોથી સ્પષ્ટ સમજી શકાય છે કે શ્રીમાન્ સમ્રાટના સદ્‌ભાવપૂર્ણ પ્રસ્તાવનો સ્વીકાર કરવામાં એ ભાઇઓ સિખ્ખોનું અકલ્યાણ જુએ છે અને તેથી એઓ યોગ્ય રીતે જ આ પ્રસ્તાવનો વિરોધ કરે છે એમાટે હું એમનો દોષ કાઢતો નથી બલ્કે એમની સ્પષ્ટવક્તૃતામાટે હું તો એમને ધન્યવાદ જ આપું છું આથી શ્રીમાન્ સમ્રાટ્ એમનાપર નારાજ થશે અને એમને રાજધાનીમાંથી નિર્વાસિત કરશે અથવા તો આજન્મ કારાગૃહમાં પૂરી રાખશે, ઇત્યાદિ જે મનકલ્પિત શંકાઓ એમણે દર્શાવી છે તે કદાપિ સિદ્ધ થવાની નથી હવે સમ્રાટ્‌ના વિચારોમાં એટલું બધું પરિવર્તન થયું છે કે તેઓ શ્રીમાન્ આવું અનુચિત પગલું કદાપિ નથી જ ભરવાના એની હું ખાત્રી આપું છું શ્રીમાન્ સમ્રાટ્ અનેક વાર કહી ચૂક્યા છે કે તેઓ શ્રીમાન્ તેમના ઔરંગઝેબ આદિક પૂર્વજોએ ગુરુવર્ય ગોવિન્દસિંહજી સાથે કરેલી ભૂલનું, વૈરાગીની વીરતાનું ઉચિત સન્માન કરીને, પ્રાયશ્ચિત્ત કરવા ધારે છે "

"બન્દા બહાદુર તો હજી પંજાબમાં બેઠા છે પરંતુ ભાઇ માનસિંહ તથા સદકીસિંહ અમારી સાથે નામવર શહનશાહની હુજૂરમાં આવવાની થોડીક તકલીફ લે, તો આજે જ એમને અમારી સચ્ચાઇની ખાત્રી થઈ જાય કારણ કે હવેથી જે કોઇ લાયક સિખ્ખ મળી આવશે તેને તેની લિયાકત મુજબ ફોજી, દીવાની અથવા બીજા મહકમાઓમાં ઓહદો આપવાનો પોતાનો ખુલ્લો ઇરાદો નામવર શહનશાહ જાહેર કરી ચૂક્યા છે આટલું છતાં પણ જો મનની શંકા ન જ નીકળતી હોય, તો અમારો કોઇ પણ ઉપાય નથી કારણ કે,

દુનિયામા કહેવત છે કે 'વહેમનું ઓસડ હોતુ જ નથી' હજી પણ હું મારા ઈમાનના સોગદ સાથે જણાવુ છુ કે આ બાબતમા કોઇ પણ જાતનો વહેમ રાખવાની જરૂર નથી આ તો માત્ર નામદાર શહનશાહના ફર્માવના પ્રમાણે બન્દા બહાદુરને આપની તર્ફનો પય ગામ મોકલાવવાની જરૂર છે તે પણ માનશે કે નહિ એ તો હજી વિચારવાનુ જ રહે છે જ્યારે ભાઇ માનસિહ તથા સદ્દાસિહના વિચારો જ મળતા થતા નથી ત્યારે બન્દા બહાદુર માતુશ્રીની નસી હતને તરત જ કુબુલ કરી લેશે એની શી ખાત્રી રાખી શકાય વારૂ' મુનિમ મત્રીએ બાદશાહની મિથ્યા પ્રશંસાના પૂલો બાધી દીધા અને 'જિસમ ખાના ઉસકા ગાના વાળી કહેવતને સત્ય સિદ્ધ કરી દેખાડી.

થોડીક વાર સુધી ગુરુપત્નીઓ પુન પોતપોતામા પરામર્શ કરવા લાગી સદ્દાસિહ તથા માનસિહ મૌન ધારણ કરીને ઉદાસીન ભાવે બેસી રહ્યા સમ્રાટ્ના મત્રીઓ પણ એક બીજાના કાનમા કઇક ગુપ્ત વાર્તાલાપ કરવા લાગ્યા થોડી વાર પુન શાતિ પ્રસરી રહી. છેવટે ગુરુપત્ની માતાસુદરીએ કહ્યું કે ભાઇ રામદયાળસિહ તમોને અમો ભાઈ સદ્દાસિહ તથા માનસિહ જેવા ગુરના સિખ્ખ જ ગાનીએ છીએ અને તેથી તમારી સાથે સીધી વાતચીત કરવાનું કોઇ પણ પ્રકારે અનુચિત નથી માનતા બહેન સાહબ્રા દેવાએ રૂ આતમા જ તમોને જે જવાબ દીધો છે તેમા મારી પણ સમતિ છે સમ્રાટ્ની ઇચ્છાનુસાર અમો અવશ્ય આવતી કાલે જ વૈરાગીને સમ્રાટ્ સાથે સધિ કરવાનો અને દેશબાધવાને રક્તપાતમાથી બચાવવાનો આગ્રહભરો સદેશો પાઠવી દઇશુ જો એ સદેશપત્ર ભાઈ માનસિહ તથા સદ્દાસિહ પોતાની સમતિ સહિત લખી આપે તો ઠીક છે નહિ તો અમો પોતે જ લખીને મોકલાવી આપીશુ અમોને તો ખાત્રી છે કે ગુરુના ખાસ શિષ્ય તથા પ્રતિનિધિ તરીકે તે અમારા ઉપદેશનો અનાદર કરશે નહિ કદાચિત્ તે પોતાની વીરતાના અભિમાનથી પ્રેરાઇને અમારા આદેશનો અનાદર કરશે તો તેના લશ્કરમા જે જે ગુરુના સાચા સિખ્ખો હશે તેઓ અવશ્ય તેનો સાથ છોડી

દેરો એમ થશે તો પણ થોડા વખત પછી તેની આંખ ઉઘડતાં તે પોતાની મેળે ઠેકાણે આવી જશે. માટે અમારીવતી શ્રીમાન્ મમ્રાટ્‌ને આશીર્વાદ સહિત નિવેદન કરજો કે આપનો શુભનિશ્ચયુક્ત મદેશ મળ્યો છે અને ગુરુપત્નીઓએ તેના શુદ્ધ આશયનો સ્વીકાર કર્યો છે. વૈરાગી તરફથી જે કાંઈ જવાબ આવશે તે યોગ્ય સમયે શ્રીમાનને પહોચાડવામા આવશે. અમારી તરફથી સમ્રાટ્‌ને કેવળ એટલી જ પ્રાર્થના કરજો કે ગુરુપત્નીઓ તથા ગુરુના સિખ્ખોપ્રતિ આપ શ્રીમાને જે સદ્‌ભાવના દેખાડી છે, તેને ભવિષ્યમા અવિચળ રાખજો કે જેથી અમો અબળાઓને અમારી આ સ્વતંત્ર પ્રવૃત્તિમાટે પશ્ચાત્તાપનો અવસર પ્રાપ્ત ન થાય, અર્થાત્ મમ્રાટ્‌ના હસ્તથી વચનભંગ તથા વિશ્વાસઘાતનું પાપ ન થવુ જોઇએ "

"આપ માતાઓને આ સમયોચિત આચરણમાટે અમો શ્રીમાન્ સમ્રાટ્ તરફથી ધન્યવાદ આપીએ છીએ. સમ્રાટ્ સાથેનો સિખ્ખોનો સંબંધ દિનપ્રતિદિન અકાલ પુરુષની કૃપાથી મધુરતર થતો રહે એવી સદિચ્છા સહિત અમો હવે અહીંથી જવાની આજ્ઞા ઇચ્છીએ છીએ." રામદયાળસિંહે કહ્યુ, અને ત્યાર પછી ઉભય મંત્રીઓ ત્યાથી પ્રયાણ કરી ગયા

## પ્રકરણ ૧૯ મું
## દેશનુ દુર્ભાગ્ય અથવા 'સ્ત્રીબુદ્ધિ પ્રલયાવહા'

"In all the woes that curse our race
There is a lady in the case."
Sir W. S. Gilbert, *Fallen Fairies.*

आत्मबुद्धि सुखायैव गुरुबुद्धि विशेषत ।
परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिः प्रलयान्तिका"॥
सुभाषितम्

ઇસ્વી મન્ ૧૭૧૭ કિંવા વિક્રમ સંવત્ ૧૭૭૩ ના આષાઢની શુક્લાનવમીનો આનન્દદાયક દિવસ વર્તમાન હતો. ભારતવર્ષમા

સ્વાભાવિક રીતે જ વર્ષાઋતુનો સમય રમણીય જણાય છે પરંતુ અમો કાંઇ માત્ર વર્ષાકાળના કારણથી જ ઉક્ત દિવસને રમણીય કિંવા આનંદદાયક કહેતા નથી. ગુરુદાસપુર દુર્ગમાં સપરિવાર નિવાસ કરી રહેલા વીર વૈરાગીના અર્ભક પુત્ર વીરેન્દ્રસિંહનો એ દિવસે જન્મ દિવસ હોવાથી અર્થાત્ તે પોતાના આયુષ્યના ચાર વર્ષ પૂર્ણ કરી પંચમ વર્ષમાં પ્રવેશ કરતો હોવાથી વૈરાગીએ અત્યંત સમારોહ સહિત તેના જન્મોત્સવ કિંવા તેની જન્મજયંતીને ઉજવવાનો આરંભ કર્યો હતો. દુર્ગમાં જ્યાં જૂઓ ત્યાં આનંદ, ઉત્સવ, હાસ્ય, ઉલ્લાસ અને આમોદ તથા પ્રમોદના જ ચિહ્નો દૃષ્ટિગોચર થઇ રહ્યાં હતાં. બાળક વીરેન્દ્રસિંહ ભવિષ્યમાં 'યથા નામા તથા ગુણા' નીવડવાનો હોય તેવાં પ્રકારનાં લક્ષણો તેનામાં અત્યારથીજ દૃષ્ટિગોચર થઇ રહ્યાં હતાં. અત્યારથી જ તે ધનુષ્યબાણ લઇને પોતાના સમાનવયસ્ક બાળમિત્રો સાથે વીરોચિત ક્રીડાઓ કરી રહ્યો હતો તથા અશ્વારોહણ કરવાની પણ તીવ્ર ઉત્કંઠા દેખાડી રહ્યો હતો. તેના એવા ક્રીડાશીલ, સદા પ્રસન્ન તથા જિજ્ઞાસુ સ્વભાવના કારણથી તે આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોના આનંદનો હેતુ થઇ પડ્યો હતો. તેની આવી તીવ્ર બુદ્ધિને જોઇને વૈરાગીએ આજના માંગલિક દિવસે તેનો વિદ્યારંભસંસ્કાર કરાવવાનો પણ પ્રથમથી જ નિશ્ચય કરી રાખ્યો હતો, અને એ કાર્યમાટે તેણે લાહોરથી એક વેદવેત્તા બ્રાહ્મણ પંડિતને ચાર દિવસ પૂર્વે જ ગુરુદાસપુરમાં બોલાવી લીધો હતો. યદ્યપિ આ સંસ્કારવિધિ વૈરાગીના મહાલયના આભ્યન્તર ભાગમાં જ થવાનો હતો અર્થાત્ એ કાર્ય સાર્વજનિક પ્રસંગ ન હોતો તથાપિ વૈરાગીએ ગુરુદાસપુર દુર્ગમાં નિવાસ કરી રહેલા પોતાના સર્વ ઇષ્ટ મિત્રો, ખાલસા સૈન્યના અધિકારીઓ તથા અન્ય પ્રતિષ્ઠિત સિક્ખો તેમ જ હિન્દુઓને તેમના બાળગોપાળ તથા પરિવાર સહિત નિમંત્રેલા હોવાથી વીરાંગના વીરમતીનો અંતઃપુરવિભાગ સિક્ખ સુંદરીઓ તથા બાળકોથી અને બાહ્ય વિભાગ પુરુષ વર્ગથી સંપૂર્ણ ભરાઇ ગયો હતો. આજે વીરમતીના આનંદનો પરમાવધિ થઇ ગયો

હતો તેણે આજે બહુમૂલ્ય વસ્ત્રાનકારો ધારણ કર્યા હતા તેનો સ્વાભાવિક રીતે જ પરમોજ્જ્વલ સૌન્દર્યદીપ આજે એવો તો ઝગમગાટ કરી રહ્યો હતો કે તે જોનારના નેત્રોને આજી નાખતો હતો. તેનુ સૌન્દર્ય મદિરા સમાન ઉદ્દીપક કિંવા અગ્નિજ્વાળા સમાન દાહક ન હોતુ, કિન્તુ ચન્દ્રમાતુલ્ય શીતલ તથા સુધા તુલ્ય મધુર હતુ તેના એ વીરત્વમંડિત અને વીનયુક્ત અલૌકિક સૌન્દર્યરાશિને જોઇને જોનારના મનમા એવી જ કલ્પનાનો ઉદ્ભવ થતો હતો કે, વીરભૂમિ મેવાડની વીરનારી પદ્મિની વીરમતી તરીકે પંજાબના તાત્કાલિક નારીસમાજને ભવ્ય ભારતની આદર્શ અર્ધાગી કિંવા વીર જાયાના આદર્શનુ શિક્ષણ આપવામાટે અવતરી હતી. પોતાના એકાકી પુત્રનો જન્મમહોત્સવ તથા તે સાથે તેનો વિદ્યારંભસંસ્કાર હોવાથી આજે તે દેવી માધુરી, ધર્મજ્યોતિ તથા અન્યાન્ય સિખ્ખ સુન્દરીઓની સાથે મળીને મંગલ ગીતો ગાઇ રહી હતી બાહ્ય ભાગમા જ્યા વૈરાગી પોતાના સિખ્ખ સર્દારો સાથે બેસીને આનન્દવર્ધક વાર્તાલાપ કરી રહ્યો હતો, ત્યા કેટલાક વેદપાઠી બ્રાહ્મણો વેદ મંત્રો દ્વારા સ્તુતિવચનો કિંવા આશીર્વચનો ઉચ્ચારી રહ્યા હતા અને દુર્ગના પ્રવેશદ્વારમા તથા દુર્ગના સિંહદ્વારમા નોમતો તથા વિવિધ પ્રકારના મંગલ વાદ્યો વાગી રહ્યા હતા એ સર્વના પરિણામે સમસ્ત દુર્ગે આનન્દના દિવ્ય ધામના સ્વરૂપને ધારણ કરી લીધુ હતુ

" શ્રીમાન્‌નો જય હો ! બહાર એક અશ્વારોહી દૂત આવ્યો છે અને તે શ્રીમાન્‌ને મળવા માગે છે તેના કથનથી જણાય છે કે તે દિલ્હીથી માતુશ્રી સાહબદિવા પાસેથી આવ્યો છે અને શ્રીમાન્‌ને દેવાનો કાઇ અગત્યનો સંદેશ તથા પત્રિકા લાવ્યો છે આજ્ઞા હોય તો દુર્ગમા પ્રવેશ કરાવુ" દુર્ગના દ્વારપાળે અચાનક આવીને વૈરાગીને પ્રણામ કર્યા પછી આ પ્રકારના વાક્યો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તે પ્રત્યુત્તરની પ્રતીક્ષા કરતો ઊભો રહ્યો

" તેના અશ્વને અશ્વશાળામા મોકલાવીને તેને આદર સહિત અંદર લઇ આવ." વૈરાગીએ દ્વારપાળને જવાબ દીધો અને દ્વારપાળ

પુન પ્રણામ કરીને આગન્તુક દૂતને ત્યા લઇ આવવામાટે ત્યાથી વિદાય થઇ ગયો. તેના જવા પછી વૈરાગીએ ત્યાં બેઠેલા સરદારોને ઉદ્દેશીને કહ્યુ કે: "પૂજ્ય માતુશ્રીએ કુમાર વીરેન્દ્રસિંહના જન્મોત્સવ-પ્રસંગનો મગન આશીર્વાદ પાઠવ્યો હશે ગુરુપત્નીના હૃદયમા વૈરાગીનુ વિસ્મરણ થયુ નથી, એ જોઇને હુ પોતાને પરમભાગ્યશાળી માનુ છુ."

થોડીક વારમા દ્વારપાળ દૂતને લઇને પુન: અંદર આવ્યો અને વૈરાગીને પુન પ્રણામ કરીને પોતાના સ્થાન પ્રતિ ચાલ્યો ગયો નેત્ર-સંકેત વડે દૂતને બેસવાનુ કહીને વૈરાગીએ તેનું સ્વાગત કરતાં જણાવ્યું કે "આવો દૂત, શા સમાચાર લાવ્યા છો? દિલ્હીમા પૂજનીય માતાઓની પ્રકૃતિ તો સારી છે ને? કહો, માતાઓએ પોતાના આ આજ્ઞાધારક દીન પુત્રને શી આજ્ઞા કરી છે?"

વૈરાગીના આ પ્રશ્નોના ઉત્તરમા, દૂત પોતાના સ્થાન પર ઉભો થઇને તથા વૈરાગીની દિશામાં થોડોક આગળ વધીને, કહેવા લાગ્યો કે: "પૂજ્ય માતાઓની પ્રકૃતિ અકાલ પુરુષની કૃપાથી સારી છે. તેમણે આપ શ્રીમાનને તથા શ્રીમાનના પરિવારને પોતા તરફથી આશીર્વાદ કહેવડાવ્યા છે વિશેષ સમાચારમા તેમણે પત્રિકા આપી છે જે હુ શ્રીમાનના ચરણો સમક્ષ ધરૂ છુ એનો ખુલાસો શ્રીમાન્ સ્વહસ્તાક્ષરોથી સત્વર લખી આપે તો સારૂ એવી તેમની ઇચ્છા છે." આમ કહીને તેણે પોતાના હાથમાની પત્રિકા વૈરાગીનાં ચરણો સમક્ષ રાખી દીધી.

કાચા સુતરના કેટલાય તારો વડે વીંટાયલી એ પત્રિકાના આવરણને દૂર કરીને વૈરાગીએ પોતાના મનમા જ તેને વાચવાનો આરંભ કરી દીધો. જેમ જેમ તે તેના વાચનમા આગળ વધવા લાગ્યો તેમ તેમ તેમા લિપિબદ્ધ કરાયલા વિચારોના પરિણામે તેના મુખમંડળના ભાવોમા પરિવર્તન થવા લાગ્યુ પત્રિકાના વાચન પ્રસંગે ઘડીમા હાસ્ય અને ઘડીમાં રોષ, ઘડીમાં આશા અને ઘડીમાં નિરાશા, ઘડીમાં દયા અને ઘડીમાં ઘૃણા ઇત્યાદિ ભિન્ન ભિન્ન મનોભાવોની સ્પષ્ટ રેખાઓ તેના મુખમંડળમા જોઇ શકાતી હતી.

"દૂત," વૈરાગીએ પત્રિકાનું વાચન કરી લીધા પછી દૂતને

સંબોધીને ગભીર વાણીથી કહેવા માડયુ " હાલ તત્કાળ તમો સ્નાન તથા ભોજન આદિક આવશ્યક કાર્ય કરી લ્યો અને ત્યાર પછી અતિથિશાળામા જઇ થોડી વાર વિશ્રાન્તિ લ્યો. તેટલામા હુ પત્રિકાનુ પ્રત્યુત્તર લખી રાખુ છુ "

વૈરાગીની આજ્ઞાથી વીરસિહ નામક સર્દાર સાથે દિલ્લીથી આવેલો દૂત અતિથિશાળા તર્ફ ચાલ્યો ગયો એટલે વૈરાગીએ ત્યા બેસી રહેલા સર્દારો મધ્યે તત્કાળ પરામર્શ કરીને માતાઓની આજ્ઞાપત્રિકાના પ્રત્યુત્તરમા નીચેના આશયનુ પત્ર લખીને તૈયાર કરી લીધુ —

" પૂજનીયા દેશમાતાઓની પવિત્ર સેવામા પુત્રતુલ્ય વૈરાગીના દંડવત્ પ્રણામ. આપની આજ્ઞાપત્રિકા મળી મારા તુચ્છ શરીરની તથા યત્કિચિત્ સેવાકાર્યની આપ દેવીઓએ જે પ્રશસા કરી છે તેને યોગ્ય જો કે હુ તો હજી સૂધી મને પોતાને માનતો નથી છતા કદાચિત્ આપ દેવીઓને એવુ લાગતુ હોય તો જે પ્રસગની મને આજ્ઞા પાઠવી છે તેથી મને બહુ જ માઠુ લાગ્યુ છે. હુ સત્ય કહુ છુ કે આપ કપટમૂર્તિ યવનોના કપટજાળમા ફસાયા છો. મે તો મારા ગુરુની આજ્ઞાનું પાલન કરી દેખાડયુ છે અને જ્યા સૂધી મારા હૃદયમા ગુરુપુત્રોની સ્મૃતિ રહેશે, ત્યા સૂધી તો હુ એ અત્યાચારીઓ સાથે સધિ કરવાની કલ્પનામાત્ર પણ કરીશ નહિ મારી તરવાર તથા મારાં ધનુષ્યબાણની સહાયતાથી મેં તો ગુરુના સ્વાતત્ર્યધ્વજને અત્યાર સૂધી ઊડતો રાખ્યો છે એ જ શક્તિ વડે હુ એક દિવસ લાહોર તથા દિલ્લી પણ સર કરીશ મે જાગીરના કે પત્નીના લોભથી આ ભયકર સાહસ ખેડયુ નથી ટુકામા એ જ કે આપ દેવીઓની વિઘાતક આજ્ઞાના અસ્વીકારને હુ મારો ધર્મ સમજુ છુ હું અત્યાચારી વિધર્મીઓનો શત્રુ છુ અને અત પર્યત શત્રુ જ રહીશ.'

દિલ્લીથી આવેલો દૂત ઉપર્યુક્ત ઉત્તર લઇને બીજા દિવસના ઉષ કાળમા જ ત્યાંથી પ્રસ્થાન કરી ગયો

* * * *

વૈરાગીના ઉત્તરને વાંચીને માતાઓએ પોતાનુ અપમાન થયેલુ માની લીધુ અધૂરામા પૂરૂ તેમના દુખાયલા હૃદયોને વધારે દુખિત બનાવવા અર્થાત્ બળતા અગ્નિમા ઘૃતની આહુતિ આપવામાટે સ્પષ્ટમૂર્તિ સમ્રાટના કપટકલાપ્રવીણ મન્ત્રીઓ તૈયાર જ હતા વૈરાગી તર્ફથી મળેલા પ્રત્યુત્તરના મારને જાણી લીધા પછી બાદશાહે માતાઓને વિશેષ અને વિશેષ સન્માન આપવા માડયુ પોતાના કુટિલ હેતુની હિન્દુ અધિકારીઓને છેલ્લી ઘટિકા પર્યન્ત કલ્પના ન આવે એટલામાટે તે ઘણે ભાગે તેમને જ ગુરુપત્નીઓ પાસે વારવાર મોકલવા તથા તેમની ખબર પૂછાવવા લાગ્યો પરતુ પ્રત્યેક કાર્યના સબધમા પ્રથમ તો તે પોતાના મુસલમાન અધિકારીઓની સાથે જ પરામર્શ કરતો હતો તેમની સાથે પરામર્શ કરીને અમુક પ્રકારના નિશ્ચય પર આવી ગયા પછી જ પોતાના હિન્દુ અધિકારીઓને તે બાબત જણાવતો હતો અને તે પણ તેના યથાર્થ સ્વરૂપમા તો નહિ જ પોતાના અતરની એવી વાતો તેમના અયથાર્થ સ્વરૂપમા પણ હિન્દુ અધિકારીઓને જણાવવાનુ કારણ કેવળ એટલુ હતું કે ગુરુપત્નીઓને હાથમા રાખવામાટે તથા તેમને હથિયાર બનાવીને વૈરાગીના સૈન્યમા ફૂટ (કુસુપ) પડાવવામાટે તેમને હાથમા લીધા વિના તેની ધારણા પાર પડે તેમ ન હોતુ પરતુ નિષ્કપટ હૃદયના હિન્દુ અધિકારીઓ સમ્રાટ્‌ના મલિન મનોભાવને સમજી શક્તા ન હોતા

બાદશાહના નાના મોટા અધિકારીઓ ઉપરાત બીજા પણ કેટલાક લોભપિશાચને વશીભૂત થયેલા સિખ્ખો તેમ જ હિન્દુઓએ ગુરુપત્નીઓ પાસે જઇ જઇને વૈરાગીના કાર્યના સબધમા તેમના મનમા શકાનું વિષ રેડવા માડયુ ઘણા સમયથી શત્રુઓની રાજધાનીમા નિવાસ કરી રહેલી માતાઓ યદ્યપિ ગુરુ ગોવિન્દસિહની પત્નીઓ જ હતી તથાપિ અતે તો તેઓ સ્ત્રીઓ જ હતી એથી પરિસ્થિતિની પૂરેપૂરી તપાસ કર્યા વિના તથા શત્રુઓની પ્રવૃત્તિના આશયને યથાર્થ રીતે જાણ્યા વિના સમ્રાટ સાથે સધિ કરવાના સબધમા વૈરાગીને આજ્ઞાપત્રિકા મોકલવામા તેમણે એક તો ભયકર

અનર્થ કર્યો જ હતો, અને હવે વળી તેના ઉત્તરના પ્રત્યુત્તરમાં તેમણે સર્દાર વિનોદસિંહના નામે સર્વ સિખ્ખોને ઉદ્દેશીને નીચે મુજબનો બીજો અવિચારમય કિવા અનર્થકારક આદેશ પાઠવી દીધો —

"ગુરુના પરમ આશીર્વાદપાત્ર તથા વિશ્વાસપાત્ર ભાઇ વિનોદસિંહ તથા ગુરુના સર્વ સિખ્ખોને ગંગાસ્વરૂપા ગુરુપત્નીઓનો અનેક આશીર્વાદ સહિત એ જ આદેશ છે કે પોતાને ગુરુના બન્દા તરીકે ઓળખાવનાર વૈરાગીએ અમારી સંધિવિષયક આજ્ઞાનો અસ્વીકાર કિવા અનાદર કરીને અમારૂં અપમાન જ કર્યું છે ગુરુના સિખ્ખોમાં જો પોતાના પરલોકગત ગુરુ પ્રત્યે લેશમાત્ર પણ ભક્તિભાવ હોય તો તેમણે યોગ્ય પ્રસંગે વૈરાગી પાસેથી તેનો બદલો લેવો જ જોઇએ કારણ કે, અમારૂં અપમાન તે પરલોકગામી ગુરુનું પોતાનું જ અપમાન છે વળી સાંભળવા પ્રમાણે વૈરાગી ગુરુના સંપ્રદાયના નિયમોનું પાલન કરવાને બદલે પોતાના સિદ્ધાન્તો તથા પોતાની નીતિરીતિમાં વારંવાર પોતાની ઇચ્છા પ્રમાણે પરિવર્તન કરતો રહે છે અમારા સાંભળવામાં તો એટલે સુધી વાત આવી છે છે કે તેણે ગુરુની પાંચ મુખ્ય આજ્ઞાઓમાંની* ઘણી ખરી આજ્ઞાઓનો ભંગ કરી દીધો છે, માત્ર એટલું જ નહિ, પરંતુ પોતાને ગુરુના સિખ્ખ તરીકે ઓળખાવવાનું પણ બંધ કરી દીધું છે. જો આ સઘળી હકીકતો સાચી હોય અને તે સાચી જ છે એવું અમારા જાણવામાં આવ્યું છે, તો પોતાને ગુરુના સિખ્ખ તરીકે ઓળખાવનાર સમસ્ત ખાલસા સમાજને અમારો આદેશ છે કે તેમણે વૈરાગીનો સાથ છોડી દેવો."

ઉપર્યુક્ત પત્ર પંજાબમાં પહોચતાં જ ખાલસા મંડળમાં મોટો ખળભળાટ મચી ગયો. જે સિખ્ખો ધર્મ અને રાજનીતિના સિદ્ધાન્ત-ભેદથી અપરિચિત હતા, જેઓ ધર્મ કિવા સંપ્રદાય નામના નિષ્પ્રાણ દેહપિંજરને માટે પણ સજીવન રાજનૈતિક સિદ્ધાન્તોનું બલિદાન

* જુઓ 'ગુરુ ગોવિન્દસિંહ'નું 'વૈરાગીની વીરદીક્ષા' નામક પ્રકરણ ૧૭ મું, પૃષ્ઠ ૨૪૬

આપવામાટે તૈયાર હતા તેવાઓના હૃદયોમાં ઉપર્યુક્ત પત્રે વિષવૃક્ષનું બીજારોપણ કરી દીધું

* * * *

ઉપર્યુક્ત ઘટનાને કેટલાક દિવસો વીત્યા પછીની આ ઘટના છે અમૃતસરમાં વૈશાખીના મેળાનો દિવસ વૈરાગીને માટે કિંવા પંથના સમસ્ત પંજાબને માટે અત્યંત વિઘાતક કિંવા અનર્થકારક નીવડ્યો. એ મેળાના પ્રસંગે દેશના સર્વ ભાગોમાંથી સહસ્રાવધિ સિક્ખો અમૃતસરમાં એકત્ર થયા હતા વૈરાગી પણ પોતાના સરદારો સહિત રાજસ વૈભવથી ત્યાં ગયો હતો તેના મસ્તક પર રાજછત્ર ઝૂલી રહ્યું હતું અને છડીદારો ઉચ્ચ સ્વરથી તેની નેકી પોકારતા હતા વૈરાગી ત્યાં જતાંની સાથે જ ગુરુદરબારમાંના દરબારના સ્થાનમાં જઈને બેઠો હતો પરંતુ સાર્વજનિક સમૂહે તેનું જોઈએ તેવું અર્થાત્ કે આગળના જેવું સ્વાગત-સન્માન-કર્યું નહિ. એનું કારણ એ હતું કે ગુરુપત્નીઓના અનર્થકારક પત્રોએ સિક્ખોના હૃદયોમાં વૈરાગીના સબંધમાં પ્રથમથી જ સંદેહ ઉત્પન્ન કરી દીધો હતો. વૈશાખીના મેળાથી માત્ર એકાદ સપ્તાહ પૂર્વે જ ગુરુપત્નીઓ તરફથી રૂઢિપ્રિય કિંવા સંપ્રદાયપ્રિય સિક્ખોને આ પ્રકારનો સ્પષ્ટ આદેશ મળી ચૂક્યો હતો કે 'ભાઈ વિનોદસિંહ તથા ગુરુના અન્ય સિક્ખોને જણાવવાનું કે ગુરુના સાંપ્રદાયિક સિદ્ધાન્તોનો પૂરી રીતે ભંગ કરનાર વૈરાગીના સાથને છોડી દઈને તમારી ગુરુભક્તિ તથા સંપ્રદાયપ્રીતિનો પરિચય કરાવશો વૈરાગીને ગુરુભાવથી કોઈ પણ મસ્તક નમાવશો નહિ તમારા પરલોકગત ગુરુ જ તમારા સાચા ગુરુ છે અને તેમના પ્રતિનિધિ તરીકે પૂજ્ય ગ્રંથ સાહેબને માનવાની તમારા ગુરુદેવ સ્પષ્ટ આજ્ઞા કરી ગયા છે વિદ્રોહી વૈરાગીને બદલે ગ્રંથ સાહેબને જ તમારા અધીશ્વર તરીકે સ્વીકારજો અમારા આ કઠિન આદેશનું જે સિક્ખો દૃઢતાથી પાલન કરી બતાવશે, તેઓ ગુરુની દિવ્ય કૃપાના પાત્ર થશે માત્ર એટલું જ નહિ કિન્તુ અમારા આશીર્વાદથી તેમનું સર્વ પ્રકારે કલ્યાણ થશે સમ્પ્રદાયના સિદ્ધાન્તોની રક્ષા કરનારા

ગુરુના સિખ્ખોને જો વૈરાગી તરફથી કોઇ પણ પ્રકારની સતાવણી થાય, તો તે બાબતની તત્કાળ અમોને ખબર આપવી કે જેથી સમ્રાટ્ તરફથી તેમને પ્રત્યેક પ્રકારની સહાયતા અપાવવાની વ્યવસ્થા અમારાથી યથાસમય કરી શકાય." આવા પ્રકારનાં ઉપરાઉપરી પત્રોના પરિણામે એક સમુદાય વૈરાગીની વિરુદ્ધ ઊભો થયો હતો કે જે પોતાને 'તત્ખાલસા' તરીકે ઓળખાવતો હતો. વૈરાગીનો વિશ્વાસુ સર્દાર વિનોદસિંહ એ નવીન દલનો નેતા હતો, અને ભાઇ કહાનસિંહ નામક સર્દાર તેનો સહાયક તથા મુખ્ય સલાહકાર હતો. વૈરાગીને સિંહાસન પર બેઠેલો જોતાં જ વિનોદસિંહ ક્રોધમાં આવી ગયો. તેણે ભાઇ કહાનસિંહની સહાયતાથી વૈરાગીનો હાથ પકડીને તેને સિંહાસનપરથી ઉઠાડી મૂક્યો. સભામાં ભયંકર કોલાહલ વ્યાપી ગયો. અજમેરસિંહ, વીરસિંહ, સત્યપાલ તથા ફતહસિંહ આદિક અન્દાના સ્વામિનિષ્ઠ સર્દારોએ આ ઘરભેદૂઓની સામે તલ્વારો તાણી લીધી. પરંતુ વૈરાગીએ તેમને પોતાની તલ્વારોને પાછી મ્યાન કરવાની કઠિન આજ્ઞા આપી દીધી. વિનોદસિંહે ગર્જના કરીને કહ્યું કે "જેઓ પોતાને ગુરુના સિખ્ખ તરીકે ઓળખાવવામાં પોતાનું ગૌરવ માનતા હોય, તેઓ વૈરાગી પાસેથી દૂર ખસી જાય એવી ગુરુપત્નીઓની સ્પષ્ટ આજ્ઞા છે!" એ જ વેળાયે તત્ખાલસા સમૂહ એક બાજૂએ ખસી ગયો, અને વૈરાગીને પોતાનો પરમશત્રુ માનવા લાગ્યો, માત્ર એટલું જ નહિ, પણ એ સમૂહમાંના કેટલાકોએ તો વૈરાગીના સામાનને લૂટવાની પણ શરૂઆત કરી દીધી. આ પ્રસંગે વૈરાગીએ કોઇ પણ પ્રકારનો પ્રતિકાર ન કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો. વૈરાગીને આ વેળાયે એક પંજાબી કહેવત યાદ આવી 'બિલ્લી શેર પઢાયા, બિલ્લીનું ખાણુ આયા!' અર્થાત્ 'બિલાડીએ સિંહને શીખની ભણાવીને હોશિયાર કર્યો એટલે તે (સિંહ) બિલાડીને જ ખાવામાટે દોડી આવ્યો!'

તત્કાળ પ્રતિકાર ન કરવા છતાં પણ વૈરાગીએ હિંમતનો ત્યાગ કરી દીધો નહિ. આજ દિવસ સુધી તેણે સિખ્ખોના શિર પર જ રાજ્ય-

વ્યવસ્થાનો સર્વ ભાર નાખી દીધો હતો. હવે તેને અન્ય હિન્દુઓની પણ એ કાર્યમા સહાયતા લેવાની આવશ્યકતા જણાઇ. તેણે પોતાની રીતિનીતિ કિવા કાર્યપદ્ધતિમા પરિવર્તન કરી નાખ્યુ તેણે જાહેર ઢંઢેરો પીટાવી દીધો કે "હુ પજાબમા હિન્દુઓના ચક્રવર્તી રાજ્યને સ્થાપવા ઇચ્છુ છું. જેઓ પોતાને દેશપ્રેમી તરીકે ઓળખાવના હોય અને જેમને દેશ, ધર્મ તથા જાતિની પ્રતિષ્ઠા વ્હાલી હોય, તેઓ મારા ઝણ્ડા નીચે આવીને એકત્ર થઈ જાય!" આ ઢંઢેરાના પરિણામે કેટલાય હિન્દુ નવયુવકો તેના ઝણ્ડા નીચે આવીને એકત્ર થઇ ગયા. અલ્પ સમયમા જ તેણે એક નવીન સેના તૈયાર કરી લીધી. યુદ્ધધ્વનિ તરીકે અત્યાર સુધી 'વાહ ગુરુકી ફતેહ' તથા 'વાહ ગુરુકા ખાલસા' ઇત્યાદિ શબ્દો બોલાતા હતા, તેને બદલે હવેથી "જય ધર્મકી' તથા 'જય સ્વદેશકી' ઇત્યાદિ શબ્દો વડે જયઘોષણા કરવાની વૈરાગીએ પોતાના એ નવીન હિન્દુ સૈનિકોને આજ્ઞા સમજાવી દીધી

* * * *

આ તરફ વૈરાગી પોતાની નવીન તૈયારીઓ કરવા લાગ્યો ત્યારે બીજી તરફ કપટમૂર્તિ મુગલો પોતાના કપટજાળને વધારે અને વધારે પ્રસારવાના કાર્યમાં આગળ વધવા લાગ્યા તેમણે નીચેની શરતોથી તત્ખાલસા મહ્ન્દ સાથે ગુપ્ત સંધિ કરી લીધી —

તત્ખાલસાએ પાળવાની શરતોઃ (૧) તત્ખાલસાએ સલ્તનતના કોઇ પણ શહર અથવા ગામમા કોઇ દિવસ લૂટફાટ કિવા ચઢાઇ કરવી નહિ, (૨) કોઇ પણ તત્ખાલસાએ વૈરાગીને સાથ આપવો નહિ; (૩) જો કોઇ અન્ય શત્રુ લાહોર પર ચડી આવે, તો તત્ખાલસાએ લાહોરના શાહી સૂબેદારને સહાયતા આપવી.

બાદશાહે પાળવાની શરતો (૧) અમો અથવા અમારો કોઇ પણ વશવારસ સિખ્ખોની જાગીર છીનવી લેશે નહિ; (૨) કોઈ પણ સિખ્ખ અથવા હિન્દુને બળાત્કારે વટલાવીને મુસલ્માન બનાવવામાં આવશે નહિ; (૩) કોઇ પણ મુસલ્માન હિન્દુઓના દેખતાં ગૌવધ કરશે નહિ.

આ સધિથી વૈરાગી સાથેના તત્ખાલસાના વિરોધે શત્રુતાના સ્વરૂપને ધારણ કરી લીધુ. તત્ખાલસાઓ બાદશાહના કપટજાળમા ફસાઇ ગયા, દાણાની લાલચથી પક્ષીઓ વ્યાધના જાળમા સપડાઇ ગયા.

ગુરુદાસપુરમાથી જેટલા સાથીઓ મળી શક્યા તેટલાને એકત્ર કરીને વૈરાગીએ લાહોરપર આક્રમણ કર્યું, પરતુ તેમા તેનો પરાજય થયો. લાહોરના સૂબેદાર અસ્લમખા પાસે દશ હજારનું સૈન્ય હતુ. વિશેષમા તત્ખાલસા સૈનિકોની સહાયતા મળવાની તેને ખાત્રી હતી. સૂબેદારે તેમને પોતાના સૈન્યના અગ્ર ભાગમા ગોઠવી દીધા હતા. તેથી તેમને જોતા જ વૈરાગીના હૃદયને પ્રબળ આઘાત લાગો તે સ્વેચ્છાથી પરાજય સ્વીકારીને રણભૂમિમાથી પ્રયાણ કરી ગયો. આ પરાજયથી તેનો ઉત્સાહ અવશ્ય મદ પડી ગયો હતો, તથાપિ તેનામા આશાની યત્કિંચિત્ રેખા અદ્યાપિ અવશિષ્ટ રહી હતી. અમો ઉપર ઉલ્લેખ કરી ચૂક્યા છીએ તેવા પ્રકારની માનસિક યાતનાઓ તથા સર્વથા પ્રતિકૂળ પરિસ્થિતિમાથી પસાર થવા છતા પણ જે વીરનરના હૃદય-મંદિરમાં આશાનો અખંડ પ્રદીપ ઝગઝગી રહ્યો હતો, તે હિન્દુત્વ-તારક વીર વૈરાગી સમસ્ત હિન્દુજાતિના આદર તથા ભક્તિનુ પાત્ર બન્યો હોય તો તેમા આશ્ચર્ય જેવુ શુ હોય વારૂ?

અને વિક્રમ સવત્ ૧૭૭૬ કિવા ઇસ્વી સન્ ૧૭૨૦ નો ઐતિહાસિક સમય આવી પહોચ્યો બાદશાહ ફર્રુખસિયરે પોતાના સેનાપતિ અબ્દુલસમદખાને ત્રીસ હજાર સૈનિકોની પ્રબળ સેના આપીને દિલ્લીથી રવાના કર્યો, માત્ર એટલુ જ નહિ, પણ સામ્રાજ્યના અન્ય પ્રાન્તાધિકારીઓને પણ પોતપોતાની સેનાઓ સહિત શાહી સેનાપતિને સહાયતા આપવામાટે બનતી ત્વરાએ પજાબ તર્ફ કૂચ કરી જવાનાં કઠિન આજ્ઞાપત્રો પાઠવી દીધા. એ વેળાયે વૈરાગીએ પોતાનો મુકામ ગુરુદાસપુરના પ્રસિદ્ધ દુર્ગમા જ રાખ્યો હતો. એ સ્થળે તે બાદશાહના આક્રમણની પ્રતિદિન પ્રતીક્ષા કરી રહ્યો હતો. શાહી ફોજના ગુરુદાસ-પુરથી થોડાક અંતરે છાવણી નાખીને પડયાના સમાચાર તેને યથાસમય મળી ચૂક્યા હતા. એ વેળાયે બાદશાહના સેનાપતિ પાસે બધુ

મળાને પચાસ હજારનું સૈન્ય એકત્ર થયાની બાતમી પણ વીર બન્દાને મળી ચૂકી હતી.

શાહી સૈન્યની કુમક લાહોર તથા જાલંધરની સેનાએ આવી પહોંચતા સેનાપતિએ મુગલ સૈનિકોને ગુરુદાસપુરદુર્ગ*ને ઘેરી લેવાની આજ્ઞા કરી દીધી આજ્ઞા આપતાં જ મુસ્લિમ સિપાહીઓએ દુર્ગને ચારે તરફથી એવી રીતે ઘેરી લીધો કે દુર્ગમાંના લોકો માટે બહાર નીકળવાનો કિંવા બહારથી દુર્ગમાં જવાનો એક પણ રસ્તો બાકી રહ્યો નહિ. નિષ્ખે તેમ જ હિન્દુઓ મળીને દશ હજારના સૈન્યને લઇને દુર્ગમા ભરાયલો વીર વૈરાગી પોતાના સૈન્યથી શત્રુના પાંચગણા વધારે સૈન્યને જોઇને પણ ગભરાતો ન હોતો, કિન્તુ દુર્ગમાંની ખાદ્યસામગ્રી ખૂટી જવાની ચિન્તાના કારણથી જ તે વિચારમાં પડી ગયો હતો. જો શત્રુઓએ દુર્ગથી થોડે છેટે પડાવ નાખીને દુર્ગમાંથી બહાર નીકળવાનો એકાદ માર્ગ પણ ખુલ્લો રાખ્યો હોત, તો તો વૈરાગી ગમે તે પ્રકારે અને ગમે તે સ્થાનમાંથી ખાદ્ય પદાર્થોને પ્રાપ્ત કરી દુર્ગમા મગાવી રાખત. પરંતુ બહાર નીકળ્યા વિના કોઇ પણ રીતે અન્નાદિક મળી શકે તેમ ન હોતુ, તેથી એક દિવસ વૈરાગીના પાંચ સો સિપાહીઓ દુર્ગના ગુપ્ત દ્વારમાંથી બહાર નીકળ્યા, અને ખાદ્યસામગ્રી લેવામાટે દુર્ગથી કેટલાક ગાઉના અંતરે નીકળી ગયા. આ બાબતની શાહી ફોજને

* કનિંગહામ લખે છે કે ઇસ્વી સન્ ૧૭૧૨-૧૩ મા સિખ્ખોએ આ દુર્ગ બંધાવ્યો હતો કે જ્યારે ફર્રુખસિયર અને જહાંદારશાહ વચ્ચે રાજ-સિંહાસનમાટે પરસ્પર યુદ્ધ ચાલી રહ્યુ હતું ફોર્સ્ટર અને માલકમ એને લોહગઢના દુર્ગ તરીકે ઓળખાવે છે, અને આવી રીતે તેને મુખલિસપુરની સાથે મેળવી દે છે કે જેને 'સૈરઉલ્મુતાખરીન' મા 'લોહગઢ' તરીકે ઓળખાવવામા આવ્યો છે, પરંતુ એ બધી ભૂલ જ છે 'બન્દા બહાદુર' ના આ દુર્ગનુ વર્ણન કોઇ સ્થળે લેવામા આવતુ નથી. જે સ્થળે બન્દા છુપાયો હતો તથા જ્યાંથી તે પકડાયો હતો, તે, ભાઈ દુનીચંદની હવેલીનો એમ ઉલ્લેખ આવે છે એટલે જો તેને જ લોહદુર્ગ માની લઇએ તો તે એક જૂદી વાત છે. અન્યત્ર એવો પણ ઉલ્લેખ લેવામા આવે છે કે વૈરાગી કેટ મિર્ઝાજાનમા એક ખાસ દુર્ગ બંધાવીને રહ્યો હતો પરંતુ તે હજી અપ્રો

ખબર પડી જવાથી તેણે વૈરાગીના સિપાહીઓનો પીછો પકડ્યો. સિખ્ખ સૈનિકો શાહી સૈન્ય સાથે બહાદુરીથી લડ્યા, પરંતુ છેવટે તેઓ સઘળા સમરભૂમિમાં જ વીરગતિને પ્રાપ્ત થઇ ગયા. ખાદ્યસામગ્રી લેવામાટે ગયેલા એ સૈનિકોની દુર્ગમાંનાં અન્ય ક્ષુધાતુર માણસો અત્યંત આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યાં, પરતુ છેવટ સુધી જ્યારે તેઓ પાછા ન જ ફર્યા ત્યારે દુર્ગમાંના સૈનિકોએ તેમના પકડાઇ જવાની કલ્પના કરી લીધી. હવે નવીન સામગ્રી આવવાની કોઈ પણ આશા ન હોવાથી ભયંકર ભૂખમરો વેઠીને શત્રુઓ સામે આત્મરક્ષણ કરી રહેલા સિખ્ખોના ધૈર્યનો અંત આવી ગયો. તેમની અતૃપ્ત ક્ષુધા પ્રથમ કરતાં પણ વિશેષ બળવતી કિંવા વેગવતી થઇને તેમને સતાવવા લાગી. માંસાહાર જ નહિ, કિન્તુ નિષિદ્ધમાંસાહાર કરવાનો અવસર નિકટમાં આવેલો દેખાવા લાગ્યો.*

---

પણ ન હોતો ચણાયો એટલામા મુગલ સેનાએ આવીને તેને ઘેરી લીધો. આ હકીકત સત્ય હોવાનો સંભવ છે; કારણ કે, 'ઇબરતનામા' નામક પોતાના એક ઇતિહાસગ્રંથમા મુહમ્મદ કાસિમે પણ એમ જ લખ્યુ છે.

* બુદ્ધસિહના 'રિસાલયે નાનકશાહ' મા લખ્યુ છે કે જ્યારે બન્દા બહુ જ મુસીબતમા આવી ગયો, ત્યારે તે હાથમા ખડ્ગ સહિત પોતાના અનુયાયીઓને લઇ દુર્ગમાથી બહાર નીકળી આવ્યો અને લડતા લડતો કયદ પકડાયો. મુહમ્મદ કાસિમના લખવા પ્રમાણે બન્દાની સેના ૧૦,૦૦૦ હતી જેમાથી ખફીખાના અભિપ્રાય અનુસાર ૮૦૦૦ સૈનિકો ક્ષુધાપિશાચિકાના શિકાર થઇ ચૂકયા હતા. ખફીખાએ બળદોનુ માસ ખાવાની વાત પક્ષપાતના કારણથી લખી હોય એમ જણાય છે. કદાચિત્ નિષિદ્ધ માસ ખાવાની ઘટનાને સત્ય માની લેવામા આવે, તો પણ તેનો અર્થ એવો નથી થતો કે બન્દાએ પોતે કિવા તેના હિન્દુ અનુયાયીઓમાથી કોઇએ એ નિષિદ્ધ માંસનું ભક્ષણ કર્યું હશે. બન્દાની સાથે દુર્ગમા ને કડો ભંગીઓ તથા અન્ય નીચ જાતિઓના સેવકો પણ વિદ્યમાન હોવાથી તેમને ક્ષુધારાક્ષસીના ભોગ ન થવા દેવામાટે વૈરાગીએ કદાચિત્ કેટલાક બળદોને મારી

કહ્યું અને કહેતાની સાથે જ તે મૂર્ચ્છિત થઇને ધરાશાયી થઇ ગયો બાજસિંહે જોયુ તો તેનો પ્રાણપક્ષી દેહપિંજરમાંથી ઉડ્ડાણ કરી ગયો હતો એ જ વેળાયે કેટલાક ભંગિયાઓ, ભિસ્તીઓ તથા અન્ય શૂદ્રવર્ણના લોકાએ આવીને બાજસિંહને ઉદ્દેશીને કહ્યું કે "ખાવાનું આપો બાપના હવે તો ભૂખથી મરી રહ્યા છીએ ! આજે ચાર ચાર દિવસના કડાકા થયા છે તેથી હવે ટાટિયા ચાલતા નથી અને એક જગ્યાએ બેઠા પછી ત્યાંથી ઊઠાતું પણ નથી તો પછી ત્રમ કાજ કરવાની તો વાત જ ક્યા રહી ? હવે તો હદ થાય છે બાપલા, ભૂખનું દુઃખ હવે નથી સહેવાતું જો વધારે દિવસો સુધી આવું જ ચાલશે તો જીવતા કેમ રહેવાશે ? અનાજ લાવો અથવા તે જ્યાં હોય ત્યાંથી લઇ આવવાનો અમોને હુકમ કરો"

"ભાઇ બાજસિંહ," વૈરાગીએ અકસ્માત્ ત્યાં આવી ચઢીને કહેવા માડ્યું "હુ હમણા જ દુર્ગના સર્વે ભાગોમા ફરી આ યો છુ જૂદા જૂદા ભાગોમા ભૂખથી રીબાઇને મરણને શરણ થયેલા સેંકડો સૈનિકોની તથા અન્ય કામદારોની લાશો પડેલી છે તેમને જોતા જ હૃદય ચીરાઇ જાય છે હવે તો હુ પોતે પણ આ દુઃખને જોઈ શક્તો નથી મને છેવટ સુધી ખાવા નહિ મળે તો તેની ચિન્તા નથી પરતુ મારા સૈનિકો આવી રીતે અન્ન અન્ન કરતા મરી જાય એ મારાથી જોઇ શકાતું નથી આજે હું આ બાબતતો નિશ્ચય લાવ વાના નિશ્ચયપર આવ્યો છુ કા તો દુર્ગના દ્વાર ઉઘાડી મરતા મરતા પણ શત્રુઓપર આક્રમણ કરવુ અને તેમને હરાવીને તેમની પાસેના ખાદ્ય પદાર્થોને કબ્જે કરી લેવા અને નહિ તો પછી જે કઈ મળી આવે તેનાથી પેટનો ખાડો પૂરી યુદ્ધને આગળ ચલાવવુ આ બેમાંથી એક ઉપાયનુ અવલબન કર્યા વિના આપણો ઉદ્ધાર થઇ શકે તેમ નથી"

'શ્રીમાનનુ કથન અક્ષરશઃ સત્ય છે સકટના સમયમા ધર્મના નિયમોનું યથાવત્ પાલન સર્વથા કઠિન થઇ પડે છે બુદ્ધિમાન્ ધર્મશાસ્ત્રકારોએ પણ આપદ્ધર્મના નિયમોમા ઉદારતાથી કામ

લીધું છે જીવ જવાના પ્રસંગોમાં કોઇ મનુષ્ય અપેયનું પાન કિંવા અભક્ષ્યનું ભક્ષણ કરીલે તો તેથી તે કોઇ એવુ ભયાનક પાપ નથી કરતો કે જેનુ નિવારણ ન જ થાય' બાજસિંહે આપદ્ધર્મનો ઉલ્લેખ કરીને બન્દાના અભિપ્રાયને અનુમોદન આપ્યુ

" અહીંતો એવા સહસ્રાવધિ માનવોના પ્રાણરક્ષણનો પ્રશ્ન છે કે જેમના જીવનપર સમસ્ત જાતિના જીવનનો અને મ ણુપર મરણનો આધાર રહેલો છે આવા પ્રસગે માસભક્ષણ કરવામા હું કોઇ પણ પ્રકારનો બાધ લેખતો નથી બલ્કે જો મારા અંતરનો સ્પષ્ટ અભિપ્રાય પૂછો તો હુ એટલે સુધી કહેવા ઇચ્છુ છુ કે માસ ખાવાનો પ્રસગ જ આવી લાગ્યો છે તો નિર્દોષ પશુઓનો વધ કરવા કરતા પાપાત્મા શત્રુઓના માસનું ભક્ષણ તથા તેમના રુધિરનુ પાન કરીને પણ આપણા અમૂલ્ય જીવનોની રક્ષા કરવી એ અત્યારની સ્થિતિમા આપણુ પરમ કર્તવ્ય છે આ મારો અભિપ્રાય છે મારો આગ્રહ નથી જેનો અતરાત્મા સાક્ષી આપે તે આ પ્રમાણે આચરણ કરે મરણ કે, આવા પ્રસગોમા પ્રત્યેક મનુષ્યે પોતાના અત.કરણની પ્રેરણાને અનુસરીને જ વર્તવુ ઉચિત છે " વૈરાગીએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય ઉચ્ચાર્યો

* * * * *

ઉપર્યુક્ત વાર્તાલાપને ચાર માસનો કાળ વ્યતીત થઇ ગયો હતો. નિષ્ખ સૈનિકોએ નાનાવિધ ઉપાયો વડે અત્યાર સુધી તો પોતાના જીવનોની રક્ષા કરીને શત્રુઓ સામે ટકાવ કર્યો હતો તથાપિ તેમના સકટનુ નિવારણ થયુ ન હોવુ અધૂરામા પુરૂ લાહોરના સત્તાધીશોએ જાહેર કર્યું હતુ કે "જે સિખ્ખો શાહી ઝડા તળે આવીને એક્ત્ર થશે તેમને અભયદાન આપવામા આવશે." આ પ્રલોભનમા લપટાઇને કેટલાક સિખ્ખો ગુપ્તરીતે દુર્ગમાથી બહાર નીકળ્યા અને શત્રુઓએ તેમને અભયદાન આપવાને બદલે પ્રથમ કેદ કરી લીધા અને ત્યાર પછી તેમને નિર્દયતાથી રેંસી નાખ્યા! દુર્ગમા રહીને લડી રહેલા સિખ્ખોનું ક્ષુધાજન્ય દુખ દિનપ્રતિદિન

વધવા લાગ્યું. યુદ્ધમાં લડતાં લડતાં મરણને શરણ થવું સહેલું હોય છે; પરંતુ ભૂખથી રીબાઇને રીબાઇને મરી જવું અત્યંત કઠિન હોય છે. વૈરાગીએ પોતાના ક્ષુધાપીડિત સૈનિકોને એકઠા કરીને શત્રુઓ પર છેલ્લી વાર આક્રમણ કર્યું. પરંતુ વિશાળ મુગલ સૈન્ય આગળ મુઠ્ઠી ભર સિખ્ખોનું કાંઈ ચાલ્યું નહિ. તેઓ પુનઃ ક્ષુધાથી પીડાવા લાગ્યા અને સમૂહબદ્ધ થઇને વૈરાગી પાસે અન્નની યાચના કરવામાટે ગયા. તેમને આપવામાટે આશ્વાસનો વિના વૈરાગી પાસે બીજું કાંઇ પણ ન હોતું. તેણે કહ્યું: "મારા વીર સૈનિકો! યાદ રાખો કે સંસારમાં સુખ અને દુઃખ બન્ને મનુષ્યને માટે જ છે. સુખની સાથે દુઃખનો અને દુઃખની સાથે સુખનો અનિવાર્ય સંબંધ છે. દેશના ઉદ્ધારકોના જીવનમાં તેમની ધૈર્યપરીક્ષાના આવા અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે. એવા પ્રસંગોમાં જેઓ ધૈર્યથી સંકટોને સહન કરે છે તેઓ અવશ્યમેવ સુખનો અનુભવ કરી શકે છે; અને કદાચિત્ એવી જ સંકટગ્રસ્ત સ્થિતિમાં તેમનો જીવનદીપ બુઝાઇ જાય છે તો ઇતિહાસમાં તેમનાં નામ અમર થાય છે, તથા તેઓ સ્વર્ગસુખના ભોક્તા થાય છે એમાં તો લેશમાત્ર પણ સંદેહ નથી. તમો સર્વ નિત્ય પોતાનાં દુઃખોને વ્યક્ત કરતા રહો છો; પરંતુ મારી સ્થિતિની કોઇ વાર કલ્પના કરો છો ખરા કે? આજે પાંચ મહિના થયા મેં તથા મારી સ્ત્રીએ એક જ વખત ખાવાનો નિયમ લીધેલો છે. આજે હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી તમો ભૂખ્યા રહેશો ત્યાં સુધી હું પણ અન્નનો દાણો મોઢામાં મૂકીશ નહિ."

આશ્વાસનના શબ્દોથી ક્ષુધાનું નિવારણ થતું નથી. દુર્ગમાં ઘેરાયલા મનુષ્યોના સંકટમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. બધા ભૂખ્યા પેટે એક બીજાનાં નિસ્તેજ મુખમંડળોને જોવા લાગ્યા. કેટલાક લથડિયાં ખાઇને પડવા લાગ્યા; કેટલાક તડફડીને મરણને શરણ થવા લાગ્યા અને જ્યાં જૂઓ ત્યાં સૈનિકોની લાશો નજરે પડવા લાગી. આવી દયાજનક તથા અસહાય અવસ્થામાં શત્રુઓએ તેમને અત્યંત કઠિન પરીક્ષામાં ઊતારી દીધા હતા. એક વાર તેમણે સંદેશ

પાડ્યો કે "હથિયારો છોડી શરણે આવો તો તમારા જીવનની રક્ષા થશે" ભૂખથી લાચાર થયેલા ઘણા મનુષ્યો દુર્ગમાંથી બહાર નીકળી પડયા; પરંતુ તેમને શત્રુઓના વચનમાં વિશ્વાસ આવતો ન હોતો તેમનો અવિશ્વાસ નિષ્કારણ પણ ન હોતો, કારણ કે, પિશાચપ્રકૃતિ ધર્માન્ધ મુસલ્માનો હાથપિંજર થયેલા સિખ્ખોને નિર્દયતાથી કતલ કરી નાખતા હતા !

જ્યારે બીજો એક પણ ઉપાય ન રહ્યો ત્યારે લાચાર થયેલા સિખ્ખોએ દુર્ગદ્વારોને ખોલી નાખ્યા અને હાથમાં તરવારો તથા ધનુષ્યો લઇને તેઓ શત્રુ સૈનિકો પર મરણિયા થઇને તૂટી પડયા મુસલ્માનોએ પણ સરિતાના પ્રબળ પ્રવાહની પેઠે કિલ્લામાં ધસારો કરી દીધો 'જય ધર્મ, જય સ્વદેશ' તથા 'અલ્લાહો અકબર'ના જયઘોષ વડે ગગનમંડળ પ્રતિધ્વનિત થવા લાગ્યું જીવન્મૃત સમાન થયેલા સિખ્ખોએ પણ એક વાર તો હાહાકાર વર્તાવી દીધો હજારો કપાયલા મસ્તકો પગો તળે ચગદાવા લાગ્યા ! શોણિતની સરિતાઓ વહન કરવા લાગી. આકાશમાં ગૃધ્રાદિક માંસભક્ષક પક્ષીઓ ઉડવા લાગ્યાં મુગલ સૈનિકો વેગપૂર્વક દુર્ગમાં ધસી ગયા અને વૈરાગીને શોધવા લાગ્યા પોતાના શસ્ત્રાસ્ત્રોને દૂર ફેંકી દઇને વૈરાગી પોતાની સ્ત્રી તથા પોતાના પુત્ર સહિત એક ભવનની અટ્ટાલિકા પર બેઠેલો શાહી સૈનિકોના જોવામાં આવ્યો મરણોન્મુખ થઇ રહેલા સિંહની પાસે જતાં જેમ સર્વ કોઈ ડરે છે તેમ વૈરાગી પાસે જતાં મુગલ સૈનિક ડરતા હતા સેનાપતિ અબ્દુલસમદખાં કેટલાક અંતરપર પોતાના હાથમાં ગોળીથી ભરેલી બંદૂકને લઇને ઊભો હતો, પરંતુ આગળ વધવાની તેની પણ હિંમત ચાલતી ન હોતી વૈરાગીએ સૈનિકોને સંબોધીને કહ્યું કે "નિર્ભયતાથી આગળ વધીને તમારા આ નિઃશસ્ત્ર શત્રુને કેદ કરી લ્યો અને વૈરાગીને કેદ કરવાના દુર્લભ કિર્તિના અલભ્ય માનને પ્રાપ્ત કરી લ્યો. તમારો બાદશાહ તમોને મોટા ઈનામો તથા જાગીરો આપશે" આ વચનો સાંભળતાં જ મુગલ સેનાપતિએ પોતાના અન્ય સૈનિકોની સહાયતાથી વૈરાગીને ચતુર્ભુજ કરીને લોઢાની

## બન્દા બલિદાન



“હિન્દમેં ઉસકી મૌતસે હુય્ જાન આ ગઈ,
ભૌતિક શરીર ઉસકા ગો બેજાન હો ગયા.”
(પૃ. ૨૬૧ મુ

જંજીરોથી જકડી લીધો. તેની સાથે તેની સ્ત્રી વીરમતી, તેના પુત્ર વીરેન્દ્રસિંહ તથા તેની એક પરમપ્રિય માર્જારી–બિલાડી–ને પણ મુગલ સૈનિકોએ પોતાના કબ્જામાં લઇ લીધાં. મુગલ સેનાપતિએ તે બધાને તથા કયદ પકડાયલા તેના સેંકડો અનુયાયીઓને સખ્ત પહેરા હેઠળ દિલ્હી લઇ જવાની આજ્ઞા આપી દીધી. સેનાપતિના આનન્દનો આજે પરમાવધિ થઇ ગયો !

---

## પ્રકરણ ૨૦ મું*

### બન્દાબલિદાન

" સમઝે થે વહી કત્લે બિરાગીસે બેસમઝ,
મહફૂઝ, ઉસકે કત્લસે કુરઆન હો ગયા;
હર શાખ, કલમ હોકે નયા ગુલ ખિલાયગી,
ક્યા બાગે, શહાદત કભી વીરાન હો ગયા ?;
હિન્દૂમેં ઉસકી મૌતસે હયૂ જાન આ ગઇ,
બાતિક શરીર ઉસકા ગો બેજાન હો ગયા;
પંજાબ મેં તો સિર્ફ થા વહ અફસરે હિન્દૂ,
જન્નત મેં ફરિસ્તોંકા ભી સુલ્તાન હો ગયા!"

બનવારીલાલ શાદાં

અત્યારે આપણે હવે એક મહાહૃદયવિદારિણી હોવા સાથે દીર્ઘકાલિક પરતંત્રતાના આઘાતોથી કાંઇક નિરુત્સાહ તથા નિર્વીર્ય થયેલી ભારતીય હિન્દુજાતિના શિથિલ શરીરમાં નવીન ઉત્સાહ, નવીન વીરતા, તથા ધર્માર્થ આત્મસમર્પણ દ્વારા સર્વથા નવીન જીવનમર્પિકા ઘટનાના અવલોકનમાટે તે દિલ્હી નગરમાં પ્રવેશ કરવાનો છે કે જે દિલ્હી નગર મહાભારતકાલિક પાંડવો તથા

* આ 'બન્દાબલિદાન' શીર્ષક ૨૦ મું પ્રકરણ પણ ૧૨ મા પ્રકરણ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથમાલાના સંપાદક માન્યવર ઠક્કુર નારાયણ વિસનજીનું લખેલું છે. ભીમાશંકર શર્મા

કૌરવોના મહાવિનાશક બંધુવિગ્રહથી આરંભીને આજની ઘટિકા પર્યન્ત ભારતવર્ષના ભર્તા, હર્તા તથા ભાગ્યવિધાતાઓના સ્થિર આસન તરીકે ઇતિહાસપ્રસિદ્ધ છે, જેના નામોના ઇન્દ્રપ્રસ્થ, હસ્તિનાપુર તથા દિલ્લી ( દેહલી ) આદિક અનેક પરિવર્તનો થવા છતા જેનો રક્તપાતક ભયાનક ગુણ અદ્યાપિ અખંડતા તથા અપરિવર્તનશીલતાને જ ધારણ કરી રહ્યો છે,* ભિન્ન ભિન્ન કાળના ભિન્ન ભિન્ન દેશી તથા વિદેશી કિંવા હિન્દુ તથા વિધર્મી રાજ્યભર્તાઓના ઉત્કર્ષ તથા અપકર્ષ, ઉત્થાન તથા પતન અને સામ્રાજ્યક્રાન્તિઓના અસખ્ય મનોહર તથા ભીષણ દૃશ્યોને જે દિલ્લી નગર પોતાના વિસ્ફારિત નયનોથી જોઈ ચૂક્યુ છે, અત્યત પ્રાચીન કાળથી જેના ઉત્કર્ષ તથા અપકર્ષ, જેના ઉત્થાન તથા પતન, જેના સુખ તથા દુઃખ અને જેના આનદ તથા શોક સાથે બહુધા સમસ્ત વિશાળ ભારતવર્ષના ઉત્કર્ષ તથા અપકર્ષ, ઉત્થાન તથા પતન, સુખ તથા દુ ખ અને આનદ તથા શોકનો ઘનિષ્ટ સબધ રહેતો આવ્યો છે અને જે દિલ્લીએ બ્રિટિશ શાસનમળમા પોતાના છીનવાઇ ગયેલા રાજ્યધાનીપદને ઈ સ ૧૯૧૧ મા વર્તમાન ભારતસમ્રાટ્ શ્રીમાન્ પચમ જ્યૉર્જ મહારાજના ભારતવર્ષમા થયેલા આગમનના સમયમા પુનરપિ પ્રાપ્ત કરી લઇને પોતાની અત્યત પ્રાચીનમલિક કિંબહુના ઇતિહાસપૂર્વકાલિન મહત્તાને અત્યારની ઘટિકા પર્યન્ત અબાધ્ય તથા અક્ષર રાખી બતાવી છે જે દિ લીમા ઘટેલી રમણીય તથા ભયકર ઘટનાઓનું કેવળ દિગ્દર્શન કરાવવામા આવે તોય આ ગ્રથ જેવડા ચાર ગ્રથો લખાઇ જાય એટલે અત્યારે તો દિલ્લી નગરના આટલા

---

* આ વિધાનથી કોઇએ આશ્ચર્યચકિત એટલામાટે નથી થવાનુ કે અત્યારના શાંતિરક્ષક પ્રતાપી બ્રિટિશ શાસનના સમયમા દિલ્લીની રણભૂમિમા સ ગ્રામજન્ય રક્તપાતો નથી થતા, છતા પ્રતિવર્ષ એકાદ વાર દિલ્હીની રક્તપિપાસુ ભૂમિ હિન્દુમુસ્લિમ વિગ્રહના યોગે હિન્દુ તથા મુસલ્માન ઉભયના રક્તનું પાન તો અવશ્ય કરતી જ રહે છે અને ભવિષ્યમા પણ કદાચિત્ કરતી જ રહેશે

યત્કિંચિત્ પરિચયને જ પર્યાપ્ત માની લઇને સંતુષ્ટ થવાની અમો અમારાં પાઠકો તથા પાઠિકાઓને નમ્ર પ્રાર્થના કરીએ છીએ. છતાં પણ અત્યારે આપણે જે ભીષણ દશ્યનું અવલોકન કરવાનાં છીએ, તે દશ્યની અનન્ય ભીષણતાને દર્શાવવામાટે એટલા ઉદ્ગારો તો અમારે કાઢવા જ પડે છે કે આ ઘટનાથી પૂર્વે દિલ્હીમાં તૈમૂર, નાદિર તથા અબ્દાઅલીનાં આક્રમણોના સમયમાં જે પૈશાચિક નરહત્યાકાંડ અને ચિરસ્મરણીય કત્લેઆમનાં મહાભીષણ દશ્યો દિલ્હીનિવાસિની જનતાના જોવામાં આવ્યાં હતાં તે સર્વ ભીષણ દશ્યો આજના ભીષણ દશ્ય સાથે સરખાવતાં સૌમ્ય હતાં; આજના ભીષણ દશ્ય સમાન અન્ય કોઇ પણ ભીષણ દશ્ય દિલ્હીની જનતાએ જોયું તો ન હોતું, પણ શ્રવણોથી સાંભળ્યું પણ ન હોતું અને તેથી જ આજની એ ભીષણ ઘટનાને ઇતિહાસનાં પૃષ્ઠોમાં એક મહાનિર્ઘૃણ તથા નૃશંસ, અશ્રુતપૂર્વરોમાંચકારિણી અને મહાપૈશાચિક ઘટના તરીકે નિષ્પક્ષપાત ઇતિહાસલેખકોએ ઓળખાવેલી છે. એ ઘટના તે બહાદુર બન્દાના બલિદાનની ઘટના છે.

શાહી ફૌજના મુસ્લિમ સિપાહીઓ અબ્દુલ્લસમદખાંની સર્દારી તળે પંજાબના વીર કેસરી, આદર્શ આત્મત્યાગી; રકતમૂર્તિ રણયોધ, સંસારી હોવા છતાં સંન્યાસી અને હિન્દુત્વના તારણહાર આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના અલૌકિક નાયક વીર વૈરાગી અથવા બન્દા બહાદુરને લોઢાની મજબૂત જંજીરથી જકડીને, અત્યંત સ્થૂલ લોહશલાકામંડિત પિંજરમાં ભયાનક વનરાજ સિંહ પ્રમાણે પૂરીને અને તે પિંજરને તોડવાનો અથવા તો તે સમયના મુસલ્માનોની માન્યતા અનુસાર તે જાદૂગર અને તે પણ વળી મહાભયાનક ઇમ્લાક અથવા શાહપાલ જેવો જાદૂગર હોવાથી પોતાના જાદૂના બળથી અદશ્ય થઇ જવાનો પ્રયત્ન ન કરી શકે એટલામાટે પાંજરામાં તેની સાથે હાથમાં ખુલ્લા ખંજરને ધારણ કરી રહેલા એક મુસ્લિમ સિપાહીને જો વીર વૈરાગી પાંજરાને તોડવાનો અથવા તો અદશ્ય થવામાટે જાદૂમંત્ર ભણવાનો લેશમાત્ર પણ પ્રયત્ન કરતો

જોવામા આવે તો તેને ત્યાનો ત્યાજ ઠાર કરી નાખવાની કઠિન સૂચના સહિત બેસાડીને તે પાજરાને એક મોટા ગાડા પર રાખી ગુરુદાસપુરથી ભારતવર્ષની ઉપર્યુક્ત રક્તપિપાસુ રાજધાની દિલ્લી નગરીમાં લાવવામા આવ્યો હતો તેની સાથે તેની વીરપત્ની વીરમતી, તેના પુત્ર વીરેન્દ્ર અને તેની પાળેલી એક માર્જારી-બિલાડી-ઉપરાંત સાત સો ને ચાળીસ તે સિખ્ખો પણ પકડાઇને દિલ્લીમા આવ્યા હતા કે જેઓ સિખ્ખસેનાના મુકુટમણિ સમાન હતા, ગમે તેવા ભયકર સકટોના સમયમા પણ વીર વૈરાગીના પાર્શ્વમા તેના આજ્ઞાધારક તથા સહાયક તરીકે ઊભા રહેવામા જ જેમણે અત્યાર સુધી પોતાના જીવનની સાર્થકતા માની હતી, તત્ખાલસા વીર વૈરાગીથી ભિન્ન પડી જવા છતા પણ જેઓ વીર વૈરાગીનેજ વળગી રહ્યા હતા અને જેઓ ગુરુદાસપુરના ઘેરાના સમયમા ક્ષુધા તથા પિપાસાની અનેક જીવાંતક યન્ત્રણાઓને સહન કરવા છતાં કેવળ પ્રચડ આત્મબળથી જ અત્યાર સુધી જીવિત રહી શક્યા હતા આ સર્વ સિખ્ખો સાધારણ શ્રેણીના વીર નહોતા, કિન્તુ પંજાબના સાચે બદખ્શાન હતા, જનની ભારતભૂમિના કુલદીપક સંતાન હતા અને એટલામાટે જ વીર વૈરાગી સાથે તેમને પણ ચતુર્ભુજ કરીને દિલ્લીમા લાવવામા આવ્યા હતા કારણ કે, તેઓ શાહી ફોજને પોતાના આતક તથા કાળ સમાન જ દેખાતા હતા

શાહી ફોજના મુસ્લિમ સર્દાર તથા સિપાહીઓએ પોતાની બીપણુતાને દર્શાવવાની અને ગિરફતાર થયેલા વીર વૈરાગી તથા તેના વીર સહાયક સિખ્ખોનો ઉપહાસ કરાવવાની યોજના આવા પ્રકારની કરી હતી ગુરુદાસપુરના સગ્રામમા સામી છાતીએ લડીને વીરગતિને પ્રાપ્ત થયેલા સિખ્ખ યોદ્ધાઓના મસ્તકોને પોતાના ભાલાઓની અણીઓપર ચઢાવી તે ભાલાઓને હસ્તોમા ધારણ કરીને વિજયો-મત્ત મુસ્લિમ સિપાહીઓ એક એક હજારની સખ્યામા વિભક્ત થઇને વીર વૈરાગીના પાજરાને જે ગાડાપર રાખવામાં આવ્યું હતું તે ગાડાના અગ્રભાગ તથા પશ્ચાદ્ભાગમાં ઘોડાપર સવાર થઇને ચાલતા

હતા; ગિરફતાર થયેલા સિખ્ખોને તેમનાપર બળાત્કાર કરીને તેમણે ઘેંઢાની ખાલો પહેરાવી દીધી હતી અને એટલાથી સંતુષ્ટ ન થતાં તે નિરુપાય સિખ્ખોનાં મોઢાંપર મેશ તેમ જ કાળો રંગ લગાવીને એટલે કે તેમનાં મોઢાંને કાળાં કરીને તેમને અર્ધનગ્ન અવસ્થામાં ગધેડા તથા ઊંટો ઉપર બેસાડવામાં આવ્યા હતા. લતીફ નામક એક મુસ્લિમ ચૉર્નિ'ખ-ઇતિહાસલેખક-સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે: "બન્દાના મુખને કાળું રંગીને અને તેના માથાપર ઊનની એક ટોપી પહેરાવીને બન્દાને એક હાથીની પીઠપર બેસાડવામાં આવ્યો હતો અને એક જલ્લાદને હાથમાં તેગ આપીને તેના માથાપર ઊભો રાખવામાં આવ્યો હતો. ગિરફતાર કરાયલા અન્ય સિખ્ખોના નકલી અથવા કૃત્રિમ નેતા તરીકે તેને સર્વના અગ્રભાગમાં રાખીને રાજધાની દિલ્લી નગરીનાં એકે એક રાજમાર્ગ, સામાન્ય માર્ગ, ગલી તથા શેરીમાં ફેરવવામાં આવ્યો હતો.". એટલે કે, મુસલ્માનોએ પોતાના પંજામાં સપડાયલા તે દિલેર દિલશેર બન્દા બહાદુરની પોતાથી કરી શકાય તેટલી સર્વ પ્રકારની તૌહીન-નિર્ભર્ત્સના-કરીને વીર શત્રુ વિષયક પોતાની જન્મજાત મહાભયંકર અનુદારતાનો સંસારને પર્યાપ્ત પરિચય કરાવી દીધો હતો.

આવી રીતે મહાવીર બન્દા બહાદુર તથા તેના અનન્ય હિન્દુત્વાભિમાની સિખ્ખ અનુયાયીઓની નિર્ભર્ત્સનાનો દિલ્લીનાં નાગરિકો તથા નાગરિકાઓને સાક્ષાત્કાર કરાવીને મુસ્લિમ સૈનિકો તે ભૂખ્યા તથા તરસ્યા હિન્દુવીરોને ઇન્સાફની અદાલતમાં મુન્સિફ (?) કાજીઓ સમક્ષ લઇ આવ્યા. બન્દા બહાદુરની બહાદુર પત્ની તથા બન્દાના કુલદીપકને પણ ત્યાં લાવવામાં આવ્યાં હતાં એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા તો નથી જ.

મધ્યાહ્નની સમાપ્તિ થઇને દિવસના તૃતીય પ્રહરનો આરંભ થઇ ચૂકયો હતો. જેવી રીતે હુતાત્મા ગુરુ તેગબહાદુરની હત્યાના પ્રસંગે ખુલ્લા ચોગાનમાં ન્યાયાલયની તાત્કાલિક વ્યવસ્થા કરવામાં આવી હતી તેવી જ રીતે આજે પણ આ ન્યાય (?) ના દૃશ્યને

જોવામાટે આસપાસ હજારો મનુષ્યો ઊભા રહી શકે એટલામાટે મોટો શામિયાનો ઊભો કરાવીને આજના દિવસમાટે ઈન્સાફની ચકરોજ અદાલતનો બંદોબસ્ત કરાવવામાં આવ્યો હતો અને તેમાં જૂદા જૂદા ઊંચા નીચાં આસનો ગોઠવી દેવામાં આવ્યા હતા જેમને આજે કાફિર (?) ગુનાહગારોના ઇન્સાફ તથા દંડવિધાનનું કાર્ય સોંપવામાં આવ્યુ હતું તે બે કાજીઓ ઉપરાંત દિલ્હીનો બાદશાહ ફર્રુખસિયર પોતે, સિપાહસાલાર અબ્દુલ્સમદખાં, ફરૂંખસિયરને દિલ્હીનાં તાજોતખ્ત મેળવી આપનાર સૈયદ બિરાદરો અને સામ્રાજ્યના અન્યાન્ય ઘણા સર્દારો તથા અમીરો કતલ કાફિરોને પોતાની આંખો વડે જોઇને પોતાની આંખોને ઠંડી કરવામાટે યથાસમય આવીને શામિયાનામાં હાજર થઇ ગયા હતા અને પોતપોતાના આસને વિરાજી ગયા હતા. શામિયાનાની આસપાસ કેટલીક ભૂમિને પ્રાંગણ તરીકે ખાલી રાખીને લોહ તથા કાષ્ઠના દંડોવડે એક સીમા બાંધી લેવામા આવી હતી, પ્રેક્ષકોનો સમુદાય તે સીમાના બાહ્ય ભાગમા ઊભો હતો અને કોઇ પણ પ્રકારનો બળવો ન જાગી ઊઠે તેમ જ બાદશાહ આદિકના જીવન ભયમા ન આવી પડે એટલામાટે ત્યાં આસપાસ એક હજાર બર્કન્દાજ મુસલ્માન સિપાહીઓને દારૂ ભરેલી બન્દૂકો સાથે તૈયાર રાખવામા આવ્યા હતા. આટઆટલો બંદોબસ્ત હોવા છતાં પણ બન્દા બહાદુરને પાંજરામાંથી બહાર કાઢવાની હિંમત થતી ન હોવાથી તેને તો પાંજરામાં પૂરાયલો જ રાખવામા આવ્યો હતો, એટલે કે હાથી ઉપરથી ઊતારીને પાછો તેને પાંજરામા પૂરી દેવામા આવ્યો હતો અને તે પાંજરાને ન્યાયાસન (?) થી એટલા અંતરે રાખવામાં આવ્યુ હતુ કે કાજીઓ તથા બાદશાહ આદિકથી તેને સબોધીને તેની સાથે ઇચ્છાનુસાર વાર્તાલાપ કરી શકાય અને તેના મુખથી મળતાં ઉત્તરોને સરળતાપૂર્વક તથા સ્પષ્ટ સ્વરૂપમાં અક્ષરશ સાંભળી શકાય. મનુષ્યોનો આટલો પ્રચંડ સમુદાય ત્યાં એકત્ર થયેલો હોવા છતા સર્વનું લક્ષ બન્દા તથા બાદશાહ પ્રતિ પરોવાયનુ હોવાથી ત્યા મૌનનું મહાગંભીર સામ્રાજ્ય વ્યાપી રહ્યુ હતું

" બહાદુરીનો ખોટો દમ ભરીને પોતાને બહાદુર નામથી ઓળખાવનાર બાગી–બળવાખોર–બદમાશ, બદ્દઆર અને બદકિમાશ બન્દા," ઇન્સાફની ખાસ અદાલત (?) માં વ્યાપી રહેલા ગંભીર મૌનનો ભંગ કરીને ન્યાયમૂર્તિ (?) તરીકે નીમાયલા બે કાજી સાહબોમાંના એક કાજી સાહબ તિરસ્કારવ્યંજક હાવભાવ તથા વિભીષિકાદર્શક અધિકારવાણીથી વીર વૈરાગીને સંબોધીને કહેવા લાગ્યા: " તેં શહનશાહતને હચમચાવવામાં, પંજાબમાં તેમ જ બની શકે તો આખા હિન્દોસ્તાનમાં કાફિર હિન્દુઓની સલ્તનત તથા હુકૂમતને કાયમ કરવાની કોશિશોમાં અને દીનદાર મુસલ્માનોના લોહીની નદીઓને વહેવડાવવામાં કશી પણ કચાશ રાખી નથી, પરંતુ હજી હિન્દોસ્તાનમાં ઇસ્લામી શહનશાહતને કાયમ રાખવાની અને હિન્દોસ્તાનની હુકૂમતને કાફિર કૂતરાઓના હાથમાં ન જવા દેવાની જ ખુદાતાલાની ખાહિશ હોવાથી તારી તથા તારા મદદગારોની સઘળી કોશિશો ધૂળમાં મળી ગઈ છે અને આજે તારી બગાવત, શયતાની શરારત તેમ જ હકીર હિમાકતની તને દીનદાર શહનશાહ સલામતના હાથે ખૌફનાક સજા અપાવવામાટે પરવરદિગારે આ હાલતમાં અહીં લઇ આવીને હાજિર કરી દીધો છે. માધૌરામાં શાહ કાસિમ કાદિરીના નબીરાઓને તેં પોતાની પાસે પકડી મંગાવીને એમ કહ્યું હતું કે 'તમારી જિન્દગીના બચાવનો ફક્ત એક જ રસ્તો છે અને તે એ જ કે તમારી મસ્જિદને તમો તમારા પોતાના હાથે જ જમીનદોજ કરી નાખો અને તમારા વડિલના મકબિરાને પણ તોડી નાખો.' ત્યારપછી પોતાની જાનને બચાવવામાટે જ્યારે તે મુસલ્માનોએ પોતાના વડિલના મકબિરા તથા મસ્જિદને પોતાના હાથે જ તોડી નાખ્યાં અને જમીનદોજ કરી દીધાં ત્યારે તેં એમ કહીને તેમને મારી નાખવાનો હુકમ સંભળાવી દીધો કે: 'જેઓ પોતાની પાક ઇબાદતગાહ અથવા મસ્જિદને તથા પોતાના બાપ દાદાના મકબિરાને પોતાના બચાવમાટે પોતાના હાથે જ તોડી પાડવાને તૈયાર થઇ જાય છે તેવા નામર્દ હેયકારાઓની હસ્તીને આ દુનિયામાંથી મટાડી

દેવામાં જરા ય પાપ છે જ નહિ." ગરજ કે, તેમને તેં ઘણી જ તકલીફ આપીને મારી નખાવ્યા હતા અને લડાઇના મોકાઓમાં તેં મુસલ્માન ઓરતો તથા દૂધપીતાં માસૂમ બચ્ચાં તર્ફ પણ જરા ય દયા દેખાડી ન હોતી એ તારી બેરહમી તથા શયતાનીયતના નમૂના જરૂર તને યાદ તો હોવા જ જોઇએ. હવે તારે પોતાની શરારતોની એવી જ ખોફનાક સજા ભોગવવી પડશે."

*કાજી સાહબના આ ઉદ્ગારો સાંભળીને પાંજરામાં પૂરાયલા* સિંહ અથવા બન્દા બહાદુરે કાંઇ પણ ઉત્તર આપવાને બદલે ભયંકર અટ્ટહાસ્ય કર્યો અને ત્યાર પછી પુનરપિ મૌનનું અવલંબન કરી લીધું. બીજે કાજી તેના આવા વર્તનથી કોપાયમાન થઇને બોલ્યો કે:—

"શયતાન, મલકુલમૌતના પંજામાં સપડાયલો હોવા છતાં હજી પણ તું પોતાની શરારતોથી બાજ નથી આવતો અને આવી રીતે અમારો મજાક ઉડાવી રહ્યો છે ?"

"મજાક ન ઉડાવું તો બીજું શું કરૂં ? જેમણે પોતાની નાચીજ જાનને બચાવવામાટે અને આ ફાની જહાનમાં થોડાંક વર્ષ વધારે જીવવામાટે પોતે મુસલ્માન હોવા છતાં પોતાના દીનપર કુર્બાન થઇ જવાને બદલે અને શહીદ થઇ જવાને બદલે પોતાના હાથે જ પોતાની મસ્જિદ તથા પોતાના વડિલોના મકબિરાને તોડીને જમીનદોજ કરી નાખ્યાં હતાં તે દેયકારાઓને તમો હજી પણ મુસલ્માન માની રહ્યા છો અને મારા હાથે થયેલા એવા બેદીન દેયકારાઓના ખૂનને મુસલ્માનોના ખૂન તરીકે ઓળખાવી રહ્યા છો. એ તમારી બેવકૂફીને જોઇને કોઇ પણ તમારી હાંસી કરે એ સર્વથા સ્વાભાવિક છે." બન્દા બહાદુરે બહાદુરીથી દાંતતોડ જવાબ આપ્યો.

બન્દાના આ જવાબથી કાજી સાહબને પોતાની ભૂલ જણાઇ આવતાં તેઓ પોતાની વાતને ફેરવીને કહેવા લાગ્યા કે: "આમાં તે ડરપોક મુસલ્માનોને મારી નાખવાના ગુનાહ કરતાં પાક મસ્જિદને તથા તે મુસલ્માનોના વડિલોના મકબિરાને તોડાવી નાખવાનો

ગુનાહ જ ગુનાહે અજીમ છે અને એ ઉપરાંત તેં બેગુનાહ મુસ્લિમ ઔરતો તથા બચ્ચાંને બેરહમીથી રેંસાવી નાખ્યાં છે તેમ જ કેટલાક દીનદાર મુસલ્માનોને પોતાની તલ્વારની તૌરીકથી કાફિર સિખ્ખ બનાવી દીધા છે* એ ગુનાહોની પણ તને બરાબર સજા આપવાનો અમારો ઇરાદો મુસ્તકીમ છે."

"યે ખૂબ! એક ન શુદ, દો શુદ, બલ્કે સે શુદ!!" બન્દા બહાદુર પ્રથમ કરતાં પણ અધિક ઉપહાસ કરતો કહેવા લાગ્યો: "જો મારા મસ્જિદ તથા મકબિરાને તોડાવી નાખવાના; બેગુનાહ મુસ્લિમ ઔરતો તથા માસૂમ બચ્ચાંને બેરહમીથી રેંસાવી નાખવાના અને દીનદાર મુસલ્માનોને તલ્વારની તૌરીકથી હિન્દુ અથવા સિખ્ખ બનાવી દેવાના કાર્યને ગુનાહે અજીમ તરીકે આપ નામદાર માનતા હો; તો જ્યારથી મુસલ્માન અથવા દીનદાર અહલેઇસ્લામ મુસ્લિમોનાં અમારા હિન્દોસ્તાનમાં પનોતાં (!) પગલાં થયાં છે ત્યારથી અત્યાર સુધીમાં તમારા મુસલ્માનોના હાથે અમારાં હિન્દુઓનાં

---

* મહાશય વિલિયમ્ અર્વાઇન્ આઇ. સી. એસ. પોતાના 'Later Mughals' નામક ગ્રંથના પ્રથમ ભાગમા લખે છે કે: "(તે સમયમા) મુસલ્માનોએ પોતાના મજહબ(ઇસ્લામ)ના કરેલા ત્યાગની ઘટનાઓ અજ્ઞાત ન હોતી (એટલે કે ઘટતી હતી). સરહિન્દના પાદેશમા વસતા દીનદારખાન નામક એક મુસલ્માને બન્દા બહાદુર સાથે મળીને દીનદારસિંહ એવા હિન્દુ અથવા સિખ્ખ નામને ધારણ કર્યું હતું અને સરહિન્દનો મુસ્લિમ શાહી મુખબિર–સંવાદલેખક–મીર નાસિરૂદ્દીનખાન મીર નાસિરસિંઘ અથવા નાસિરસિંહ તરીકે પ્રખ્યાત થયો હતો. આ નામોમા હિન્દુ મુસ્લિમ શબ્દોનો વિલક્ષણ સમાસ થયેલો પ્રત્યક્ષ જોઇ શકાય છે." જુઓ 'Later Mughals' ભાગ ૧ લો પૃષ્ઠ ૯૮.

આ વૃત્તાત અર્વાઇન સાહબે યાર મુહમ્મદ નામક એક મુસ્લિમ મોર્રિખના 'દસ્તુરૂલ ઇન્શા' નામક ફારસી ઐતિહાસિક ગ્રન્થના વૃત્તાન્તના આધારે લખેલો હોવાથી આ વૃત્તાન્તને અવિશ્વસનીય માનવાનું કાંઇ પણ કારણ નથી.

કેટલા દેવમદિરો તૂટયા તથા ધરાશાયી થઇ ગયા છે, અમો હિન્દુઓની કેટલી પવિત્ર દેવમૂર્તિઓ પોતાના સ્થાનથી ભ્રષ્ટ તથા ચૂર્ણવિચૂર્ણ થઇ ગઇ છે અથવા તો મસ્જિદો તેમ જ બાદશાહોના શાહી મહેલનાં પગથિયામાં ચણાઈને દીનદારોના પગ તળે ચગદાતી રહી છે, દીનદાર મુસલ્માનોની તેગે ખુશીથી કેટલી વિશાળ અથવા અગણ્ય સખ્યામા નિર્દોષ તથા પવિત્રતાની પ્રતિમા હિન્દુ સ્ત્રીઓ તથા દેવદુર્લભ હિન્દુ બાલક બાલિકાઓના ગળા કસાઇઓના છુરાથી રેસાતા બકરાના ગળા પ્રમાણે રેસાઈ ચૂકયા છે અને મુસલ્માનોએ પોતાની તલ્વારની તીક્ષ્ણતાથી કેટલી વિશાળ સખ્યામા હિન્દુઓને બળાત્કારે વટલાવીને મુસલ્માન બનાવી દીધા છે, એનું સ્મરણ કરો, એનો હિસાબ કરો અને ત્યાર પછી જ મારા એ કાર્યોને ગુનાહે અઝીમ તરીકે જાહિર કરવાની હિમત બતાવો જો તમો પોતાના આ કાર્યોને ગુનાહ માનતા હો તો જ મારા કાર્યોને ગુનાહ માનો અને પ્રથમ પોતાને જ મૌતની સજા ફર્માવ્યા પછી અમોને પણ મૌતની સજાને લાયક માનો એથી વિરુદ્ધ જો તમો પોતાના આ સર્વ કાર્યોને પોતાના કર્તવ્યના પાલન તરીકે જ માનતા હો, તો મારા આ કાર્યો પણ મારા હિન્દુ તરીકેના કર્તવ્યના પાલનરૂપ હોવાથી મારા કાર્યોને ગુનાહ તરીકે ઓળખાવવાનો તમોને શો અધિકાર છે તે હું તો સમજી જ નથી શકતો * અમારા

* અર્વાચીન સાહબ યથાર્થ લખે છે કે—

" The atrocities of which Banda and his agents were guilty aroused horror in the Muhammadans They forgot too readily, perhaps, that rulers of their own faith had formerly committed equal excesses"

Irvine's 'Later Mughals' Vol I. P 97

આનો ભાવાર્થ એવો થાય છે કે: " બન્દા તથા તેના અનુયાયીઓ (મુસલ્માનોપર) જે ઘોર અત્યાચારો કરી રહ્યા હતા તે ઘોર અત્યાચારોએ મુસલ્માનોના હૃદયોમા એક પ્રકારના આતકને ઉપજાવી દીધો હતો, પરન્તુ

આ સર્વ કાર્યો તમારા કરેલા આઘાતોના પ્રત્યાઘાતરૂપ હોવાથી અને ગાળ દઇને આશીર્વાદને સાંભળવાની તથા લાત મારીને નમસ્કારને મેળવવાની આશા રાખનાર ઇન્સાન બિલ્કુલ બેવકૂફ મનાતા હોવાથી આવી રીતે અમારા પર છેડછેડાઇને તમો પોતાની બેવકુફી, ગયરઇન્સાફી તથા જહાલતનો જ જગતને સાક્ષાત્કાર કરાવી રહ્યા છો એ ભૂલી ન જાઓ અને જે કાંઇ કરી નાખવાનું હોય તે કરી નાખો, બોલતા બંધ થાઓ."

"અને સાથે સાથે એ તત્ત્વને પણ આજથી સારી રીતે લક્ષમાં રાખી લ્યો કે," અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને ઊભેલી વીરનારી વીરમતી પોતાનાં નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવતી મહાગંભીરતાથી બોલવા લાગી: "હવે તે સમય ચાલ્યો ગયો છે કે જ્યારે લોકોની અને તેમાં પણ ખાસ કરીને હિન્દોસ્તાનના મુસલ્માનોની એ માન્યતા જ પ્રચલિત જોવામાં આવતી હતી કે:—

'ન્યાય નિયમ સહુ હિન્દુને, મુસ્લિમને સહુ માફ;
હણે હિન્દુને મુસ્લિમો, એનો શો ઇન્સાફ?'

'હવે તો નિરંતર વંદનીય તથા પ્રાતઃસ્મરણીય ધુરંધર ધર્મસમ્રાટ્ ગુરુ ગોવિન્દસિંહજીના 'સિખ્ખ' અથવા 'ખાલસા, નામથી ઓળખાતા વીરાત્મા હિન્દુઓ પોતે જાગ્રત થઇને સમસ્ત હિન્દુજાતિને એટલી સીમા પર્યન્ત જાગ્રત કરી રહ્યા છે કે હવે ભારતવર્ષવાસિની વીર હિન્દુજાતિ નિષ્ક્રિયતા તથા મૌનપૂર્વક પોતાના પ્રાણાધિક હિન્દુધર્મના અપમાન, પોતાનાં દેવમંદિરોના વિનાશ, પોતાની દેવમૂર્તિઓના ખંડન, પોતાની કુલકામિનીઓની ભ્રષ્ટતા તથા હિન્દુઓના ધર્મભ્રષ્ટીકરણને જોવા છતાં ભાગ્ય પર આધાર રાખીને બેસી રહેવાની નથી; કિંતુ 'થાય તેવા થઇએ તો જ ગામ વચ્ચે રહીએ'

---

તેમના પોતાના હમ્મજહબ અથવા હમ્દીન બાદશાહોએ (હિન્દુઓપર) એની બરાબરીના જ ઘોર અત્યાચાર કર્યા હતા એ વાતોને મુસલ્માનો બિલ્કુલ ભૂલી ગયા હતા."

અર્વાઇનકૃત 'લૅટર મુગલ્સ' ભાગ ૧ લો પૃષ્ઠ ૯૭.

અથવા તો ' કરે કોઇ જયસા, કરો તુમ્ભી વયસા; મસલ હુવ કિ બન્ જાય જયસેકો તયસા' એ નિયમનું જ સ. સર્વદા અવલંબન કરીને કદાચિત્ કારણ વિના પોતે મુસલ્માનો પર આક્રમણ કરવાની પ્રેસ નહિ કરી બતાવે, તો ય મુસલમાનોના આક્રમણનું આક્રમણથી, આઘાતનું-આઘાતથી તથા અત્યાચારનું અત્યાચારથી જ યથાર્થ ઉત્તર વાળતી રહેંગે, અને જ્યારે હિન્દુઓ આ નિયમને સ્વીકારશે ત્યારે જ ધર્મોન્મત્ત મુસલ્માનો હિન્દુઓ પર ધાર્મિક, સામાજિક તથા નૈતિક અત્યાચારો કરતા અટકશે. અત્યાચારી મુસ્લિમ સિંગદરો, એ તમો નિશ્ચયપૂર્વક માની લેજો કે અત્યાર સુધી જો મુસ્લિમ બાદશાહોએ, કેટલાક ભના બાદશાહોને વર્જ્ય કરતાં, અમો હિન્દુઓપર અમલ અત્યાચાર કરવાના પોતાના જે પૈશાચિક વ્યાપારને અવ્યાહત ચાલૂ રાખ્યો છે તે જો ન રાખ્યો હોત, તો તમોને અત્યારે પોતાના આઘાતોના ઉત્તર તરીકે હિન્દુઓના હસ્તથી થતા આવા ભયાનક પ્રત્યાઘાતોને પોતાના નેત્રોથી જોવાનો આજે જે પ્રસંગ પ્રાપ્ત થયો છે તે કદાપિ થાત નહિ, અને અત્યારે હિન્દોસ્તાનની જે ઇસ્નામી શહનશાહત ધર્માંધ શહનશાહ ઔરંગઝેબની તખ્તનશીની તથા તાજપોશીના સમયથી ધીમે ધીમે વિનાશના પથે પ્રયાણ કરી રહી છે તેને બદલે સ્થિરતા તથા અમરતાના પથે વેગપૂર્વક પ્રયાણ કરી રહી હોત. હજી પણ જો તમારો દિવસ પાધરો હોય, તો આ મજહબી તઆસુબને દિલમાંથી કાઢી નાખીને હિન્દુઓ તથા તેમના હિન્દુધર્મ સાથેની દુશ્મનીને આટલેથી જ અટકાવી દો અને હિન્દુઓને પોતાના દુશ્મન બનાવવાને બદલે પોતાના દોસ્ત બનાવી લ્યો, નહિ તો મારા આ શબ્દોને અત્યારે નોંધી રાખજો કે થોડા જ કાળમાં હિન્દુસ્થાનની મુગલિયા મુસ્લિમ શહનશાહતનો વિનાશ અવશ્યભાવી છે!!'.,

જે વેળાયે વીરમતી આ નિર્ભય વીર વાણીને ઓજસ્વિતાથી ઉચ્ચારી રહી હતી, તે વેળાયે તેની એ નિર્ભય વાણી તથા મહાપવિત્રતાયુક્ત ઓજસ્વિતાનો રિપુઓના હૃદયોમાં પણ એક પ્રકારનો અદ્ભુત તથા અનિર્વચનીય પ્રભાવ પડતાં તેઓ નિર્વિદ્ધ સુખ તથા

નિર્નિમેષ દૃષ્ટિથી તેના ગ્રીષ્મકાલિક પ્રચંડ મધ્યાહ્નમાર્તંડતુલ્ય મહાતેજસ્વી મુખમંડળના અવલોકનમાં તલ્લીન થઈ ગયેલા હોવાથી સભામાં એક પ્રકારના અશ્રુતપૂર્વ મૌનનો અધિકાર વ્યાપી ગયો હતો. હિન્દુઓ તો એ વીરનારીને મૂક મુખથી અંતઃકરણના અભિનંદન આપી જ રહ્યા હતા, પરંતુ હિન્દુવિરોધી મુસલ્માનોના હૃદયો પણ સત્યદેવતાની પ્રેરણાથી તેના સત્યવક્તૃત્વની અતિશય પ્રશંસા કરી રહ્યા હતા. સતી પાર્વતીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિના હસ્તથી પોતાના પતિદેવ મહાદેવ શ્રી શંકરનો તિરસ્કાર થયેલો જોઈને યજ્ઞ મંડપમાં દક્ષ પ્રજાપતિનો જે મહાપ્રચંડ તિરસ્કાર કર્યો હતો અને પોતાની હિન્દુ દેવી તરીકેની ધર્મપરાયણતાનો અશ્રુતપૂર્વ પરિચય કરાવ્યો હતો તે હિન્દુગૌરવદર્શક પ્રસંગની જ જાણે એ વેળાયે પુનરાવૃત્તિ થઈ રહી હોયની ! એવો જ સભામાં ઉપસ્થિત થયેલા હિન્દુઓને સંપૂર્ણ ભાસ થવા લાગ્યો.

મુહમ્મદ અમીનખાન,–પોતાના હૃદયમાં બન્દા તથા તેની પત્ની વીરમતીનાં દંતભંજક ઉત્તરોનું વિલક્ષણ પરિણામ થયેલું હોવા છતાં અને ' એ મુસલ્માનો, તમો અત્યારે આ હિન્દુઓ ઉપર ઘોર અન્યાય તથા ઘોર અત્યાચારોની વૃષ્ટિ જ વર્ષાવી રહ્યા છો ' એમ તેનો પોતાનો આત્મા તેને ઘોષણા કરી કરીને કહી રહેલો હોવા છતાં પણ-ધર્માંધતા અથવા સત્તાના મદથી અંધ થઇને તે વેળાયે સભામાં વ્યાપેલા મૌનનો ભંગ કરી વૈરાગીને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે " બાગીઓના સર્દાર બન્દા, તેં તારી પોતાની ચડતીના વક્તમાં ફક્ત મુસલ્માનો ઉપર જ નહિ, પણ જે હિન્દુ-ઓએ તને એક બાગી-રાજદ્રોહી બળવાખોર-' ખોટો ગુરુ અને બદમાશ માનીને તારી હુકૂમતને કુબૂલ ફર્માવવાની ના પાડી હતી તથા શહનશાહત તર્ફ છેવટ સુધી વફાદારી દેખાડી હતી તે તારા હમ્મજહબ હિન્દુ ભાઇઓ ઉપર પણ જુલ્મના પહાડોને તોડી પાડયા હતા તે શામાટે ? શું તેં એમ માની લીધું હતું કે તારી એ બગાવત તથા તારી એ જોહાકીનો બદલો તને નહિ જ મળે

અને ખુદાનાવા તાજ એ જુલ્મે નાનકને દેવટ સુધી નમાવી દઇને તેના જેવા જાલિમ, બેરહમ તથા ખોફનાક ગુનાહગારને ગુનાહોની સજાથી હમેશા બરી અને બાઈજ્જત ગણ્યો હશે ? તો તે એમ જ માની લીધુ હોય, તો, નોતના ફરમાનના ‘ મેરા બેરહેમ ઇન્સાન, જોઇ લે કે તારી એ માન્યતા કેટલી હદ સુધી ખોટી હતી અને તારી એ માન્યતામાં તું કેટલી હદ સુધી ફસાયો હતો !”

‘ બસ, બોલી લીધુ, કંબખ્તના તોહીન કરનાર કંબખ્તના ફરજંદ ?” બન્દા બહાદુર અનિશ્ચય નિશ્ચયપૂર્વક ઉત્તર આપતો બોલવા લાગ્યો “ જ્યારે તું અત્યારે નાનકજી પર માત્ર ધર્મબંધુ હિન્દુઓને મારવાનો આરોપ મૂકી રહ્યો છે ત્યારે તમો મુસલમાનોના હાથથી હિન્દુસ્તાનના હિન્દુધર્મ તથા હિન્દુજાતિ પર જે અસંખ્ય પૈશાચિક અત્યાચારો થયેલા છે અને જે મુસ્લિમ અત્યાચારો હિન્દુસ્તાનની તારીખમાં મોટા અક્ષરોથી લખાયેલા છે તે અત્યાચારોનો અત્યારે ઉલ્લેખ ન કરતા હું તને એટલું જ પૂછવા માગુ છુ કે આપણા જેમન અથવા મહાત્મા મન્સૂરને બગદાદના ખલીફ મુકતદીરે પ્રથમ તેના બન્ને હાથોને કપાવી નાખીને, ત્યાર પછી તેની બન્ને આંખોને ફોડાવી નાખીને, ત્યાર પછી તેની જીભને ખેંચાવી કાઢીને અને ત્યાર પછી તેના માથાને ધડથી જુદું કરાવીને પૈશાચિક ક્રૂરતાથી મારી નખાવ્યો હતો, તેની લાશને શરીઅતથી વિરુદ્ધ બાળી નખાવી હતી અને તેની રાખને તાઇગ્રીસ નદીમાં ફેંકી દેવડાવી હતી એ ઘટનાનું તો સાચા મુસલમાન (!) તરીકે તને સ્મરણ હોવું જ જોઇએ * એજ પ્રમાણે અલૌકિક મહાત્મા શમ્સ તબ્રીઝને

---

* મહાત્મા મન્સૂરનું ખરું નામ શેખ હુસેન હલ્લાજ હતું અને ‘મન્સૂર’ તેનો તખલ્લુસ હતો. એ કુરિશમજિદિવાકર હારુની બાદ-અનો નિવાસી હતો અને જાતિનો પીંજારો હતો. એ પીંજારા તરીકે ‘મન્સૂર’ તખલ્લુસ ધરાવતો હોવાથી અત્યારે પણ મુસ્લિમ પીંજારાઓ પોતાને ‘મન્સૂર’ નામથી ઓળખાવે છે. અસ્તુ મહાત્મા મન્સૂરના આદિ-અંતના સંબંધમાં તો સમયના મુસલમાનોમાં બે ભિન્ન અભિપ્રાયો

તમારામાંના એક મુસ્લિમ હાકિમે વકને જ જીવતા જ તેની ખાલને ખેંચાવીને અમાનુષી અથવા પૈશાચિક નિર્દયતાથી મારી નખાવ્યો હતો એ ઘટનાનું પણ તને વિસ્મરણ થઇ ગયું હોય એમ માનવાની મારો આત્મા મને ના પાડે છે માત્ર એટલું જ નહિ, પણ

---

અસ્તિત્વ ધરાવતા હતા તેના પક્ષપાતી મુસ્લિમો તેને પોતાને સત તથા તેના ચમત્કારો (યૌગિક ચમત્કારો) ને તેના સતપણાના પ્રમાણ તરીકે માનતા હતા અને તેના વિરોધીઓ તેને બાજીગર અથવા જાદૂગર તરીકે ઓળખાવીને તેના વિશુદ્ધ યૌગિક ચમત્કારોને નજરબંદીના ખોટા ખેલો તરીકે જ ઓળખાવતા હતા મન્સૂર નિરંતર ''અહં બ્રહ્માસ્મિ'' ('હું બ્રહ્મ છું) એ વૈદાંતિક મહાવાકયના સમાનાર્થક અરબી સૂફી મહાવાકય 'અનલ હક્' ને પોતાના મુખથી ઉચ્ચારતો હોવાથી અને મુલ્લા તથા મૌલવીઓની માન્યતા અનુસાર એ ભાવના શરીયતથી વિરુદ્ધ તથા રાજ્યતાની ભાવના હોવાથી મુલ્લા તથા મૌલવીઓએ જ્યારે અતિશય પોકાર મચાવ્યો ત્યારે પછી એ અનલ હક્ વાકયને ઉચ્ચારવાના અપરાધમાટે બગદાદના તે સમયના ખલીફ઼ મુકતદીરે તેને ઈન્સાફ઼ની અદાલતમા પકડી મગાવીને મોતની સજા સંભળાવી દીધી તેને વધસ્થાનમા લઈ ગયા પછી પ્રથમ તેના બે હાથ કાપી નાખવામા આવ્યા ત્યાર પછી તેની બન્ને આંખોના ડોળા કાઢી લેવામા આવ્યા અને ત્યાર પછી તેનો શિરચ્છેદ કરી તેના શબને અગ્નિમા બાળી તેના ભસ્મરાશિને ટાઇગ્રિસ નદીમા નાખી દેવામા આવ્યો આ ઘટના હસ્વી સન્ ૯૧૯ અથવા હિ સન્ ૩૦૬ મા ઘટી હતી, એવી સામાન્ય માન્યતા હોવા છતા ઈબ્ન ખલ્લિકાનના કથન અનુસાર એ ઘટના હિજરી સન્ ૩૦૯ ના જિકાદ મહિનાની ૨૪ મી તારીખે એટલે કે ઇ સ ૯૨૨ ના માર્ચ માસની ૨૬ મી તારીખે ઘટેલી હોવાનું જણાય છે 'હલ્લાજ' મન્સૂરના પિતાનું નામ હોવા છતા અને તેનું પોતાનું નામ ઉપર જણાવ્યા પ્રમાણે 'શેખ હુસેન' હોવા છતા તેને સામાન્ય જનતા 'મન્સૂર હલ્લાજ' નામથી જ ઓળખે છે સૂફીઓ મહાત્મા મન્સૂરને એટલામાટે પોતાના સર્વશ્રેષ્ઠ નેતા તરીકે ઓળખાવે છે કે તેને તેઓ સૂફીમતની ચતુર્થ ભૂમિકા અથવા ઉચ્ચતમ અંતિમ ભૂમિકા પર્યન્ત પહોંચેલો માને છે જુઓ થૉમસ વિલિયમબીલ કૃત 'An Oriental Biographical Dictionary' (૧૮૯૪) પૃ ૨૪૩

" ચિ ખૂમ!" બન્દા બહાદૂર ઉપહાસના સ્વરૂપમા બોલવા લાગ્યો: " જે મુસલ્માન સૂફી સંતોને તેમના જીવનકાળમા કાફિર માનવામા આવ્યા હતા અને પૈશાચિક નિર્દયતાથી મારી નાખવામાં આવ્યા હતા તે જ સૂફી સતોની દરગાહની આજે તેમના ઘાતક મુસલ્માનોના વશજો ભક્તિભાવથી જિયારતો કરી રહ્યા છે અને

'મન્સૂરકે પર્દેમેં ખુદા બોલ રહા હય્
ખુદ રાજે 'અનલ્ હક' કો ખુદા બોલ રહા હય્.'

આવા પ્રકારની તેની પ્રશંસાની પરિસિમા કરી રહ્યા છે, તો શુ મુસલ્માનોના હાથે મરાઇ ગયા પછી અથવા શહીદ થયા પછી તેઓ કાફિર મટીને પાછા શરીઅતના પાબદ મુસલ્માન થઇ ગયા છે? મારે જે કાઇ કહેવાનું છે તે એ જ કે જે મહાત્માઓએ કોઇ

---

પોતાની તે ખાલને પોતાના હાથમા ઉપાડીને ભટકવા લાગ્યો અને પોતાની ભૂખને મગાડવામાટે અન્નની ભીખ માગવા લાગ્યો પરંતુ મુસ્લિમજાતિમાથી તેનો બહિષ્કાર કરાયલો હોવાથી અને 'અનલ હક' બોલવાના અપરાધમાટે તેની ખાલ ઊતારી લેવાયલી હોવાથી કોઇએ તેને સહાયતા આપવાની ઉદારતા ન દર્શાવી તે ન જ દર્શાવી. આવી રીતે ચાર દિવસ વીતી જવા પછી એક મરેલો બળદ તેના જોવામા આવ્યો અને તેના માંસથી ક્ષુધાને શાત કરવાનો તેણે નિશ્ચય કર્યો, પરતુ માસને ભુજવામાટે અગ્નિ તો જોઈએ ને? પુન તેણે લોકો પાસેથી અગ્નિની ભિક્ષા માગી, કિન્તુ કોઇએ અગ્નિ પણ ન આપ્યો એટલે પછી માનવજાતિની અનુદારતાથી કટાળીને તેણે માસને સીજવવામાટે સૂર્યનારાયણનું આવ્હાન કર્યું; સૂર્યનારાયણ નીચે ઊતરવા માડયા અને તેમના તાપથી સસાર ભસ્મીભૂત થવાની અણીપર આવી લાગ્યો, એટલે માનવજાતિપર દયા આવતા તેણે સૂર્યનારાયણને પુન પોતાના સ્થાનમા જઇને વિરાજવાની સૂચના આપી દીધી ત્યાર પછી મહાત્મા શમ્સ તબ્રીજીનો દેહાત થઇ ગયો મહાત્મા શમ્સ તબ્રીજીની દરગાહ આજે પણ મુલ્તાનમા વિદ્યમાન છે અને તે તેના સમયના મુસલ્માનોની ભયકર ધર્માધતા તથા અત્યાચારિતાનુ નિરંતર તથા અખડ સ્મરણ કરાવી રહી છે. જુઓ થૉમસ વિલિયમ બીલકૃત 'An Oriental BiographicalDictionary' પૃષ્ઠ ૩૭૬-૩૭૭.

પણ પ્રકારનો રાજનૈતિક, ધાર્મિક અથવા સામાજિક અપરાધ કર્યો ન હોતો, ખિલાફત અથવા શહનશાહત વિરુદ્ધ બેદિલીને ફેલાવીને બગાવત અથવા બળવાની આગને સળગાવી ન હોતી અને ઇસ્લામ તથા પયગંબર સાહબની તૌહીન કરી ન હોતી છતાં તેમની ધાર્મિક માન્યતાની સામાન્ય ભિન્નતાને જ તેમના ભયાનક અપરાધ તરીકે સ્વીકારી લઇને જે મુસલ્માનોએ તે વિશ્વવંદ્ય મહાત્માઓને તેઓ બિલકુલ સાચા મુસલ્માન હોવા છતાં આવી પૈશાચિક નિર્દયતાથી મારી નખાવ્યા હતા તે મુસલ્માનો અથવા તો તે મુસલ્માનોના વંશજો મુન્સિફની મસનદપર વિરાજીને મે જે હિન્દુઓને ધર્મદ્રોહ, જાતિદ્રોહ તથા દેશદ્રોહ જેવા ભયાનક તથા અક્ષમ્ય અપરાધોમાટે નિરુપાયવશાત્ મારી નાખ્યા અથવા મારી નખાવ્યા હતા તે મહાપરાધી હિન્દુઓના ઘાતક તરીકે મને ક્યાં મુખોથી વ્યક્ત કરી રહ્યા છે અને બંધુઘાતક માની રહ્યા છે એ રહસ્યને મારી બુદ્ધિ તો નથી જ સમજી શકતી. જો કોઇ મુસલ્માન અથવા મુસલ્માનો જોરૂ, જ.ર તથા જમીન કે જાગીરની લાલચમાં લપટાઈને તમો પોતે જેમને મજહબ તથા પોતાની જાતિના દુશ્મન તેમ જ કાફિર માનો છો તે કાફિર દુશ્મનોના પક્ષપાતી થઇ જાય, ઇસ્લામનો ત્યાગ કરી દે અને મુર્તદ થાય તો તેમને જીવતા છોડી દેવાની ઉદારતા તમારા મુસલ્માનો દર્શાવે છે ખરા કે ? જ્યારે તમો એવા બેદીન મુર્તદ તથા કાફિર થયેલા મુસલ્માનોને વેરી નાખવામા સવાબ માનો છો, તો પછી દેશદ્રોહી, જાતિદ્રોહી તથા ધર્મદ્રોહી થયેલા હિન્દુઓને હણી નાખવાના મારા કાર્યને અથવા કોઈ પણ સાચા હિન્દુના કાર્યને અજાબ માનવાનો તમોને અધિકાર જ શો છે વારુ ? અર્થાત્ હિન્દુત્વને કલંક લગાડનારા હિન્દુઓને મેં મારી નાખીને અથવા મારી નખાવીને મારા હિન્દુધર્મરક્ષક તરીકેના કર્તવ્યનું જ પાલન કરી બતાવેલું હોવાથી મારા એ કાર્યને કોઇથી પણ અપરાધ અથવા અત્યાચાર તરીકે અને મને પોતાને હિન્દુઓના ઘાતક તરીકે સિદ્ધ કરી શકાય તેમ છે જ નહિ."

બન્દાના આ દદાશિકન-દાતતોડ-ઉત્તરનો કોઇથી પણ પ્રતિવાદ કરી શકાય તેમ ન હોવાથી અને બન્દાના વક્તવ્યનો યોગ્ય પ્રતિવાદ ન કરી શકાય તો તેના યોગે સામાન્ય જનતાના હૃદયમા બન્દા વિષયક પૂજ્યભાવની વૃદ્ધિ થવાનો અને તેમની પોતાની બુદ્ધિના પાણી બરાબર મપાઇ જવાનો સપૂર્ણ સભવ હોવાથી બાદશાહ ફર્રુખસિયર આ વાદવિવાદને આટલેથી જ સમાપ્ત કરીને બન્દાને સબોધી અતિશય ગભીરતા તથા સત્તાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે—

'બન્દા તુ કાફિર હોવા છતા એક બહાદુર જવામર્દ છે એટલુ તો અમારે પણ કુબૂલ કરવુ જ પડે છે પરતુ મુસલમાનોના ખૂની મર્કિરમાટે, જો તે કાફિર પોતાના કુફ્રને છોડી દઇને ઇસ્લામને કુબૂલ ફર્માવી મુસલ્માન ન થઇ જાય, તો શરીયત મુજબ મૌત વગર બીજી કોઇ પણ સજા ન હોવાથી જો તુ ઇસ્લામને કબૂલ રાખીને મુસલ્માન થવાની હા પાડતો હોય તો તારા માટે આઝાદી જાગીરદારી, સર્દારી અને માલમિલ્કત સર્વ કાંઇ તૈયાર છે અને જો કાફિર રહીને મુસ્લિમ શહનશાહત સાથે દુશ્મની ખેડવાનો જ તારો નિર્ધાર હોય તો તારી ગર્દનને છાટી નાખવામાટે તૈયાર અમારા જલ્લાદની તલવાર છે હવે આ કુબૂલ બહુમમા કીમતી વખતને બેસમજ ખોઇ દેવાની જરૂરત નથી ત્યારે હવે જવાબ આપ કે તુ મુસલ્માન થવાને તૈયાર છે ?'

"હુ અત્યાર સુધી એમ જ માનતો હતો કે તુ આટલી હદ સુધી બેવકૂફ નહિ હોય પણ આજના તારા આ વ્યવહારથી મારો એ ભ્રમ ભાગી ગયો છે અને તું મારી નજરમા હિન્દોસ્તાનનો બાદશાહ નહિ, પણ બેવકૂફોનો બાદશાહ સાબિત થયો છે" વીર વૈરાગી અતિશય તિરસ્કારવ્યજન તથા કોપદર્શક ભાવથી બોલવા લાગ્યો કારણ કે, જો તુ બેવકૂફોનો બાદશાહ ન હોય, તો આ વજ્રકઠોર હિન્દુ બન્દાને તેના પ્રાણાધિક હિન્દુત્વથી ભ્રષ્ટ અથવા ધર્મભ્રષ્ટ એટલે કે મુસલ્માન થવાનો ઉપદેશ આપીને પોતાનો ઉપહાસ

ફરગવે જ નહિ જો એ વાતનિ ન જાણતો હોય તો આજે જાણી લેજે કે સૂર્યનારાયણ પોતાની દાહકતાને ત્યજીને શીતલતાને ધારણ કરી લે ચંદ્રદેવ હિમાંશુ મટીને ચંડાંશુ અથવા અગ્નિવર્ષક થઇ જાય, હિમાલય પોતાની અચલતાને ત્યજીને ચલાયમાન થતો દેખાય નિરંતર પોતાની મર્યાદામા રહેતો મહાસાગર પોતાની મર્યાદાને ઉલ્લઘીને અગ્રગામી થતો જણાય, હંસ ક્ષીરનો તિરસ્કાર કરીને નીરપાન કરતો દેખાય, મૃગરાજ સિંહ પોતાના નૈસર્ગિક આહારને ત્યજી દઇને તૃણ ચરતો દષ્ટિગોચર થાય, જળમા જ્વાળા તથા અગ્નિમા સુશીતલતાનો સમાવેશ થયેલો અનુભવાય, પચનદભૂમિ વધ્યા તથા મરુભૂમિ વિપુલ ધાન્યની ઉત્પાદિકા થઇ જાય, સૂર્યનારાયણ પૂર્વદિશામા ઉદય પામવાને બદલે પશ્ચિમદિશામા ઉદય પામતા દેખાય સુધા જીવનદાયિની મટીને જીવનહારિણી થઇ જાય, હલાહલમા જીવનહારત્વને બદલે જીવનદાયિત્વનો ગુણ આવી જાય અને નિસર્ગના સર્વ નિયમોનું વિપરીત પરિવર્તન થઇ જાય એટલે કે, આ સર્વ અશક્ય તથા અસંભવનીય ઘટનાઓ સર્વથા શક્ય તથા સંભવનીય થાય, તો પણ જે ખરેખરા હિન્દુઓ કેવળ હિન્દુધર્મને જ પોતાનો પ્રાણ અથવા આત્મા માને છે તે હિન્દુઓ કોઈ પણ પ્રકારના મૃત્યુને આનંદપુરઃસર હૃદયથી આલિંગન આપવાને તૈયાર થઇ જશે પરંતુ તુચ્છ જીવનની લાલસાથી પોતાના પ્રાણોપમ હિન્દુ ધર્મને તિલાંજલિ સમર્પીને ધર્મભ્રષ્ટ તો કદાપિ નહિ થાય તે નહિજ થાય, અર્થાત એક ખરો હિન્દુ ધર્મભ્રષ્ટ થાય એ ઘટના અશક્ય તથા અસંભવનીય છે અને ભવિષ્યમા પણ અનંતકાલપર્યન્ત અશક્ય તથા અસંભવનીય જ રહેવાની છે એટલામાટે મને મુસલમાન એટલે કે ધર્મભ્રષ્ટ બનાવવાની આશાને આકાશપુષ્પપ્રાપ્તિની આશા સમાન નિષ્ફળ માનીને ત્યજી દે અને તારા જલ્લાદને મારા ગળાપર તલવારને ચલાવી દેવાનો હુકમ અત્યારે અને આ ક્ષણે જ ફર્માવી દેઃ

'હજારો તીવ્ર ભાલા હિન્દુઓને વીધવા ધારી,
કૃપાણોના પ્રહારે હિન્દુઓના કંઠ રેસારી,

ભભકતા અગ્નિના કુડે સજીવન હિન્દુ હોમાશે,
પ્રબળ ગજરાજ ચરણે હિન્દુઓના દેહ છૂદાશે
મળે છો હિન્દુને શૂળી, ગળામા છો પડે ફાસી
થવા દેશે ન હિન્દુ, ધર્મ છોડી, હિન્દુની હાસી!'*

"ત્યારે તારા હસ્તથી હજારો હિન્દુઓ તથા મુસલ્માનોની થયેલી હત્યામાટે તારા મનમા લેશમાત્ર પણ પશ્ચાત્તાપ નથી જ થતો અને અત્યારે તારા નેત્રો સમક્ષ આવીને ઊભો રહેલો તારો કાળ તારા હૃદયમા લેશમાત્ર પણ ભયને નથી ઉપજાવી શકતો?" બાદશાહ ફર્રુખસિયરે અતે હતાશ થઇને આ પ્રશ્ન પૂછ્યો.

"મગરૂર સુલ્તાન!" વીર વૈરાગી પૂર્વવત્ પોતાની નિર્ભયતાને હિમાચલ સમાન અચલ રાખીને બોલવા લાગ્યો "આ સસારમા અસ્તિત્વમા આવેલા પ્રત્યેક ધર્મ તથા મજહબ અથવા સપ્રદાય તેમ જ મત અથવા ફિરકામા જ્યારે પણ અત્યાચાર અથવા ઝુલ્મ પોતાની સીમાનુ ઉલ્લઘન કરી જાય છે અને મજહબી ઝુલ્માતને અટકાવવાની આવશ્યકતા અનિવાર્ય થઈ પડે છે ત્યારે પરમાત્મા પોતે જ અત્યાચારપીડિતોના સમુદાયમા પ્રાતઃસ્મરણીય ગુરુ ગોવિન્દસિહજી, શિવાવતાર શિવાજી મહારાજ તથા ગુરુ ગોવિન્દસિહના દાસાનુદાસ આ બન્દા જેવા ધર્મરક્ષક દેશરક્ષક તથા જાતિરક્ષક પુરુષો—વિધર્મીઓની માન્યતા અનુસાર રાજદ્રોહી તથા લુટારા પુરુષો—ને તે વિધર્મી અત્યાચારીઓને તેમના અત્યાચારરૂપ પાપોની યોગ્ય શિક્ષા આપવામાટે અચાનક ઉત્પન્ન કરી દે છે અને તેથી તેઓ વિધર્મી અત્યાચારીઓને મત્યુદડના રૂપમા તેમના પાપોની શિક્ષા આપીને પોતાના ધર્મ તથા પોતાની જાતિને રક્ષવાના પ્રચડ પ્રયત્નો કરતા રહે છે ત્યાર પછી જ્યારે પરમાત્માની એવી ઇચ્છા થાય છે કે અત્યાચારપીડિત

---

* આ અને પ્રસ્તુત પ્રકરણમા લેવાયલા કેટલાક અન્યાન્ય છદો જેનુ વિજ્ઞાપન આ ગ્રથમા અન્યત્ર આપવામા આવ્યુ છે તે મારા 'કાવ્યકુસુમાકર' નામક કાવ્યસગ્રહમાના 'એક વીર હિન્દુના વીરોદ્ગાર' શીર્ષક કાવ્યમાથી લેવામા આવ્યા છે

ઠક્કુર નારાયણ

જાતિની જાગ્રતિમાટે આવા ધર્મરક્ષકોનાં જીવનનાં બલિદાન અપાઇ જાય, તો સારૂં!' એટલે પછી પરમાત્મા મારા જેવા સ્વધર્મરક્ષકને તારા જેવા ધર્માંધ તથા અત્યાચારી શાસકના હસ્તમા સપડાવી દે છે, અને તેના બલિદાનથી અત્યાચારપીડિતોના સમસ્ત સમુદાયમાં એક પ્રકારના નવીન જીવન અથવા નવીન ચૈતન્યને એટલામાટે ઉત્પન્ન કરી દે છે કે તે નવીન ચૈતન્યદ્વારા તે અત્યાચારપીડિત જાતિના લોકો પોતે જ પોતાના બાહુબળથી પોતાનો ઉદ્ધાર તથા ઉદય કરી શકે; પોતાના ધર્મસ્વાતંત્ર્યને સુરક્ષિત રાખી શકે અને પોતાની રાજસત્તાને પણ સ્થાપી શકે અર્થાત્ મેં પરમાત્માની પ્રેરણાથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે આટલી ધૂમધ્રકી મચાવેલી હોવાથી અને અત્યારે પરમાત્માની ઇચ્છાથી જ હિન્દુજાતિની જાગ્રતિમાટે મારા આ નશ્વર ભૌતિક શરીરનું બલિદાન અપાતુ હોવાથી મારા હૃદયમા મારા સદાશયથી કરેલા કર્મોનો પશ્ચાત્તાપ તથા મારા નેત્રોસમક્ષ આવીને ઊભા રહેલા મૃત્યુનો લેશમાત્ર પણ ભય થાય એ સર્વથા અશક્ય તથા અસભવનીય છે. હવે વિશેષ વાદવિવાદ કરવાની મારી ઇચ્છા ન હોવાથી અને જેને સાક્ષાત્ કાળ પણ ભયભીત નથી કરી શકતો તે પુરુષ સમસ્ત વિશ્વનો મહાસમ્રાટ હોવાથી વિશ્વના મહાસમ્રાટ તરીકે હું તને આજ્ઞા કરૂં છુ કે આ વૈરાગીના હૃદયને ચળાવવાના પ્રયત્નોને હવે ત્યજી દે અને મારા મૃત્યુની જે કાંઇ પણ વ્યવસ્થા કરાવવાની હોય તે સત્વર કરાવી દે"

બન્દા બહાદુરને પોતાના પક્ષમા લાવવાના અને મુસલ્માન બનાવવાના પોતાના તેમ જ અન્ય મુસ્લિમ સર્દારોના પ્રયત્નોને વ્યર્થ ગયેલા જોઇને બાદશાહ ફર્રુખસિયરે નિરાશાદર્શક નિશ્વાસ નાખ્યો અને અબ્દુલસમદખાને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે "આ કાફિર બન્દાનુ દિલ સખ્ત પત્થરનું બનેલુ હોવાથી કોઇ પણ રીતે નથી જ પીગળવાનું એટલે એને મુસલ્માન બનાવવાની ઉમ્મીદને છોડી દઇને એના સાથી બીજા સિખ્ખોને જિન્દગી તથા જરની લાલચમાં લપટાવીને મુસ્લિમ બનાવવાની કોશિશ કરો; કારણ કે, જો

એના સાથીઓ ઇસ્લામમા આવશે તો પણ કેટલેક અશે તો આપણી આબરૂ બચી જશે.''

બાદશાહના ફર્માન મુજબ અબ્દુલસમદખા હવે બન્દા બહાદુરના સાથી તથા મદદગાર સિખ્ખોને સબોધીને કહેવા લાગ્યો કે "બહાદુર સિખ્ખો, શહનશાહ સલામત એ બાબતને તો સારી રીતે જાણે છે કે તમોએ આ બદમાશ બન્દાના બહેકાવ્યાથી જ શહનશાહ તથા ઇસ્લામ સાથે દુશ્મની ખેડી છે અને મુસલ્માનોને તથા શાહી પક્ષના હિન્દુઓને માર્યા છે, આ ગુનાહો તમોએ પોતાની મરજીથી જ નથી કર્યા છતા પણ આ ગુનાહો તમારા હાથે થયા છે એટલી વાત તો યોગ્ય છે, ગરજ, કે, તમારા જેવા ગુનાહગારોમાટે શરીયત મુજબ ફાસી અથવા કતલ વગર બીજી કોઈ પણ સજા ન હોવાથી જો તમો પાક ઇસ્લામને કુબૂલ ફર્માવીને મુસલમાન થવાને તૈયાર થઇ જાઓ, તો રહમદિલ શહનશાહ સલામત તમારા બધા ગુનાહોની મોઆફી બક્ષીને તમારી જિન્દગી ઉપરાત તમોને મારા ઓહદા, જર તથા જમીનની નવાજિશ કરવાને પણ તૈયાર છે તો હવે જણાવી દો કે મુસ્લમાન થઇને આરામોચયનથી જિન્દગીને બસર કરવાનો તમારો વિચાર છે કે તમારા આ બેવકૂફ સર્દાર બન્દા પ્રમાણે હઠીલા થઇને કૂતરાની મૌતે મરી જવાનો તમારો નિર્ધાર છે ? તમારી 'હા' તથા 'ના' ઉપર તમારી જિન્દગી તથા મૌતનો આધાર છે '

'જેને તમો કૂતરાની મૌત કહો છો તેને જ અમો શહીદોની શહાદત અથવા ધર્મવીરોની હુતાત્મતા માનીએ છીએ અને તેથી અમો ધર્મભ્રષ્ટ અથવા મુસલમાન થઇને પાચ પદર વર્ષ વધારે જીવવા કરતા યશસ્વી મૃત્યુને વિશેષ પસદ કરીએ છીએ અમારા સર્દાર વીર વૈરાગી સાથે જે સવાલ જવાબ થયા છે તેટલા જ બસ છે હવે પૂછપરછની કશી પણ જુરૂરત નથી સાચો હિન્દુ કદાપિ મુસલમાન એટલે કે ધર્મભ્રષ્ટ નથી થવાનો એટલામાટે જે હુકમ ફર્માવવાનો હોય તે ફૌરન ફરમાવી દો " વીર વૈરાગીના દક્ષિણભાહુરૂપ

સિખ્ખ સર્દાર બાજસિંહે ટુંકો ને ટચ હોવા છતા ચોખ્ખો ને ચટ જવાબ સંભળાવી દીધો.

ત્યાર પછી તાજસિંહ નામક અન્ય સિખ્ખ સર્દાર મહાગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"ભયંકર ફણવૃન્દે જુલ્મપાસા હિન્દુપર ઢાળ્યા;
હજારો હિન્દુઓને મુસ્લિમોએ જીવથી ટાળ્યા;
સજીવન હિન્દુઓને પોર્ટુગીજે અગ્નિમાં બાળ્યા;
વિધર્મીએ હજી પણ જુલ્મને પાછા નથી વાળ્યા;
છતા પણ હિન્દુઓ જેવા હતા તેવા જ આજે છે;
પ્રથમ જેવો જ હિન્દુજાતિનો જયનાદ ગાજે છે.
ગહન છે કૈંક કારણ હિન્દુની હસ્તી નથી મટતી;
વધે છે જોશથી, પણ હિન્દુની વસ્તી નથી ઘટતી;
ધસે છે જુલ્મ સામે હિન્દુની મસ્તી નથી હટતી;
નિહાળી 'દીન' આગળ વીરતાને કોઇએ લટતી ?;
ન નમશે 'દીન'ને હિન્દૂ સદા જે વીરધર્મા છે;
થશે કાયર નહીં હિન્દૂ સદા જે વીરકર્મા છે !"

"આ બન્ને સિખ્ખ સર્દારો બદમાશ બન્દાના જમણા તથા ડાબા હાથ જેવા હોવાથી એઓ આવો જવાબ આપે એમાં કાંઇ નવાઇ નથી, પણ આ બીજા સિખ્ખોનો શો જવાબ છે?" બાદશાહ ફર્રુખસિયરે વક્રતાથી અન્ય સિખ્ખોના ઉત્તરને સાંભળવાની ઇચ્છા દર્શાવી.

"જે જવાબ અમારા સર્દાર બન્દા બહાદુર, સર્દાર બાજસિંહ તથા સર્દાર તાજસિંહનો છે તે જ અમો સર્વનો જવાબ છે." સર્વ સિખ્ખ વીરોએ એકત્ર સ્વરથી સભામંડપને નિનાદિત કરીને પોતાનું અંતિમ ઉત્તર સંભળાવી દીધું.*

---

* "Although life was promised to those who became Mohammadans, not one prisoner proved false to his faith." Irvine's 'Later Mughals,' Vol. I., p.318.

સર્વ મુસલ્માનોનો નિશ્ચય થઇ ગયો કે "આ વજ્રકઠોર સિખ્ખો અથવા હિન્દુઓના હૃદયોને એવી કોઇ પણ લાલસા નથી કે જે તેમના હિન્દુત્વથી તિલમાત્ર પણ ચળાવી શકે." એટલે પછી બાદશાહના ફર્માન મુજબ સૈયદ બધુઓએ પ્રથમથી લખી રાખેલા ફયસલાને હાથમા લઇને નીચે પ્રમાણે, સભળાવવાનો આરભ કરી દીધો —

"જો બાગી સિખ્ખો દીન ઇસ્લામને કુબુલ ફર્માવીને મુસલ્માન ન થઇ જાય અને હિન્દોસ્તાનની ઇસ્નામી શહનશાહત પ્રતિ હમેશા વફાદાર રહેવાના સૌગદ ન લઇ લે તો શહનશાહ સલામતનું એવુ ફર્માન છે કે હવે પછી જણાવવામા આવે તેવી રીતે આ કાફિરોમાના સો સો કાફિરોને દરરોજ જલ્લાદોએ કત્લ કરી નાખવા. ઇસ્નામ તથા ઇસ્લામી હૂકૂમતના દુશ્મનોમાટે મૌત તો એક ઓછામા ઓછી સજા છે. જો કોઇ બીજી આના કરતા પણ વધારે ખૌફનાક સજા દુશ્મને ઇસ્લામ કાફિરોમાટે ઇજાદ થઇ હોત, તો આ કાફિરોને જુરૂર તે સજા જ ફર્માવવામા આવત, પણ અફસોસ કે તેની કોઇ બીજી ખૌફનાક સજા ઇજાદ નથી થઇ !"

"આમીન, આમીન, આમીન !" સિખ્ખોએ એ મૃત્યુદડને આ શબ્દના ત્રિવાર ઉચ્ચારથી હર્ષપૂર્વક વધાવી લીધો,

એક નવયુવક સિખ્ખ, જેના મુખમડળમા હજી મૂછનો દોરો આછો આછો ઊગ્યો હતો તેવો સુકુમાર સિખ્ખ નવયુવક પોતાના સિતમગારોને સબોધીને અતિશય ગભીરતાથી કહેવા લાગ્યો કે "આ મૃત્યુદડને તો અમોએ હર્ષપૂર્વક વધાવી લીધો છે, પરતુ તમોએ પ્રતિદિનસ અમારામાના સો સો હિન્દુઓને મારી નાખવાની

"જેઓ (જે સિખ્ખો) મુસલ્માન થાય તેમને જીવતા રહેવા દેવાનુ જો કે વચન આપવામા આવ્યુ હતુ, પરતુ એક પણ (સિખ્ખ) બદિજન (જીવનરક્ષામાટે) પોતાના ધર્મથી ભ્રષ્ટ થયો ન હતો" અર્વાઇનકૃત 'લૅટર મુગલ્સ' ભા. ૧ લો પૃષ્ઠ. ૩૧૮.

જે વ્યવસ્થા કરી છે તે વ્યવસ્થાના યોગે હુતાત્માની પદવીને પ્રથમ પ્રાપ્ત કરી લેવામાટે અમારા વચ્ચે પ્રતિસ્પર્ધા કિંવા કલહ થવાનો સંભવ હોવાથી જો અમો સર્વનો એકસમયાવચ્છેદે એકત્ર વધ કરાવી નાખવાની અને હુતાત્માના દેવદુર્લભ પદને પ્રાપ્ત કરાવી આપવાની વ્યવસ્થા કરી આપશો, તો તમારો અમારાપર મોટો ઉપકાર થશે."

"તમારા કતલનો જે બંદોબસ્ત કરવામાં આવ્યો છે તે બરાબર છે." તે નવયુવક સિખ્ખની પ્રાર્થનાના ઉત્તરમાં મુહમ્મદ અમીનખાન કહેવા લાગ્યો "દરરોજ સો સો કાફિરોને જ મારવામાં આવશે અને તે કતલે કાફિરને બીજા કાફિરો જોતા રહેશે, તો ઇસ્લામ તથા ઇસ્લામી સ્લતનતના રોબોદાબનુ ભાન થતાં અને મૌત કેવી ખૌફનાક ચીજ હોય છે એ જાણવામાં આવતાં ઇસ્લામને કુબૂલ ફર્માવીને તેઓ મૌતના પંજામાંથી છૂટકી જશે તેમ જ કાફિરો આઇન્દા ઇસ્લામી હુકૂમતથી બર્ખિલાફ થઇને માથાં ઉપાડવાની ગુસ્તાખીને પણ ભૂલી જશે." તે નવયુવક સિખ્ખને આવા પ્રકારનું ઉત્તર આપ્યા પછી મુહમ્મદ અમીનખાન મુસ્લિમ ફૌજી સિપાહીઓને સંબોધીને કહેવા લાગ્યો કે "શહનશાહ સલામતનો એવો સખ્ત હુકમ છે કે અત્યારે આ કાફિર કેદીઓને કેદખાનામાં લઇ જાઓ અને સખ્ત બંદોબસ્તથી રાખો. દરરોજ સો સો કાફિરોને ચબૂતરા આગળ રૈયતના દેખતા કત્લ કરવાના છે અને જ્યા સૂધી બધા કાફિરો મૌતના મોઢામાં ધકેલાઇ જાય ત્યાં સૂધી એમના બદમાશ સર્દાર બન્દા અથવા બડા કાફિરને જીવતો રાખીને એ દેખાવ બતાવ્યા કરવાનો છે. બન્દાને મૌતની મજા આપવાના તરીકાને હવે પછી નક્કી કરવામાં આવશે."

"અને આ બદમાશ બન્દાની જ઼ાંદરાજ઼ તથા ગુસ્તાખ બીબી, બન્દાના કમ્સિન પિસર–પુત્ર–તથા એ માસૂમ બચ્ચાની ધાવને ક્યાં રાખવાનાં છે ?" ગોલંદાજોના અફસર તથા કેદખાનાના ઉપરી ઇબ્રાહીમખાને જિજ્ઞાસા દર્શાવી.

"એમને શાહી જ઼નાનખાનામાં લઇ જાઓ અને ત્યાં હિફા-

જતથી રાખો જો એ કાફિર હોવા છતાં બહાદૂર ઔરત માની જશે તો ઠીક છે, નહિ તો એને પણ તે જ સજા અપાશે કે જે સજા આ કાફિરોને સભળાવવામા આવી છે" બાદશાહ ફર્રૂખસિયરે બન્દા બહાદુરની ધર્મપત્ની વીરમતી, તેના પુત્ર તથા તે પુત્રની ધાવને પોતાના જનાનખાનામા પહોચાડવાનો હુકમ ફર્માવ્યો.

પરતુ એ હુકમને સાભળતા જ વીરમતી સિંહી સમાન ગર્જના કરતી બોલવા લાગી કે "શહનશાહ, આ હિન્દુ ઔરતને, આ બાળકને અને તેની આ ધાવને જીવિત અવસ્થામા તો વીર વૈરાગીથી વિભક્ત કરીને આપના જનાનખાનામા કોઇ પણ લઇ જઈ શકે તેમ નથી કૃપા કરીને અમોને પણ વીર વૈરાગી સાથે કારાગૃહમાં રાખવાનો જ પોતાના અફસરને આપ હુકમ ફર્માવી દો અને મારા પતિદેવની તેમના મૃત્યુ પર્યન્ત સેવા કરવાનો લાભ મને મેળવી લેવા દો જો આટલી ઉદારતા પણ આપ નહિ દર્શાવો તો મારે અત્યારે અને આ ક્ષણે જ આત્મહત્યા કરી નાખવી પડશે, કારણ કે, પવિત્રતાની રક્ષામાટે જીવનની આહુતિ આપી દેવી એ હિન્દુનારીમાટે એક સામાન્ય કાર્ય છે અને ઇતિહાસ હિન્દુનારીના એ સ્વભાવની સંપૂર્ણ સાક્ષી આપી રહ્યો છે"

બાદશાહ ફર્રૂખસિયર ક્ષત્રિય નારીઓની પવિત્રતાની રક્ષામાટે સજીવન દેહને ભયાનક અગ્નિજ્વાળામા હોમી દેવાની પ્રચડ શક્તિને પૂર્વ ઇતિહાસોદ્વારા જાણતો હોવાથી અને મેવાડમાં ઘટેલી એવી અનેક ઘટનાઓની કથાઓ તેણે સાભળેલી હોવાથી આ વિષયમા અધિક દુરાગ્રહ ન કરતા હાલ તરત તેણે વીરમતી, તેના પુત્ર તથા તે પુત્રની ધાવને બન્દા પાસે કારાગૃહમા રહેવાની અનુમતિ આપી દીધી એટલે તે સર્વ બદિજનોને તત્કાળ ગોલદાજોના અફસર ઇબ્રાહીમખાનની દેખરેખ તળે દિલ્હીના તિરપોલિયા દરવાજા પાસેના કેદખાનામા લઇ જવામા આવ્યા

જ્યારે બન્દાને, તેના પારિવારિક જનોને તથા તેના સહચર તથા સુખદુઃખભાગી વીર સિક્ખોને કારાગૃહમા લઇ જવામા

આવ્યા, ત્યારે જે એક પ્રૌઢા પંજાબી પ્રમદા અત્યાર સુધી પ્રેક્ષકોના સમુદાયના અગ્રભાગમાં ઊભી રહીને આજની અદાલતે ઇન્સાફના કાર્યનું અવલોકન કરી રહી હતી તે હવે એકદમ નેત્રોમાંથી અશ્રુઓની વૃષ્ટિને વર્ષાવતી શહનશાહ સલામત સમક્ષ દોડી આવી અને 'ફરિયાદ, ફરિયાદ, ઇન્સાફ, ઇન્સાફ, રહમ, રહમ !' ના પોકારો કરવા મંડી ગઈ. બાદશાહે પૂછ્યું કે "અય ઔરત, તું કોણ છે? શાની ફરિયાદ લાવી છે? શાનો ઇન્સાફ માગી રહી છે અને રહમને માગવાનો શો સબબ છે?"

"આદિલ તથા રહમદીલ સુલ્તાન, ઇશ્વર તમારૂં કલ્યાણ કરે અને તમારો યકબાલ તથા જહોજલાલ દિવસાનુદિવસ વધતો રહે" આવી રીતે આશીર્વાદ આપીને તે પંજાબી પ્રમદા ધ્રૂસકે ધ્રૂસકે રડતી કહેવા લાગી કે "આલમપનાહ, હું એક હિન્દુ વિધવા છું, અમારી જન્મભૂમિ તથા નિવાસભૂમિ પંજાબ છે; મારો એકનો એક પુત્ર છે કે જેની અવસ્થા સત્તર વર્ષની છે. નખ્ખોદ જાય મારા રોયા એ બન્દા તથા તેના સાથીઓનું કે જેઓ મારા એ આંધળીની લાકડી સમા દીકરાને, તે ગુરુનો સિખ્ખ અથવા ખાલસા ન હોવા છતાં પણ, બળાત્કારે મારી પાસેથી છીનવીને ઉપાડી ગયા છે અને તેમના પાપે મારી આંખોના તારા માટે આજે લેવાદેવા વગર મરી જવાનો પ્રસંગ આવી લાગ્યો છે. આ ગરીબ હિન્દુ બેવાની આપ નામદારના ચરણોમાં એટલી જ પ્રાર્થના છે કે મારો પુત્ર ગુરુનો ખાલસા ન હોવાથી અને સિખ્ખો તેને બળાત્કારે પકડીને લઇ ગયેલા હોવાથી મારા એ પુત્રને રહમ કરીને છોડી દ્યો અને મારા જીવતરને ધૂળમાં મળતું અટકાવી દ્યો. મારી આ વાર્તા જો આપ નામદારના માનવામાં ન આવતી હોય તો સર્દાર કુતુબુલ્મુલ્ક તથા તેમના દીવાન રતનચંદને પૂછવાથી મારી સચ્ચાઈના સંબંધમાં આપ નામદારની બરાબર ખાત્રી થઇ જશે"

"પકડાયલા સિખ્ખોના ટોળામાં આટલી નાની ઉમ્રનો તો તે જ છોકરો હતો કે જે બધા સિખ્ખોને એક જ વેળાયે કત્લ કરાવી

નાખવાની માગણી એટલામાટે કરી રહ્યો હતો કે જેથી કોઇને પણ શહીદ થવાની ઇજાજત પહેલી ન મળી જાય. તે છોકરો તો બધાથી પહેલો શહીદ થવાને તૈયાર છે અને તું આમ બોલી રહી છે તો મારે હવે કઇ વાતને સાચી માનવી ?" બાદશાહે તે નવયુવકને ઓળખી લઇને પોતાના હૃદયમાં ઉદ્‌ભવેલા સંશયને આવી રીતે વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

સર્દાર કુતુબુદ્દીન એ વેળાયે ઇન્સાફની અદાલતમાં હાજર હોવાથી અને તે પંજાબી પ્રમદાએ દીવાન રતનચંદદ્વારા પ્રથમથી જ તેને પોતાની વકીલાત કરવા સાધી લીધેલો હોવાથી વકીલાત કરવાની વેળાને આવી લાગેલી જોઇને તે એ અબળાની વકીલાત કરતો શહનશાહને સંબોધીને કહેવા લાગ્યો કે: "આ હિન્દુ વિધવાને મારો દીવાન રતનચંદ સારી રીતે ઓળખે છે; આ એક પાકદામન ઔરત છે અને એના નૂરે નજરને બદમાશ સિખ્ખો જબર્દસ્તીથી જ ઊપાડી લાવ્યા છે અહીં તે શહીદ થવાની વાતો કરી રહ્યો હતો તે બન્દાના જાદૂના અસરથી તથા સિખ્ખોના ડરથી; નહિ કે પોતાની મરજીથી. આ ખાદિમની પણ આપ નામદારને એ જ સલાહ છે કે જો આ પાકદામન બેવાના નૂરે નજરને છોડી દેવામાં આવે, તો વધારે સારૂં છે, પછી તો જેવી આલમપનાહની મરજી."

"ઠીક છે, એ છોકરાને આજકાલમાં જ કત્લ કરી નાખવામાં ન આવે એવો બંદોબસ્ત હું અત્યારે જ કરાવી દઉં છું અને કેટલોક વિચાર કરવાનો છે તે કરીને બે દિવસ પછી હું તેને જીવતો છોડી મૂકીશ." બાદશાહે કહ્યું

તે વિધવા માતા બાદશાહના શિરપર આશીર્વાદોની વૃષ્ટિને વર્ષાવતી અને બાદશાહની દયાને આકર્ષવામાટે બન્દા બહાદુર તથા તેના સહચર સિખ્ખોને ગાળો ભાડતી ત્યાંથી પોતાના રહેઠાણ તર્ફ જવાને રવાના થઇ ગઇ. અહીં જણાવવાની આવશ્યકતા છે કે જ્યારે ગુરુદાસપુરના ઘેરાના સમયમાં બન્દાનો પરાજય થયો ત્યારે એ પંજાબી વિધવા નિકટના એક ગામમાં વસતી હોવાથી અને તેનો પુત્ર

મરી ગયો ન હોતો, પણ પકડાઈ ગયો હતો અને પકડાઈ ગયેલા સિક્ખોને દિલ્હીમા મૃત્યુદંડ મળવાનો સભવ હતો એવા સમાચાર તેના સાભળવામા આવેલા હોવાથી પોતાના પુત્રના જીવનની રક્ષા કરવામાટે તે દિલ્હીમાં આવી લાગી હતી અને તેનો સ્વર્ગવાસી પતિ તે પોતે તથા તેનો પુત્ર સર્વ સિક્ખ થયેલા હોવા છતા કેવળ પોતાના પુત્રને મૃત્યુના મુખમાથી બચાવવામાટે તેણે દીવાન રતનચદના ઉપદેશ અનુસાર બાદશાહ ફર્રુખસિયર સમક્ષ તેનો પુત્ર સિક્ખ ન હોવાની અને સિક્ખો તેને બળાત્કારે ઉપાડી ગયેલા હોવાની બિલ્કુલ જૂઠી અને અક્ષરશઃ બનાવટી વાર્તા જ કહી સભળાવી હતી અસ્તુ

* * * * *

ઉપર જણાવ્યા પ્રમાણે બન્દા બહાદુર તેની પત્ની વીરમતી, તેના અલ્પવયસ્ક કુમાર પુત્ર, તે પુત્રની ધાવ તથા તેમની સાથે કેવળ ત્રીસથી ચાળીસ સિક્ખોને તિરપોલિયા દરવાજા પાસેના કારાગૃહમા રાખવામા આવ્યા હતા અને બાકીના સઘળા સિક્ખ વીરોને તેમના કતલના બદોબસ્તમાટે અથવા તો તેમને અપાયલી મૌતની સજાના ફર્માનની તામીનમાટે શહરકોતવાલ સરબરાહખાનના હાથમા સોપી દેવામા આવ્યા હતા ઇન્સાફની અદાલતમા અપાયના ચૂકાદાને બીજે દિવસે જ એટલે કે ઇ સ ૧૭૧૬ના માર્ચ માસની પદરમી તારીખે શાહી ફર્માનને અમલમા મૂકવાના અથવા તો સિક્ખ વીરોને મારી નાખવાના ભીષણ મર્યનો એકદમ આરભ કરી દેવામા આવ્યો બન્દાને જેવી રીતે ઇન્સાફની અદાલતમા લાવવામા આવ્યો હતો તેવી જ રીતે પાજરામા પૂરીને દિલ્હીના ચબૂતરા આગળ લાવવામા આવ્યો અને એક સો સિક્ખોના પ્રથમ સમુદાયને સિપાહીઓ ત્યાં લઇ આવ્યા બન્દાએ જોયું તો ત્યા એવા પ્રકારના ચાર કાષ્ઠયત્રો તૈયાર રાખવામાં આવ્યા હતા કે જેમા નાખીને ગુનાહગારોની ગર્દનોને છાગી નાખવામા આવતી હતી તત્કાળ એમાના ચાર સિક્ખોને તે કાષ્ઠયત્રમા ઉભા રાખીને જકડી લેવામા આવ્યા અને તેમના માત્ર બહાર રહેલા

મસ્તકોને પોતાની તલ્વારોને તૈયાર રાખીને ઊભેલા ચાર ભીમકાય જલ્લાદોએ પોતાની તલવારોના પ્રહારથી તેમના ધડોથી જૂદાં પાડી દીધા. ત્યારપછી તે મૃત સિખ્ખોનાં ધડોને યંત્રોમાંથી કાઢી લઇને બીજા જીવિત ચાર સિખ્ખોને યંત્રમાં ચઢાવવામાં આવ્યા અને તેમનો શિરચ્છેદ પૂર્વ પ્રમાણે જ કરી નાખવામાં આવ્યો. આવી રીતે માર્ગમાં જતા આવતા સહસ્રાવધિ મનુષ્યો સમક્ષ એક પ્રહર જેટલા સમયમાં એક સો સિખ્ખોને જલ્લાદોએ શાહી ફર્માન મુજબ કત્લ કરી નાખ્યા અને ત્યાર પછી તે સિખ્ખોના વિભક્ત થએલાં મસ્તકો તથા ધડોને અગ્નિસંસ્કારમાટે હિન્દુઓના હસ્તમાં સોંપવાને બદલે ભંગીઓદ્વારા ઉપડાવીને નગર બહાર જંગલમાં વૃક્ષની શાખાઓમાં લટકાવવામાટે અને લોકોને તેમનું પ્રદર્શન કરાવવામાટે ગાડાંમાં ભરીને મોકલી દેવામાં આવ્યા અને તે એટલામાટે કે તેમના દર્શનથી હિન્દુપ્રજાના હૃદયોમાં મુસ્લિમ શાસનનો એવા પ્રકારનો પ્રભાવ પડતો રહે કે મુસ્લિમ હુકૂમતનો વિરોધ કરવો એ જાણીજોઇને પોતાના વિનાશ અથવા કાળને આવાહન કર્યા સમાન છે. અર્થાત્ આવા ભયથી હિન્દુઓ મુસ્લિમ રાજસત્તા તથા ઇસ્લામનો વિરોધ કરતા અટકી જાય, એટલો જ આવા પ્રકારની અમાનુષ તથા પૈશાચિક ક્રૂરતાને દર્શાવવામાં મુસ્લિમ શહનશાહ તથા તેના મુસ્લિમ અફસરોનો ઉદ્દેશ હતો એમ ઇતિહાસકારો કહે છે અહીં એ વાર્તાને જણાવી દેવાની પણ આવશ્યકતા છે કે એ સિખ્ખોને મૃત્યુના ભક્ષ બનાવવા પૂર્વે એવો સવાલ સરબરાહખાને પૂછ્યો હતો કે: "જો તમે ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થવાને તૈયાર હો, તો તમોને તમારી જિન્દગી બખ્શી દેવાની અને તમારી બાકીની જિન્દગી આરામમાં વીતી જાય તેવો બંદોબસ્ત કરી આપવાની શહનશાહ સલામતની ખાહિશ છે" પરંતુ શાશ્વત ધર્મને વેચી નાખીને નશ્વર જીવનને ખરીદવાની નીચતા એક પણ સિખ્ખે ન દર્શાવી એટલે પછી શાહી ફર્માનની તામીલ કરવામાં આવી અને તેમને ઉપર જણાવ્યા પ્રમાણે કત્લ કરી નાખવામાં આવ્યા. આ દૃશ્ય દેખાડવામાટે બીજા સિખ્ખોને પણ લોઢાની સાંકળોથી જકડી લઇને પંક્તિબદ્ધ

એટલામાટે ઊભા રાખવામાં આવ્યા હતા કે તેમનાં હૃદયો ભયભીત થઈ જાય તો તેઓ પોતાના હઠને ત્યજી દઈને ઇસ્લામને સ્વીકારી મુસલમાન થવાના નિશ્ચયપર આવી જાય.

બીજે દિવસે પણ એ જ પ્રમાણે એક સો સિખ્ખોના દ્વિતીય સમુદાયને મૃત્યુના મુખમાં ધકેલી દેવામાં આવ્યો અને સાત દિવસમાં સાત સો સિખ્ખોનો સંહાર થઇ ગયો છતાં સર્વ સિખ્ખોએ હસતાં હસતાં ધર્મરક્ષામાટે પોતાના પ્રાણોનાં બલિદાન આપી દીધાં અને એક પણ સિખ્ખે જીવનરક્ષામાટે મુસલમાન થવાની ઇચ્છામાત્ર પણ ન દર્શાવી. આઠમો દિવસ એટલે કે બન્દાના બલિદાનનો દિવસ પણ અંતે આવી લાગ્યો.

* * * *

આજે ચબૂતરા અથવા કોતવાલી આગળના ખુલ્લા મયદાનમાં વીર વૈરાગીને પૂર્વવત્ પાંજરામાં પૂરીને અને તેનાં સ્ત્રી, પુત્ર તથા તેના બાકી રહેલા ચાળીસ સિખ્ખ અનુયાયીઓને તેમનાં હાથો તથા પગોમાં હાથકડીઓ તથા બેડીઓ નાખીને હાજર કરવામાં આવ્યા હતાં.' બાદશાહ ફર્રુખસિયર પોતાના નાના મોટા તમામ અફસરો તથા કાજીના પદને શોભાવનારા (?) સૈયદ બિરાદરો સહિત ત્યાં આવી લાગ્યો અને તે સર્વ તેમના માટે ત્યા પ્રથમથી જ ગોઠવી રખાયલાં આસનોપર વિરાજી ગયા. દિલ્લીના હિન્દુ તથા મુસ્લિમ પ્રજાજનો પણ ત્યાં આવીને હજારોની સંખ્યામાં એકઠા થઇ ગયા હતા. હિન્દુઓમાટે બન્દાબલિદાનનું દૃશ્ય નિરીક્ષણીય ન હોવા છતાં પણ હિન્દુઓ એ દૃશ્યને જોવામાટે આટલી મોટી સંખ્યામાં આવ્યા હતા તેનું કારણ એ હતુ કે બાદશાહ ફર્રુખસિયરે આગલે દિવસે સમસ્ત દિલ્લી નગરમાં એવો ઢંઢેરો પીટાવી દીધો હતો કે: "મુકૈયદ બન્દાને જો તે ઇસ્લામને કુબૂલ ફર્માવીને મુસલમાન નહિ જ થાય, તો આવતી કાલે મધ્યાહ્નસમયે બગાવતના ગુનાહમાટે અપાતી મૌતની સજા, આપવામાં આવશે એટલે તે વેળાયે દિલ્લીની રૈયતના તમામ મર્દોએ ચબૂતરા આગળ હાજર થઇ જવું. જો કોઇ પણ મર્દ એ વેળાયે

ઘરમાં બેસી રહેશે અથવા તો પોતાના કામધંધામાં લાગી જશે તેને એક સો રૂપિયા દંડ તથા એક મહિનાની કેદની સજા ભોગવવી પડશે." અર્થાત્ આવા પ્રકારના શાહી ફર્માનથીજ હિન્દુઓને એ દશ્ય જોવામાટે અનિચ્છાપૂર્વક ત્યાં આવવું પડ્યું હતું. અસ્તુ. બાદશાહના ફર્માનથી પ્રથમ વીર વૈરાગીને જંગલી જાનવર પ્રમાણે ઘસડીને પાંજરામાંથી બહાર કાઢવામાં આવ્યો અને બાદશાહથી પચીસ કદમ દૂર ઊભો રાખવામાં આવ્યો.

"બાગી બન્દા," બાદશાહ ફર્રૂખસિયર બન્દાને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યોઃ "તને હજી પણ વિચાર કરવામાટે થોડોક વક્ત આપવામાં આવે છે; હજી પણ વિચાર કરીને પોતાના હઠને તજી દે અને દીન ઈસ્લામને કુબૂલ ફર્માવી પોતાની જિન્દગીને બચાવવા સાથે તારી આ બીબી, તારા નૂરેનજર પિસર તથા તારા આ જાંનિસાર સિખ્ખોની જીન્દગીને પણ બચાવી લે, કારણ કે, જો તું મુસલ્માન થઇશ તો એ બધાંય બાખુશી મુસલ્માન થઈ જશે અને મુસલ્માન થતાંની સાથેજ મોતના પંજામાંથી બચીને મારી નવાજિશોથી માલદાર થવાના મૌકાને પણ મેળવી શકશે. તને તો હું મારો અફસરજંગ જ બનાવી દઇશ."

"બેવકૂફ સુલ્તાન, હજી પણ તું પોતાની બેવકૂફીનું પ્રદર્શન કરતો રહ્યો છે અને અમોને અમારા ધર્મથી ચળાવવાની ફુજૂલ કોશિશ કરી રહ્યો છે એ જોઇને મારા મનમાં આશ્ચર્ય થાય છે અને લોકો મનમાં તારી હાંસી કરી રહ્યા છે. અમોને મુસલ્માન બનાવવાની આશાને છોડી દે અને એક પળમાત્ર અથવા નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતાં જલ્લાદોને અમારા શિરચ્છેદનો હુકમ ફર્માવી દે." વીર વૈરાગીએ પોતાના સિદ્ધાંતમાં અચલ રહીને બાદશાહને પોતાનો અંતિમ નિર્ણય દર્શાવી દીધો.

"તું ઉન્મત્ત તો નથી થઇ ગયો ને ?" બાદશાહે જિજ્ઞાસા દર્શાવી.

"હા, હું જન્મ્યો ત્યારથી અત્યાર સુધી ઉન્મત્ત અને ઉન્મત્ત જ રહ્યો છું અને એક હિન્દુ તરીકે જન્મજન્માંતરમાં પણ ઉન્મત્ત

જ ગ્હેવાનો છુ કારણુ કે, " વીર વૈરાગીએ આ પ્રમાણે ઉત્તર આપીને નિમ્ન ઉદ્‌ગારો ગંભીરતાથી કાઢયા —

" રહે ઉન્મત્ત હિન્દૂ ધર્મની નિર્મલ સુરા પીને,
કરીને સાધુરક્ષા હિન્દુ મારે દુષ્ટ પાપીને,
હુતાત્મા થાય હિન્દૂ પ્રાણુના બલિદાન આપીને
અમર થઇ જાય હિન્દૂ કીર્તિયશના સ્તંભૅ સ્થાપીને,
અકીર્તિયુક્ત જીવનને મરણુ સમ માનતો હિન્દૂ,
યશસ્વી મૃત્યુને વિશ્વે અમરતા જાણુતો હિન્દૂ "

" ત્યારે તુ કૂતરાની મૌતે મરી જવા જ માગે છે, શયતાન ?" બાદશાહ કોપ તથા ગર્જનાથી બોલ્યો

" જે ઇન્સાનને રાહેરાસ્તથી ભટકાવીને ગુમરાહ કરી નાખે છે તે જ કહેવાય છે શયતાન અને આ બન્દા તો આજે શયતાનના બહેકાવ્યાથી ગુમરાહ ન થતા થઇ જવાનો છે ધર્મબલિદાન !" બન્દાએ પણુ કોપ તથા ગર્જનાપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા

"બહુ સારૂ" આની રીતે બન્દાના શબ્દોનું ક્રોધમાં જ ઉત્તર આપીને બાદશાહે અન્ય સિખ્ખોને પૂછ્યુ કે " તમારો છેવટનો શો જવાબ છે ?"

" અમારા પૂજ્ય નેતા વીર વૈરાગીનો જે જવાબ તે જ અમારો જવાબ છે કે જે બિલ્કુલ લાજવાબ છે. " હુતાત્માના પદની પ્રાપ્તિ માટે લાલાયિત તથા અધીર થયેલા સિખ્ખોએ એકવાક્યતાથી ઉત્તર આપ્યુ

" તો પછી હવે વિલંબ કરવાની કશી પણુ આવશ્યકતા નથી, પ્રથમ આ હઠીલા સિખ્ખોને હલાલ કરો અને ત્યાર પછી મારી પ્રથમથી અપાઇ ગયેલી સૂચના પ્રમાણે આ બદમાશ બન્દાનો પણ ખાતમો કરી નાખો " બાદશાહે જલ્લાદોને સંબોધીને પોતાનો છેલ્લો હુકમ ફર્માવી દીધો

એ જ વેળાયે વળી પાછી પેલી પંજાબી હિન્દુ વિધવા બાદશાહ સમક્ષ આવી લાગી અને રોતી કકળતી કહેવા લાગી કે "મને આપ નામદારે આપેના કૌલ પ્રમાણે મારા લાલને બચાવો અને ત્યાર પછી આ સઘળા ગુનાહગારોને જન્નતમા કે જહન્નમમા જ્યા મોકલવાના હોય ત્યા મોકલાવો ક્યાક એવુ ન થાય કે સૂકા સાથે લીલુ પણ બળી જાય અને ઘઉં સાથે કાકરો પણ દળાઇ જાય "

" બેઅમ ઔરત, તુ ઠીક વક્ત પર આવી લાગી, નહિ તો ગુનાહગારો સાથે તારો દીકરો પણ હણાઇ જાત અને મારા પર એક બેગુનાહ નૌજવાનને કત્લ કરાવી નાખવાનો ઇલ્જામ આવી જાત " તે સિખ્ખ વિધવાને આવા પ્રકારનુ ઉત્તર આપીને તે સિખ્ખ યુવકને પોતા સમક્ષ બોલાવી મગાવીને બાદશાહ કહેવા લાગ્યો કે "નૌજવાન મર્દ, તુ સિખ્ખ અથવા ખાલસા ન હોવા છતા આ બદમાશ સિખ્ખો બળાત્કારે તને પોતાના લશ્કરમા ભરતી કરવા માટે પકડી લાવેલા હોવાથી તારી નૌજવાની અને તારી બેવા માદરની બેકસી તથા બેઅમીપર રહમ લાવીને હું તને છોડી મૂકવાની ઉદારતા દર્શાવુ છુ હુ તને મુસલ્માન થવામાટે મજબૂર નથી કરતો છતા એટલુ તો અવશ્ય કહુ છુ કે જો તુ મુસલ્માન થઇને શાહી મુલાજિમતમા જોડાઇ જઇશ, તો તારો દિવસ ફરી જશે અને તારા નસીબનો સિતારો ચમકી જશે, પછી તો જેવી તારી મરજી "

પ્રથમ તો તે નવયુવક સિખ્ખ આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો અને વિસ્ફારિત નયનોથી બાદશાહના મુખમડળને જોઇ રહ્યો ત્યાર પછી પોતાની માતાને તિરસ્કારસૂચક દૃષ્ટિથી જોતો બાદશાહને સબોધીને તે અત્યત નિર્ભયતાથી કહેવા લાગ્યો કે "જેણે એમ કહ્યુ હોય કે અમો સિખ્ખ અથવા ખાલસા નથી તેણે હડહડતુ જૂઠાણુ કર્યું છે, ચોખ્ખી ઝખ મારી છે અને અમારા કુળની પ્રતિષ્ઠામા કલક લગાડવાનો જ નીચ પ્રયત્ન કર્યો છે મારા જનક ગુરુ ગોવિન્દ સિંહજીના ખાલસા હતા અને ખાલસા હોવાથી હું પણ મારી પોતાની ઇચ્છાથી જ બન્દા બહાદુરના સૈન્યમા ધર્મના ઉદ્ધારમાટે એક અવૈતનિક

સૈનિક તરીકે આવ્યો છુ મારી માતા એક વીર નરની કન્યા, એક વીર પતિની પત્ની તથા આ વીર પુત્રની માતા હોવાથી પોતાના પુત્રના નશ્વર જીવનની રક્ષામાટે આવા અસત્યવાદથી પોતાનાં ઉભય કુલને કલંકિત કરે એમ માનવાની મારો આત્મા મને ના પાડી રહ્યો છે. હુ સર્વથી પ્રથમ મારા ધર્મમાટે, મારી જાતિમાટે અને મારા દેશમાટે મારા લૌકિક શરીરનું બલિદાન આપવાને તૈયાર છું; મને કલંકિત જીવનની ભિક્ષા નથી જોઈતી, તો જલ્લાદને હુકમ ફરમાવો કે તેની તલ્વાર આજના હિન્દુહત્યાકાંડના શ્રીગણેશ મારી હત્યાથી જ કરી બતાવે અને મારો અમર આત્મા હુતાત્માની પદવીથી વંચિત ન થઈ જાય, એની સભાળ રાખે. આ અમર લોકના માર્ગમાંથી પાછો વળે તે હિન્દુ મહાદુર્ભાગી જ હોવો જોઈએ. ”

“ મારા લાલ, મારી આંખોના તારા, આપણે સિખ્ખ ન હોવા છતાં અને આ લોકો તને બળાત્કારે સૈન્યમાં ભરતી કરવાને ઉપાડી ગયેલા હોવા છતા તુ આમ બોલી રહ્યો છે એ તારા હૃદયમાં થયેલા બન્દાના જાદુનું જ પરિણામ છે અથવા તો સિખ્ખોના ભયનુ જ આ ફળ છે, પરતુ હવે સિખ્ખો તારા એક વાળને પણ વાંકો કરી શકે તેમ નથી એટલે ભયથી મુક્ત થા અને દયાળુ ફરૂખ-શાહનો ઉપકાર માનીને મારી સાથે ઘેર ચાલ એટલે થોડા દિવસમાં જ હું તારા લગ્નની તૈયારી કરીને જીવતાં છવત પુત્રને પરણાવવાનો લ્હાવો લઈ લઉ. ” વાત્સલ્યવતી માતાએ હજી પણ પુત્રને બચાવવાની આશાથી આવી રીતે અસત્યનુ અવલંબન કરી લીધુ.

હવે તે નવયુવકનાં નેત્રો કોપથી રક્તવર્ણ થઈ ગયાં અને તે અત્યત તિરસ્કાર દર્શાવતો બોલવા લાગ્યો કે: “ માતા, તુ વીરપત્ની તથા વીરજનની હોવા છતાં આટલી સીમા પર્યન્ત ક્ષણિક સંસારના મોહબધનમા જકડાયલી છે, એ રહસ્ય આજે જ મારા જાણવામાં આવ્યું. તુ મારી જન્મદાત્રી હોવાથી વધારે કાંઈ પણ ન કહેતાં હું તને એટલું જ કહું છુ કે તું અહીંથી એકદમ પ્રયાણ કરી જા અને

મારી જીવન્મુક્તિના માર્ગમાં વિઘ્નરૂપિણી અથવા કંટકરૂપિણી ન થા. હું હુતાત્મા થવાને કટિબદ્ધ થયો છું તે બન્દા બહાદુરના જાદૂ કે સિખ્ખોના ભયનું પરિણામ નથી; કિન્તુ પરમસનાતન, પરમપુરાતન તથા પરમસત્ય વૈદિક હિન્દુધર્મના જાદૂ અને ક્ષત્રિયકુળની પ્રતિષ્ઠાના ભયનું જ પરિણામ છે. તારો અત્યાર સૂધીનો અસત્યવાદ પર્યાપ્ત હોવાથી હવે અધિક અસત્ય ભાવણથી પોતાની જિવ્હાને અપવિત્ર ન કર; આ અસત્યવાદના પાપનો પશ્ચાત્તાપ કર અને આજના મારા બલિદાનના અવસરને એટલામાટે અનન્ય આનંદના અવસર તરીકે માની લે કે આજે તારા ઉદરથી જન્મેલો આ તારો પુત્ર હિન્દુધર્મને સુરક્ષિત રાખીને પોતાના પ્રાણનું બલિદાન તથા પોતાના શરીરની આહુતિ આપી પુત્રને અપાયલા 'કુલદીપક' નામની સાર્થકતા કરી રહ્યો છે; તારી કૂખ તથા તારા ધાવેલા દૂધની પ્રતિષ્ઠાને વધારી રહ્યો છે અને ખાટલામાં પડી રીબાઇ રીબાઇ કાયરની મૌતે મરવાને બદલે આનંદપુલકિત હૃદય તથા હાસ્યમંડિત વદનથી દુશ્મનના જલ્લાદની તલ્વારને પોતાની ગર્દન પર ધારણ કરી રહ્યો છે. જા અને હવે વધારે દીકરાઘેલી ન થા. જેટલી ગાંડાઇ દેખાડી તેટલી બસ છે."

"નાદાન છોકરા, હજી પણ માની જા; તારી માતાપર દયા લાવીને મૌતના પંજામાંથી છટકી જા: હાથે કરીને મૌતનો શિકાર ન થા." બાદશાહે ઉપદેશ આપ્યો.

"તમો તમારી ઇચ્છા પ્રમાણે વર્તો અને મને મારી ઇચ્છા પ્રમાણે વર્તવા દ્યો. જો અત્યારે તમો મને કત્લ નહિ કરાવી નાખો, તો અહીંથી છૂટો થઇને હું સર્વથી પ્રથમ તમોને જ મારી નાખવાનો ઉદ્યોગ કરીશ કે જેથી હિન્દુજાતિ તથા હિન્દુધર્મ તમારા શયતાની અત્યાચારોથી મુક્ત થઇ જાય." તે સિખ્ખ નવયુવકે જાણી જોઇને બાદશાહના હૃદયમાં કોપને ઉત્પન્ન કરનારા શબ્દો ઉચ્ચાર્યા.

બાદશાહના અંતઃકરણમાં તેના આ શબ્દોનું તેની ધારણા અનુસાર પરિણામ થઇ ગયું અને બાદશાહે કોપના આવેશમાં

જલ્લાદને હુકમ ફર્માવ્યો કે "આ બદમાશ છોકરાને એકદમ કત્લ કરી નાખો કે જેથી આ બખેડો મટી જાય અને આ તકરારનો છેડો આવી જાય !"

"ખરેખર, આવા કાફિરોને જીવતા રાખવા તે મુસલમાનોની જિન્દગીને જોખમમા નાખવા બરાબર છે" કાજી સાહબોએ ગભીરતાથી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

"ધન્ય છે, વીર યુવક તારા અલૌકિક આત્મબળ, તારી અદ્વિતીય ધર્મપ્રિયતા તથા અનન્ય નિર્ભયતાને !" પિંજરબદ્ધ વીર વૈરાગી તે યુવકને હાર્દિક ધન્યવાદ અર્પતો બોલવા લાગ્યો 'જ્યારે હિન્દુસ્થાનમા તારા જેવા હિન્દુ યુવકો વિપુલ સખ્યામા ઉત્પન્ન થશે ત્યારે જ આપણી જનની જન્મભૂમિ, આપણી પવિત્ર હિન્દુજાતિ તથા આપણો સનાતન વૈદિક ધર્મ આ આતતાયી વિધર્મીઓના અત્યાચારોથી મુક્ત થઇને અનતકાલ પર્યન્ત સજીવન રહી શકશે' આ મુસ્લિમ બાદશાહોના પાપોનો ભાર પૃથ્વી પર વધતો જાય છે એટલે હવે હિન્દુસ્થાનના મુસ્લિમસત્તારૂપ ગગનમા મુસ્લિમોની તરક્કીના આફતાબના તુલૂ થવાનો સમય મને તો બહુ જ નજદીકમા આવેલો દેખાય છે કારણકે —

"તરે છે ધર્મની નૌકા, ડુબે છે પાપની તરણી,
મળે છે ફળ સદા તેવુ જ જેવી હોય છે કરણી,
વધે જો ભાર પાપોનો સહી શકતી નથી ધરણી
વિજય પામ્યો નથી સસારમા કોઇ દુરાચરણી
કર્યું પરમાત્માએ નહિ કદાપિ પાપમંડન છે,
જગતમાં કાર્ય ઇશ્વરનું નિરતર પાપખડન છે !"

"જલ્લાદો, જોઇ શુ રહ્યા છો ? શાહી ફર્માનની ફૌરન તામીલ કરો" મુહમ્મદ અમીનખાને તે નવયુવક હિન્દુની વીરતા તથા નિર્ભયતાથી આશ્ચર્યચકિત થઇને પોતાના કર્તવ્યને ભૂલી ગયેલા જલ્લાદોને તેમના કર્તવ્યનું સ્મરણ કરાવતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

જલ્લાદો સાવધાન થઇ ગયા; તે વીરશિરોમણિ હિન્દુ નવયુવકને યંત્રમાં બદ્ધ કરી દેવામાં આવ્યો અને જલ્લાદોના અફસરે હૃદયમાં તે નવયુવક હિન્દુ વીરની વારંવાર પ્રશંસા કરી પોતાની તલવારના એક જ પ્રહારથી તેના મસ્તકને ધડથી ભિન્ન કરી નાખ્યું. ચાળીસ સિખ્ખો તથા વીરનારી વીરમતીએ 'ધન્ય ધન્ય'ના નાદથી વાતાવરણને નિનાદિત કરી દીધુ

વીરવૈરાગીના મુખમાંથી આ ઉદ્ગારો નીકળ્યા —

"જો ખાતિર હયૂ વો હયૂ જાહિર જો હિન્દૂ હો તો અયસા હો;
મરે નિજ ધર્મકી ખાતિર જો હિન્દૂ હો તો અયસા હો!"

ત્યાર પછી જલ્લાદોની જાલિમ તલવારોએ બાકીના ચાળીસ સિખ્ખોને પણ એક પછી એક અનુક્રમે જોતજોતાંમા મંહારી નાખ્યા; છતાં એ હિન્દુ હુતાત્માઓનાં મોઢાં છેવટ સુધી હસતાં જ રહ્યાં અને કોઇએ પણ જાલિમ તથા સિતમગર ફર્રુખસિયર પાસેથી શાશ્વત હિન્દુત્વના વેચાણથી અશાશ્વત જીવનને ખરીદવાની ઇચ્છા ન દર્શાવી તે ન જ દર્શાવી. હવે વીર વૈરાગી તથા બન્દા બહાદુરના બલિદાનનો અંતિમ અવસર આવી લાગ્યો. બન્દાને વળી પણ એક વાર મુસલ્માન થવાનુ કહેવામાં આવ્યુ, પરંતુ તેણે જ્યારે એ પ્રસ્તાવપર લાનત વર્ષાવ્યા વિના બીજો કશો જવાબ ન જ આપ્યો ત્યારે પ્રથમથી જ કરી રખાયલી વ્યવસ્થા અનુસાર તેના તથા તેના અલ્પવયસ્ક પુત્રના બલિદાનની તૈયારીઓ થવા લાગી.

બન્દાને જંગલી જાનવર પ્રમાણે ઘસડીને પાંજરામાંથી કાઢી બહાર ઊભો રાખવામાં આવ્યો હતો એ તો ઉપર આપણે જોઇ આવ્યા છીએ. હવે તેને બળાત્કારે કોઇ એક શહનશાહ જેવો જરીન પોશાક તથા લાલરંગી પાઘડી પહેરાવવામાં આવ્યાં. જે ચાળીસ સિખ્ખોને થોડી વાર પહેલાં જ કત્લ કરી નાખવામાં આવ્યા હતા તે હુતાત્મા હિન્દુઓનાં મસ્તકોને ભાલાની અણીઓપર ચઢાવીને તેની ત્રણ બાજૂએ ગોઠવી દેવામાં આવ્યાં. બન્દાની પાળેલી બિલાડીને બન્દાના પગ સાથે બાંધી દેવામાં આવી અને કાજીઓના ઇશારાથી

જલ્લાદો શાહી ફર્માનની તામીલમાટે હાથોમા નાગી તલ્વારોને લઇને ઊભા રહી ગયા પરંતુ બન્દાએ તેના હાથમા મજબૂત હાથકડીઓ નખાયલી હોવા છતા તેને બળાત્કારે પહેરાવવામા આવેલા શાહી જરીન પોશાકને ફાડીને ફેકી દીધો અને પાઘડીને પણ ઉતારીને નીચે નાખી દીધી હવે તેના શરીરપર કટિભાગથી ગોઠણ સુધીના એક ટૂંક પાયજામા વગર બીજુ કાંઇ પણ વસ્ત્ર ન રહ્યુ તેની આ ચેષ્ટાને જોઇને સૈયદ બિરાદરોમાના તેના મોટા ભાઇએ તેને સમ્બોધીને કહ્યુ કે —

'અમારો તો તને શાહી ઠાઠમા કત્લ કરાવવાનો ઇરાદો હતો કે જેથી તમો કાફિરો પુનર્જન્મને માનતા હોવાથી અને 'અંતકાળે જેવી મતિ તેવી ગતિ' એવો તમારો એતકાદ હોવાથી આ જન્મમા તું શાહ ન થઇ શકયો તો બીજા જન્મમા તારાથી શાહની પદવી મેળવી શકાય પરંતુ તું મૂળ વૈરાગી હોવાથી નાગો ભૂખ્યો જ મરીને પાછો વૈરાગીનો વૈરાગી જ રહેવા માગે છે, તો જેવી તારી મરજી બોલ ત્યારે હવે તારો કેવી રીતે મરવાનો વિચાર છે ?"

"તારો બાદશાહ પણ મને વીર પુરુષ તરીકે તો સ્વીકારી ચૂકયો છે અને વીર પુરુષો વીરમૃત્યુને જ પસંદ કરનારા હોય છે એ તો સર્વ કોઇ જાણે છે અર્થાત્ મને જો મારી ઇચ્છા પ્રમાણે જ મરવા દેવાનો તમારો ઇરાદો હોય, તો મને આ જંજીરોના બંધનથી છૂટો કરો અને મારા હાથમા એક તલ્વાર આપ્યા પછી જ મારા મહારનો પ્રયત્ન કરો એટલે મારી આવી દશામાં પણ હું તમોને બતાવી આપીશ કે બન્દાને મારવાનુ કાર્ય તમો ધારો છો તેટલુ સરળ તો નથી જ.'

'તને અમો જંજીરોના બંધનથી છૂટો કરીએ અને તા ! હાથમા વળી તલ્વાર આપીએ ? પોતાના પન્તમા સપડાય ા દુશ્મનને છોડી દેવાની મૂર્ખતા તો હિન્દુ કાફિરો જ બતાવી શકે છે, દાના મુસ્લમાનો નથી બતાવી શક્તા જો છછેડેલા કાળા નાગને તેમ જ વિફરેલા વાઘને છૂટો મૂકી શકાતો હોય તો જ અમારાથી તને છૂટો

મૂકીને તારા હાથમાં તલ્વાર આપવાની બેવકૂફી કરી શકાય!" બાદશાહ ફર્રૂખસિયરે માર્મિકતાથી આ ઉદ્ગારો કાઢયા.

"તો પછી આટલી બધી સફાઇ શામાટે કરી રહ્યા છો અને મોટી મોટી ડફાંસો શાની મારી રહ્યા છો? જ્યારે તમો આ ઉદારતા નથી જ દર્શાવી શકવાના, તો પછી મૂને કેવી રીતે મરવાનુ પસંદ છે એ પૂછવાનુ કારણ જ શુ છે? હુ તમારી પાસેથી વીર-પુરુષોચિત આચરણની આશા રાખતો જ નથી, કારણ કે, દગાબાજ તથા હેચકારાઓ પાસેથી બહાદુરીની ઉમ્મીદ રાખવી તે બહાદુરીનું અપમાન કર્યા સમાન છે. હુ મૌતને ભેટવામાટે તૈયાર ઉભો છું એટલે તમો તમારી પોતાની ઇચ્છા પ્રમાણે મને મારી નાખવાનો હુકમ તમારા જલ્લાદોને ફરમાવી દ્યો અને હવે આ કાર્યની સમાપ્તિમા નિમેષમાત્રનો પણ વિલંબ ન થવા દ્યો"

જલ્લાદોના અફસરને ઈશારો મળી ગયો અને તે ઇશારો મળતાની સાથે જ પ્રથમ તો તેણે બન્દાની પાળેલી બિલાડીને તેના પગમાંથી છોડી લઇને ઊંચી ઊછાળીને પોતાની તલ્વાર પર ઝીલી લીધી એટલે તેના બે કટકા થઇને જમીનપર પડી ગયા. તે બન્ને કટકાઓને ઉપાડીને તે જલ્લાદે બન્દાની છાતીમા માર્યા એટલે બન્દાની છાતી લોહીથી રંગાઇ ગઇ આ પૈશાચિક્તાને જોઇને બન્દા કહેવા લાગ્યો કે—

"નરપિશાચો, આ નિર્દોષ બિલાડીએ તમારો એવો શો અપરાધ કર્યો હતો કે જેની એને આ સજા આપવામા આવી છે? તમો પોતાની શહનશાહતને ઉંદર અથવા છીછડા જેવી માનતા હોવાથી તમારા મનમાં એવો ભય તો ન હોતો ઉદ્ભવ્યો કે બન્દાની આ બિલાડી પણ જો જીવતી રહેશે તો મુસ્લિમશહનશાહતરૂપ ઉંદર અથવા છીછડાને જરૂર એક દિવસ પકડીને ખાઈ જશે? બુજદિલી તે આનું નામ બુજદિલી કાઈ શિંગડાવાળી નથી હોતી!"

આનો કોઇએ કાંઈ પણ જવાબ ન આપ્યો. બાદશાહે ધીમા સ્વરથી કાજીને કાંઇક સૂચના આપી એટલે કાજીએ અફસરે જલ્લાદને હુકમ

ફર્માવ્યો કે "આ કાળા નાગ કાફિરના છોટા નાગ બચ્ચાને એના બાપના ખોળામા બેસાડો અને ત્યારપછી એ કાફિરના હાથમા એક છરો આપી દો"

જલ્લાદોએ અત્યાર સુધી પોતાની માતા વીરમતી પાસે તેના હસ્તને ઝાલીને ઊભેલા અને મુસ્લિમોની અત્યાર સુધીની ચેષ્ટાઓને રોષપૂર્વક જોઇ રહેલા બન્દાના સુકુમાર પુત્રને બન્દા પાસે લઇ જવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ તે વીરકુમારે જલ્લાદોને સબોધીને કહ્યુ કે 'ખબરદાર મારા શરીરને તમારા નાપાક હાથ ન અડકાડશો; હુ પોતે જ મારા પૂજ્ય પિતા પાસે જાઉ છુ" આમ બોલતો તે બાળક માતાના આશ્રયને ત્યજીને પિતા પાસે દોડી ગયો અને પિતા બન્દાએ તેને શૃખલાબદ્ધ હસ્તોવડે ઉપાડીને છાતી સરસો ચાપી લીધો. તે ક્ષણે જ જલ્લાદોના અફસરે એટલે કે મોટા જલ્લાદે એક તીવ્રધારવાળો લાંબો છરો લાવીને જરા દૂર રહીને જ બન્દાના હાથમા આપી દીધો

બાદશાહની સૂચના અનુસાર કાજીએ બન્દાને સબોધીને કહ્યુ કે 'બદમાશ બન્દા, જો તુ પોતાને બહાદુર કહેવડાવતો હોય, તો તારા હાથમા જે છરો આપવામા આવ્યો છે તે છરાથી તારા પોતાના હાથે જ પોતાના લખ્તે જિગરને હલાલ કરી નાખ અને તારી બહાદુરીની નુમાઇશ કરી બતાવ!"

"શુ પોતાના પુત્ર, અને તે પણ આવા નિર્દોષ, સુદર તથા સુકોમળ બાળકને પિતા પોતાના હસ્તે જ રેંસી નાખે એને જ તમો મુસલ્માનો બહાદુરી અથવા બહાદુરીની નુમાઈશ માનો છો? જો એમ હોય તો એ બહાદુરી તમોને જ મુબારક! હિન્દુઓ નિર્દોષ બાળકની હત્યાને અધમથી પણ અધમ પાતક માને છે અને એથી આ ઘોર પાતક તો મારાથી નહિ જ કરી શકાય' બન્દાએ ધિક્કાર વર્ષાવીને આ ઉદ્ગારો કાઢ્યા

"પિતાજી, આપના ચરણોમા મારી એ જ પ્રાર્થના છે કે મને આપ પોતાના હાથે જ આ છરાથી મારી નાખો' વૈરાગીનો

અલ્પવયસ્ક પુત્ર વૃદ્ધ પુરુષ સમાન ગંભીરતા, શાંતતા તથા બુદ્ધિમત્તાથી કહેવા લાગ્યો. "આપ વીરગતિને પ્રાપ્ત થઇ ગયા પછી આ ધર્માંધ મુસ્લિમો મને ધર્મભ્રષ્ટતાના માર્ગમાં ખેંચવાના પ્રયત્નો કરે અને આપનો પુત્ર જીવનલાલસાથી વટલીને મુસલ્માન થાય એ ઘટના 'न भूतो न भविष्यति' સમાન હોવાથી આ વિધર્મીઓના અપવિત્ર હસ્તથી આ દેહનો નાશ થાય તેના કરતા આપ જન્મદાતા મહા પવિત્ર હસ્તથી જ આ શરીરનો અંત થાય એ આપને પણ ઉત્તમ નથી જણાતુ કે શુ? પિતાજી, પોતાની પુત્રવત્સલતાને દેખાડવાનો જો કોઇ પણ અનન્ય અવસર હોય તો તે આજનો જ અવસર છે, તો આ અવસરને હસ્તમાથી સરી જવા ન દેશો અને મને આ મ્લેચ્છોના હસ્તથી મરી જવા ન દેશો."

"નાથ, મારી પણ એ જ ઇચ્છા છે કે આપણો લાલ આપના પવિત્ર હસ્તથી જ હલાલ થવો જોઇએ, કોઈ વિધર્મી જલ્લાદ એનો કાળ ન થવો જોઇએ" વીરમતીએ પણ પોતાના પુત્રની ઇચ્છાને અનુમોદન આપતા આ શબ્દો ઉચ્ચાર્યા

"આહ, ઇચ્છા તો એવી થાય છે કે આ નરપિશાચોને અત્યારે ને અત્યારે જ રેસી નાખુ; પણ શુ કરૂ કે હાથમા હથિયાર ન હોવાથી લાચાર છુ." વૈરાગીના કુલદીપકે આ શબ્દો ઉચ્ચારીને પોતાની શક્તિથી અધિક વીરતાનો પરિચય કરાવ્યો.

"સર્પના બચ્ચા સર્પ જ પાકે છે એ કાંઈ ખોટી વાત છે? આ કાફિર છોકરો એના બદમાશ બાપથી પણ ચઢી જાય તેવો છે; એનો જરદ ખાતમો થવો જોઇએ." કાજી સાહબે પોતાના વિચારોને વ્યક્ત કરી બતાવ્યા.

"હવે મને પણ એ જ યોગ્ય જણાય છે કે આ નાપાક જલ્લાદોના હાથે તારૂ મરણ થાય તેના કરતા તારા જન્મદાતા પિતાના હસ્તે જ તુ પરલોકવાસી થઈ જાય તો સારૂ કે જેથી તારા આત્માનો પણ મોક્ષ થાય અને 'મારા મૃત્યુ પછી મારા પુત્રનુ શુ થશે? એ ચિંતા મારા હૃદયમાથી ટળી જતા મારાથી પણ શાંતિ પૂર્વક મૃત્યુને આલિંગન આપી શકાય." બન્દા બહાદુરે કેટલાક વિચાર

પછી પોતાનો આ નિશ્ચય દર્શાવી દીધો અને પુત્રને પૂછ્યુ કે બેટા, હુતાત્મપદને મેળવવામાટે તૈયાર થા ! "

" પિતાજી, આપનો પુત્ર હુતાત્મા થવામાટે તૈયાર છે. પૂજ્ય માતા, આપનાં ચરણોમાં આપના આ પુત્રના અંતિમ પ્રણામ છે. સત્ શ્રી અકાલ ! " વૈરાગીના પુત્રે હુતાત્મા થવાની તત્પરતાને દર્શાવતાં આ ઉત્તર આપ્યું

હવે વિલંબ નિરર્થક હોવાથી વૈરાગીએ હૃદયને વજ્રકઠોર કરીને અને પોતાના નેત્રોને બંધ કરી લઇને પોતાના હાથમાના છરાને પોતાના લખ્તે જિગર '–પુત્ર–ના વક્ષસ્થળમાં ભોકી દીધો અને ત્યાર પછી તે છરાને એક જલ્લાદની છાતીપર એવા તો જોરથી ફેંક્યો કે તે છરો તે જલ્લાદની છાતીમા સોંસરો પેસી જતાં એક બાજૂ તેનો પુત્ર પૃથ્વીપર પટકાયો અને બીજી બાજૂ તે જલ્લાદ પણ નિર્જીવ થઇને જમીનપર પછડાઇ પડયો બન્દાએ આવી રીતે પોતાના પુત્ર સાથે એક ઇમાનદાર જલ્લાદનો પણ ઘાત કરી નાખવાથી જલ્લાદોનો અફસર એટલો બધો છેડાઇ ગયો કે તે લોહી લોહાણ થઇને પડેલા સુકોમળ મૃત બાળકના કાળજાને બહાર કાઢી લઇને તેણે જબરીથી જકડાયલા બન્દાની છાતીપર ફેંક્યુ. આ ક્ષણે બન્દાની વજ્રકઠોર છાતી પણ પીગળી ગઈ અને તેના તથા તેની વીરજાયા વીરમતીના નેત્રોમાથી તેમના જીવનકાળમાં આજે પ્રથમ વાર અશ્રુઓની વેગવતી ધારા વહી નીકળી

બન્દાને બાળક પ્રમાણે રડતો જોઇને બાદશાહ ફર્રુખસિયરે ઉપાલંભના સ્વરૂપમા અથવા દાઝયા પર ડામના રૂપમા પૂછ્યુ કે " બહાદુર મર્દો પણ આમ ઔરતોની મોઆફિક આંસુ સારતા હોય છે ખરા કે ? બહાદુરીની આ નિશાની તો આજે જ પહેલી વાર મારા જોવા તથા જાણવામાં આવી છે કદાચિત્ આ કાફિરોની ખાસ બહાદુરી મનાતી હશે ! "

બન્દાના મુખમાથી દીર્ઘ નિઃશ્વાસ પૂર્વક આ કટાક્ષના પ્રત્યુત્તર તરીકે નિમ્ન શેર જ બહાર આવ્યો —

" સબસે બુરા હોતા હય યહ લખ્તે જિગરકા દાગ;
અલ્લાહ કિસીકો ન દિખાયે પિસરકા દાગ. "*

પરંતુ આ ઉત્તર આપીને બન્દાએ જ્ઞાનની મહાયતાથી એ શોકનું વિસ્મરણ કરી દીધું અને પૂર્વવત્ આવેશમાં આવી જઇને બાદશાહને કહ્યું કે "હવે મારા પ્રાણ લેવામાં વિલંબ શામાટે કરવામાં આવે છે ? "

" હવે જલ્લાદો એ કામમાં જ લાગવાના છે. " બાદશાહે વક્રતાથી જવાબ આપ્યો.

જે હિન્દુ નવયુવક પોતાની ઇચ્છાથી જ હુતાત્મા થઇ ગયો હતો તેની ભગ્નમનોરથા વિધવા માતા અત્યારે વીરમતી પાસે ઊભી રહીને આ દૃશ્યનું અવલોકન કરી રહી હતી એટલે તેણે જલ્લાદોને

* અર્વાઈન સાહબ લખે છે કે: ' બન્દાને જ્યારે તેના પુત્રની હત્યા કરી નાખવાનું કહેવામા આવ્યુ ત્યારે પુત્રની હત્યા કરવાની તેણે ચોખ્ખી ના પાડી દીધી એટલે પછી જલ્લાદે તે બાળકને મારીને તેનું કાળજું કાઢી લઇ બન્દાના મોઢામા નાખ્યુ, ( જુઓ અર્વાઇન્ કૃત ' લેટર મુગલ્સ, ભાગ ૧ લો, પૃષ્ઠ ૩૧૯ ) પરંતુ ' સિયર ઉલ્ મુતાખરીન ' નો કર્તા ગુલામહુસેન ખાન લખે છે કે " મુસલમાનો જેવી રીતે બકરા, ઘેટા તથા ગાયોની કુરબાની કરે છે તેવી રીતે બન્દાને પોતાના પુત્રના ગળાને કાપવાનો ફર્જ પાડવામા આવ્યો હતો અને બન્દાએ પોતાના પુત્રને પછીથી ખતના કરીને મુસલ્માન બનાવવામા આવે, તેના કરતા અત્યારે પોતે જ પોતાના હાથે મારી નાખવો તે વધારે સારૂ છે એમ ધારીને પોતાના હાથે જ પોતાના પુત્રની હત્યા ઈચ્છાપૂર્વક કરી નાખી હતી. " ( જુઓ મેકસ્ આર્થર્ મેકોલિફ્ કૃત 'The Sikh Religion, Its Gurus, Sacred Writings and Authors, ભાગ ૫ મો, પૃષ્ઠ ૨૫૩ ). આને એક મુસ્લિમ ઇતિહાસ લેખકના વિધાન તરીકે અધિક મહત્ત્વ આપીને ડૉ. ગોકુલચંદ એમ. એ. પી. એચ. ડી, બૅરિસ્ટર એટ્ લૉએ પણ પોતાના ' The Transformation of Sikhism' નામક ગ્રંથમા આને સ્થાન આપ્યુ છે અને બીજાઓએ પણ ડૉ. ગોકુલચંદનું જ આ વિષયમાં અનુસરણ કર્યું છે.

બન્દાપર તૂટી પડવાની તૈયારી કરતા જોઇને વીરમતીના કર્ણમા કાંઇક કહ્યુ, વીરમતીએ મંદ સ્વરથી તેને સંતોષકારક ઉત્તર આપ્યુ અને ત્યાર પછી તે ઉભય આર્ય અબળાઓના મુખમંડળોમા એક પ્રકારની વિલક્ષણ પ્રભા વિલસતી દેખાવા લાગી

બાદશાહનો ઇશારો મળતાં જલ્લાદોના અગ્રેસરે લોહાના બે આગળ જાડા સળિયાવડે વીર વૈરાગીને મારવાનો આરંભ કરી દીધો અને થોડી વારમા અગ્નિમા તપાવીને લાલચોળ કરેલા લોહાના ચિમટાઓ લઇને આવી લાગેલા બીજા જલ્લાદોએ તે ચિમટાઓનો બન્દા બહાદુરના શરીરમા પ્રવેશ કરાવીને માંસના લોચાઓને બહાર ખેંચી કાઢવાના રાચતાની ધવાને આરંભી દીધો. પોતાના દેહમા અતિદુઃખ વેદના થતી હોવા છતા વીર વૈરાગીએ પોતાના મુખમાથી ' ઉફ્ ' એટલો શબ્દ પણ ન ઉચ્ચાર્યો તો પછી ચીત્કાર તો તે શાનો જ કરે વારુ ? મહાત્મા જનક વિદેહી પ્રમાણે આત્માને અમર પ્રમાણી દેહપીડાની ઉપેક્ષા કરી કોઇ એક સમાધિસ્થ યોગીશ્વર પ્રમાણે જ તે પ્રશાન્ત ભાવથી એ શારીરિક યંત્રણાઓને સહન કરતો રહ્યો અને આનંદને જ દર્શાવતો રહ્યો યંત્રણાઓને સહન કરવાની તેની આવી અલૌકિક દૃઢતાને જોઇને સહસ્રાવધિ મનુષ્યોના મુખમાથી 'ધન્ય વીર વૈરાગી! ધન્ય બન્દા બ્હાદુર !!' આવા પ્રકારના ઉદ્ગારો નીકળી પડયા નજીબુદ્દૌલાએ વીર વૈરાગીને પૂછ્યુ કે —

" આટલી બધી તક્લીફ તાગથી કેમ સહી શકાય છે અને અશ્રુ વર્ષાવવાને બદલે તુ આનંદ કેમ દર્શાવી રહ્યો છે ? "

" આવી યંત્રણાઓને સહન કરવાની દૃઢતા હિન્દુઓને તેમના હઠયોગી ઋષિ મુનિયો પાસેથી વારસામા જ મળેલી છે અને હું અશ્રુ વર્ષાવવાને બદલે અત્યારે આનંદ એટલામાટે દર્શાવી રહ્યો છુ કે સીમાને ઉલ્લંઘી ગયેલા અત્યાચારો અત્યાચારીઓના શીઘ્ર વિનાશના ઉત્પાદક હોવાથી અને આજના તમારા અત્યાચારો પોતાની પરમસીમાને પણ ઉલ્લંઘી ગયેલા હોવાથી તમારી ઇસ્લામી સલ્તનતનો વિનાશકાળ અને હિન્દુસ્થાનવાસી હિન્દુઓમાટે તમારા અત્યાચારોથી

મુક્ત થવાનો કાળ અતિશય નિકટમાં આવી લાગ્યા છે. તેમો એમ માની બેસવાની મૂર્ખતા કદાપિ ન દર્શાવશો કે આ વૈરાગી તથા તેના સહાયક હિન્દુ વીરોને મારી નાખવાથી હિન્દુસ્થાનમાં તમારા શત્રુઓનો સર્વથા અંત થઈ ગયો છે અને તમારી અત્યાચારિણી રાજસત્તાનો માર્ગ સર્વથા નિષ્કંટક થઇ જવાનો છે. તમારા માટે વિઘાતક થઇ પડનારા મહાભયાનક પ્રસંગો તો હવે પછી જ ચાલ્યા આવવાના છે; કારણ કે, છેલ્લા આઠ દિવસમાં જેટલા સિખ્ખો અથવા હિન્દુઓનાં બલિદાન અપાયાં છે તેમના રક્તના પ્રત્યેક બિન્દુમાથી તમારી ઇસ્લામી અથવા મુગલિયા સલ્તનતના એક એક હજાર શત્રુઓ ઉત્પન્ન થઈ જશે અને તેઓ આ અત્યાચારી મુસ્લિમ શાસનનો હિન્દુસ્થાનમા તો સદાને માટે અંત લાવી નાખશે. આ મરાયલા સિખ્ખો તથા આ બન્દા પોતે પણ મરી ગયા પછી હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ઉદ્ધાર અને આતતાયીઓના વિનાશમાટે વળી પાછા હિન્દુઓનાં ગૃહોમાં જ નવીન અવતારને ધારણ કરશે............"

શારીરિક યંત્રણા ક્ષણે ક્ષણે વધતી જતી હોવાથી અને યંત્રણાઓની વૃષ્ટિ મૂસળધાર વર્ષતી હોવાથી વૈરાગીની વાચાશક્તિનો લોપ થતાં આટલા અંતિમ શબ્દો ઉચ્ચારીને તે બોલતો બંધ થઈ ગયો અને નિશ્ચેષ્ટ થઈને પૃથ્વીપર પડી ગયો તેનામાં જે ચેતનનો અલ્પસ્વલ્પ ભાગ પણ અવશિષ્ટ હોય તો તે પણ નીકળી જાય એટલામાટે તેને હવે મદિરા પાઇને ઉન્મત્ત કરેલા હાથીના પગ સાથે બાંધવાની અને તે હાથીના પગ તળે ચગદાવી નાખવાની તૈયારીઓ થવા લાગી.*

---

* બન્દા બહાદુર તથા તેના પુત્ર તેમ જ તેના સહાયક સિખ્ખોને અપાયલા આ પૈશાચિક યંત્રણાત્મક મૃત્યુદંડનું વર્ણન લેશમાત્ર પણ અતિશયોક્તિપૂર્ણ નથી; કારણ કે, એ ઘટનાના પ્રસંગે ઈસ્ટ ઇંડિયા કંપનીના કેટલાક ગુમાસ્તાઓ દિલ્હીના બાદશાહ પાસેથી વ્યાપારના કેટલાક વિશેષ અધિકારોને મેળવવામાટે દિલ્હીમા આવેલા હોવાથી અને તેઓ આ દંડવિધાનની વેળાયે વિદ્યમાન હોવાથી તેમણે આ ઘટનાની બરાબર નોંધ કરી

એ વેળાયે શત્રુઓ તથા મિત્રો સર્વનું ધ્યાન બન્દા બહાદુરને અપાતા પૈશાચિક મૃત્યુદંડ પ્રતિ પરોવાયલું હોવાથી વીરમતી તથા પેલી અનાથ હિન્દુ વિધવા પ્રતિ કોઇનું પણ વિશેષ લક્ષ ન હોતું.

વીરમતીએ પ્રૌઢા હિન્દુ વિધવાને સંબોધીને કહ્યું કે "મારા પતિદેવ પરલોકવાસી થયેલા હોવાથી મારી છેલ્લી આશાનો અસ્ત થયો છે અને તમારા પુત્રના અવસાન સાથે તમારી એકમાત્ર આશાનું પણ અવસાન થઇ ગયું છે તો હવે આપણા અંતિમ મોક્ષના માર્ગમાં પદાર્પણ કરવાને તૈયાર થઇ જાઓ અને તમારા કૃપાણને સાવધાનતાપૂર્વક મ્યાનમાંથી બહાર કાઢી લ્યો, કારણ કે, કદાચ એવું ન થાય કે આપણી આ આત્મબલિદાન વિષયક ચેષ્ટા આપણા વિધર્મી શત્રુઓના જોવામાં આવી જતાં તેઓ આપણા આ કાર્યને અટકાવી દે અને એ પિશાચોના અત્યાચારોના ભોગ થવાનો મહા-ભયંકર અવસર આપણા નેત્રો સમક્ષ આવીને ઊભો રહે "

"અને તમો પણ પોતાના કૃપાણને આ છાતીમાં ચલાવી દેવામાટે હસ્તમાં ધારણ કરી લ્યો." તે હિન્દુ વિધવાએ સામી તેવી જ સૂચના આપીને પોતાના શસ્ત્રને મ્યાનમાંથી બહાર કાઢી લીધું.

ઉભય વીરનારીઓ અતિશય નિકટમાં ઊભી રહી ગઇ; વીરમતીએ જમણા હાથમાં કૃપાણને તૈયાર રાખી ડાબા હાથને તે હિન્દુ વિધવાના સ્કંધપર રાખી દીધો અને તે હિન્દુ વિધવાએ પણ જમણા હાથમાં કૃપાણને તૈયાર રાખીને ડાબા હાથને વીરમતીના જમણા

---

રાખી છે અને તે નોંધ અત્યારે કાયમ છે જો ઘટનાના આવા સાક્ષીઓ વિદ્યમાન હોય તે ઘટનાના વર્ણનમાં અતિશયોક્તિ કરવાની કિંવા કલ્પનાની સહાયતા લેવાની આવશ્યકતા હોતી જ નથી ઇસ્ટ ઇંડિયા કમ્પનીના ગુમાસ્તાઓની એ નોંધમાટે જૂઓ વ્હીલર સાહેબકૃત 'Early Records of British India' Page 130. 'Sikh Religion' તથા 'Later Mughals' આદિક અન્યાન્ય ગ્રંથોમાં પણ એ નોંધનો ઉલ્લેખ વિસ્તારપૂર્વક કરવામાં આવ્યો છે એટલે એના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

ખભાપર રાખી દીધી ત્યારપછી તેમણે પોતપોતાના શસ્ત્રનો એક બીજાના કંઠમાં એટલા તો બળથી પ્રવેશ કરાવી દીધો કે ઉભયની શ્વાસનલિકાઓ એકદમ કપાઈ જતા તે ઉભય હિન્દુ વીરનારીઓ રક્તસ્નાન કરતી પૃથ્વીપર પડી ગઇ અને પડતાની સાથે જ તેમનાં નશ્વર શરીરોમાંથી તેમના પ્રાણો પ્રયાણ કરી ગયા, તે આદર્શ આર્ય અબળાઓના આત્માઓ મોક્ષને પથે પડી ગયા.*

---

* મૅકસ્ આર્થર મૅકૉલિફે પોતાના 'The Sikh Religion, its Gurus, Sacred Writings and Authors' નામક ગ્રંથ તથા વિશ્વસ્ત ગ્રંથમા બન્દાના મૃત્યુ પછી તેની પત્નીની શી વ્યવસ્થા થઇ હતી એના સંબંધમા કાંઇ પણ લખ્યુ નથી વિલિયમ્ અર્વાઇન્ આઈ. સી એસ. પોતાના 'Later Mughals' નામક ગ્રંથમા લખે છે કે "તેની (બન્દાની) પત્નીને મુસલ્માન બનાવવામા આવી હતી અને બાદશાહ ફર્રુખસિયરની માસી રુખ્ખની (રુક્મિણી) બેગમની તહનાતમા રાખવામા આવી હતી" (જુઓ 'Later Mughals' પ્રથમ ભાગ, પૃષ્ઠ ૩૧૯). ડૉ ગોકુલચંદ પોતાના 'સિખ્ખોકા પરિવર્તન' નામક ગ્રંથમા લખે છે કે: "તેની પ્રથમ સ્ત્રી તેની પાસે હતી. કહેવામા આવે છે કે તેને બળાત્કારે મુસલ્માન બનાવીને જ બર્દસ્તીથી મક્કા મોકલી દેવામા આવી હતી." (જુઓ "સિખ્ખોકા પરિવર્તન' પૃષ્ઠ ૧૦૯, પાદટિપ્પણ-ફુટનોટ). ડૉક્ટર ગોકુલચંદે આ વિધાન ગુરુમુખી લિપિમા લખાયલા 'બન્દા બહાદુર' નામક ગ્રંથના આધારે કરેલુ છે અને કનિંગહામે પોતાના 'A History of the Sikhs' નામક ગ્રંથમા આ વિષયનો કશો પણ ઉલ્લેખ કરેલો જ નથી પંજાબના સિખ્ખો તથા અન્ય હિન્દુઓ બન્દાની પત્નીને મુસલ્માન બનાવવામા આવી હતી એ વાર્તાને અસત્ય માને છે અને જણાવે છે કે 'તે વીરનારી તો ત્યા જ આત્મહત્યા કરીને મરી ગઇ હતી' એટલે અમોએ પણ પંજાબના હિન્દુઓની આ માન્યતાને સત્ય તરીકે સ્વીકારીને બાદશાહ ફર્રુખસિયરને એ આદર્શ વીરનારીને મુસલ્માન બનાવવાના મુશ્કિલોના માની લીધેલા પુણ્યથી વંચિત કરી દીધો છે અને હિન્દુઓની માન્યતા અનુસાર પાપથી મુક્ત કરી દીધો છે, કારણ કે, અમોને તો આવા સંયોગોમા વીરમતી જેવી એક આદર્શ હિન્દુ વીરનારીના આત્મબલિદાનની ઘટના જ અધિક સ્વાભાવિક, અધિક વાસ્તવિક તથા અધિક વિશ્વાસપાત્ર જણાય છે

એ જ વેળાયે હજી બન્દાના શરીરમાંથી પ્રાણ પ્રયાણ કરી ગયેલા ન હોવાથી અચાનક તેના નિશ્ચેષ્ટ શરીરમાં જાણે તેની પત્નીના અપૂર્વ આત્મબલિદાનને જોવા તથા તેના આત્માને પત્ની વિષયક ચિન્તાથી મુક્ત કરવામાટે પરમાત્માએ જ અલ્પકાલિક ચેતન સમર્પી દીધું હોયની! તેવી રીતે તેનો દેહ સચેષ્ટ થઇ ગયો, તેણે પોતાની વીરપત્ની તથા તે હિન્દુ વિધવાને કટારના તથા નિર્જીવ પડેલી જોઇ અને એ દશ્યને જોતાં જ તેના મુખમાંથી પુનઃ "ધન્ય, વીર-બાલા, ધન્ય!" એટલા શબ્દો સ્વાભાવિક બહિર્ગત થઇ ગયા. તે પુન નિશ્ચેષ્ટ થઇ ગયો. હવે બાદશાહની દૃષ્ટિ વીરમતીના શબપર પડતાં અને તેને આત્મહત્યા કરીને મરી ગયેલી જોઇને તેને મુસલમાન બનાવીને શાહી જનાનખાનામાં એક બાંદી તરીકે રાખવાની તેની સમસ્ત આશા ધૂળમાં મળી જતાં કોપ તથા નિરાશાથી વે દાંત હોઠ ચાવવા મંડી ગયો; પરંતુ હવે તેનાથી કાંઇ પણ કરી શકાય તેમ હતું જ નહિ. આ કોપ તેણે બન્દાના નિર્જીવ અથવા મૃતદેહની અધિક દુર્દશા કરીને ઉતાર્યો. તેણે જલ્લાદોને કોપના આવેશમાં જ હુકમ ફર્માવ્યો કે —

" મારા બહાદુર જલ્લાદો, અત્યાર સુધીમાં તમારી તેગોથી કપાયલાં સિક્ખ કાફિરોનાં ધડ તથા માથાં શહેરના બહારના ભાગમાં જ્યાં દરખ્તો ઉપર લટકાવવામાં આવ્યાં છે* ત્યાં જ આ બન્ને

---

* અર્વાઇન સાહેબ લખે છે કેઃ " પ્રતિ દિવસ એક સો સિક્ખોને કતલ કરવામાં આવતા હતા અને જલ્લાદોની તલ્વારોની ધારોને તીખી રાખવામાટે સરાણીયાઓને પણ તેમની સગડી સહિત ત્યાં તૈયાર રાખવામાં આવતા હતા. તે સિક્ખોનાં માથાંને ધડોથી જૂદાં કર્યાં પછી તેમનો દફનો કરવામાં આવતો હતો અને રાત્રિના સમયમાં તેમને ગાડામાં લઇને નગરના બહારના ભાગમાં લઇ જઇને વૃક્ષો ઉપર ટાંગી દેવામાં આવતાં હતાં. " ( જુઓ ' Later Moghals ' ભાગ ૧ લો, પૃષ્ઠ ૩૧૮ ). ગુરુ ગોવિન્દસિંહજીના પિતાશ્રી ગુરુ તેગબહાદુરના મૃત દેહને પણ તેમના શિરચ્છેદ પછી હિન્દુઓના હૃદયમાં ભયને ઉત્પન્ન કરવામાટે આવી જ રીતે

કાફિર બન્દાના બેજાન કાલિબ–નિર્જીવ દેહ–ને પણ હાથીના પૂછડા સાથે બાંધીને ઘસડાતો ઘસડાતો લઇ જાઓ અને એવી જગ્યામાં લઇ જઇને નાખી દ્યો કે જ્યાં એ નાપાક મુર્દાને ભેડિયા તથા ગીધડાં નોચી નોચીને ખાઇ જાય અને આ શયતાનનું નામ નિશાન બિલ્કુલ મટી જાય."

"બજા ફર્માન; અક્સરે દીનો ઇમાન !" જલ્લાદોએ આ વાક્યના ઉચ્ચારથી શહનશાહના ફર્માનને માથા પર ચઢાવી લીધું.

વીરમતી તથા પેલી હિન્દુ સિખ્ખ વિધવાના મૃત દેહોને અન્ય સિખ્ખોના મૃત દેહો પ્રમાણે એક ગાડામા નાખીને નગરના બાહ્ય ભાગમા લઇ જવામા આવ્યા અને વૃક્ષો પર લટકાવી દેવામાં આવ્યા. બન્દા બહાદુરના મૃત દેહને બાદશાહની આજ્ઞાનુસાર હાથીના પૂછડા સાથે બાંધીને ઘસડાતો ઘસડાતો યમુના નદીના તીરપ્રાંતમાંના દૂરના એક નિર્જન સ્થાનમાં લઇ જવામા આવ્યો અને ત્યા તેને ભૂત માનીને શૃગાલો તથા ગૃધ્રોના આહારમાટે નાખી દેવામાં આવ્યો.

અર્વાઇન સાહબ લખે છે કે "બન્દા બહાદુરને આવી રીતે અત્યત નિર્દયતા પૂર્વક કત્લ કરાવી નાખવાથી 'જે બન્દાએ અમારા હમ્દીન મુસ્લિમ બિરાદરોપ્રતિ ભયકર ક્રૂરતાઓ દર્શાવી હતી તેને આવી રીતે કત્લ કરાવીને અમોએ પૂરેપૂરો બદલો વાળી લીધો છે,' એવો મુસલમાનોને સંતોષ થયો. આના સંબધમાં ઇતિહાસલેખક ખફીખાન પોતાના અંતિમ નિર્ણયને સુભાષિત સ્વરૂપમાં દર્શાવતાં એક કિંવદંતીને ઉદ્ધૃત કરતો લખે છે કે: 'જેવું કરો તેવું ભરો અને જેવુ વાવો તેવુ લણો ! એ તત્ત્વને કદાપિ કોઇએ પણ ભૂલી જવાનું

નિત્ય વૃક્ષમા લટકાવવામા આવતો હતો એ ઘટનાનો ઉલ્લેખ 'ગુરુ ગોવિન્દસિંહ' નામક પ્રસ્તુત ગ્રથમાળાના પ્રથમ પુષ્પ (ગ્રથ) મા કરાયલો હોવાથી કત્લ કરાવેલા હિન્દુઓના શબોને વૃક્ષોપર લટકાવવાની મુસ્લિમ બાદશાહોની પદ્ધતિ જૂની પુરાણી તથા સ્વભાવિક હોવાનું સ્પષ્ટ જણાઇ આવે છે. એ તો જેવો જેનો સ્વભાવ અસ્તુ.

નથી અપરાધ અથવા પાપનો દંડ મળ્યા વિના રહેતો જ નથી, કારણ કે, ઘઉંમાંથી ઘઉં ઉત્પન્ન થાય છે અને જવના બીજને વાવતાં જવનો જ પાક આવે છે'."*

ખફીખાને તો આ નિર્ણય બન્દા તથા તેના અનુયાયી અથવા સહાયક સિખ્ખોને ઘોર અપરાધી અને મુસલમાનો તથા મુસ્લિમ શહનશાહને સર્વથા નિર્દોષ તથા નિરપરાધી માનીને જ દર્શાવ્યો છે, પરંતુ મુસલમાનો તથા મુસ'માન શહનશાહોના અનાચાર, ધાર્મિક તથા સામાજિક તેમ જ રાજનૈતિક તથા અન્ય અનેકવિધ અત્યાચાર, ધર્મોન્માદ અને અવિચારના પરિણામે ત્યાર પછીના એક સો વર્ષના અલ્પકાલાવધિમા જ હિન્દુસ્થાનમાં મુસ્લિમ શહનશાહતનો થઈ ગયેલો કરુણાજનક અંત, પંજાબમાં સ્થપાયલા સિખ્ખ રાજ્ય અથવા હિન્દુરાજ્ય અને ત્યારપછી ભારતવર્ષના ગગનમાં અચાનક થયેલા મહાપ્રતાપી બ્રિટિશસામ્રાજ્યરૂપ રવિનારાયણના ઉદયથી એ નિઃશંકાભાવ્ય સત્ય અથવા સુભાષિત મુસલમાનો તથા મુસ્લિમ શાસકોના સંબંધમા જ અક્ષરશ વાસ્તવિક સિદ્ધ થયેલું દેખાય છે કે

" કલજુગ નહીં કરજુગ હય યહ, યહાં દિનકો દે ઔર રાત લે,
ક્યા ખૂબ સૌદા નકદ હય, ઈસ હાથ દે, ઇસ હાથ લે !"

માત્ર એટલું જ નહિ, પણ અત્યારે હિન્દુસ્થાનમા હિન્દુસ્થાની

---

* "The Muhammadans looked on this ruthless execution as a fitting retaliation for the cruelties the man had inflicted on their fellow-religionists. Khafi Khan (766) sententiously sums up the matter with the proverb "Who gets not what he has done, who reaps not what he has sown?" and he quots the lines

Forget not the retribution for transgression !
Wheat springs from wheat, barley from barley."
Irvine's 'Later Mughals' Vol I, P. 319.

મુસલ્માનોનું રાજનૈતિક વર્ચસ્વ સર્વથા નામશેષ થઇ ગયેલું હોવા છતા અને તુર્કસ્તાનની ખિલાફતનો પણ અત થઇ ગયેલો હોવા છતા હિન્દુસ્થાનના બહુસંખ્ય મુસલ્માનો હિન્દુધર્મ તથા હિન્દુઓ સાથે પોતાની ધર્માન્ધતાને વળગી રહીને હકવાદિતાથી પૂર્વવત્ શત્રુતાને જ ખેડી રહ્યા છે અને હિન્દુઓની ધર્મભ્રષ્ટતા અથવા નિર્ઘૃણ હત્યાથી જ પોતાના મુસ્લિમપણાની સાર્થકતાને અનુભવી રહ્યા છે એ તેમના અપરાધોના હજી તો પરમાત્માના હસ્તે તેમને કોણ જાણે કેવાય દારુણ દડ ભોગવવા પડશે ! અમારી પરમાત્માના ચરણોમા એ જ પ્રાર્થના છે કે પરમાત્મા હિન્દુસ્થાની મુસલ્માનોને સદ્બુદ્ધિ આપે અને બ્રિટિશ સામ્રાજ્યની શીતલ છાયામા હિન્દુસ્થાની મુસલ્માનો ' હિન્દૂ બદીને ખુદ, મુસ્લિમ બદીને ખુદ ' એ નીતિનું અવલંબન કરી, ધર્માંધતાને તિલાજલિ સમર્પીને હિન્દુઓસાથે બન્ધુભાવથી વર્તતા રહે, અને હિન્દુ-મુસ્લિમ હત્યાકાડ તથા રક્તપાતના પ્રસગોનો હિન્દુસ્થાનમા સર્વથા અત આવી જાય !

---

## પ્રકરણ ૨૧ મુ *

ઉપસહાર

"But in that instant, o'er his soul
Winters of memory seem'd to roll,
And gather in that drop of time
A life of pain, an age of crime,
O'er him who loves, or hates, or fears,
Such moments hold the greaf of years"

*Lord Byron.*

---

* આ 'ઉપસહાર' શીર્ષક અતિમ પ્રકરણ પણ રા ઠાકુર નારાયણનું જ લખેલું છે

ભીમાશકર શર્મા

વીર વૈરાગી અથવા બન્દા બહાદુરના પરાજય તથા બલિદાન અને તેની સેનાના વિનાશની ઘટનાઓ પછી પ્રતિરોધ તથા પ્રતિકારનો સમય આવી લાગ્યો કે જેણે કેટલાક સમય પર્યન્ત સિખ્ખોની શક્તિને અતિશય બાધા કરીને કુણ્ઠિત કરી દીધી એક બાજૂ સિખ્ખોના સમુદાયમા પરસ્પર વિરોધ તો ચાલ્યા જ કરતો હતો* અને બીજી બાજૂ મુસ્લિમ રાજસત્તાના તેમને દાબી દેવાના એવા તો ભયકર પ્રયત્નો ચાલી રહ્યા હતા કે તેના પરિણામે બાદશાહ ફર્રૂખસિયરના ' હું આ કાફિરોને જડ મૂળથી ઉખેડી નાખીશ અને નીસ્તો નાબૂદ

---

* બન્દા બહાદુરની ઉન્નતિના સમયમા તેના અનુયાયીઓએ અમૃતસરના ગુરુદ્વારપર પોતાના અધિકારને સ્થાપી દીધો હતો અને ત્યાની સઘળી આવકને પણ હસ્તગત કરી લીધી હતી એટલે ઉપર જણાવેલા વિરોધના કારણો સાથે આવી મળેલા આ કારણે ઉભય સમુદાયોને એક બીજાના પરમ શત્રુ બનાવી દીધા હતા ઈ. સ ૧૭૨૫ મા ખાલસા તથા બન્દાના અનુયાયીઓનો એ પરસ્પર વિરોધ એટલી સીમા પર્યન્ત વધી ગયો હતો કે તેમની વચ્ચે ખુલ્લા સગ્રામની નોબત વાગવાનો પ્રસગ આવી લાગ્યો હતો અને કેવળ ભાઈ મણિસિહના રૂડા પ્રયાસોથી જ એ પરસ્પર યુદ્ધ તથા રક્તપ્રવાહની ઘટના ઘટતી અટકી ગઈ હતી પાસા ઢાળવામા આવ્યા અને એ ભાગ્યપરીક્ષામા પાસા ખાલસાના પક્ષમા ઢળતા અમૃતસરના ગુરુદ્વારાનો અધિકાર ખાલસાને મળી ગયો અને બન્દાના અનુયાયીઓને ત્યાથી કાઢી મૂકવામા આવ્યા આ ઘટના બન્દાની અવનતિના સમયમા ઘટી હતી અને એ ઘટનાથી આપણને ગુરુ ગોવિન્દસિહજીના અનુયાયી સિખ્ખો અથવા ખાલસાઓની તે સમયની નિર્બળ અવસ્થાનુ એક અધિક પ્રમાણ મળી શકે છે, કારણ કે, જો તેઓ નિર્બળ તથા અશક્ત ન થઇ ગયા હોત, તો જે મન્દિરના તેઓ જ ખરેખરા અધિકારી હતા તે મન્દિરના અધિકારના નિર્ણયને તેમણે કેવળ પાસાના અનિશ્ચિત આધારપર છોડી દીધો ન હોત. એ તો ઠીક થયુ કે પાસા સવળા પડયા, નહિ તો જો પાસા અવળા પડયા હોત, તો અમૃતસરના ગુરુદ્વારાનો અધિકાર બન્દાના અનુયાયીઓના હસ્તમા જ ચાલ્યો ગયો હોત, એ સર્વથા નિર્વિવાદ છે

કરી નાખીશ !' એ ઉદ્ગારો અક્ષરશઃ સત્ય સિદ્ધ થવાનો હિન્દુ જનતાને સંપૂર્ણ સંભવ દેખાયા કરતો હતો

પ્રતિદિવસ શતાવધિ સિક્ખો મુગલ શાસકોના પક્ષપાત, ધર્મોન્માદ તથા અત્યાચારના ભક્ષ થયા કરતા હતા અને જેમણે કેવળ લૂટમારની લાલસાથી જ સિક્ખધર્મની દીક્ષા લીધી હતી તેવા સહસ્રાવધિ ખાટમવાદિયા સિક્ખોએ આવી વિપરીત પરિસ્થિતિને જોઇને પોતાના કેશકલાપને કપાવીને તથા લાબી દાઢીઓને મુડાવીને સામાન્ય હિન્દુઓના સમુદાયમા જઇ મળવાના પ્રાણરક્ષક વ્યવસાયને સ્વીકારી લીધો હતો. જેઓ સાચ્ચા સિક્ખો હતા તેઓ પોતાના ધર્મ તથા પોતાના પ્રાણોની રક્ષામાટે જગલોમા, પાર્વત્ય પ્રદેશોમા અને રાજપૂતાના તથા બીકાનેરની મરુભૂમિ—રેગિસ્તાનો—મા પલાયન કરી ગયા હતા એવી રીતે ભાગી ગયેલા સિક્ખોને પકડી લાવવામાટે પ્રત્યેક માથાદીઠ અમુક રકમના ઇનામ મુગલ બાદશાહ તરફથી જાહેર કરવામા આવ્યા હતા એટલે જ્યારે પણ તેમનામાનો કોઇ સિક્ખ પકડાઇ જતો હતો અથવા તો વિશ્વાસઘાતકો દ્વારા એવા કોઇ સિક્ખોનો પત્તો મળી જતો હતો ત્યારે તેના પ્રતિ લેશ-માત્ર પણ દયા દર્શાવવામા આવતી ન હોતી અને તેના રક્તનુ જલ્લા-દની તલવારને પાન કરાવવામા આવતુ હતુ જ્યારે કોઇ હિન્દુ માતાને એવો પ્રશ્ન પૂછવામા આવતો હતો કે 'બાઇ, તમારા સતાનો કેટલા છે વારુ ?' તો તે હિન્દુ માતા બહુધા એવુ જ ઉત્તર આપતી હતી કે 'મારા ચાર પુત્ર હતા પણ તેમાથી મારો એક પુત્ર સિક્ખ થઇ ગયો છે' એ વાક્યનો અર્થ એ જ થતો હતો કે 'મારો એક પુત્ર મરી ગયો છે' જે હિન્દુઓ તથા સિક્ખો મુસ્લિમ શાસકોના નિર્દય તથા જાલિમ પજામાથી છટકી શકયા હતા તેઓ ક્યાય પ્રસિદ્ધ થવાનું તથા પોતાના મોઢા કોઇને બતાવવાનુ સાહસ કરી શક્તા ન હોતા અને પોતાના દિવસો અત્યંત કષ્ટો તથા અસહ્ય દુખોમા વીતાડતા હતા તેઓ કેવળ કન્દ, મૂળ તથા ફળ આદિક વનસ્પતિનો આહાર કરીને જ જીવતા હતા અને એ વસ્તુઓને

સ્વર્ગીય ભોજન માનતા હતા. તેમણે પોતાના કુટુંબની સ્ત્રીઓ તથા પોતાનાં સંતાનોને મુગલોની દયાના આધારે છોડી દીધાં હતાં અને તેથી તે સમયમાં મુસલમાનોના હાથે શિખ્ખોની સ્ત્રીઓ બન્દિની થવાની; નિરાધાર તથા અસહાય સિખ્ખ સુંદરીઓ ઉપર મુસલમાનોના હાથે ભયાનક અત્યાચાર તથા બળાત્કાર થવાની અને માત્ર એટલું જ નહિ, પણ ઘણીક વાર મુસલમાનોની તલ્વારોથી તે શિખ્ખ અબળાઓના રેંસાઈ જવાની ઘટનાઓ અસામાન્ય તથા અસાધારણ નહિ, પણ નિત્યની સામાન્ય તથા સાધારણ ઘટનાઓ જ થઈ પડી હતી.*

---

* એક દિવસ દિલ્લીના મુગલ બાદશાહ મુહમ્મદશાહે પોતાના દરબારી ભાંડોને પોતાની એવી ખાહિશ બતાવી કે: "તમો મને એક એવી નકલ કરી બતાવો કે જેને જોઈને મારાથી નિર્વાસિત—આવારાવતન-થયેલા સિખ્ખોની દુર્દશાની કલ્પના કરી શકાય.' એટલે દરબારી ભાંડોએ તે નિર્વાસિત સિખ્ખોની દુર્દશાને દર્શાવનારી એક હૂબહૂ નકલ બાદશાહ સમક્ષ ભજવી બતાવી આ નકલ 'પંથપ્રકાશ' નામક ગ્રંથમાં અપાયલી છે અને તેના વાચનથી આપણે જાણી શકીએ છીએ કે ઘરબાર વગરના થઈને જમે ત્યાં રઝળતા તથા ભટકતા તે સમયના આવારાવતન સિખ્ખો પોતાના હૃદયોને કેવી રીતે આશ્વસ્ત રાખતા હતા તેઓ આવી દુર્દશામાં પણ અતિશય સંતુષ્ટ રહેતા હતા અને ડુંગળી, ભુંજેલા ધાન્ય તથા નમક વગરની લીલી ભાજીઓને પણ તેમણે હૃદયના સંતોષમાટે ઉત્તમ નામો આપ્યા હતા. તેઓ ભાંગ પીતા હતા અને જ્યારે ભાંગને છાણી લીધા પછી તેના નકામા ગોળાને ફેંકી દેતા હતા ત્યારે એમ બોલતા હતા કે, 'આ તોપનો ગોળો છે અને તે મુગલોની છાતીને ફોડીને જ બહાર નીકળવાનો છે'' તેઓ પોતાના દુખના દિવસોને આવા પ્રકારના જોડકણાં ગાઈને વીતાડતા હતા:—

'સુનરી મુગલોકી માતા, તેરે જમાના સિંહ આને હૈ;
'સુન, મુગલોકી બહના, તેરે ગહને સિંહ લે જાયેંગે.'' ઈત્યાદિ

આવી રીતે અત્યાચારપીડિત હિન્દુઓની દુર્દશાની નકલ કરવા તથા ફગાવવાનો મુહમ્મદશાહી સ્વભાવ અત્યારે પણ હિન્દુસ્તાનના કેટલાક મુસલમાનોમાં અબાધ્ય રહેલો દેખાય છે, કારણ કે, હમણાં જ એવી એક ઘટના વડોદરા રાજ્યના પેટલાદ નગરમાં બની ગઈ છે, અને તે આ પ્રમાણે

અંગ્રેજ ઇતિહાસલેખકો બહુધા એમ જ દર્શાવ્યા કરે છે કે: ઇ. સ ૧૭૧૬ થી ૧૭૩૮ સુધીના બાવીસ વર્ષ જેટલા કાળની હીલચાલોનો કશો પણ વૃત્તાંત મળી શકતો નથી. આ વિધાન ઇ. સ. ૧૭૧૬ થી ૧૭૨૪ સુધીના આઠ વર્ષના પ્રથમ વિભાગના સંબધમાં સત્ય છે, પરંતુ સિખ્ખજાતિ એવા પ્રકારની કર્તવ્યવિમૂઢ, આલસ્યમૂર્તિ તથા પોતા પર થયેલા પૈશાચિક અત્યાચારોને ભૂલી જનારી નિર્માલ્ય હિન્દુજાતિ ન હોતી કે જે આવી પરિસ્થિતિમાં દીર્ઘકાળ પર્યન્ત સર્વથા વિઘાતક શાંતિ તથા વિનાશક નિષ્ક્રિયતાને ધારણ કરીને જ્યાંની ત્યાં જ બેસી રહે અને ઉત્થાન પૂર્વક પ્રતિહિંસાના પંથમાં લેશમાત્ર પણ અગ્રેસર ન થાય. અર્થાત્ આઠ વર્ષ પર્યન્ત પોતાના પારસ્પરિક વિરોધ તથા અબ્દુલ સમદના પ્રબલ શાસનના કારણથી સિખ્ખો એવું કોઇ પણ કાર્ય કરી શકયા ન હોતા કે જેનું પરિણામ જનતાના જોવામાં આવી શકે. એટલા સમયમાં તેઓ સર્વ પ્રકારનાં કષ્ટોને અપૂર્વ ધૈર્યથી મૌનના અવલંબન પૂર્વક સહન કરતા રહ્યા અને પોતાના જીવનની રક્ષામાટે પલાયન કરી જવાના કાર્યને પોતાના મહાભારત વિજય તરીકે ઓળખતા રહ્યા હતા.

---

" પેટલાદ ખાતે ગયા મંગળવારે એટલે તા. ૧૮-૬-૨૯ ના રોજ બપોરના બાર વાગ્યાના સુમારે કાજીવાડાના કેટલાક મુસલમાનોએ ઢોલી સાથે સરઘસ કાઢ્યું હતું જેની અંદર એક ઠાઠડી તથા એક પાલખી કાઢી આખા ગામના સરિયામ રસ્તા ઉપર ફેરવી હતી, તેમ ગામની ભાગોળે પણ ફેરવી હતી. ઠાઠડીની આગળ એક મુસલમાન તોલડી લઇને ચાલતો હતો અને ગામના આગેવાન શેઠિયાઓ તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થોના નામની મુસલમાનો પોક મૂકતા હતા. આ મેળામા આસરે બસોથી અઢીસો મુસલમાનો હતા. કેટલીક નાતોમા જેમ શબની પાછળ લાડુ જલેબી વિગેરે પદાર્થો કુતરાને ખવડાવવા માટે નાખવામા આવે છે તેવી રીતે મુસલમાનો પણ આ વખતે નાખતા હતા અને ચકલે ચકલે તેઓ કાળી હાંડલીઓ ફોડતા હતા.

અહીં વચ્ચે એક વાર્તાને જણાવી દેવાની આવશ્યકતા છે કે જે વેળાયે દિલ્લીમા બન્દા તથા તેના અનુયાયી સિખ્ખોને પ્રાણદંડ આપવાનો ઘેર વિધિ ચાલી રહ્યો હતો, તે વેળાયે બન્દા બહાદુરની સાથે ગુરુ ગોવિન્દસિંહજીએ જેમને નાદેડથી પજાબમાં મોકલ્યા હતા તે બાબા ખાનસિંહ તથા બાબા બાજસિંહ નામક બે અદ્વિતીય સિખ્ખ વીરો કોઇ પણ ઉપાયે મુસલ્માનોના પંજામાથી આબાદ છટકીને પલાયન કરી ગયા હતા અને એ આઠ વર્ષના નિર્વાસન કાળ અથવા પાડવોના ગુપ્તનિવાસ સમાન ગુપ્તનિવાસકાળને તેમણે સિખ્ખોના પુનરુત્થાનની તૈયારીઓમા જ વીતાડયો હતો. એટલે જ્યારે સિખ્ખોના પુનરુત્થાનની બધી તૈયારીઓ થઇ ગઇ ત્યારે ઇ સ. ૧૭૨૪ના અતિમ દિવસોમા સિખ્ખોએ પુનરપિ પજાબના મયદાનોમા દષ્ટિગોચર થવાના કાર્યનો આરભ કરી દીધો અર્થાત્ સિખ્ખો પોતાના નાના નાના સમુદાયો

---

" ઉપલી ઠાઠડી તથા પાલખીને નાગર કુવો કે જ્યાં હિન્દુઓની ભરચક વસ્તિ છે ત્યા આગળ બાળવામા આવી હતી અને શબને બાળ્યા પછી જેવી રીતે હિન્દુઓ ન્હાય છ તેવી રીતે મુસલ્માનો રામનાથ તળાવ ઉપર ન્હાવા ગયા હતા આ બનાવ બન્યા પછી કેટલાક મુસલ્માનો એવુ કહેતા સભળાતા હતા કે, 'તુમ્હારે શ્રદ્ધાનદકો જલા દિયા.' હિન્દુઓની ઘણી જ થોડા પ્રમાણમા આ વખતે હાજરી દેખાતી હતી મુસલ્માનો આગેવાનોની અફસોસી ને આ બનાવમા ભાગ લેનાર મુસલમાનોને તેઓએ ઠપકો આપ્યો હતો એમ કહેવાતુ હતુ. નિર્ણય ઉપર આવ્યાનુ સભળાતું હતું કે હિન્દુ મુસ્લિમના આગેવાનોની એક સભા ભરવી."

આ વૃત્તાત 'આર્યપ્રકાશ' ના તા ૩૦-૧-૨૭ રવિવારના અ કમાથી લેવામા આવ્યો છે; પરતુ આ વૃત્તાત એ જ તારીખના 'ગુજરાતી'ના અકમા, 'ઇવિનિગ ન્યૂઝ ઓફ ઇન્ડિયા'ના તા. ૨૫-૧-૨૭ મ ગળવારના અ કમા તેમ જ અન્યાન્ય વર્તમાનપત્રોમા પણ સવિસ્તર કિવા સક્ષિપ્ત સ્વરૂપમા છપાઇ ગયો છે તો હિન્દુઓ મુસ્લિમ નેતાઓના આવી જ રીતે જનાજા કાઢે તો તેનુ મુસલમાનોના હૃદયોમા શું પરિણામ થાય, એનો મુસ્લિમ બિરાદરોએ અવશ્ય વિચાર કરવાનો છે.

બનાવીને, પોતાની પુરાણી પદ્ધતિ પ્રમાણે લૂંટ માર કરીને તથા નાનાં નાનાં અનિયમિત યુદ્ધો ( ગેરિલા વૉર ) કરીને મુસ્લિમ હુકૂમતને તંગ કરવા તથા સતાવવા મંડી ગયા.*

એ પુનરુત્થિત તથા પુનર્જાગ્રત સિખ્ખોએ સર્વથી પ્રથમ જે વિશિષ્ટ કાર્ય કરી બતાવ્યું તે એ હતું કે જે વિશ્વાસઘાતક હિન્દુઓએ પોતાના હિન્દુ સિખ્ખ ભાઇઓને કોઇ પણ કારણવશાત્ મુસ્લિમ સરકારના હાથમાં સોંપી દીધા હતા અને મુગલ બાદશાહના જે મુસ્લિમ શાસકોએ નીચ તથા કાયર પુરુષો પ્રમાણે સિખ્ખોની અનાથ સ્ત્રીઓ તથા સિખ્ખોનાં અસહાય સંતાનોપર અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવીને પોતાના કોપની પૂર્તિ કરી બતાવી હતી તે સર્વ વિશ્વાસઘાતક હિન્દુ સિખ્ખો તથા અત્યાચારી મુસ્લિમ શાસકોને ઉચિત દંડ આપવાનું પ્રશંસનીય કાર્ય હતું, અને એ કાર્ય શૂરવીર સિખ્ખોએ એવી તો દક્ષતાથી કરી બતાવ્યું હતું કે તેથી મુગલિયા સલ્તનતના સિતૂનો એટલે કે મુસ્લિમ શાસકો આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયા હતા.

સિખ્ખોના આ નવીન ઉત્થાન તથા તેમના હાથે થતી લૂંટ મારના સમાચાર જ્યારે બાદશાહના સાંભળવામાં આવ્યા ત્યારે તે લાહોરના તે સમયના સૂબેદાર અબ્દુસ્સમદખાનપર અતિશય કોપાયમાન થઈ ગયો અને એ કોપના પરિણામે ઈ. સ. ૧૭૪૬ માં તેની મુલ્તાન બદલી કરીને ‘ખાનબહાદુર’ નામથી ઓળખાતા તેના પુત્ર જકરિયાખાનને તેણે લાહોરનો સૂબેદાર બનાવી દીધો. એ ઉપરાંત

* ઉપર એક સ્થળે જણાવ્યા પ્રમાણે સર્વ અંગ્રેજ ઇતિહાસલેખકોએ ઇ. સ. ૧૭૧૬ તથા ૧૭૩૮ ના મધ્યવર્તી કાળમાં સિખ્ખોએ કરેલાં કાર્યોના સંબંધમાં મૌનનું જ અવલંબન કરેલું છે; પરંતુ અલાઉદ્દીનના ‘ઇબ્રતનામા’ તથા જ્ઞાનસિંહના ‘પંથપ્રકાશ’માં સિખ્ખોના હસ્તે એ સમયમાં થયેલાં કાર્યોનો સવિસ્તર વૃત્તાંત અપાયલો છે તેમજ ફારસી ભાષામાં લખાયલા ‘રિસાલયે નાનકશાહ’ નામક હસ્તલિખિત ગ્રંથ ( નં ૨૮૧ rthes Bodlein )માં પણ એ વિષયની કેટલીક ચર્ચા કરાયલી જોવામાં આવે છે.

મુસ્લિમ સૈનિકોના એક સમુદાયને તૈયાર કરીને એવી આજ્ઞા આપવામાં આવી કે "તમો પંજાબમાં સર્વત્ર ભ્રમણ કરતા રહો અને જો ક્યાંય સિખ્ખો વધારે સંખ્યામાં એકત્ર થયેલા અથવા એકત્ર થતા દેખાય તો તેમને તરત વિખેરી નાખો" મુસ્લિમ સૈનિકોનો આ સમુદાય અવિશ્રાંત પરિશ્રમથી આ કાર્ય કરવા લાગ્યો જ્યાં પણ સિખ્ખો તેમના જોવામાં આવતા હતા ત્યાં તેઓ સિખ્ખોનો પીછો કરતા હતા, પરંતુ એ વેળાયે સિખ્ખો અતિશય વેગપૂર્વક પ્રબળ તથા અદમ્ય થતા જતા હતા અને તેથી દિવસનુદિવસ મુગલ હાકિમો તથા ખાલસા વીરોની ઝપાઝપીના પ્રસંગો વધતા જ જતા હતા અમૃતસર જિલ્લાના ડલાવન ગામના ખાલસા તારાસિંહે પટ્ટીના જાફરબેગનો પરાજય કરી નાખ્યો અને સિખ્ખોએ લાહોર જિલ્લાના કાન્હાકચ્છ નામક ગ્રામ પાસે જેને કસુરથી લાહોર લઇ જવામાં આવતો હતો તે શાહી ખજાનાને વીરતાપૂર્વક લૂંટી લીધો. બાદશાહને ઘોડા પૂરા પાડનાર શાહી સોદાગર મુર્તજાખાનને પણ એ જ વર્ષમાં એટલે કે ઇ સ. ૧૭૨૬ માં સિખ્ખોએ અમૃતમર જિલ્લાના જંડિયાલ નામક સ્થાન પાસે કોઇ પણ પ્રકારના ભય વિના બરાબર લૂંટી લીધો હતો

ઈ સ ૧૭૩૦ માં જેને લાહોરથી દિલ્લી લઇ જવામાં આવતો હતો તે શાહી ખજાનાપર સિખ્ખ લોકો તૂટી પડ્યા અને તેમાંની એક રાતી પાઇને પણ બાકી રહેવા ન દીધી હવે એ સિખ્ખ લૂટારાઓને દંડ આપવામાટે દિલ્લીથી એક મુસ્લિમ ફોજને મોકલવામાં આવી પરંતુ એ મુસ્લિમ ફોજના આવવાના સમાચાર મળતાંની સાથે જ સિખ્ખ લૂટારાઓ તરત પર્વતોમાં પલાયન કરી ગયા ઇ સ ૧૭૩૧ માં તેઓ પર્વતો ઉપરથી પાછા નીચે ઊતરી આવ્યા અને લાહોરના દરવાજાઓ પાસે જ મુસાફિરોને લૂટવા તથા મારવા મંડી ગયા લાહોરના મુસલમાનો મોટી સંખ્યામાં એકત્ર થઇ ગયા અને લાહોરના સૂબેદાર સાથે મળીને તેમણે સિખ્ખો સાથે જહાદ' અથવા ધાર્મિક યુધ્ધનો આરંભ કરી દીધો. પ્રથમની બે

લડાઇઓમાં જો કે મુસલમાનોની ફતેહ થઈ, પરંતુ છેવટે તેઓ નગરના દ્વાર સમક્ષ સિખ્ખો સાથેની લડાઇમાં હારી ગયા અને તેમના બહુસંખ્ય મુસ્લિમ બિરાદરો માર્યા ગયા ઇ સ ૧૭૩૩ માં પુન એક વાર મુગલ બાદશાહે સામોપચાર તથા રિશ્વતદ્વારા સિખ્ખોના વિધ્વંસનો ઉદ્યોગ કરી જોયો લાહોરના સૂબેદાર ખાનબહાદુરે દિલ્હીની મોટી મુસ્લિમ સરકારને એવી સલાહ આપી કે “ આપ નામદાર સિખ્ખોને એક જાગીર તથા ખિતાબ આપવાની ઉદારતા દર્શાવો તો અંજામ સારો આવશે” ખાનસાહબની આ સલાહને કુબૂલ રાખવામાં આવી અને તદનુસાર સિખ્ખોના તે સમયના નેતા માટે એક લાખ રૂપિયાની ઉપજવાળી જાગીર તથા નવ્વાબના ખિતાબનો પ્રસ્તાવ તેમના પ્રતિનિધિ પાસે અમૃતસર મોકલવામાં આવ્યો. તે સમયમાં દરબારસિંહ, કપૂરસિંહ, હરિસિંહ, હુજૂરી, દીપસિંહ શહીદ, જસ્સાસિંહ રામગઢિયા, કર્મસિંહ, બુદ્ધસિંહ, સુકેર, ચાહિયા તથા ગિરજાસિંહ એ સિખ્ખો સિખ્ખસમુદાયના નેતા તથા પ્રસિદ્ધ સિખ્ખો હતા * પ્રથમ તો એ પ્રસ્તાવનો અવજ્ઞા તથા તિરસ્કાર પૂર્વક અસ્વીકાર કરવામાં આવ્યો, પરંતુ ત્યાર પછી સિખ્ખોની બહુમતિ મળતાં તે જાગીરનો સ્વીકાર કરી લેવામાં આવ્યો છતાં પણ 'નવ્વાબ'ના ખિતાબ–પદ–તથા ખિલતને સ્વીકારવામાટે કોઈ પણ સિખ્ખ નેતા તૈયાર ન થયો એ ખિલત તથા ખિતાબ એક સિખ્ખ નેતા પાસેથી બીજા અને બીજા પાસેથી પાછી વળતાં ત્રીજા સિખ્ખ નાયક આગળ રજૂ કરવામાં આવ્યા છતાં જ્યારે કોઇએ એ વસ્તુઓનો સ્વીકાર ન જ કર્યો ત્યારે અંતે ફૈજુલ્લાહપુરના તે સભામાં પંખો ઢાળનારા એક કપૂરસિંહ નામક જાટે નવ્વાબનાં ખિતાબ તથા ખિલતનો સ્વીકાર કરી લીધો. * આ ઘટના પછી

* આ નામો ' પંથપ્રકાશ'ના આધારે આપવામાં આવ્યાં છે.

* આ કપૂરસિંહ સિખ્ખોના મહાપ્રબલ નેતાઓમાંનો એક નેતા હતો અને સિખ્ખોની બાર મિસલોમાંની એક મિસલનો આદ્ય સંસ્થાપક હતો ^ જે મિસલ તેની જન્મભૂમિના નામ ઉપરથી ' ફૈજુલ્લપુરિયા

સિખ્ખ લોકો કેટલાક સમય પર્યન્ત એ નવી મળેલી જાગીરની ઉપજથી શાંતિપૂર્વક પોતાના નિર્વાહને ચલાવતા રહ્યા.

ઇ. સ. ૧૭૩૪માં સિખ્ખો પોતાની સુગમતા અથવા સગવડ માટે પોતપોતાના આયુષ્ય અનુસાર બે સમુદાયોમાં વિભક્ત થઈ ગયા. એક સમુદાયમાં કેવળ વયોવૃદ્ધ સિખ્ખો જ હોવાથી તે સમુદાય 'બુઢ્ઢાદલ'ના નામથી ઓળખાતો હતો અને દ્વિતીય સમુદાયમાં કેવલ તરુણ સિખ્ખો હોવાથી તે સમુદાય 'તરુણદલ'ના નામથી ઓળખાતો હતો. 'તરુણદલ'ના વળી પાછા નાના નાના પાંચ વિભાગો કરવામાં આવ્યા હતા, અને તે વિભાગો તેમના નેતાઓના નામથી ઓળખાતા હતા. યથા (૧) દીપસિંહ શહીદનો વિભાગ; (૨)

મિસલ' કહેવાતી હતી. સૈયદ મુહમ્મદ લતીફ કપૂરસિંહની નવ્વાબપદવીનું એક બીજું જ કારણ બતાવે છે. તે કહે છે કે "તેના હજારોની સંખ્યાથી ગણાતા અનુયાયીઓએ તેની અસાધારણ બુદ્ધિમત્તાના કારણથી તેને 'નવ્વાબ'ની પદવી આપી હતી. એક સિખ્ખે મુસલ્માની ખિતાબ અથવા પદવીને ધારણ કર્યાનું સિખ્ખોના ઇતિહાસમાં કેવળ આ એક જ ઉદાહરણ મળી શકે છે." અહીં એ વાતને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ કે ઉપર જે વૃત્તાંત 'પંથપ્રકાશ'ના આધારે આપવામાં આવ્યો છે તે વૃત્તાંતથી લતીફનો આપેલો વૃત્તાંત કાંઇક ઓછો સંભવનીય જણાય છે, કારણ કે, કપૂરસિંહે જાટો, બઢઇયા, લુહારો, કીવર, ખત્રી તથા અન્ય બહુસંખ્ય લોકોને ગુરુ ગોવિન્દસિંહના મતના અનુયાયી અથવા સિખ્ખ બનાવી દીધા હતા અને ધાર્મિક દૃષ્ટિથી તેનું એટલું બધું ગૌરવ કરવામાં આવતું હતું કે તેના હાથથી જો ગુરુનો પહુલ મળી જાય, તો તે અતિશય ગૌરવમયી ઘટના મનાતી હતી. કપૂરસિંહને એ વિષયનો ગર્વ હતો કે "મેં મારા હાથે પાંચસો મુસલમાનોને માર્યા છે." સૈયદ મુહમ્મદ લતીફ કહે છે કે "એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ કે જસ્સાસિંહ અહલૂવાલિયા તથા પટિયાલાના આલાસિંહના સમયથી પૂર્વે કપૂરસિંહ સિખ્ખ સર્દારોમાં સર્વથી અધિક વિખ્યાત તથા ભયંકર સિખ્ખ સર્દાર હતો." સૈયદ મુહમ્મદ લતીફ જેવો મુસ્લિમ ઇતિહાસલેખક જ્યારે કપૂરસિંહના સંબંધમાં આવા ઉદ્ગારો કાઢી રહ્યો છે ત્યારે અવશ્ય કપૂરસિંહની યોગ્યતા એવા પ્રકારની હોવી જ જોઇએ.

પ્રેમસિંહ ખત્રી તથા ધર્મસિંહ ખત્રીનો વિભાગ (૩) દસ્વધ-સિંહનો વિભાગ, (૪) બાબા કાહનસિંહ તથા બાબા વિનોદ સિંહનો વિભાગ અને (૫) વીરસિંહ તથા અમરસિંહનો મજહબી સિખ્ખોનો વિભાગ સિખ્ખોના આ સમસ્ત સમુદાયો અમૃતસરની ચારે બાજૂએ જૂદા જૂદા ગામોમા રહેવા લાગ્યા ઇ સ ૧૭૩૫ મા સિખ્ખોની જાગીરને અનાવશ્યક માનીને સિખ્ખો પાસેથી બાદશાહે પાછી છીનવી લીધી* એટલે ખાલસાઓએ વળી પાછો લૂટમારના પોતાના જૂના ધંધાને આરંભી દીધો પરંતુ લાહોરનો દીવાન લખપતરાય અલ્પ સમયમા જ આવીને તેમના પર તૂટી પડયો અને તેણે 'તરુણદલ'ના સિખ્ખોને મારીને મતલજ નદીને પેલે પાર હાંકી કાઢયા ઇ સ ૧૭૩૬ મા 'બુઢ્ઢાદલ'ના સિખ્ખો તથા લૂટમારના કામમા 'તરુણદલ'ની બરાબરી કરનાર નવાબ કપૂરસિંહની લાહોરના એક મુસ્લિમ સિપાહ સાલાર હયાતખાન સાથે અથડાઅથડી થઇ ગઇ અને અમૃતસર પાસેના વાસરકી નામક સ્થાનમા સિખ્ખ મુસ્લિમ સગ્રામ થયો કે જેમા સિખ્ખોનો પરાજય થઇ ગયો એ પરાજય પછી સિખ્ખોના બન્ને દલ મળી ગયા અને તેમણે હુજરશાહ મુકીમ નામક સ્થાન પાસે મુગલોની રેવડી પરાજયના આઘાતથી દાણાદાણ કરી નાખી

સિખ્ખોના એ પછીના બીજા બે વર્ષ આવા જ પ્રકારના અવ્યવસ્થિત યુદ્ધોમા વીતી ગયાં, એથી ખાલસાના બળની ધીમે ધીમે વૃદ્ધિ થતી ગઈ અને મુગલિયા સરકારના બળનો હ્રાસ જ થતો રહ્યો અહીં એ વાતને પણ વચ્ચે જણાવી દેવાની આવશ્યકતા છે કે બન્દા બહાદુર તથા તેના અનુયાયી સિખ્ખોને મહાનિર્દયતાથી રેંસાવી નખાવનાર બાદશાહ ફર્રુખસિયર બન્દામબલિદાનની ઘટના થઈ ગયા પછી બે વર્ષ જેટલા અલ્પ કાળમા જ એટલે કે ઇ સ ૧૭૧૯ના

---

* 'પથપ્રકાશ'નો લેખક મુગલ સરકાર પર સિખ્ખોને આપેલી જાગીર છીનવી લેવામાટે પ્રતિજ્ઞાભગનો દોષનું આરોપણ કરે છે, અને જાગીરને છીનવી લેવાનું કારણ દર્શાવાયલું ન હોવાથી મુગલ સરકારે અવશ્ય પ્રતિજ્ઞાનો ભગ કર્યો હતો એમ નિર્વિવાદ માની શકાય છે

એપ્રિલ માસની ૨૭ કે ૨૮ મી તારીખે જે સૈયદબંધુઓએ તેને દિલ્હીનાં તાજેતખ્તનો માલિક બનાવ્યો હતો તે જ સૈયદબંધુઓના ષડ્યંત્રનો ભોગ થઇને મરી ગયો હતો; અર્થાત્ તેને પ્રથમ કેદ કરીને અને ત્યાર પછી અત્યંત રીબાવી રીબાવીને અંતે તેના મુસ્લિમ સિપાહીઓએ જ તેના પેટમાં તલવાર ભોંકીને મારી નાખ્યો હતો અને ત્યારપછી મુગલિયા સલ્તનતમાં પારસ્પરિક પ્રપંચોના ખેલો જ ખેલાઇ રહ્યા હતા. આ કારણો તથા અન્યાન્ય કારણોના યોગે એ સમયમાં કેટલીક એવી ઘટનાઓ ઘટી ગઇ કે જેમના યોગે મુગલિયા શહેનશાહતનો આસન્ન વિનાશ સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યો અને બન્દા બહાદુરનાં*

* ગુરુમુખિ લિપિમાં છપાયલા 'બન્દા બહાદુર' નામક ગ્રંથના, અન્ય કોઇ પણ ગ્રંથમાં નથી મળી આવતો તેવો, એક એ ઉલ્લેખ મળી આવે છે કે "હાથીના પૂછડા સાથે બાંધેલા બન્દાને દિલ્હીથી બહુ દૂર યમુના નદીના નિર્જન તીરપ્રાન્તમાં લઇ જઇને મરી ગયેલો માની નાખી દેવામાં આવ્યો હતો, પરંતુ એક ફકીર તેનામાં જીવનના ચિહ્નો જોઇને તેને ત્યાંથી ઉપાડીને પોતાની ઝૂંપડીમાં લઇ ગયો હતો અને જ્યાં સુધી તેના શરીરમાંના બધા જખ્મ બરાબર રૂઝાઇ ગયા ત્યાં સુધી તેનો ઉપચાર કરતો રહ્યો હતો. ત્યાંથી સાજો થયા પછી વીર વૈરાગી વેશ બદલીને પાછો પંજાબમાં ચાલ્યો ગયો હતો. પરંતુ તેટલા સમયમાં પંજાબના સિખ્ખોની સ્થિતિનું અતિશય પરિવર્તન થઇ ગયું હતું. સિખ્ખસમાજ બે ભાગોમાં વિભક્ત થઇ ગયો હતો અને તે બન્ને વિભાગો એકબીજાના વિરોધી હતા. એ બે વિભાગોમાંનો એક સિખ્ખવિભાગ બન્દાને ગુરુ માનતો હતો અને બીજો તત્ખાલસા અથવા તત્વખાલસા નામક સિખ્ખવિભાગ ગુરુ ગોવિન્દસિંહજીને જ અંતિમ ગુરુ માનતો હોવાથી બન્દાને ગુરુ તરીકે સ્વીકારતો ન હોતો. અબ્દુસ્સમદના ક્રિયાત્મક અભિદ્રોહે સિખ્ખોના હૃદયોમાં ત્રાસને ઉત્પન્ન કરી દીધો હતો અને તેમને પર્વતો, ભટિંડા તથા બીકાનેરના જંગલો તેમ જ મરુભૂમિમાં નસાડી દીધા હતા, એટલે એ સમયમાં તેમને પુનરપિ સંગઠિત કરવાનો પ્રયત્ન કોઇ પણ રીતે સફળ થાય તેમ દેખાતું ન હોતું. આવી પરિસ્થિતિને જોઇને બન્દા જમ્મૂના પહાડોમાંના ભબ્બર નામક સ્થાનમાં સાધુના વેશમાં રહેવા લાગ્યો. તેની વીરપત્ની વીરમતી તથા તેના અલ્પવયસ્ક પુત્ર મૃત્યુના મુખમાં પડી ચૂકેલા હોવાથી બન્દાએ વળી પાછો એક

અંતિમ વચનો સત્ય સિદ્ધ થતાં હિન્દુ સિખ્ખો અથવા ગુરુ ગોવિન્દ સિંહના ખાલસાની ઉન્નતિનો માર્ગ દૃઢ તથા નિષ્કંટક થતો ગયો. પરંતુ તે ઘટનાઓના વિવેચનને પ્રસ્તુત ગ્રંથમાં અવકાશ ન હોવાથી

---

સુયોગ્ય કન્યા સાથે લગ્નસબંધ કરી લીધો અને એ લગ્નસબંધથી તેને ઇ. સ. ૧૭૨૮મા જે દ્વિતીય પુત્રરત્નની પ્રાપ્તિ થઇ તેનું નામ રણજિતસિંહ રાખવામા આવ્યું. બન્દા બહાદુર એ દ્વિતીય પુત્રના જન્મ પાછી ચૌદ વર્ષ પર્યન્ત જીવીને અને મુગલ સામ્રાજ્યના હ્રાસ તથા સિખ્ખોના પુનરુત્થાનની ઘટનાને પોતાનાં નેત્રોથી જોઈને ઈ. સ. ૧૭૪૧ના મે માસ અથવા વિક્રમાબ્દ ૧૭૯૮ના જ્યેષ્ટ માસની ચતુર્દશીને દિવસે સ્વર્ગવાસી થયો હતો. તેનો સમાધિ જલ્લભટથી એ કિંવા ત્રણ માઈલ્સના અંતરે બનાવવામા આવ્યો હતો કે જે અદ્યાપિ વિદ્યમાન છે; એ સ્થાનમા પ્રતિવર્ષ બન્દાની મૃત્યુતિથિને દિવસે એક મોટો મેળો ભરાય છે અને બન્દાના વંશજોને જ પોતાના ગુરુ તરીકે માનનારા પંજાબનિવાસી સહસ્રાવધિ સિખ્ખો એ મેળાના પ્રસગે પોતાના સ્ત્રીપુત્રાદિક સહિત ત્યા આવીને એકત્ર થઈ જાય છે. બન્દાની ગાદીના વર્તમાન (ઈ. સ. ૧૯૦૭) અધિકારીનું નામ તેજસિંહ છે. બન્દાનો વંશવૃક્ષ આ પ્રમાણે છે:—



જો પરમાત્માની ઇચ્છા તથા કૃપા હશે, તો અમો કોઈ અન્ય અવસરે સિક્ખોનાં એ પુનરુત્થાન, યુદ્ધ, વિજયપ્રાપ્તિ તથા પંજાબમાં હિન્દુરાજ્યસંસ્થાપના આદિ ગૌરવાન્વિત મહત્કાર્યોના ઇતિહાસને પ્રસ્તુત ગ્રંથ પ્રમાણે જ અમારાં જિજ્ઞાસુ પાઠકો તથા પાઠિકાઓનાં કરકમળોમાં સમર્પીને કૃતાર્થ થઇ શકીશું. ૐ શાંતિઃ શાંતિ શાંતિ



---

એ ગાદીના વર્તમાન (ઇ. સ. ૧૯૦૭) અધિકારી તેમ જ તેમના કોઈ ભાઇના ગૃહમાં પણ સંતાન નથી. માલ્કમ સાહેબે પોતાનો ઇતિહાસગ્રંથ એક શતાબ્દિથી પણ અધિક સમય પૂર્વે લખ્યો હતો તેમાં આ વૃત્તાંત વર્ણવાયલો છે અને ભલ્લકનું નામ પણ અપાયલું છે કે જ્યાં બન્દા દિલ્હીથી ભાગી આવ્યા પછી રહેતો હતો. આ વૃત્તાંત ' પંથપ્રકાશ 'માં પણ અપાયલો છે; પરન્તુ જ્યાં સુધી એમ માનવામા ન આવે કે બન્દા બહાદુર ગુરુદાસપુરના ઘેરા વખતે પણ શત્રુઓના પંજામાથી છટકીને બીજી વાર પલાયન કરી ગયો હતો અને તેને પકડીને દિલ્હી લઇ જવામાં જ ન હોતો આવ્યો ત્યા સુધી આ વૃત્તાતને કદાપિ અસંદિગ્ધ તરીકે સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, આ વૃત્તાત ઇતિહાસની કસોટી પર સત્ય સિદ્ધ થઇ નથી શકતો. આ વિવાદગ્રસ્ત ઘટના વિશેષ ઐતિહાસિક શોધાત્મક નિર્ણયની અપેક્ષાને દર્શાવી રહી છે.

"હિન્દુ ગૌરવ ગ્રંથમાળા"ના સ્થાયી ગ્રાહકોને એક નવો લાભ!

છપાય છે! છપાય છે!!

સંવત ૧૯૮૬ ના માર્ગશીર્ષ માસમાં બહાર પડશે

# કાવ્યકુસુમાકર

અથવા

## ઠક્કુર નારાયણનાં ઇ૦ સ૦ ૧૮૯૬ થી અત્યાર સુધીમાં લખાયેલાં વિવિધ કાવ્યનો પ્રચંડ સંગ્રહ

જો તમારે મધુર શૃંગારરસનો આસ્વાદ લેવો હોય, કરુણ રસનો સાક્ષાત્કાર કરવો હોય, વીરરસના પાનથી વીરતાની અનુભૂતિમાં તલ્લીન થવુ હોય, હાસ્યરસની આછી છટા કિંવા હાસ્યના આનંદને ભોગવવો હોય, મહાકવિ કાલિદાસના 'ઋતુસંહાર' નામક કાવ્યનો ગુજરાતી ભાષાદ્વારા ઉપભોગ કરવો હોય, મહાત્મા શેખ સાદીના 'કરીમા' નામક કાવ્યનું ગુજરાતી ભાષામાં તત્સમ દર્શન કરવુ હોય અને સ્વામી વિવેકાનંદના શાંતરસપરિપ્લુત અંગ્રેજી કાવ્યોની મંદાકિનીમાં ગુર્જર અનુવાદ દ્વારા નિમજ્જન કરવું હોય તેમ જ ઉત્તમોત્તમ પ્રાચીન તથા અર્વાચીન ચિત્રકારોનાં આલેખેલાં અનેક સુંદર ચિત્રોના દર્શનથી નેત્રોને આનંદના અનુભવ કરાવવા હોય તો 'કાવ્યકુસુમાકર'ની એક પ્રત ખરીદ્યા વિના અને તેનુ વાચન કર્યા વિના તમારી એ ઇચ્છા કદાપિ પરિપૂર્ણ થાય તેમ નથી

લગભગ ૩૫૦ પૃષ્ઠનાં એ અનેક ચિત્રોવાળા અને સુવર્ણાક્ષરી ઉત્તમ કાપડના પૂઠાવાળા દળદાર ગ્રંથની કીમત રૂ૦ ૩-૪-૦ રાખવામા આવી છે પરંતુ '**હિન્દુ ગૌરવ ગ્રંથમાળા**'ના **સ્થાયી ગ્રાહકોને એ ગ્રંથ પોણી કીંમતે એટલે કે રૂ। ૨-૭-૦ ની કીમતથી આપવામાં આવશે** પોસ્ટેજ તથા વી પી. ખર્ચ ગ્રાહકોને શિર રહેશે

અત્યારે જ તમારા ઓર્ડર નીચે લખેલા સ્થળે મોકલી આપો:— **ઠક્કુર નારાયણ વિસનજી**

"હિન્દુ ગૌરવ ગ્રંથમાળા" કાર્યાલય.

નં૦ ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ. ૧

"ગુરુ ગોવિન્દસિંહ" ગ્રંથ વડોદરા રાજ્યના
શાળાના પુસ્તકાલયોમાં રાખવામાટે
મંજૂર કરવામાં આવ્યો છે



શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત

હિન્દુગૌરવ ગ્રંથમાળાના

## ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્

નામક પ્રથમ પુષ્પ (ગ્રંથ)ની ઉત્તમતાના સંબંધમા કેટલાક
પ્રતિષ્ઠિત ઇતિહાસવેત્તા, વિદ્વાનો, તથા કેટલાક પ્રતિષ્ઠિત
વર્તમાનપત્રો તેમ જ માસિકપત્રોએ આપેલા

# નિષ્પક્ષપાત અભિપ્રાયો



મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ—અમદાવાદ.
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.

# અભિપ્રાયદાતા પ્રજ્ઞ પુરુષો, સાપ્તાહિક પત્રો તથા માસિક પત્રોની નામાવલી

---

૧ પ્રસિદ્ધ ઐતિહાસિક તથા પુરાતત્ત્વજ્ઞ રાયબહાદુર મહામહોપાધ્યાય શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા, અજમેર.
૨ મહામહોપાધ્યાય માન્યવર શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર જામનગર ( કાઠિયાવાડ ).
૩ વિદ્વદ્રત્ન કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ; એલ એલ. બી. ( 'મૉડર્નરિવ્યુ' કલકત્તા )
૪ મોજમજાહ ( ગુજરાતી સાપ્તાહિક પત્ર ) મુંબઇ.
૫ સ્વદેશ અને કર્મભૂમિ (ગુજરાતી સાપ્તાહિક પત્ર) મુંબઇ.
૬ હિન્દુ (ગુજરાતી સાપ્તાહિક પત્ર) સૂરત.
૭ સૌરાષ્ટ્ર (ગુજરાતી સાપ્તાહિક પત્ર) રાણપુર (કાઠિયાવાડ)
૮ આર્યપ્રકાશ (ગુજરાતી સાપ્તાહિક પત્ર) આણંદ (ગુજરાત.)
૯ પ્રજાબંધુ (ગુજરાતી સાપ્તાહિક પત્ર) અમદાવાદ (ગુજરાત)
૧૦ કચ્છ સુદર્શન(ગુજરાતી સાપ્તાહિક પત્ર)રાણપુર (કાઠિયાવાડ)
૧૧ ગુજરાતી (ગુજરાતી સાપ્તાહિક પત્ર) મુંબઈ.
૧૨ ગુણસુંદરી (ગુજરાતી માસિક પત્ર) મુંબઇ.
૧૩ સાહિત્ય (ગુજરાતી માસિક પત્ર) વડોદરા (ગુજરાત)
૧૪ લોહાણા હિતેચ્છુ(ગુજરાતી માસિક પત્ર)રાજકોટ(કાઠિયાવાડ)
૧૫ કચ્છકેસરી (ગુજરાતી સાપ્તાહિક પત્ર) અમદાવાદ (ગુજરાત)
૧૬ વિલાસ (ગુજરાતી માસિક પત્ર) મુંબઇ.
૧૭ હિન્દુત્વ (ગુજરાતી સાપ્તાહિક પત્ર) મુંબઈ.
૧૮ ગુજરાતી પંચ(ગુજરાતી સાપ્તાહિક પત્ર)અમદાવાદ(ગુજરાત)
૧૯ લોહાણા જીવન (ગુજરાતી માસિક પત્ર) કરાચી (સિંધ)
૨૦ મનોરમા (હિંદી માસિક પત્ર) અલ્લાહાબાદ (યૂ. પી.)

# 'ગુરુ ગોવિન્દસિંહ' માટે મળેલા અભિપ્રાયો

अजमेर ता २२-८-२८

श्रीमान् ठकुर नारायण विसनजी की सेवामें, बंबई.

मान्यवर,

आपकी भेजी हुई 'गुरु गोविन्दसिंह अथवा धुरंधर धर्मसम्राट्' नामक पुस्तक मिली। आप की इस कृपा के लिये मैं आप का बहुत ही अनुगृहीत हुं। पुस्तक बड़े महत्त्वकी है और बड़ी योग्यतासे लिखी गई है। यह पुस्तक गुर्जर साहित्य की वृद्धि करनेवाली और गुर्जर भाषासे प्रेम रखनेवाले प्रत्येक पुरुष के पढ़ने योग्य उत्तम पुस्तक है। प्रत्येक विद्यानुरागी, गुर्जर साहित्यसेवी के पास तथा प्रत्येक पुस्तकालय में यह पुस्तक अवश्य रहनी चाहिये। यह ग्रंथ लिखकर आपने देश की बड़ी सेवा बजाई है।

आप का कृपाभिलाषी

गौरीशंकर हीराचंद ओझा*

---

* અજમેર તા ૨૯-૮-૨૮

શ્રીમાન ઠક્કુર નારાયણ વિસનજીની સેવામાં, મુંબઇ.

માન્યવર, આપનું મોકલેલું 'ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધુર ધર્મસમ્રાટ્' નામક પુસ્તક મળ્યું આપની કૃપામાટે હું આપનો અતિશય અનુગૃહીત થયો છું પુસ્તક બહુ મહત્ત્વનું છે અને બહુ જ યોગ્યતાપૂર્વક લખાયલું છે આ પુસ્તક ગુર્જર ભાષાના સાહિત્યની વૃદ્ધિ કરનાર અને ગુર્જર ભાષાના પ્રેમી પ્રત્યેક પુરુષમાટે વાંચવા યોગ્ય ઉત્તમ પુસ્તક છે પ્રત્યેક વિદ્યાનુરાગી ગુર્જર સાહિત્યસેવી પાસે તથા પ્રત્યેક પુસ્તકાલયમાં આ પુસ્તક અવશ્ય હોવું જોઇએ આ ગ્રંથ લખીને આપે દેશની મોટી સેવા બજાવી છે.

આપનો કૃપાભિલાષી

ગૌરીશંકર હીરાચંદ ઓઝા.

મહાત્મા ગુરુ ગોવિન્દસિંહનું નામ હિન્દુધર્મના રક્ષક તરીકે સર્વત્ર પ્રસિદ્ધ છે મેવાડ ભૂમિના સૂર્યવંશીય ક્ષત્રિયવીર પ્રતાપસિંહ, મહારાષ્ટ્રના ભવાનીભક્ત શિવાજી તથા સિખ્ખશિરોમણિ ગુરુ ગોવિન્દસિંહ, આ ત્રણે વ્યક્તિઓના પવિત્ર સ્મરણો હિન્દુધર્માનુયાયિજનનાના હૃદયસિંહાસનારૂઢ થઈ પૂજાય છે. તેમા પણ ગુરુ ગોવિન્દસિંહનું નામ હૃદયની ઊંડાણનું સ્થાન રોકે છે તેમનું ધર્મવીરત્વપૂર્ણ ચરિત્ર લખાવી જનતા સમક્ષ રજૂ કરનાર હિન્દુત્વાભિમાની શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલને ધન્યવાદ આપવા જ્યા અંતઃકરણ પ્રેરાય છે તે જ ક્ષણે એ ચરિત્રના લેખક ગુજરાતી ભાષાના પરમોપાસક સાક્ષરવર્ય નારાયણ વિસનજી ઠક્કુર મહાશયનુ નામ પ્રથમોપસ્થિત થાય છે તેઓશ્રીએ આવા અનેક ઐતિહાસિક પુસ્તકો લખી ગુજરાતી ભાષાની સાહિત્યસંપત્તિમા ઘણો સ્તુત્ય ઉમેરો કરી ગુજરાતી જાણનાર જનતાની ઘણી કિંમતી સેવા બજાવી છે તા ૨૮-૪-૨૯

શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર, જામનગર (કાઠિયાવાડ)

Guru Govind Singh By Thakkur Narayan Visanji Printed at the Gujarati News Printing Press, Bombay. Paper cover pp 259 Price Re 0-12-0 (1928)

Thakkur Natayan has projected a series of books bringing out the goodness and greatness of the Hindus and their religion. He is fitted to write on the subject, because of one particular reason amongst others, viz, that he studies his subject at its original source, and is always eager to absorb any new light thrown on it. He reads much before publishing a book This characteristic feature of his writings is

preserved in this book, and he has produced an admirable life of the great Sikh religious leader, Guru Govind Singh. There was a want of such a book in our libraries and it is now supplied."

**K. M. J.* Modern Review,**

( Calcutta ) April 1929.

---

* Krishnalal Mohanlal Jhavery. M. A., LL. B. Retired Cheif Judge, the courts of small causes, Bombay and a reputed author of many English and Gujarati books

* ગુરુ ગોવિન્દસિંહ પ્રયોજક ઠક્કુર નારાયણ વિસનજી મુદ્રણસ્થાન 'ગુજરાતી ન્યૂજ્ પ્રિન્ટિંગ પ્રેસ' મુંબઈ કાગળનું પૂઠું પૃષ્ઠ ૨૫૮. મૂલ્ય રૂ. ૦-૧૨-૦ (૧૯૨૮)

ઠક્કુર નારાયણે હિન્દુઓ અને તેમના હિન્દુધર્મની ઉત્તમતા તથા મહત્તાને દર્શાવવામાટે એક ગ્રંથમાળાના પ્રકાશનની યોજના કરેલી છે. જે કેટલાક કારણોથી ઠક્કુર નારાયણ આ વિષયના પ્રતિપાદનની યોગ્યતા ધરાવે છે તે કારણોમાનું એક વિશિષ્ટ કારણ એ છે કે તેઓ પોતાના ઉલ્લેખ્ય અથવા પ્રતિપાદ્ય વિષયના મૌલિક સાધનનો અભ્યાસ કરે છે અને તે વિષય ઉપર જે કાંઈ પણ નવીન પ્રકાશ પાડવામા આવ્યો હોય તે નવીન પ્રકાશને યોગ્યતા પૂર્વક સ્વીકારી લેવાને નિરંતર ઉત્કંઠિત રહ્યા કરે છે. એકુ પુસ્તકને પ્રકાશિત કર્યા પૂર્વે તેઓ બહુ વાંચે છે. તેમના ગ્રંથોનું એ લાક્ષણિક સ્વરૂપ આ ગ્રંથમા પણ રક્ષાયલું છે, અને તેમણે સિખ્ખધર્મના ધુરંધુર નેતા ગુરુ ગોવિન્દસિંહનું આ એક પ્રશંસનીય ચરિત્ર પ્રકટ કર્યું છે આવા એક ગ્રંથની આપણા પુસ્તકાલયોમા જે ન્યૂનતા હતી તે આ ગ્રંથના યોગે પૂરી થઈ ગઈ છે.

**કે. એમ. જે.*** ( મૉડર્ન રિવ્યુ, માર્ચ, ૧૯૨૯ )

* રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલ. એલ. બી. મુંબઈની સ્મૉલ કૉઝિસ્ કોર્ટ્સના રિટાયર્ડ ચીફ જજ અને અનેક અંગ્રેજી તથા ગુજરાતી ગ્રંથોના પ્રતિષ્ઠિત નિર્માતા.

ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ પ્રયોજક તથા પ્રકાશક ઠકકુર નારાયણ વિસનજી નં૦ ૧૦૦ બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ—

આ ઐતિહાસિક નવલકથા "હિન્દુ ગૌરવ ગ્રથમાળા 'નું પ્રથમ પુ પ છે સાહિત્યવર્ગમા ઇતિહાસના અભ્યાસી અને ઐતિહાસિક નવલકથાના લેખક તરીકે રા૦ ઠકકુર સુપ્રસિદ્ધ છે અને ગુજરાતીની ભેટ તરીકે આજ દિવસ સુધીમા તેઓએ વીશથી પણ વિશેષ ઐતિહાસિક નવલકથાઓ લખી ગુર્જર પાઠકપાઠિકાઓના કરકમળમા અર્પણ કરી છે ઇતિહાસના સ્વરૂપને વિકૃત ન કરતા ઐતિહાસિક પ્રમંગોનું જ અનુસરણ કરી ઐતિહાસિક નવલિકાઓ લખાવી જોઇએ એ તેઓનુ ખાસ બીરદ વાકય છે અને તે માટે તેઓ તે સમયના જેટલા પણ ઐતિહાસિક પુસ્તકો ઉપલબ્ધ હોય તે સર્વનો અભ્યાસ કરી સભ્યાસભ્યનું મનન કરી તેની યોગ્યાયોગ્યતાનું તોલન કરીને જ તેઓ વસ્તુસંકલન કરે છે. આ નવલકથા માટે પણ તેવી જ રીતે તેઓએ અગ્રેજી, ગુરુમુખી, હિન્દી, બગાલી તથા મરાઠી ભાષામા લખાયના આશરે એકત્રીસ ગ્રથોનો આશ્રય લઈ જેમ બને તેમ શુદ્ધ ચિત્ર આપવાની કોશિશ કરી છે એમ ગ્રથારભમા તેઓએ આપેલી સૂચી ઉપરથી વ્યક્ત થાય છે ભાષાગૌરવ એ તો રા૦ ઠકકરનો સ્વત સિદ્ધ હક્ક છે, એટલે તે વિષે કઈ કહેવુ એ સોનાને ઢોળ ચઢાવવાના પ્રયત્ન જેવુ નિરર્થક છે નવલકથાને પૃષ્ઠે પૃષ્ઠે "હિન્દુ ગૌરવ'નો પુણ્યપ્રકાશ દષ્ટિગોચર થાય છે, તેમા પણ "ગુરુ તેગ બહાદુરનો શિરચ્છેદ'વાળા પાચમા પ્રકરણમા ભાઇ મોતીરામ અને દયાલદાસનાં આત્મબલિદાન તેમ જ ગુરુ તેગબહાદુરનો "સર દિયા પર સાર ન દિયા"નો ચમત્કાર, છઠ્ઠા પ્રકરણમ ગુરના મૃતદેહ માટે અત્યજ મનાતા ધર્મદાસનું જીવનબલિદાન, નવમા પ્રકરણમાના "પજ પ્યારે" અને પંદરમા પ્રકરણમાના 'હુતાત્મા ગુરપુત્રો'ના પ્રસગો રોમાચ ઉભા કરી દેય તેવા છે વળી 'મુસલમાનોના

પૈશાચિક અત્યાચાર' શીર્ષક અગિયારમા પ્રકરણમાનું માધુરીનું પાત્ર એક આદર્શ આર્ય મહિલાનું ચિત્ર દૃષ્ટિ સમક્ષ રજૂ કરે છે એકંદર રીતે કહીએ તો "આ વિસ્કલિત હિન્દુજાતિને હિન્દુસંગઠન તથા હિન્દુગૌરવપ્રાપ્તિના માર્ગે પ્રેરવામા ( આ પ્રયત્ન ) અંશમાત્ર પણ સહાયભૂત થશે તો આ હિન્દુ ગૌરવ ગ્રંથમાળાના આશ્રયદાતા તથા આ ગ્રંથના લેખકને પોતાના ધન તથા પરિશ્રમની સંપૂર્ણ સાર્થકતા થયેલી દેખાશે." રા૦ ઠક્કુરની એ મનીષા સર્વાંશે ફળીભૂત અર્થાત્ ફળને આપનારી થવા પામી છે એમા કિંચિદ્માત્ર સશયને સ્થાન નથી તદુપરાત ૩૦૦ પૃષ્ઠનુ પુસ્તક માળાના ગ્રાહકોને માત્ર ૦-૧૨-૦ ના મૂલ્યમા આપવું એ વિના મૂલ્યે આપવા જેવું જ છે. તો અમે અમારા પાઠક તથા પાઠિકાઓને માળાના ગ્રાહક થવાની ભલામણ કરી તે માળાની ઉન્નતિ થાય એવી મનીષા સાથે આ ન્હાનું અવલોકન પૂર્ણ કરીએ છીએ અને તે માળાના આશ્રયદાતાને ધન્યવાદ આપીએ છીએ

'મોજમજાહ' ( મુંબઇ ) તા ૮-૭-૨૮

ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ: પ્રયોજક તથા પ્રકાશક શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુર ઠે ન ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુબઇ.

શ્રીમાન્ શેઠ મનસુખલાલ છગનલાલ શૈદલાલના ઉદાર આશ્રય હેઠળ, "હિન્દુ ગૌરવ ગ્રંથમાળા" ના પ્રથમ પુષ્પ રૂપે, જાણીતા પ્રખર કચ્છી લેખક શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુરના સ્તુત્ય પ્રયાસે બ્હાર પડેલ, આ અતિ ઉપયોગી અને પ્રત્યેક હિન્દુને વાચવા યોગ્ય પુસ્તકનો સાભારસ્વીકાર કરતા અમને અતિ હર્ષ થાય છે ઐતિહાસિક નવલકથાઓના "ચેમ્પીયન" લેખક તરીકે વિખ્યાતિ પામેલા શ્રી ઠક્કુરની તેજસ્વી કલમની રસપ્રધાન કૃતિઓથી ગુજરાતી વાચક વર્ગ સુપરિચિત છે. અને શ્રી ઠક્કુર જેવા એક સમર્થ અને સફળ કચ્છી લેખક માટે કચ્છી આલમ મગરૂર છે. કલુષિત થતા ધાર્મિક

વાતાવરણમાંથી આર્યાવર્તને મુક્ત કરવાના થતા સ્તુત્ય પ્રયાસોમાનો શ્રી ઠક્કુરનો આ એક સફળ પ્રયાસ છે. કલુષિત વાતાવરણની છવાયલી આંધીને ચીરતા આ પુસ્તકના પાને પાને હિન્દુ ગૌરવનું પુણ્યતેજ અવનવા ઓજસ પ્રકટાવે છે. હિન્દુધર્મની અભેદ્ય દીવાલોપર પ્રહારો કરવાની જ્યારે જ્યારે પરધર્મીઓના હાથે ગાઢી ચેષ્ટાઓ કરવામા આવી છે, ત્યારે ત્યારે જુગજૂના ધર્માવલંબીઓમાથી ધર્મની રક્ષા અર્થે અને વિધર્મીઓની સુદસાન ઠેકાણે લાવવા માટે આર્ય ધર્મવીરો ધર્મક્ષેત્રે ધર્મયુદ્ધ કરવા કટિબદ્ધ થયા છે. આવા એક ધર્મવીરની ધર્મપરાયણતાનું ઓજભરી વાણીમા આલેખાયલું શબ્દચિત્ર તેજ શ્રી ઠક્કુરનું "ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ". હિન્દુત્વના વિનાશ કાજે મોગલ સમ્રાટ ઔરંગઝેબના નિષ્ફળ છતાં ભગીરથ પ્રયાસોની કાળી કથાઓ હિન્દુસમાજના સ્મૃતિપટ પરથી સાવ ભૂંસાઈ કાળના વહનમા વહી ન જાય અને સમયનો સામનો કરવાને સમાજની શૌર્યસમૃદ્ધિ કાયમ રહી વધુ અને વધુ સુદઢ થાય તે માટે ભારતના ભવ્ય ભૂતકાળની ધાર્મિક ભવ્યતાનું ભાન કરાવના ધર્મવીરોના આત્મબલિદાનના આવા આદર્શ આલેખન દ્વારા શ્રી ઠક્કુરે આર્યધર્મની જે સુદર સેવા કરી છે તે ખરેખર સ્તુત્ય અને સમાજને આશીર્વાદ રૂપ છે. આ પુસ્તકના બ્રાહ્મણોનો આર્તનાદ, ગુરુ તેગ બહાદુરનો શિરચ્છેદ, વીરાત્મા અંત્યજોની વીરતા, મુસલમાનોના પૈશાચિક અત્યાચાર, સિખ્ખોની સત્વપરીક્ષા, ગુરુનો સંગ્રામવિલાસ, હુતાત્મા ગુરુપુત્રો, વૈરાગીની વીરદીક્ષા અને જીવનદીપનિર્વાણ વિગેરે પ્રકરણો હૃદયને ડોલાવે તેવા છે. ટુંકમા આખુંય પુસ્તક વાચકના રોમાંચ ઉભા કરે તેમ છે.

ત્રણેય પોતાનુ આવુ મનનીય પુસ્તક "ગ્રંથમાળા" ના ગ્રાહકોને માત્ર બાર જ આનાની નજીવી કીંમતે આપવામાં આવે છે, એ ખરેખર આનંદ પામવા જેવું છે. અમો પ્રત્યેક હિન્દુને આ ગ્રંથમાળાના ગ્રાહક થવા વિનંતિ કરીએ છીએ.

'સ્વદેશ અને કર્મભૂમિ' (મુંબઇ) તા. ૧૪-૭-૨૮.

## ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્

પ્રયોજક તથા પ્રકાશક ઠકકુર નારાયણ વિસનજી: મૂલ્ય રૂા. ૧–૪–૦ શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા'ના ગ્રાહકોને બાર આનામા

અઢી સો પાનાનુ જ્વલંત રોમાંચક તથા સત્ય ઇતિહાસથી રંગાયેલ આ પુસ્તક પ્રાસંગિક સિખ્ખ વીર પુરુષોના બલિદાનના હૃદયદ્રાવક ચિત્રોથી ઓર વિભૂષિત થયુ છે રા. ઠકકુરની કલમ 'સિતમગર સુલ્તાન' અથવા 'તલ્વાર અને કુરાન' તથા 'મુરીદે શયાતન'-ની માફક જ એકધારી આદિથી અંત સુધી ચાલી છે. જુલ્મગાર સમ્રાટ ઔરંગઝેબના જુલ્મોનો હુબહુ ચિતાર પ્રસ્તાવનામા જ આપી દીધો છે પ્રત્યેક વાચકોને આ પુસ્તક વાચવાની અમે અત્યત આગ્રહ ભરી ભલામણ કરીએ છીએ પ્રભો ! રા, ઠકકુરની આ હિન્દુત્વરક્ષક-લેખનશક્તિને દીર્ઘાયુ બક્ષો

'હિન્દ' ( સૂરત ) તા. ૧૫–૭–૨૭.

**ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ :** ( 'હિન્દુ-ગૌરવ ગ્રન્થમાળા'નુ પુષ્પ પહેલુ ) પ્રયોજક તથા પ્રકાશક ઠકકુર નારાયણ વિસનજી, નં ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુબાઈ. પૃષ્ઠ ૩૧+૨૫૯ કીમ્મત કાચુ પૂઠુ સવા રૂપિયો, પાકુ પૂઠુ રૂ ૧–૧૦–૦ ( ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહકોને માટે અનુક્રમે ૦–૧૨–૦ અને ૧–૨–૦ )

સિખ્ખ જાતિનો ઇતિહાસ અનેક રીતે અદ્ભુત છે હિન્દુત્વના રક્ષણ અર્થે ગુરુ ગોવિન્દસિંહે શાન્ત અને ધર્મપિપાસુ સિખ્ખોને શસ્ત્રજ્ઞાનની અને રણવિદ્યાની દીક્ષા દીધી, પરિણામે પંજાબમા સિખ્ખોનુ વિશાળ સામ્રાજ્ય સ્થપાયુ અને કાળબળે નાશ પામ્યુ એ અદ્ભુત ઘટનાનો રસપૂર્ણ ઇતિહાસ આ ગ્રન્થમા અપાયો છે

'સૌરાષ્ટ્ર' ( રાણપુર ) તા. ૨૧–૭–૨૮.

ગુરુ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ–(પ્રયોજક તથા પ્રકાશક ઠક્કુર નારાયણ વિસનજી માળાના ગ્રાહકો માટે કાચુ પુંઠું ૦–૧૨–૦ પાકુ પુંઠું ૧–૨–૦ અગ્રાહકો માટે કાચુ પુંઠું ૧–૪–૦ પાકુ પુંઠું ૧–૧૦–૦ પૃષ્ઠસંખ્યા ક્રાઉન સોળપેજી ૨૬૦) ગુજરાતના જાણીતા લેખક શ્રી નારાયણજી વિસનજી ઠક્કુર તરફથી ઉક્ત પુસ્તક અમને અવલોકનાર્થે મળ્યુ છે આ પુસ્તક તેમણે હમણા શરૂ કરેલી "હિંદુગૌરવ ગ્રંથમાળા"નું પ્રથમ પુષ્પ છે માળાના નામ પ્રમાણે હિંદુધર્મના મહાન્ ઉપાસક ગુરુ ગોવિંદસિંહનો વિસ્તૃત પરિચય ગુજરાતના વાચકોને આપવાનો આ પ્રયત્ન આ સમયે સ્તુતિપાત્ર ગણાશે. મોગલ સમ્રાટ ઔરંગઝેબની ધર્માંધતામાંથી હિંદુધર્મ તથા હિંદુજાતિનું રક્ષણ કરવા માટે આ વીર પુરુષે જે જે અદ્‌ભુત સાહસો ખેડયા, કારાગ્રૃહ ક સાથે તેવા અનેક કષ્ટો સહ્યા અને છેવટે પોતના ન્હાના પુત્રોનો પણ ભોગ આપ્યો વગેરે રોમાંચકારી ઐતિહાસિક ઘટનાઓ આ પુસ્તકમા વિસ્તાર પૂર્વક અને સચોટ ભાષામા આપવામા આવી છે આખુ પુસ્તક તે સમયના મુસલમાનોએ હિંદુજાતિ ઉપર કરેલા અત્યંત જુલ્મોની કહાણીઓથી ભરપૂર છે એમ કહીએ તો ખોટુ નથી અત્યારે શુદ્ધિ-સંગઠનના જમાનામા દરેક ધર્મપ્રેમી હિંદુને આ પુસ્તક વાચી જવા માટે અમે ભલામણ કરીએ છીએ શ્રી ઠક્કુરે "હિંદુ ગૌરવ ગ્રંથમાળા" પ્રકટ કરીને હિંદુધર્મ માટે આત્મબલિદાન આપનારા વીર નર-નારીઓના ઐતિહાસિક ચરિત્રો પ્રકટ કરવા ધાર્યા છે તેમના આ શુભ કાર્યને ઉત્તેજન આપવાની ખાસ આવશ્યકતા છે એમ અમે માનીએ છીએ

મળવાનું ઠેકાણું ઠક્કુર નારાયણ વિસનજી ન ૧૦૦, ચોથેમાળે, બજારગેટ સ્ટ્રીટ–કોટ મુંબઇ ૧

'આર્યપ્રકાશ' (સાપ્તાહિક) તા ૨૯–૭–૨૮

ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્—(પ્રયોજક તથા પ્રકાશક ઠક્કુર નારાયણજી વિસનજી, ન ૧૦૦, બજાર ગેટ સ્ટ્રીટ કોટ, મુંબઈ) ગો૦ મનસુખલાલ રવજીભાઈના આશ્રયથી ઠક્કુર નારાયણે

શરૂ કરેલો "હિંદુ ગૌરવ ગ્રંથમાળા"નું આ પ્રથમ પુષ્પ છે સિખ્ખોના ધર્મગુરુ ગોવિંદસિંહનું જીવન તેમા એક ઐતિહાસિક કથારૂપે આલેખવામાં આવ્યું છે. "ખાલસા" ના નામ હેઠળ ૫ નના સર્વ જાતિના હિંદુઓનુ સંગઠન કરીને ગુરુ ગોવિંદસિંહે હિંદુત્વ ઉપર જે ઉપકાર કર્યો હતો તે હિંદુત્વના ઇતિહાસને કદાપિ ભૂલાય તેવો નથી. ઇસુની સત્તરમી સદીના અંતમા બાદશાહ ઔરંગઝેબનો હિંદુઓ ઉપરનો જુલ્મ ઘણો વધી ગયો હતો અને તેણે હિંદુ રાજ્યોનુ બળ નષ્ટ કરવાનો ઉદ્યમ આદર્યો હતો એ વાતનો ઇતિહાસ સાક્ષી છે. હિન્દુત્વના અને પોતાના આર્ય ધર્મના અભિમાનથી જે વીરવરોએ ઔરંગઝેબનો વિરોધ કર્યો હતો અને તેની સામે યુદ્ધો આદર્યા હતા તેમા દક્ષિણે શિવાજી અને ઉત્તરે ગુરુ ગોવિંદસિંહ એ મુખ્ય હતા. ઔરંગઝેબે ઉત્તરના હિંદુઓ સામેનો વિગ્રહ મુખ્યત્વે કરીને ગોવિંદસિંહના પિતા તેગબહાદુરના ઘાતથી શરૂ કર્યો હતો. ત્યાર પછી ઉત્તર પ્રદેશના હિંદુત્વના અભિમાની આર્યોએ ગુરુ ગોવિંદસિંહના નેતૃત્વ હેઠળ એકત્ર થઇ, કેળવાઇ, સંગઠન કરી ઔરંગઝેબની સામે યુદ્ધો કર્યા હતા. 'ખાલસા'ની સ્થાપના અને સ્થિરતાનો મંથનકાળ એ જ ગુરુ ગોવિંદસિંહનું જીવન. સિખ્ખોને તે સમયે આંતર અને બાહ્ય ઉભય શત્રુઓની સાથે લડવું પડ્યું હતું. ગુરુ ગોવિંદસિંહે ધર્મ અને જાતિના રક્ષણ અર્થે સિખ્ખોની ભક્તિ અને આત્મસમર્પણ કરવાની વીરતા કેળવવાનો શ્રમ સારી પેરે લીધો હતો છતા સિખ્ખોમા કોઈ કોઈ અંગારાઓ રહેલા અને આંતરબાહ્ય શત્રુઓની સાથે લડતા એ અંગારા તેમને વિઘ્નકારક થઈ પડેલા, છતા તેમણે તે સમયે જે ભાવના સિખ્ખ જાતિમાં કેળવી હતી તે એટલી પ્રબળ હતી કે આજે પણ આપણે એ ભાવનાને એ જાતિમા જ્વલંત સ્વરૂપમા નીહાળીએ છીએ. આવા વીરવર ધર્મસમ્રાટની આ જીવનકથા રોમાંચકારક, વીરતાપ્રેરક અને ઉંચી ભાવનાથી ભરેલી હોય તેમા કાંઈ નવાઈ નથી. કથાની શૈલીએ તે લખાઇ છે ખરી, પરન્તુ ગુરુ ગોવિંદસિંહના જન્મથી મૃત્યુ

સુધીની બધી મહત્ત્વની ઘટનાઓને તેમા સારી રીતે વણી લેવામા આવી છે, એટલે જીવનચરિત્રની ગરજ સારે તેવી જ આ જીવનકથા થવા પામી છે. સિખ્ખધર્મ અને ખાલસા જાતિના ઇતિહાસના ઘણા ગ્રંથોમા અવગાહન કરીને આ કથા નીપજાવવામા આવી છે તેથી આ પ્રકારના સાહિત્યમા આ ગ્રંથે મહત્ત્વનો ઉમેરો કરેલો લેખાશે.

આપણા આર્ય દેશમા જ નહિ પણ દુનિયાના બધા દેશોમા એવુ માલૂમ પડે છે કે કોઇ પણ જાતિ પોતાના મહાન્ પુરુષોને દેવકોટિમા મૂકવાનો યત્ન કર્યા વિના રહેતી નથી. ભાવી પ્રજા ઉપર ઉંચી છાપ પાડવાને અને પોતાના મહાન્ પુરુષોનો સંપ્રદાય વધારવાને ગ્રંથકારો પણ એ યત્નમા સામેલ થાય છે એવું અનેક દેશોના અને ભાષાઓના પ્રાચીન ઇતિહાસગ્રંથો ઉપરથી માલૂમ પડે છે. આ બુદ્ધિવાદનો યુગ પ્રવર્તે છે અને વેદો, ઉપનિષદો, શાસ્ત્રગ્રંથો, પુરાણો રામાયણ–મહાભારત ઇત્યાદિમાંથી પણ બુદ્ધિને ગમ્ય ન થાય તેવા તત્ત્વો પ્રત્યે અશ્રદ્ધા પ્રકટ થતી જાય છે આવે સમયે ઈતિહાસ-ગ્રન્થોમાના આલંકારિક, ચમત્કારિક દૈવી ઘટનાત્મક અને અગમ્ય પ્રસગોને તજી દઈને કિંવા બુદ્ધિગમ્ય સ્વરૂપમા ઘટાવીને જનતા સમક્ષ રજુ કરવા છતા એવા પ્રસંગના હેતુની સિદ્ધિને યથાર્થ સ્વરૂપમા આલેખી બતાવવી એ ચતુર ગ્રન્થકારનો પ્રધાન યુગધર્મ છે. ગુરુ ગોવિંદસિંહના ચારિત્ર્યના ચમત્કારિક અંશોને પણ બુદ્ધિગમ્ય સ્વરૂપે આલેખવામા અને કથાના નાયકને દેવકોટિમાં નહિ મૂકતાં મહાન વીરનર તરીકે જ સફળતા સાથે રજુ કરવામા લેખક તરીકેનો યુગધર્મ આ લેખકે બજાવ્યો છે. 'પંજ પ્યારે' માં ગુરુ ગોવિંદસિંહ માનવબલિદાન દઇને પાચ મનુષ્યોને જીવતા કાઢી બતાવે છે, પરન્તુ લેખકે તે ઘટનાને ચમત્કારિક નહિ બનાવતા સત્ત્વપરીક્ષા કરવા માટેની ગુરુની ઇચ્છાના પરિણામરૂપ દર્શાવી છે અને બકરાનો શિરચ્છેદ કરવામા આવ્યો હતો પણ મનુષ્યોને જીવતા રાખવામા આવ્યા હતા એવું દર્શાવી તે ઘટનાને બુદ્ધિગમ્યતાનું રૂપ આપ્યુ છે. કથા-

નાયકના કોઇ કોઈ પ્રસંગના સંબંધમાં જૂદી જૂદી કિંવદન્તીઓ પ્રચલિત હોય ત્યારે લેખકે પોતાની કથા માટે કઇ અથવા કેવી કિંવદન્તી પસંદ કરીને ઘટાવવી તે લેખકોને માટે કેટલીક વાર કોયડારૂપ પઈ પડે છે આ કથામા એક પ્રસગ એવો આવે છે કે જ્યારે ગુરુ ગોવિંદસિંહને શત્રુઓથી હારીને મુસલમાન ફકીરનો વેશ લઇ થોડા વેશધારી મુસલમાનોની સાથે શત્રુના પંજામાથી નાસી છૂટવુ પડે છે એક પ્રસંગે એક મુસ્લિમ સરદાર ગુરુ ગોવિંદસિંહને પોતાની સાથે ભોજન કરવા કહે છે. મુસલિમોનુ અન્ન ખાવાથી ભ્રષ્ટ થવાય છે એવી માન્યતા છતા આપદ્ધર્મરૂપ એ પ્રસંગને ગુરુએ મુસલિમનું અન્ન ખાઈને પણ જાળવી લીધો હવે આ જ ઘટનાના સબધમા અનેક કિંવદન્તીઓ છે કોઈ લેખક ગુરુએ મુસ્લિમોનું અન્ન ખાધું હતું એ વાતનો ઉલ્લેખ જ કરતો નથી, કોઈ કહે છે કે પોતે હમેશા રોજા રાખે છે એમ કહીને ગુરુએ પોતાની કૃપાણ ભોજનને અડકાડી એટલે તે શુદ્ધ થઈ ગયુ હતુ, અને કોઇ કહે છે કે ગ્રથ સાહેબના કોઇ પવિત્ર શબ્દોના ઉચ્ચારથી ભોજનને શુદ્ધ થયેલુ માની ગુરુએ એ પ્રસંગ જાળવ્યો હતો એમાના છેલ્લા કથનને લેખકે સ્વીકાર્યું છે અને જે યુગમા તથા યુગધર્મના બોધ માટે આ ગ્રન્થ પ્રકટ થાય છે તે ધર્મની સિદ્ધિ તો લેખકે સ્વીકારેલા કથનથી જ થતી હોવાથી એ પસંદગી યથાર્થ થઇ છે એમ કહેવુ જોઇએ મધ્યકાલીન હિન્દુઓમા મનાતુ કે એક વાર મ્લેચ્છનુ પાણી પીધુ કે ભોજન કર્યું એટલે વટવી જવાય છે અને હિન્દુત્વ નાશ પામી કાયમની મુસલમાની આવી જાય છે। આ માન્યતાએ હિંદુત્વને બહુ હાનિ કરી છે. આજે એ માન્યતા બદલાઈને સાચી માન્યતા દાખલ થઈ છે કે આપત્તિના કાળમા ગમે તેવી ભ્રષ્ટતા સ્વીકારવી પડી હોય તથાપિ જો મન પવિત્ર હોય તો તેથી ભ્રષ્ટતા કદાપિ આવતી નથી પણ પવિત્ર હિંદુ જ રહેવાય છે. કદાચ તેથી દેહની ક્ષણિક ભ્રષ્ટતા આવતી હોય તો તેનુ નિવારણ મંત્રોચ્ચારથી કે સ્વલ્પ શુદ્ધિક્રિયાથી થઈ શકે છે. પરતુ એ ભ્રષ્ટતા

અનિવાર્ય લેખાતી નથી. આ પુસ્તકના પ્રકાશની દેશને અગત્ય છે અને તેમણે પુસ્તકને સમાજને વસ્તુસ્થિતિથી સ્થિતિનો આ ચરિત્રકથામાં ઉલ્લેખનું પસંદ કર્યું છે,

ઠક્કુર નારાયણની ભાષાની શિથિલતા માટેની ફરીયાદ પહેલાં કરતાં ઓછી થશે એમ આ પુસ્તક પરથી લાગે છે, જ્યાં "મારી" જેવા રૂઢ ગુજરાતી શબ્દને 'મેઆરી' જેવો હિંદી ઉચ્ચાર અને તેવી જ રીતે બીજા શબ્દો લખવાની પદ્ધતિ તેમણે છોડી દેવી જોઈએ, એમ આગ્રહ સાથે કહીશું. આ ગ્રંથમાળાના બીજા પુસ્તકને માટે ગુરુ ગોવિંદસિંહના જ પકાઇરમી 'વીર વૈરાગી બંદા' ની જીવનકથા પસંદ કરવામાં આવી છે તે પ્રસિદ્ધ થયેલી જોવાને ગુજરાતની હિંદુ જનતા આતુર રહેશે. પ્રસ્તુત પુસ્તકનું મૂલ્ય ગ્રંથમાળાના ગ્રાહકો માટે ૧૨ આના અને બીજાઓ માટે રૂ. ૧ા રાખ્યું છે. પુસ્તક ક્રાઉન ૨૦૦ પૃષ્ઠનું છે અને ગુરુ ગોવિંદસિંહના જીવનના કેટલાક અગત્યના પ્રસંગોનાં ચિત્રો પણ તેમાં આપેલાં છે.

'પ્રજાબંધુ' (અમદાવાદ) તા. ૪-૮-૨૯.

ગુરુ ગોવિંદસિંહ: પ્રયોજક અને પ્રકાશક: શ્રી ઠક્કુર નારાયણ વિસનજી, સંપાદક: "હિન્દુ ગૌરવ ગ્રંથમાળા" નં. ૧૦૦, અપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ. મૂલ્ય ગ્રાહકો માટે કાચું પૂંઠું રૂ. ૦-૧૨-૦ પાકું પૂંઠું રૂ. ૧-૨-૦ અગ્રાહકો માટે કાચું પૂંઠું રૂ. ૧-૪-૦, પાકું પૂંઠું. રૂ ૧-૧૦-૦.

મુંબઈના સ્વદેશપ્રેમી શેઠ મનસુખલાલ છગનલાલ મોર દલાલના આશ્રયથી સુપ્રસિદ્ધ કચ્છી લેખક શ્રી નારાયણ ઠક્કુર તરફથી શરૂ થયેલ પ્રસ્તુત "હિન્દુ ગૌરવ ગ્રંથમાળા"ના પ્રથમ પુષ્પ તરીકે પ્રગટ થયેલ આ ગ્રંથમાં શિખ પંથના એક ધર્મગુરુ ગોવિંદસિંહનું ચારિત્ર પ્રોત્સાહક અને રસપૂર્ણ ભાષામાં આલેખવામાં આવ્યું છે. શ્રી ઠક્કુરની કલમને વખાણવી તે સુવર્ણપર રંગ ચડાવવા સમાન જ ગણાય. કોઈ પણ પુસ્તક પૂરો અભ્યાસ અને વિચાર કર્યા પછી જ લખ-

વાની તેમની ટેવને લીધે તેમનો દરેક ગ્રંથ સચોટ ભાવપ્રદર્શક અને અસરકારક બની શકે છે મોગલ શાહ ઔરંગઝેબના સમયમા ગુરુ ગોવિંદસિહ ઉપર થએલું ઇસ્લામીઓનુ આક્રમણ, તેમણે કરેલો મજ-બૂત સામનો અને તેમા આપેલા અનુપમ ભોગનો ઉજ્વળ દૃષ્ટાંત આ ગ્રંથ પૂરો પાડે છે અત્યારે હિન્દુ ધર્મનો અને હિન્દુત્વનો પૂરો હ્રાસ થઇ રહ્યો છે એવા જમાનામા શ્રી ઠક્કુરે "હિન્દુ ગૌરવ ગ્રંથમાળા" દ્વારા આવા વીરરસપ્રચુર ગ્રંથો પ્રકટ કરી સ્વધર્માભિમાનને હિન્દુ પ્રજામા જાગૃત કરવાનો ઉઠાવેલો પ્રયત્ન જરૂર અભિનંદનીય છે આ ગ્રંથની સુંદર છપાઇ અને કેટલાક પ્રાસંગિક ફેટોચિત્રો તથા દળદાર કદની દૃષ્ટિએ તેનુ માળાના ગ્રાહકો તથા અન્ય જનો માટેનુ મૂલ્ય સર્વથા યોગ્ય જ છે

'કચ્છ સુદર્શન' ( રાણપુર ) તા ૯-૮-૨૮

ગુરુ ગોવિન્દસિહ લેખક શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુર મૂલ્ય સ્થાયી ગ્રાહકોને ૦—૧૨—૦ અન્યને રૂ ૧-૪-૦ પાકુ પુઠુ રૂ ૧-૨-૦ અને ૧-૧૦-૦

શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુરનો પરિચય "ગુજરાતી" ના વાચકોને આપવાની આવશ્યકતા નથી "ગુજરાતી" ના લેખક તરીકે તેમનો સબંધ જાણીતો છે અને તેથી કદાચ પક્ષપાતના આરોપનો અમને ભય રહે તો તેમા આશ્ચર્ય પામવાપણુ પણ નથી રા રા ઠક્કુર કેટલાક વર્ષો થયા સાહિત્યસેવા કરી રહ્યા છે. ભારતીય ઇતિહાસના તે ભારી અભ્યાસી છે અને તેઓ ઘણીક ઐતિહાસિક નવલકથાના લેખક છે તેમની એ કૃતિઓ ઇતિહાસની ઘટનાને પૂર્ણ-તયા અવલમ્બીને લખાયલી હોવાથી લોકાદરને પાત્ર નીવડી છે શ્રીયુત ઠક્કુરે હિંદુગૌરવ ગ્રંથમાળાના પ્રથમ મણકા તરીકે 'ગુરુ ગોવિંદસિંહ' ની પસંદગી કરવામા ડહાપણ વાપર્યું છે, કારણ કે, સાપ્રત સમયમા ગુર્જર સંતાનોને કોઇ પણ પુસ્તકો વાચવાની પરમ આવશ્યક્તા હોય તો તે આવા પુસ્તકો વાચવાની જ છે. લોર્ડ મેકોલે વાસ્તવિક કહે

છે કે, જે પ્રજા પોતાના વડવાઓના મહાન્ ચરિત્ર વાચતી નથી કે તેમના મહાન્ કાર્યોમા રસ લેતી નથી તે પ્રજાના સંતાનો કંઈ સ્મરણીય કાર્ય કરી શકતા નથી આ હેતુથી પણ આપણી પ્રજાએ આવા ચરિત્રો વાચવાની આવશ્યક્તા છે.

જે ભારતીય વીરોએ દેશને દાસત્વની શૃખલામાંથી મુક્ત કરવા, અધર્મ અને અત્યાચારને પરાજિત કરવા, જાતિ અને જાતીય જીવનને સગઠિત કરવા તથા મુક્તિમાર્ગના પથે પ્રયાણ કરાવવા ભગીરથ પ્રયત્નો કર્યો છે, તે વીરપુરુષોમા રાણા પ્રતાપ, ગુરુ ગોવિન્દસિંહ અને મહાન શિવાજીના નામ ચિરસ્મરણીય ગણાય છે; તેમા પણ સિખ્ખ જાતિના અભ્યુત્થાનો ઇતિહાસ એક અદ્ભુત ઘટના છે, અને તેમા પણ ગુરુ ગોવિન્દના અપૂર્વ બલિદાનની ઘટના જગતના ઇતિહાસમા વિરલ છે

જે સમયે દેશમા દમનનીતિ પૂર જોશમા પ્રચલિત હતી, પ્રજાજનોના મન ક્ષુબ્ધ થયા હતા, તેમના ઉદ્ધારને માટે કોઈ પણ માર્ગ જણાતો ન હતો, તેવા ઘોર વિષાદપૂર્ણ સમયે ધર્મવીર ગુરુ ગોવિંદસિંહે મુક્તિનો મોહનમંત્ર ફૂંકી, સુષુપ્ત પ્રજાને તેની ઘોર નિદ્રામાથી જાગૃત કરી નવચેતનાનો પ્રચાર કેવી રીતે કર્યો હતો અને તેમ કરવા જતા તેમને કેવા મહાન ભોગ આપવા પડયા હતા તેનું સમર્મ બ્યાન આ પુસ્તકમા છે. એક ધર્મસંપ્રદાય તરીકે અસ્તિત્વમા આવેલી જાતિને શા કારણે, કેવા સંજોગોમા વીર જાતિમા પરિણીત થવાની જરૂર પડી, તે જાતિએ પોતાની વીરતાના શા ચિહ્નો ઇતિહાસમા અંકિત કર્યા છે, અને જાતીય ઉત્થાને શી શી વિડબના વ્હોરી, આર્યત્વની રક્ષા કરી છે તે પાઠ સાપ્રત સમયમા ખાસ કરીને આપણી તરુણ પેઢીને જણવો આવશ્યક છે.

રા. રા. ઠકકુરે સર્વ ઉપલબ્ધ સામગ્રી એકઠી કરી તેને ધ્યાનપૂર્વક અવલોકી, આ પુસ્તકની રચના કરી છે. પુસ્તક રચના એવી તો મનોહારી છે કે એક અદ્‌ભુત રોમાન્સની માફક વાચી જવાય

છે. તેમાં પણ 'પંજ પ્યારે' આદિ કેટલાક પ્રકરણો હૃદયસ્પર્શી લખાયાં છે. સાંપ્રત સમયમા જ્યારે આપણા પ્રજાજનોમા કાપુરુષતા વ્યાપી છે, દેશની સ્થિતિ છિન્નભિન્ન થઇ ગઈ છે, તેવા પ્રસંગે આ પુસ્તક પ્રસિદ્ધ કરીને રા. રા. ઠક્કુરે પ્રસગોચિત દેશસેવા કરી છે. વળી ગુર્જર પ્રજા મહારાષ્ટ્ર આદિ ભાગના મહાન નરોના નામથી સુપરિચિત છે, પણ જે જાતિએ દેશના મંગલ માટે આત્મોત્સર્ગ કર્યો હતો તેવી સિખ્ખ જાતિનો ઇતિહાસ ઘણાને પરિચિત નથી. ભારતવર્ષના એ ભવ્ય પ્રસંગના ઇતિહાસની દિશા ગુર્જર સંતાનોને દાખવવા માટે પણ રા રા. ઠક્કુર અભિનંદનને પાત્ર છે. આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે તેમ જ હિન્દુગૌરવ ગ્રંથમાળાની યોજનામા સહાયભૂત થવા માટે શેઠ મનસુખલાલ છગનલાલ પણ ધન્યવાદને પાત્ર છે.

'ગુજરાતી' (મુંબઈ) તા ૧૨-૮-૨૮

**ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ** : લેખક અને પ્રકાશક: રા. નારાયણ વિસનજી ઠક્કુર, સંપાદક, 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ કોટ મુબઈ. ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ મૂલ્યઃ ગ્રાહકો માટે રૂ. ૦-૧૨-૦ છુટક રૂ. ૧-૪-૦.

ગુજરાતનો વાર્તાશોખીન વાચક રા. ઠક્કુરની બાનીથી અજાણ્યો ન જ હોય. એમની અનુભવી કલમે અત્યાર સુધીમા અનેક પુસ્તકો લખાયા છે અને તેમાય ઐતિહાસિક નવલકથા આલેખવામા રા. ઠક્કુર સિદ્ધહસ્ત લેખક છે. જેમણે એમની નવલકથાઓ વાચી હશે તેમને હિન્દુધર્મના અને હિંદુધર્માવલંબીઓના ગૌરવ માટે એમના દિલમા કેટલી ધગશ છે તેની ખાત્રી થઇ હશે. એ ધગશને મૂર્ત સ્વરૂપ આપવા આ ગ્રંથમાળાથી યોજના તેમણે કરી છે. જાણીતા શેર દલાલ શેઠ મનસુખલાલ છગનલાલે આ ગ્રંથમાળાના પ્રકાશન માટે સહાય આપી હિન્દુજનતા પર મોટો ઉપકાર કર્યો છે. એવી આર્થિક સહાય વિના આ ૨૭૫ થી ૩૦૦ પાનાનું પુસ્તક બાર આનામા ન આપી શકાત. આ પુસ્તકમા સિખ્ખ ધર્મગુરુ ગોવિન્દસિંહની અપૂર્વ જીવનઘટના

લેખકે આલેખી છે હિન્દુ ધર્મના રક્ષણાર્થે એ વીરનરે ઔરંગઝેબ જેવા ધર્માંધ બાદશાહ સામે કેવા પ્રકારે બાથ ભીડી હતી અને તેની ધર્માંધતાના પ્રવાહને રોક્યો હતો તેનો તાદશ ચિતાર આપ્યો છે કેટલાક ચિત્રો આપી પુસ્તકને વધુ આકર્ષક અને મૂલ્યવાન બનાવવામા આવ્યુ છે હિન્દુધર્મ માટે દાઝ ધરાવનાર દરેક જણે આઠ આના ભરી આ ગ્રથમાળાના સ્થાયી ગ્રાહક થઈ જવુ જોઇએ

'ગુજમુદ્રી' (મુબઇ) ઑગસ્ટ ૧૯૨૮

ગુરુ ગોવિન્દસિહ આ વણી રીતે નામ માટે એવુ પુસ્તક છે નવલકથાના લેખકે આ ચરિત્રના પુસ્તકને નવલકથા જેટલુ રમનીય બના વ્યુ છે એમની નાયકની પસદગી સારી છે-હાલના વખતમા પ્રાસગિક છે ઘણા આધારભૂત ગ્રથના પરિશીલન પછી આ સ્વતત્ર કૃતિ રચાઇ છે ને વિષયને યોગ્ય વાક્છટા અને ઔર વર્ણન શૈલી હોવાથી કૃતિને જરૂરી કૃતેહમદી છે જે એક સ્ખલન થયુ છે, તે અતિશય સસ્કૃતમયતા અને ફારસીમયતા પરત્વે થયુ છે'

'સાહિત્ય' (વડોદરા) ઑગસ્ટ ૧૯૨૮

ગુરુ ગોવિન્દસિહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ 'હિન્દુગૌરવ ગ્રથમાળા' નો પ્રથમ મણકો-પ્રયોજક અને પ્રકાશક શ્રીયુત નારાયણજી વિસનજી ઠક્કર-ઠેકાણુ ના. ૧૦૦ બજાર ગેટ સ્ટ્રીટ-કોટ મુબઇ ૧ પૃષ્ઠ સખ્યા ૩૦૦—પાચ ચિત્રો-મૂલ્ય સ્થાયી ગ્રાહક માટે કાચુ પુઠું રૂ ૦-૧૨-૦ પાકુ પુઠું રૂ. ૧-૨-૦ છુટક નકલ કાચુ પુઠું રૂ. ૧-૪-૦ પાકુ પુઠું રૂ. ૧-૧૦-૦

'હિન્દુ ગૌરવ ગ્રથમાળા' ના વિસ્તૃત વિજ્ઞાપનપત્રો થોડા વખત પહેલા "લોહાણા હિતેચ્છુ" સાથે વહેંચાયેલા છે એટલે તત્સબધે વિશેષ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા હોય એમ નહિ લાગવાથી અત્રે અમો તત્સબધે એટલુજ કહીશુ કે આ ગ્રથમાળાનુ પ્રકાશન કાર્ય તે ગુર્જર સાહિત્ય ક્ષેત્રમા એક અપૂર્વ સાહસ જ છે બાર આના જેવી નજીવી કીમતમા પાચ પાચ મનોહર ચિત્રો-ફ્રાઉન

સોળપેજી સાઇઝના ઉત્તમ ગ્લેઇઝડ કાગળોનો શ્રીયુત ઠક્કુર જેવા અદ્વિતીય લેખકની ઓજસ્વિની લેખિનીથી લખાયેલો સુંદર છપાઈ અને મનોહર બાઈન્ડીંગથી વિભૂષિત દળદાર ગ્રંથ હિન્દુત્વાભિમાની ઉદારાત્મા શેઠ મનસુખલાલ છગનલાલની સંપૂર્ણ સહાયતા સિવાય ન મેળવી શકાય એ અમારે તો શું પણ હરકોઇએ કબુલવું જોઇએ અભેદ-ભાવયુક્ત જ્યોતિનો ઝગમગાટ જોવાની ભદ્ર ભાવનાવાળા આ ગ્રંથમાળાના ઉત્પાદક અને આશ્રયદાતા શ્રીમાન શેઠ મનસુખલાલ-ભાઇને પ્રથમ નંબરે ધન્યવાદ આપી પ્રસ્તુત પુસ્તકનું સાભાર સ્વાગત કરતા બીજે નંબરે આ ગ્રંથમાળાના પ્રકાશક અને આ ગ્રંથના લેખક શ્રીયુત ઠક્કુરને ડબલ ધન્યવાદ—એક હિંદુ તરીકે અને બીજે ખાસ જ્ઞાતિબંધુ અને અમારા પરમ સ્નેહી તરીકે–અર્પતા અમારા આનંદનો અતિરેક થાય છે. એક જ્ઞાતિબંધુને સમગ્ર હિન્દુસમાજની સુંદર સેવાને પંથે દિવસાનુદિવસ વિદ્યુત વેગે આગળ વધતો જોઈ કયા જ્ઞાતિબંધુનું હૃદય આનન્દોર્મીથી ઉભરાય ન જાય ! શ્રીયુત ઠક્કુરની હિન્દુસમાજ પ્રત્યેની ભદ્રભાવના તેમના એકેએક પુસ્તકમા સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે અને તેથી હિન્દુસમાજ અને ખાસ કરીને લોહાણા જ્ઞાતિએ મગરૂર થવા જેવુ છે શ્રીયુત ઠક્કુર હિન્દુસ્તાનના ગુર્જરી ભાષાના સાહિત્યકોમા ઇતિહાસ વિષયક જ્ઞાન–સશોધન અને લેખનકાર્યમા ઉચ્ચ નબર ધરાવે છે.

શ્રીયુત ઠક્કુર લગભગ પચીસ વર્ષથી હિન્દુસમાજની સગીન સેવા બજાવી રહ્યા છે એ તેમની તાતી તલવાર જેવી કલમદ્વારા લખાયેલા પુસ્તકોના પાઠકો સારી રીતે જાણતા હશે, પરંતુ (૧) ધર્મ ભ્રષ્ટોનું શુદ્ધીકરણ (૨) મુરીદે શયતાન (૩) મિતમગર સુલ્તાન અને (૪) ગુરુ ગોવિન્દસિંહ (આ ગ્રંથ) એ તેમના છેલ્લા ચાર ગ્રંથોએ તો હિન્દુસમાજમા સુંદર નામના મેળવી છે એમ અમારે વિના સંકોચે કહેવું જોઇએ અમો તે બદલ શ્રીયુત ઠક્કુરને શાબાશી આપીએ છીએ અને આવા પુસ્તકો લખવાની તેમને સપૂર્ણ શક્તિ બક્ષી હિન્દુસમાજની સપૂર્ણ સેવા સધાવવા સાથે હિન્દુસમાજને

ઉન્નતિના શિખરપર ચઢાવવામાં પરમકૃપાળુ પરમાત્મા તેમને સંપૂર્ણ સહાયતા આપે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ. પ્રસ્તુત પુસ્તક 'ગુરુ ગોવિન્દસિંહ'ની સમાલોચના જો કરવા ઇચ્છીએ તો તો અમારો આખો અંક ભરાતાં પણ વારો આવે કે કેમ તેની શંકા રહેતી હોવાથી વિસ્તૃત સમાલોચના કરવાના અમારા આવશ્યક લેખને પણ લાચારીએ દાબી રાખ્યા વિના છૂટકો નથી.

× × × ×

"હિંદુ સંગઠન" તથા "ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણ" ના કાર્યને હિન્દુજાતિ અને ધર્મના રક્ષણ માટે અપનાવી લેવાની અંધકારની માગણીને હિન્દુઓએ સ્વીકારી લઈ તેમના શ્રમની સંપૂર્ણ કદર કરવી જોઈએ. માત્ર સેવા ભાવનાથી આવાં પુસ્તકો પ્રકટ કરનારી આવી ગ્રંથમાળાના બે હજાર સ્થાયી ગ્રાહકો થવાની અપીલ તેના સંચાલકોને કરવી પડે એ હિન્દુ સમાજને માટે યોગ્ય ન કહેવાય. લાખોની સંખ્યાવાળી આપણી લોહાણા જનતા જ ધારે તો ઓછામાં ઓછા બે હજાર ગ્રાહક "હિન્દુ ગૌરવ ગ્રંથમાળા" ને ચોપડે ચઢાવી લોહાણા જનતાને ગૌરવાન્વિત બનાવે.

લોહાણા હિતેચ્છુ: (રાજકોટ) તા. ૧૬-૮-૨૮.

## ગુરુ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ

('હિંદુ ગૌરવ ગ્રંથમાળાનો પ્રથમ ગ્રંથ: યોજક અને પ્રકાશક, શ્રી. નારાયણ વિસનજી ઠક્કુર, ૧૦૦, બજાર ગેટસ્ટ્રીટ, કોટ, મુંબઈ.) હિંદુપ્રજા ઉપર જ્યારે જ્યારે વિધર્મીઓ અને વિદેશીઓ તરફથી ચાલુ રહેલા જુલમોએ ભયંકર રૂપ ધારણ કરેલું છે, ત્યારે ત્યારે એ પ્રજાના સંગઠન માટે અને ધર્મના રક્ષણ માટે હિંદુસ્તાનમાં જે જે વિભૂતિઓ અત્યાર સુધીમાં જન્મી ચુકી છે, એમાં હિંદુત્વના એક કટ્ટર વિરોધી અને ધર્માંધ મોગલ શહેનશાહ ઔરંગઝેબના સમયમાં થયેલા ગુરુ ગોવિંદસિંહ, એક છે. એમણે હિંદુ ધર્મ અને પ્રજાનું રક્ષણ કરવા માટે જે જે ભોગ આપ્યા છે તે આપણે જૂદી રીતે એમ

નથી–ધર્મના રક્ષણ માટે પ્રજાનું સંગઠન, ઐક્ય અને ભોગ આપવાની શક્તિ, કેટલે બધે અંશે આવશ્યક છે, એ એમણે પોતાના ચારિત્ર્ય અને ઉપદેશથી સિદ્ધ કરી આપ્યું છે અને હિંદુજનતાના ઇતિહાસમા ચિરંજીવ છે. ધર્મના રક્ષણ માટે, વિરોધીઓ સામે જરૂર પડયે શસ્ત્ર ઉચકવા, અને તે દ્વારા ધર્મની અને પોતાની રક્ષા કરવી એ પણ એક આવશ્યક અંગ છે, એ મંત્ર એમણે ફુંકયો અને તે સમયે ધર્માંધ મુસલમાનો તરફથી હિંદુત્વના વિનાશ માટે થઇ રહેલી અનેક જુલમ ભરેલી યોજનાઓમાથી હિંદુજનતાને બચાવી લીધી. આ આખું પુસ્તક ગુરુ ગોવિંદસિંહની આ બધી જીવન ઘટનાઓથી ભરપુર છે. આ બધી ઐતિહાસિક ઘટનાઓ રોમાંચકારી છે અને સચોટ ભાષામા વર્ણવવામા આવી છે. શ્રી નારાયણજી વિસનજી ઠક્કુર જેવા બહુશ્રુત, વિદ્વાન્ અને સુપ્રસિદ્ધ ગુર્જર ગ્રંથકાર–લેખકે આ પુસ્તક યોજી, હાલની ગુજરાતી હિંદુ જનતાની જે સેવા બજાવી છે, એ કીમતી છે હાલમા પણ જે વખતે હિંદુધર્મ અને પ્રજા, વિધર્મીઓના હેચકારા હુમલાઓ અનુભવી રહ્યા છે, તે વખતે આ પુસ્તક, આવકારદાયક થઇ પડશે. અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ કે દરેક ધર્મપ્રેમી હિંદુ આ પુસ્તક વાચ્યા સિવાય રહેશે નહિ "હિંદુગૌરવ ગ્રથમાળા"ના ભવિષ્યના પુસ્તકો પણ આવા ઐતિહાસિક ચરિત્રથી ભરપુર અને હિંદુધર્મપ્રેમીઓને વાચવા જેવા રહેશે, એ આખી યોજના વાચી અમે અમારો આનંદ પ્રકટ કરીએ છીએ. શ્રી. ઠક્કુરે આ રીતે પોતાની વિદ્વત્તાનો હિંદુધર્મની સેવા અર્થે ઉપયોગ કરવાનો જે નિર્ધાર કર્યો છે, એને માટે અમે એમને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકતા નથી. આ આખી ગ્રથમાળાના આશ્રયદાતા શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલે, શ્રી ઠક્કુર જેવા વિદ્વાન્ લેખકને, આ ગ્રથમાળા માટે જે ઉદાર આશ્રય આપી, કાર્યમા આગળ વધવા જે પ્રેરણા આપી છે–જે અનુકૂળતા કરી આપી છે, તે સેવાની નોંધ લેતા અમને આનંદ થાય છે. ખરેખર સમાજની સેવા માટે

